# પ્રાચીન ભારત

## ભાગ ૧

# ANCIENT INDIA

## PART I

(પ્રાગ્-મૌર્ય કાલથી અનુ-ગુપ્ત કાલ)

: લેખક :

ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી

એમ. એ., પીએચ. ડી.

નિવૃત્ત અધ્યક્ષ, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ-૯



ગુજરાત યુનિવર્સિટી

અમદાવાદ-૩૮૦ ૦૦૯

પ્રથમ આવૃત્તિ] [૧૯૬૯-૭૦
સુધારેલી આવૃત્તિ] [૧૯૮૪

સુધારેલી આવૃત્તિ
નકલ : ૧૧૦૦







: મુદ્રક :
શ્રી ત્રિપુરા પ્રિન્ટિંગ પ્રેસ
૮, અડવાણી માર્કેટ
દિલ્હી દરવાજા બહાર,
અમદાવાદ-૩૮૦ ૦૦૪.

: પ્રકાશક :
એસ. વી. શાસ્ત્રી
કુલસચિવ,
ગુજરાત યુનિવર્સિટી,
અમદાવાદ-૩૮૦ ૦૦૯.

# બીજી આવૃત્તિ સમયે પ્રકાશક સંસ્થાનું નિવેદન

શિક્ષણ અને પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાનો ઉપયોગ વ્યાપક બનાવવાના યુનિવર્સિટીના કાર્યને વેગ આપવા માટે ગુજરાતીમાં વાચનસામગ્રી વિદ્યાર્થીઓ માટે સુલભ કરવાના હેતુથી યુનિવર્સિટી પ્રકાશન યોજના હેઠળ ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી કૃત પ્રાચીન ભારત ભાગ–૧ પુસ્તક ૧૯૬૯–૭૦માં પ્રકાશિત કરવામાં આવ્યું હતું. હવે આ પુસ્તકની સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ પ્રકાશિત કરતાં અમને આનંદ થાય છે.

સુધારેલી આ આવૃત્તિ તૈયાર કરવામાં ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ જહેમત ઉઠાવી ટૂંક સમયમાં તે તૈયાર કરી આપી તે આનંદની વાત છે અને તે બદલ હું તેમનો આભારી છું.

આશા છે કે આ વિષયના શિક્ષકો તથા વિદ્યાર્થી–મિત્રો ઉપરાંત આ વિષયમાં રસ ધરાવતી અન્ય વ્યક્તિઓને પણ આ પુસ્તક ઉપયોગી નીવડશે.

અમદાવાદ–૩૮૦ ૦૦૯
તા. ૭–૧–૧૯૮૪

એસ. વી. શાસ્ત્રી
કાર્યકારી કુલસચિવ

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ બે ભાગમાં ૧૯૬૯-૧૯૭૦ માં પ્રકાશિત થઈ, તેને અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ તરફથી સારો આવકાર મળતાં એનું દ્વિતીય સંસ્કરણ તૈયાર કરવાનું પ્રાપ્ત થયું છે. પ્રથમ સંસ્કરણના લેખનને પંદરેક વર્ષ થયાં તે દરમ્યાન પ્રાચીન ભારતના ઇતિહાસમાં કેટલાક નોંધપાત્ર સુધારા-વધારા થયા છે. આ સંસ્કરણમાં એમાંના જરૂરી સુધારાવધારા સંક્ષેપમાં સામેલ કરી લેવામાં આવ્યા છે. ઇતિહાસના અદ્યતન આલેખનમાં આમ કરતા રહેવું અનિવાર્ય છે.

પશ્ચિમી ક્ષત્રપો તથા મગધના ગુપ્ત સમ્રાટોના ઇતિહાસમાં થયેલા સુધારા-વધારા અહીં ખાસ નોંધપાત્ર છે.

ભારતીય પ્રાચીન ઇતિહાસ તથા સંસ્કૃતિના વિદ્યાર્થીઓ તથા જિજ્ઞાસુઓને આ પુસ્તક ઉપયોગી નીવડયું છે એ સંતોષપ્રદ છે.

૨૦-૭-'૮૩ — હરિપ્રસાદ શાસ્ત્રી

# નિવેદન

સ્વરાજ્યપ્રાપ્તિ પછી આપણા દેશમાં શિક્ષણનો વિસ્તાર વધ્યો છે. સાથે સાથે શિક્ષણની પરિપાટીને કારણે જ્ઞાનવિસ્તારની નવી તકો ઊભી થઈ છે. આમ છતાં ઉચ્ચ શિક્ષણના અભિલાષી વિદ્યાર્થીઓના જ્ઞાનની ક્ષિતિજો સર્વાંશે વિસ્તરી નથી. પરિણામે યુનિવર્સિટી વિદ્યાર્થીના જ્ઞાનજગતનો વ્યાપ વામણો ભાસે છે. વિદ્યાર્થીઓને યોગ્ય વાચનસામગ્રી પૂરી પાડવાના હેતુથી તથા શિક્ષણનું માધ્યમ, દરેક રાજ્યમાં તેની પ્રાદેશિક ભાષા હોવી જોઈએ એ હેતુને લક્ષમાં લઈ ઉચ્ચ કોટિના પ્રમાણિત ગ્રંથ પ્રાદેશિક ભાષામાં અધિક સંખ્યામાં પ્રકાશિત થાય તે માટે ભારત સરકારે પ્રત્યેક રાજ્યને એક કરોડ રૂપિયા ફાળવીને આ કામ દરેક રાજ્ય સરકારને સોંપેલ છે. આ હેતુથી ગુજરાત રાજ્યે ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ માટે પ્રકાશનો ઉપલબ્ધ કરવા યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ રચી તેને આ કામ સોંપેલ છે.

આ યોજના હેઠળ અંગ્રેજી તથા અન્ય ભાષાઓના પ્રમાણભૂત ગ્રંથોના અનુવાદ તથા મૌલિક ગ્રંથો તૈયાર કરવા માટે ગુજરાતના અનુભવી, સંનિષ્ઠ અને વિદ્વાન અધ્યાપકોની સેવા મેળવી આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા બીડું ઝડપ્યું છે તે માટે તેઓ અભિનંદનને પાત્ર છે.

આ યોજના હેઠળ પ્રકાશિત થતાં પ્રકાશનોમાં મહદંશે ગુજરાત યુનિવર્સિટી પ્રકાશિત પરિભાષા તથા ગુજરાતી ભાષાની પ્રતિભાને અનુરૂપ હોય ત્યાં ભારત સરકારના વૈજ્ઞાનિક અને ટેકનિકલ શબ્દાવલી આયોગે નિયત કરેલ પરિભાષાનો ઉપયોગ કરવાની નીતિ અપનાવેલ છે.

ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓને વિનાવિલંબે ગુજરાતી ગ્રંથો મળી રહે એ હેતુથી આ યોજનાના અન્વયે ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે તૈયાર થયેલ શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી કૃત 'પ્રાચીન ભારત—ભાગ ૧' નો આ ગ્રંથ પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું. શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી જેવા વિદ્વાન સંનિષ્ઠ અને અનુભવી પ્રાધ્યાપકને હાથે આ ગ્રંથ લખાયો છે તે આનંદની વાત છે.

બોર્ડના સભ્યો તથા વહીવટી સેવકવર્ગે આ કાર્યમાં ઉત્સાહ બતાવ્યો છે તેની નોંધ લેતાં મને ખુશી ઊપજે છે.

આશા છે કે ગુજરાત રાજ્ય યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ દ્વારા પ્રકાશિત થનાર ગ્રંથોના પ્રયાસ તમામ ક્ષેત્રોમાં આવકારદાયક ગણાશે.

ગુજરાત કૉલેજ,<br>
અમદાવાદ<br>
(ઈ.સ. ૧૯૬૯)

ઈશ્વરભાઈ પટેલ<br>
અધ્યક્ષ,<br>
યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ

# પ્રકાશક સંસ્થાનું નિવેદન

શિક્ષણ અને પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાનો ઉપયોગ વ્યાપક બનાવવાના યુનિવર્સિટીના કાર્યને વેગ આપવા માટે ગુજરાતીમાં વાચનસામગ્રી વિદ્યાર્થીઓ માટે સુલભ કરવાના હેતુથી યુનિવર્સિટીની પ્રકાશન-યોજના હેઠળ ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીનું આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે.

આ પુસ્તક તૈયાર કરવામાં ડૉ. શાસ્ત્રી જેવા વિદ્વાન, અનુભવી અને સન્નિષ્ઠ પ્રાધ્યાપકની સેવાઓ યુનિવર્સિટીને મળી છે તે આનંદની વાત છે. ટૂંક સમયમાં તે તૈયાર કરવા બદલ હું તેમનો આભારી છું.

આ પુસ્તકના પ્રકાશન અંગેનું તમામ ખર્ચ આપવા યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બૉર્ડ, ગુજરાત રાજ્યે સ્વીકાર્યું હોઈ, તે અંગેની યોજના અન્વયે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે માટે બૉર્ડના અને તેના સંચાલકોના આભારી છીએ.

આશા છે કે વિદ્યાર્થીમિત્રો ઉપરાંત આ વિષયમાં રસ લેતી અન્ય વ્યક્તિઓને પણ આ પુસ્તક ઉપયોગી નીવડશે.

ગુજરાત યુનિવર્સિટી,<br>અમદાવાદ-૯<br>માર્ચ ૨, ૧૯૭૦<br>ફાલ્ગુન ૧૧, ૧૮૯૧ (શક)

કં. ચં. પરીખ<br>કુલસચિવ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

ભારતીય ઇતિહાસ તથા સંસ્કૃતિનો સમયપટ ઘણો વિસ્તૃત છે. એનો પ્રમાણિત ઐતિહાસિક કાલ ઈસ્વી પૂર્વે છઠ્ઠા સૈકા જેટલા પ્રાચીન સમયથી શરૂ થાય છે. આ ગણતરીએ એનો સમયપટ લગભગ અઢી હજાર વર્ષ જેટલો વિસ્તરે છે. એમાં એનો પ્રાચીન કાલ રૂઢ મત અનુસાર લગભગ બારસો વર્ષ અને સુધારેલા મત અનુસાર લગભગ અઢારસો વર્ષ જેટલો સમયપટ ધરાવે છે. પરંતુ અર્વાચીન કાલ કરતાં મધ્યકાલ અંગે અને મધ્યકાલ કરતાં પ્રાચીન કાલ અંગે માહિતી ઓછી મળે છે એ હકીકત છે ને એ સ્વાભાવિક પણ છે.

પુરાણોમાં જળવાયેલી ઐતિહાસિક રાજવંશોની અનુશ્રુતિઓ પ્રાચીન કાલના પહેલા આઠેક સૈકાઓના રાજવંશોના ઇતિહાસની આછી રૂપરેખા પૂરી પાડે છે. એ પછીના સમયના કેટલાક રાજાઓ ને રાજવંશો વિશે પ્રાચીન સાહિત્યમાં કેટલાક પ્રશસ્ત્યાત્મક ચરિતગ્રંથ લખાયા છે. આગળ જતાં કેટલીક પ્રાચીન પ્રસિદ્ધ વ્યક્તિઓ વિશે કેટલીક ઐતિહાસિક તથા કલ્પિત અનુશ્રુતિઓ પ્રચલિત થઈ છે. માત્ર આ સાધન-સામગ્રીને આધારે ભારતનો રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ લખાય, તો તેમાં ઘણી વિપુલ અને વિવિધ માહિતીનો સમાવેશ થાય નહિ. પરંતુ સદ્‌ભાગ્યે તે તે સમયની કેટલીક મહત્ત્વની વ્યક્તિઓ તથા ઘટનાઓને લગતા સમકાલીન અભિલેખોની સામગ્રી ઉપલબ્ધ થયેલી છે ને તેના આધારે ઘણા આનુશ્રુતિક વૃત્તાંતોની પ્રમાણિતતા પ્રતિપાદિત થઈ શકી છે. સાહિત્યિક રચનાઓ તથા અભિલેખોમાં આવતા સમયનિર્દેશ પરથી એમાંના ઘણા વૃત્તાંતોનો ચોક્કસ સમય પણ આંકી શકાય છે. પુરાવશેષીય સ્થળતપાસ તથા ઉત્ખનન દ્વારા ઉપલબ્ધ થતી ઇમારતો, શિલ્પો, ચિત્રો, વાસણો, ઘરેણાં, હથિયારો વગેરેની સાધનસામગ્રી પરથી અનેક પદાર્થોના સ્વરૂપનો પ્રત્યક્ષ પરિચય થાય છે એટલું જ નહિ, કેટલીક વાર એ સામગ્રીના પ્રાપ્તિ-સ્તર પરથી તે તે સંસ્કૃતિનું સાપેક્ષ કે અંદાજી સમયાંકન કરવામાં સરળતા રહી છે. વળી અમુક સ્થળોના પુરાવશેષોએ તો એ પહેલાંના આદ્ય-ઐતિહાસિક તથા પ્રાગૈતિહાસિક કાલની વધુ પુરાતન સંસ્કૃતિઓ પર પ્રકાશ પાડ્યો છે, ઇતિહાસકાર તે તે દેશ તથા કાલને લગતા ઇતિહાસની સર્વવિધ ઉપલબ્ધ સામગ્રી પરથી મળતી માહિતી એકત્ર કરીને સુસંગતિ તથા શ્રદ્ધેયતાની દૃષ્ટિએ એ માહિતીનું સંશોધન કરે છે ને

પછી એ પરથી તર્કશુદ્ધ અર્થઘટનને આધારે તે તે દેશ તથા કાલના ઇતિહાસનું સિદ્ધ તથા સંભવિત વૃત્તાંતો રૂપે કાલાનુક્રમે નિરૂપણ કરે છે.

ભારતના ઇતિહાસ માટે આ સર્વ પ્રકારની સાધન-સામગ્રી ઠીક ઠીક પ્રમાણમાં ઉપલબ્ધ થઈ છે ને સમય જતાં વધુ ને વધુ સામગ્રી પ્રાપ્ત થતી રહે છે. શ્રદ્ધેય પુરાવાઓને આધારે અર્વાચીન દૃષ્ટિએ ભારતનો પ્રમાણિત ઇતિહાસ તૈયાર કરવાની પહેલ પાશ્ચાત્ય વિદ્વાનોએ કરી. પછી ભારતીય વિદ્વાનો એનું વિશેષ ખેડાણ તથા નિરૂપણ કરતા રહ્યા છે. આઝાદી પછી ભારતીય ઇતિહાસના લેખન તથા પ્રકાશનની પ્રવૃત્તિઓને વિશેષ વેગ મળતો રહ્યો છે. એમાં ભારતીય વિદ્યાભવન તરફથી તૈયાર થતી અને પ્રકાશિત થતી ભારતીય પ્રજાનાં ઇતિહાસ અને સંસ્કૃતિને લગતી ગ્રન્થમાળા ખાસ નોંધપાત્ર છે.

હવે ઇતિહાસ માત્ર રાજાઓ, વિજેતાઓ અને શાસકોને જ લક્ષમાં ન રાખતાં, સમાજના સર્વ વર્ગોને તથા જીવનનાં સર્વ પાસાંને આવરી લે છે. રાજકીય ઇતિહાસ તે તે દેશ કે પ્રદેશના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે; છતાં તે ઉપરાંત તે તે સમયની પ્રજા, ભાષા, સમાજ, ધંધારોજગાર, ધર્મ, રાજ્યતંત્ર, સાહિત્ય, કલા ઇત્યાદિને લગતો સાંસ્કૃતિક ઇતિહાસ પણ ઘણું મહત્ત્વ ધરાવે છે.

અહીં આ દૃષ્ટિએ પ્રાચીન ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા આલેખવામાં આવી છે. પહેલાં આખો રાજકીય ઇતિહાસ આલેખીને પછી સંસ્કૃતિના તે તે પાસાનો ઇતિહાસ આલેખવામાં ઇતિહાસ અને સંસ્કૃતિના તંતુ છેક અલગ પડેલા રહે છે. આથી અહીં એ બંને તંતુઓને દરેક કાલના નિરૂપણમાં સાથે વણી લેવાની પદ્ધતિ અપનાવવામાં આવી છે. ભારતના ઐતિહાસિક કાલનો આરંભ હાલ બુદ્ધ-મહાવીરના સમકાલીન મગધરાજ બિંબિસારના સમયથી કરવામાં આવે છે. આથી અહીંની પ્રાગૈતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓનો તથા આદ્ય-ઐતિહાસિક રાજવંશોનો ટૂંક પરિચય એની પૂર્વભૂમિકારૂપે આપવામાં આવ્યો છે. બિંબિસારથી ધન નન્દ સુધીના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા આરંભિક ઐતિહાસિક કાલના પ્રકરણમાં સંકલિત કરી છે. મૌર્યકાલથી ઇતિહાસ અને સંસ્કૃતિનું નિરૂપણ અલગઅલગ પ્રકરણોમાં કર્યું છે. મૌર્ય કાલ અને ગુપ્ત કાલ વચ્ચેના કાલને અનુ-મૌર્ય કાલ તરીકે અને ગુપ્ત કાલ પછીના બસોએક વર્ષના કાલને અનુ-ગુપ્ત કાલ તરીકે ઓળખાવવામાં આવ્યો છે. એ રીતે 'પ્રાચીન ભારત'નો આ ભાગ ૧ લગભગ ઈ.સ.

૭૫૦ સુધીના સમયને આવરી લે છે. એ પછીના કાલનો ઇતિહાસ ભાગ ૨ માં આલેખવામાં આવનાર છે.

આ ભાગમાં નિરૂપેલા રાજવંશોની વંશાવળીઓ પુસ્તકના અંતે આપી છે, તેથી તે તે વંશના રાજાઓના સળંગ સંબંધ સમજવામાં સરળતા રહેશે.

ભારતીય ઇતિહાસની સાહિત્યક સાધનસામગ્રી મોટે ભાગે ભારતીય ભાષાઓમાં લખાઈ હોઈ, એના નિરૂપણમાં પરિભાષાનો પ્રશ્ન વિપુલ પ્રમાણ ધરાવતો નથી. અહીં ઘણે અંશે પ્રાચીન સાહિત્યના મૂળ શબ્દ પ્રયોજવામાં આવ્યા છે. આથી એમાં સંસ્કૃત શબ્દોનો ભંડોળ વધારે રહે એ સ્વાભાવિક છે. છતાં પુરાવશેષીય અન્વેષણ, સ્થાપત્ય, શિલ્પ વગેરેના નિરૂપણમાં કેટલીક વાર અંગ્રેજી પારિભાષિક શબ્દોના નવા પર્યાય પ્રયોજવા પડચા છે. એમાં ગુજરાતીમાં રૂઢ થયેલા કે થતા ઘણા પર્યાયો ઉપરાંત ભારત સરકારે પ્રકાશિત કરેલા રાષ્ટ્રભાષાના કેટલાય પર્યાય પણ પ્રયોજાયા છે, જેથી રાષ્ટ્રવ્યાપી થવા સર્જાયેલા તે પર્યાયો આપણને પરિચિત રહે. પ્રાચીન તથા અર્વાચીન પરિભાષાના અંગ્રેજી–ગુજરાતી તથા ગુજરાતી–અંગ્રેજી પર્યાયોની સૂચિ આપવામાં આવી છે.

આ પુસ્તક ઇતિહાસ અને સંસ્કૃતિના ઉપ-સ્નાતક વિદ્યાર્થીઓ તથા સામાન્ય જિજ્ઞાસુઓ માટે લખાયું હોઈ, તેમાં અગત્યનાં વિધાનોના આધાર માટેના સંદર્ભોની પાદટીપ તે તે જગ્યાએ કવચિત જ આપવામાં આવી છે. પરંતુ પ્રાચીન ભારતનો રાજકીય ઇતિહાસ, અભિલેખો અને સિક્કાઓ, રાજ્યતંત્ર, સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, ધર્મ અને તત્ત્વજ્ઞાન, ભાષા અને સાહિત્ય, કલા અને સ્થાપત્ય ઇત્યાદિ સાંસ્કૃતિક પાસાંને લગતા મહત્ત્વના અર્વાચીન ગ્રન્થોની યાદી સામાન્ય સંદર્ભસૂચિમાં આપવામાં આવી છે. એ પછી આ ગ્રન્થના એકેક પ્રકરણને લગતા મુખ્ય ગ્રંથોની અલગઅલગ સંદર્ભસૂચિ પણ આપી છે. એમાંનાં ઘણાં પુસ્તક અંગ્રેજીમાં છે; એની સરખામણીએ હજી હિંદીમાં તથા ગુજરાતીમાં જૂજ છે. વિશેષ જિજ્ઞાસા ધરાવતા ઇતિહાસરસિકોને એ ગ્રન્થોમાંથી વધુ વિગત મળી રહેશે.

આ પુસ્તકમાં નિરૂપેલા કેટલાક વિષયોની વિશદ સમજૂતી માટે એમાં અનેક નકશાઓ, કોષ્ઠકો, આલેખો અને છબીઓ આપવામાં આવેલ છે. આમાંની છબીઓના પ્રકાશનની પરવાનગી આપવા માટે ભારત સરકારના સર્વેક્ષણ ખાતાના સૌજન્યની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઉં છું. પ્રકરણોના લખાણ તથા ચિત્રોના પ્રકાશન અંગે જે અનેક લેખકો તથા પ્રકાશકોનો લાભ મળ્યો છે, તે સહુના ઋણનો સ્વીકાર કરું છું

અભ્યાસીઓના ઉપયોગ માટે પુસ્તકને અંતે વિશેષનામોની શબ્દસૂચિ આપવામાં આવી છે. એ સૂચિ તૈયાર કરવામાં કુ. ભારતીબહેન ઠાકરે મદદ કરી છે તેની અહીં સાભાર નોંધ લઉં છું.

વિષયસૂચિ વિગતવાર અનુક્રમણીમાંથી મળી રહેશે.

ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના ઉપ-સ્નાતક વિદ્યાર્થીઓને અનુલક્ષીને ગુજરાતીમાં આ પુસ્તક તૈયાર કરાવી પ્રકાશિત કરવા માટે હું ગુજરાત યુનિવર્સિટીના હાર્દિક આભાર માનું છું ને ભારતીય પ્રાચીન ઇતિહાસ તથા ભારતીય પ્રાચીન સંસ્કૃતિમાં રસ ધરાવતા વિદ્યાર્થીઓ તથા અન્ય વાચકોને આ પુસ્તક ઉપયોગી નીવડશે એવી આશા રાખું છું.

'સુવાસ', ૧૯૨, આઝાદ સોસાયટી, હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
અમદાવાદ-૬
૧ લી જૂન, ૧૯૬૭

# અનુક્રમણી

# ચિત્રો

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૩ | ભાતર | ભારત |
| | ૪ | પકિસ્તાનમાંથી | પાકિસ્તાનમાંથી |
| ૧૪ | ૯ | સંસ્કૃતી | સંસ્કૃતિ |
| | ૧૧ | અવસ્થાના | અવસ્થાના અને |
| ૧૮ | ૧૦ | નાલા | નાલ |
| ૨૪ | છેલ્લી | અસાજકતા | અરાજકતા |
| ૨૯ | ૭ | વૈવસ્તના | વૈવસ્વતના |
| ૩૪ | ૫ | શુક્તતિીમ | શુક્તિમતી |
| ૪૩ | ૧૭ | 'માહાસંધિક' | 'મહાસંધિક' |
| ૪૬ | ૪ | હમી. | હતી. |
| ૪૭ | ૧૧ | મહાયેગોની | મહાયાગોની |
| ૪૮ | ૨૮ | શુશ્રુષા | શુશ્રૂષા |
| ૪૯ | ૧૬ | પુત્રના | પુત્રની |
| ૫૫ | ૨ | ધરાવતા. | ધરાવતો. |
| | ૨૧ | વિગેરે | વગેરે |
| ૬૭ | ૫ | મેળાવઠા | મેળાવડા |
| ૬૯ | ૨૫ | Ptolerny | Ptolemy |
| ૬૯ | ૨૨ | સંગમિત્રા | સંઘમિત્રા |
| ૭૦ | ૧૦ | ગણાં | ઘણાં |
| ૭૧ | ૧૪ | સરંક્ષણ | સંરક્ષણ |
| | છેલ્લી | હિમિત્રિયસ | દિમિત્રિયસ |
| ૭૯ | ૧૧ | ચણીતી | ચણતી |
| ૮૨ | ૧૯ | प्रगृहितव्यं | प्रजूहितव्यं |
| | ૨૧ | पुश | पुरा |

| | | | |
|---|---|---|---|
| ૮૯ | ૫ | ચર્ચામાં | ચર્ચામાં |
| ૯૦ | ૧ | સમ જ | સમાજ |
| ૯૧ | ૨૯ | અહોરાક્ષ | અહોરાત્ર |
| ૯૩ | ૧૬ | સન્ય | સૈન્ય |
| ૯૫ | ૧૪ | પાંચામે | પાંચમો |
| | છેલ્લી | શૃંગ ભૂત્ય | શૃંગભૃત્ય |
| ૯૭ | ૨૦ | દિમિત્ર | દિમિત્રે |
| | ૨૩ | ભારતનાં | ભારતના |
| ૯૮ | ૪ | મળતાં | માનતાં |
| ૧૦૩ | ૩૦ | દરિયાની | સરદરિયાની |
| ૧૦૬ | ૩ | તે | ને |
| ૧૦૭ | ૧૬ | પ્રયાઃ | પ્રાયઃ |
| | ૨૨ | તિરાજ | તિરાજ-બિરુદ |
| ૧૧૧ | ૧૯ | ચાદીના...છો | ચાંદીના...છે. |
| | ૨૯ | જ્યકરાલ | રાજ્યકાલ |
| ૧૨૬ | ૯ | રાજાની | ૨ જાની |
| ૧૨૯ | ૧૧ | પતંજલિન | પતંજલિના |
| ૧૩૨ | ૯ | બુદ્ધ | બુદ્ધે |
| | ૨૪ | યૌગંધરાપાણ | યૌગંધરાયણ |
| ૧૩૭ | ૨ | સ્વરૂમાં | સ્વરૂપોમાં |
| | ૯ | મહાભારતની | મહાભારતના |
| ૧૩૮ | ૫ | મહાસંધિક | મહાસંધિક |
| | ૨૪ | હાતો | હતો |
| ૧૪૦ | ૨૪ | ચિન્હિ | ચિહ્ન |
| ૧૪૧ | ૧૮ | શામાળાજી...પાત્રા | શામળાજી...પાત્ર |
| ૧૪૩ | ૨૬ | અને | એને |
| ૧૪૫ | ૯ | પતિબિંબ | પ્રતિબિંબ |
| ૧૪૯ | ૪ | ચૌવીસ | ચોવીસ |
| | ૬ | રતું | હતું |
| ૧૫૦ | ૧૧ | નાડકનું | નાટકનું |
| | ૧૪ | ચંદ્રગુપ્તાના | ચંદ્રગુપ્તના |

| | | | |
|---|---|---|---|
| | ૧૭ | રજ્યના | રાજ્યના |
| | ૨૧ | સિંહવાહિમી | સિંહવાહિની |
| ૧૫૧ | ૧૬ | પ્રતિસ્પર્ધાઓના | પ્રતિસ્પર્ધીઓના |
| ૧૫૩ | ૩૧ | સમુદ્રગુપ્ત | સમુદ્રગુપ્તે |
| ૧૫૯ | ૨૮ | શ’ભુની | શંભુની |
| ૧૬૧ | ૬ | સામાન્યત | સામાન્યતઃ |
| ૧૬૬ | ૪ | આવ્યાં | આવ્યો |
| | ૨૧ | અપેક્ષાઓ | અપેક્ષાએ |
| ૧૬૭ | ૨૨ | ૪૮૮ | ૪૮૪ |
| ૧૬૮ | ૩૦ | તેનો...પોતાના | તેના...પોતાનો |
| ૧૭૧ | ૨૧ | ‘ક્રયાદિત્ય’ | ‘ક્રમાદિત્ય’ |
| ૧૭૩ | ૧૬ | મધ્યભાગોમાં | મધ્યભાગમાં |
| ૧૭૪ | ૧૫ | શેવ | શૈવ |
| | ૨૫ | સત્તવાર | સત્તાવાર |
| ૧૭૬ | ૨૯ | પરાભાવ | પરાભવ |
| ૧૭૮ | ૧૦ | પુષ્યવમાં | પુષ્યવર્મા |
| ૧૭૯ | ૨૦ | દિવારસેનના | દિવાકરસેનના |
| ૧૮૦ | ૭ | વર્ષા | વર્ષ |
| | ૯ | રજ્યનો | રાજ્યનો |
| | ૧૨ | હિસ્તભોજ | હસ્તિભોજ |
| ૧૮૧ | ૨૧ | જતું | હતું |
| ૧૮૨ | ૧૫ | માધવ | માધવ |
| | ૧૬ | અર્થાત | અર્થાત્ |
| ૧૮૩ | ૫ | અશ્વમેઘ | અશ્વમેધ |
| | ૧૪ | ગંગાનો | ગંગોનો |
| ૧૮૭ | ૨ | ન્યાપ | ન્યાય |
| ૧૮૮ | ૯ | પૃષ્ટભાગ | પૃષ્ઠ ભાગ |
| ૧૮૯ | ૨૭ | સમાન્યતઃ | સામાન્યતઃ |
| ૧૯૦ | ૧૪ | અવાસ | આવાસ |
| | ૧૮ | સરાંનરસાં | સારાંનરસાં |
| ૧૯૧ | ૨૫ | દેવામાં | દેવોમાં |

| | | | |
|---|---|---|---|
| ૧૯૪ | ૨૦ | ભક્તગીત | ભક્તિગીતા |
| ૧૯૮ | ૪ | ન્યાપ | ન્યાય |
| | ૮ | સર્વોત્તપ | સર્વોત્તમ |
| | ૯ | પ્રજ્ઞયારમિના | પ્રજ્ઞાપારમિતા |
| | ૧૯ | સાપત્યમાં...સ્તૂપોમાં | સ્થાપત્યમાં...સ્તૂપોના |
| ૧૯૯ | ૧૨ | બુદ્ધિ | બુદ્ધ |
| | ૨૧ | મધ્યખંડબાં | મધ્યખંડમાં |
| ૨૦૯ | ૨૭ | તેના | તેના |
| ૨૧૦ | ૧૧ | પાંડવાના | પાંડવોના |
| ૨૧૧ | ૨૨ | શંકરને | શંકરનો |
| ૨૧૪ | ૨ | હર્ષવર્ઘેન | હર્ષવર્ધને |
| ૨૧૭ | ૨૧ | લતું | હતું |
| ૨૧૯ | ૧૮ | રાજ્યકક્ષા | રાજ્યરક્ષા |
| ૨૨૦ | ૫ | ગણુલું | ગણુવું |
| ૨૨૧ | ૪ | સંબવે | સંભવે |
| | ૨૭ | હરોવ્યાનો | હરાવ્યાનો |
| ૨૨૩ | ૧૬ | ના લેખ | નો લેખ |
| ૨૨૫ | ૨૭ | ઔહોખી | ઐહોળી |
| ૨૨૭ | ૧૦ | નર્માદા | નર્મદા |
| ૨૨૯ | ૬ | કયાં | કર્યાં |
| | ૧૫ | અધિપપિના | અધિપતિના |
| ૨૩૦ | ૨૯ | માનવવર્માને | માનવર્માને |
| ૨૩૧ | ૧૬ | પલ્લલ | પલ્લવ |
| | ૨૯ | નહાબલિપુરમ્ | મહાબલિપુરમ |
| ૨૩૨ | ૧૬ | પરોભવ | પરાભવ |
| ૨૩૫ | ૨૦ | બ્રાહ્મણુ | બ્રાહ્મણુ |
| ૨૩૬ | છેલ્લી | પતન | પત્તન |
| ૨૩૮ | ૧૮ | સાજ્યવર્ધન | રાજ્યવર્ધન |
| ૨૩૯ | ૧૪ | મત્સ્વ | મત્સ્ય |
| ૨૪૩ | ૨ | રોજ્યનો | રાજ્યનો |
| ૨૪૭ | ૨૫ | સામ્રાજષ | સામ્રાજ્ય |

| | | | |
|---|---|---|---|
| ૨૫૨ | ૩ | કરચુરિઓ | કલચુરિઓ |
| ૨૫૩ | ૨૮ | વિચિત | વિચિતિ |
| ૨૫૬ | ૯ | પ્રકાશ | પ્રકાશા |
| ૨૫૮ | ૧૯ | મારવાર્મા | મારવર્મા |
| ૨૬૨ | ૨૪ | સ્વભાવિક | સ્વાભાવિક |
| ૨૬૩ | ૨૧ | રત્ના | રત્ન |
| ૨૬૭ | ૧૫ | બ્રાહ્મ | બ્રહ્મા |
| ૨૬૯ | ૨૫ | રોગ | યોગ |
| ૨૭૧ | ૧ | સાત્રાન્તિક | સૌત્રાન્તિક |
| ૨૭૩ | ૨૩ | સ્રળોએ | સ્થળોએ |
| ૨૭૪ | ૨૦ | અનેકાનન્તવાદની | અનેકાન્તવાદની |
| ૨૮૧ | ૩૦ | પૂર્વભાવને | પૂર્વભવને |
| ૨૮૨ | ૩ | અ | એ |
| | ૨૭ | પરેંતુ | પરંતુ |
| ૨૮૩ | ૧૨ | તથા | કથા |
| | ૨૪ | પુષ્યભૂતિ | પુષ્પભૂતિ |
| ૨૮૫ | ૧૮ | આપેયાં | આપેલાં |
| | ૨૯ | શક્તિ | શાક્ત |
| ૨૮૬ | ૧૫ | ચર્ણિઓ | ચૂર્ણિઓ |
| ૨૮૮ | ૨ | તિડન્ડ | તિઙન્ત |
| | ૨૭ | નમ | નામ |
| ૨૯૪ | ૭ | ઉમેદાઈ | ઉમેરાઈ |
| ૨૯૬ | ૧૪ | અપ્ટકોણ | અષ્ટકોણ |
| ૨૯૭ | ૧૪ | અને | એને |
| ૩૦૪ | ૧૨ | આડ | આડા |
| ૩૦૭ | ૨૬ | તુષિન | તુષિત |
| ૩૦૯ | ૧૭ | એલોશમાં | એલોરામાં |
| ૩૧૧ | ૨૧ | ગોમ્મટશ્વર | ગોમ્મટેશ્વર |
| ૩૧૪ | ૭ | બ્રહ્મગે | બ્રહ્માએ |
| ૩૧૫ | ૧૪ | ત | ન |
| ૩૪૨ | છેલ્લી | શિક્કાશાસ્ત્ર | સિક્કાશાસ્ત્ર |
| ૩૪૩ | ૨ | બૃહત્સંહિતા | બૃહત્સંહિતા |

# ૧. પ્રાસ્તાવિક

## ભારત

ભાતર અને પાકિસ્તાન એવા ભાગલા તો તાજેતરમાં (૧૯૪૭માં) પડયા : ને આગળ જતાં પકિસ્તાનમાંથી બંગલાદેશ અલગ થયો. તે પહેલાં બ્રિટિશ કાલમાં આ આખા દેશને 'હિંદુસ્તાન' કહેતા. આ નામ ખાસ કરીને મુસ્લિમ કાલથી પ્રચલિત થયું હતું.

એ પહેલાંના પ્રાચીન કાલમાં એને બદલે 'ભારતવર્ષ' નામ પ્રચલિત હતું. ભારતવર્ષ એટલે ભરતોનો દેશ.[૧] ભરતો આર્યોમાં અગ્રણી હતા.

ભારતવર્ષની પશ્ચિમે આવેલા ઈરાનના લોકો પશ્ચિમ ભારતના સિંધુ પ્રદેશને 'હિંદુ' કહેતા. એ પરથી યુરોપીય ભાષાઓમાં 'ઇન્ડિયા' નામ પ્રયોજાયું ને એ નામ અતિવ્યાપ્તિથી આખા દેશ માટે પ્રચલિત થયું. આગળ જતાં મુસ્લિમોએ વળી આ દેશના નિવાસીઓ માટે 'હિંદુ' અને દેશ માટે 'હિંદુસ્તાન' નામ પ્રયોજ્યું.

બ્રિટિશ કાલને અંતે પાકિસ્તાન છૂટું પડતાં આપણા દેશ માટે પાછું 'ભારત' નામ પ્રયોજાયું. પશ્ચિમની ભાષાઓમાં તો આ બધો વખત 'ઇન્ડિયા' નામ જ ચાલુ રહ્યું. એ નામના મૂળમાં રહેલો સિંધનો પ્રદેશ હવે પાકિસ્તાનમાં આવેલો હોવા છતાંય હજી એ રૂઢ નામનો જ પ્રયોગ ચાલુ છે!

ભારતના ઇતિહાસમાં ૧૯૪૭ પહેલાંના ઇતિહાસ માટે સમસ્ત ભારતવર્ષ કે હિંદુસ્તાનનો સમાવેશ થાય છે.

## ભારતનો ઇતિહાસ

ભારત જગતનો એક એવો દેશ છે કે જેને પોતાનો ઘણો લાંબો ઇતિહાસ છે. ઇજિપ્ત, ઇરાક અને ગ્રીસ જેવા કેટલાક દેશોનો ઇતિહાસ પણ અતિ પ્રાચીન

---

૧. આ નામની ઉત્પત્તિ હિંદુ પુરાણો દુષ્યન્તના પુત્ર ભરત ચક્રવર્તી સાથે અને જૈન અનુશ્રુતિ આદિનાથ ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તી સાથે સાંકળે છે, પરંતુ આ નામ એવી કોઈ અમુક વ્યક્તિને બદલે ભરતોના કુલ પરથી પડયું હોય એ વધારે સંભવિત છે. પાંડવો ય એ કુલના ગણાતા. તેથી તેઓને 'ભરતર્ષભ' (ભરતોમાં ઋષભ=શ્રેષ્ઠ) કહેતા.

છે, પરંતુ એના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વચ્ચે અનુસંધાન રહેલું નથી, જ્યારે ભારતના સમગ્ર ઇતિહાસમાં ઘણું સાતત્ય રહેલું છે. ભારતની વિવિધ વર્તમાન સ્થિતિ સમજવાને એની પ્રાચીન તથા મધ્યકાલીન ભૂમિકા સમજવી અનિવાર્ય છે. આમ ભારતનો ઇતિહાસ અસામાન્ય કે વિશિષ્ટ પ્રકારનો છે.

## રાજકીય ઇતિહાસ

રાજ્યશાસન અને રાજકારણ પ્રજાજીવનના ઘડતરમાં એટલો મહત્ત્વનો ભાગ ભજવે છે કે એના ઇતિહાસના જુદા જુદા તબક્કાઓને રાજકીય તંત્રના જુદા જુદા કાલ અનુસાર ઓળખવામાં આવે છે. ભારતના ઇતિહાસમાં પણ રાજકીય ઇતિહાસ અગ્રિમ સ્થાન ધરાવે છે. જેની ચોક્કસ સાલવારી નક્કી કરી શકાય તેવા એના રાજકીય ઇતિહાસનો આરંભ અગાઉ સિકંદરની ચડાઈ પછી સત્તારૂઢ થયેલા મૌર્ય વંશના શાસનકાલથી થતો અને હવે બુદ્ધ–મહાવીરના સમકાલીન રાજા બિંબિસાર–શ્રેણિકના સમયથી થાય છે. મૌર્યકાલ, ગુપ્તકાલ, સલ્તનતકાલ, મુઘલ-કાલ અને બ્રિટિશકાલ જેવા પછીના ઇતિહાસકાલ પણ રાજકીય ઇતિહાસને ધોરણે રૂઢ થયા છે.

## સાંસ્કૃતિક ઇતિહાસ

પરંતુ રાજકીય ઇતિહાસ એ ઇતિહાસની કરોડરજ્જુ હોવા છતાં એનું આખું કલેવર ન કહેવાય. ખરો ઇતિહાસ માત્ર રાજકીય વ્યક્તિઓ અને ઘટનાઓ પૂરતો સીમિત હોઈ શકે નહિ. એ પ્રજાના સર્વ વર્ગોને તથા તેમના જીવનનાં સર્વ પાસાંને આવરી ન લે, તો એ ઘણો અધૂરો રહે. માનવ-સંસ્કૃતિનાં[1] સર્વ પાસાંનું નિરૂપણ કરે તે જ ખરો ઇતિહાસ ગણાય. એમાં રાજકીય તંત્ર ઉપરાંત આર્થિક તંત્ર, સામાજિક તંત્ર, ધર્મ અને તત્ત્વચિંતન, વિદ્યા અને સાહિત્ય, કલા અને સ્થાપત્ય ઇત્યાદિ અનેકવિધ સાંસ્કૃતિક બાબતોનો પણ સમાવેશ થવો ઘટે.

ભારતના રાજકીય ઇતિહાસની સાથે હવે એના સાંસ્કૃતિક ઇતિહાસને પણ વણી લેવામાં આવે છે. એ ઇતિહાસને લગતી વિવિધ સાધનસામગ્રી પરથી એની

---

૧. 'સંસ્કૃતિ' શબ્દ અહીં માનસિક કે નૈતિક ઉચ્ચ ભૂમિકાના સામાન્ય અર્થમાં નહિ, પણ માનવવિદ્યાના પારિભાષિક અર્થમાં પ્રયોજાય છે. એ પરિભાષામાં વર્તન, વાણી અને વિચારના સામાજિક વારસા દ્વારા થતા માનવ-જીવનના ઘડતરનો અર્થ અભિપ્રેત છે.

તે તે કાલની સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, ધાર્મિક માન્યતાઓ અને આચરણો, તત્ત્વચિંતનની જુદી જુદી વિચારશ્રેણીઓ, વિદ્યા અને સાહિત્યની પ્રવૃત્તિઓ, લલિતકલાઓની સાધના, કલા અને સ્થાપત્યની કૃતિઓ ઇત્યાદિ વિવિધ સાંસ્કૃતિક બાબતો વિશે પણ ઠીકઠીક માહિતી મળી રહે છે.

ઇતિહાસનાં પગરણ રાજકીય ઇતિહાસથી થતાં હોઈ, એની પહેલાંના કાલ અંગે તો કેવળ સાંસ્કૃતિક માહિતી જ મળે છે. ભારતનો પ્રાગ્-ઇતિહાસ પણ ઐતિહાસિક કાલ અગાઉની સંસ્કૃતિના લાંબા વિકાસનો પરિચય કરાવે છે.

## પ્રાચીન કાલ

અગાઉ જોયું તેમ ભારતનો ખરો ઇતિહાસ બિંબિસાર–બુદ્ધ–મહાવીરના સમયથી શરૂ થાય છે. એ ઇતિહાસના સામાન્યતઃ પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન—એવા ત્રણ વિભાગ પાડવામાં આવે છે. પશ્ચિમના ઇતિહાસને અનુસરીને ભારતના ઇતિહાસનો પ્રાચીન કાલ અગાઉ ચક્રવર્તી હર્ષના રાજ્યકાલના અંત સુધીનો અર્થાત્ ઈસ્વી સાતમી સદીના લગભગ મધ્ય સુધીનો અને એનો મધ્યકાલ સલ્તનત કાલના અંત સુધીનો અર્થાત્ ઈ. સ. ૧૫૨૬ સુધીનો ગણવામાં આવતો. પરંતુ હવે ભારતીય ઇતિહાસમાં આવેલાં ભારે પરિવર્તનોની દૃષ્ટિએ જોતાં એનો મધ્યકાલ મુસ્લિમ સત્તાની વ્યાપક સ્થાપનાથી અને અર્વાચીન કાલ યુરોપીય સત્તાની વ્યાપક સ્થાપનાથી શરૂ થતો ગણવો એ વધારે ઉચિત ગણાય છે. આથી અહીં ભારતીય ઇતિહાસના પ્રાચીન કાલની ઉત્તરમર્યાદાને હર્ષના રાજ્યકાલની પાર મુસ્લિમ સત્તાની વ્યાપક સ્થાપનાના સમય સુધી અર્થાત્ લગભગ તેરમી સદીના અંત સુધી લંબાવવામાં આવશે. એવી રીતે ભારતના ખરા ઇતિહાસનો આરંભ બિંબિસારના સમયથી થતો હોઈ, પ્રાચીન કાલની પૂર્વમર્યાદા ઈ. પૂ. પાંચમી–છઠ્ઠી સદીમાં મુકાય. તેમ છતાં એ ઇતિહાસની પૂર્વભૂમિકારૂપે પહેલાં પ્રાગૈતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક કાલની સંસ્કૃતિનોય સામાન્ય પરિચય આપવામાં આવશે.

## ઇતિહાસ-સામગ્રીના સ્રોત

ઇજિપ્ત અને ગ્રીસની જેમ ભારતના પ્રાચીન ઇતિહાસનાં કોઈ તૈયાર પ્રાચીન પુસ્તક ઉપલબ્ધ નથી. પ્રાચીન ભારતના રાજકીય ઇતિહાસને લગતી કેટલીક માહિતી વંશાવળીઓ અને ચરિતોરૂપે કેટલાંક મહાપુરાણોમાં જળવાઈ છે. કવિ કલ્હણે કાશ્મીરનો પ્રાદેશિક ઇતિહાસ 'રાજતરંગિણી' નામે પદ્યગ્રંથમાં આલેખ્યો છે. નેપાળની વંશાવળીઓ પરથી ત્યાંના પ્રાદેશિક ઇતિહાસની રૂપરેખા

મળે છે. આચાર્ય હેમચન્દ્રના 'દ્વયાશ્રય' મહાકાવ્યમાં ગુજરાતના ચૌલુક્ય (સોલંકી) વંશના રાજાઓની યશોગાથા આપી છે. ગુજરાત, બંગાળ અને સિંધના અમુક ચરિતગ્રંથોમાં ભૂમિકારૂપે પુરોગામી રાજાઓનો વંશવૃત્તાંત નિરૂપાયો છે. દા. ત., 'કીર્તિકૌમુદી', 'વસંતવિલાસ', 'સુકૃતસંકીર્તન,' સુકૃતકીર્તિકલ્લોલિની', 'રામચરિત' અને 'ચચનામા'માં.[1]

રાજાઓ અને મંત્રીઓના ચરિત વિશે અનેક કૃતિઓ રચાઈ છે, જેમકે ચક્રવર્તી હર્ષ વિશે બાણ ભટ્ટનું 'હર્ષચરિત.' એવી રીતે કવિ બિલ્હણનું 'વિક્રમાંકદેવચરિત', પદ્મગુપ્તનું 'નવસાહસાંકચરિત,' બલ્લાલનો 'ભોજપ્રબન્ધ', વાક્પતિરાજનો 'ગૌડવહ,' નયચન્દ્રસૂરિનું 'હમ્મીરકાવ્ય', આચાર્ય હેમચન્દ્રનું કુમારપાલચરિતને લગતું 'પ્રાકૃત દ્વયાશ્રય', જયસિંહસૂરિનું 'કુમારપાલભૂપાલચરિત્ર', જિનહર્ષગણિનું 'વસ્તુપાલચરિત,' અગાઉ જણાવેલી 'કીર્તિકૌમુદી' વગેરે કૃતિઓ પણ મુખ્યતઃ આવાં વ્યક્તિચરિત નિરૂપે છે.[2]

જૈન સાહિત્યમાં ઐતિહાસિક વ્યક્તિઓને લગતી અનુશ્રુતિઓ આલેખતા **પ્રબંધસંગ્રહ** લખાયા છે તે પણ ઇતિહાસ-સંશોધનના સાધન તરીકે ઉપયોગી નીવડે છે, જેમ કે પ્રભાચન્દ્રસૂરિનું 'પ્રભાવકચરિત,' મેરુતુંગાચાર્યનો 'પ્રબન્ધચિન્તામણિ,' જિનપ્રભસૂરિનું 'વિવિધતીર્થકલ્પ' અને રાજશેખરસૂરિનો 'પ્રબન્ધકોશ.

રાજકીય ઇતિહાસ સંબંધી આમ કેટલુંક છૂટુંછવાયું સાહિત્ય ઉપલબ્ધ છે. સાંસ્કૃતિક ઇતિહાસ વિશે એવુંય તૈયાર સાહિત્ય ભાગ્યે જ મળે છે. પરંતુ ધાર્મિક તથા લલિત સાહિત્યની કૃતિઓમાં તેમજ વિવિધ વિદ્યાઓ અને કલાઓને લગતાં પુસ્તકોમાં તે તે સમયની સાંસ્કૃતિક સ્થિતિનું પ્રતિબિંબ પાડતી વિપુલ સામગ્રી રહેલી છે. આમાં **ધાર્મિક સાહિત્ય** તથા **લલિત સાહિત્ય** સવિશેષ ઉપયોગી નીવડે છે, જેમ કે 'રામાયણ', 'મહાભારત' પુરાણો, જૈન આગમો, બૌદ્ધ ત્રિપિટકો, સ્મૃતિઓ, કાવ્યો, નાટકો, કથાઓ, ચમ્પૂઓ ઇત્યાદિ. દા. ત., 'મૃચ્છકટિક',

૧. આમાંના પહેલા બેમાં ગુજરાતના સોલંકી વંશનો, પછીના બેમાં ગુજરાતના ચાવડા અને સોલંકી વંશનો, પાંચમામાં બંગાળના પાલ વંશનો અને છેલ્લામાં સિંધના હિંદુ રાજવંશનો ભૂમિકારૂપ સંક્ષિપ્ત વૃત્તાંત આપેલો છે.

૨. 'કીર્તિકૌમુદી', 'વસંતવિલાસ', 'સુકૃતસંકીર્તન' અને 'સુકૃતકીર્તિકલ્લોલિની' મહામાત્ય વસ્તુપાલની પ્રશસ્તિરૂપે છે. 'રામચરિત' બંગાળના રાજા રામપાલનું અને 'ચચનામું' સિંધના રાજા ચચનું ચરિત નિરૂપે છે.

'કાદંબરી', 'કથાસરિત્સાગર' અને 'તિલકમંજરી' જેવી કૃતિઓમાં તે તે કાલની સંસ્કૃતિનું કેટલું બધું પ્રતિબિંબ પડે છે! કોશ, વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, છંદ, જ્યોતિષ, આયુર્વેદ, કાયદો, શિલ્પ ઇત્યાદિ વિદ્યાકલાના ગ્રંથો પણ આ દૃષ્ટિએ ઘણા ઉપયોગી નીવડે છે. ગ્રન્થોને તથા હસ્તપ્રતોને અંતે આવતી પુષ્પિકાઓ અને પ્રશસ્તિઓ પરથી પણ તે ગ્રન્થની રચના તથા પ્રત વિશે વિપુલ માહિતી મળે છે.

એવી રીતે વિદેશી પ્રવાસીઓ અને લેખકોએ ભારત વિશે લખેલા પ્રાચીન માહિતી-ગ્રંથો પણ ભારતના પ્રાચીન સાંસ્કૃતિક ઇતિહાસનાં અમુક પાસાં વિશે ઠીક ઠીક પ્રકાશ પાડે છે. દા. ત., મૌર્ય સામ્રાજ્યના પાટનગરમાં રહેલા ગ્રીક એલચી મેગેસ્થનીસની 'ઇન્ડિકા', ગ્રીક લેખક ટૉલેમીએ લખેલી 'ભૂગોળ', ઇજિપ્તના કોઈ ગ્રીક પ્રવાસીએ લખેલ 'પેરિપ્લસ', ફાહ્યાન, યુઅન શ્વાંગ અને ઇ-ત્સિંગ જેવા ચીની યાત્રાળુઓએ લખેલા ભારતને, ખાસ કરીને ત્યાંના બૌદ્ધ ધર્મને, લગતા માહિતી-ગ્રન્થો અને મહમૂદ ગઝનીની સાથે આવેલા આરબ અલ-બેરુનીએ લખેલ 'તારીખે હિંદ'.

સાહિત્યની જેમ પુરાતત્ત્વ પણ ઇતિહાસની વિપુલ સામગ્રી પૂરી પાડે છે. એમાં શિલાલેખો, સિક્કાઓ, તામ્રપત્રો ઇત્યાદિમાં કોતરેલા અભિલેખો સમકાલીન રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ સંબંધી અનેક રીતે ઉપયોગી નીવડે છે. દાખલા તરીકે, અશોકના શિલાલેખો પરથી એની ધર્મભાવના તથા એણે કરેલા એના પ્રચાર વિશે રસપ્રદ માહિતી મળે છે; પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કાઓ પરથી એમની વંશાવળી તથા સાલવારી બંધ બેસાડવામાં ઉપયોગી એવી ઘણી વિગતો મળે છે; સમુદ્રગુપ્તના સ્તંભલેખ પરથી એના ગુણો તથા વિજયોની યશોગાથા જાણવા મળે છે; વલભીનાં તામ્રપત્રો પરથી મૈત્રક રાજાઓ તથા એમણે કરેલાં ભૂમિદાનો વિશે માહિતી મળે છે; આબુ-દેલવાડાના એક શિલાલેખ પરથી ત્યાં મંત્રી તેજપાલે બંધાવેલા નેમિનાથ-ચૈત્ય વિશે તેમ જ તેજપાલના, તેના રાજા વીરધવલના તથા આબુના પરમાર રાજા કૃષ્ણરાજના કુલ વિશે વિગતવાર માહિતી પ્રાપ્ત થાય છે.

સિક્કાઓ પર અંકિત કરેલા અભિલેખો ઉપરાંત એની બીજી બાબતો પણ ઇતિહાસમાં ઘણી ઉપયોગી નીવડે છે, જેમ કે ધાતુ, કદ, આકાર, તોલ, આકૃતિ, ચિહ્ન વગેરે. દા ત., ગુપ્ત સમ્રાટોના સોનાના સિક્કાઓ પરની અશ્વમેધ, વીણા-વાદક, સિંહનિહન્તા, લક્ષ્મી, મયૂર ઇત્યાદિ આકૃતિઓ અન્ય સાધનો પરથી મળતી

માહિતીને પૂરક બને છે, જ્યારે એમના ચાંદીના સિક્કા પશ્ચિમ ભારતની જીત પછી એમણે કરેલું ક્ષત્રપ સિક્કાઓનું અનુકરણ સૂચવે છે. આમ સિક્કાઓ અનેક રીતે ઉપયોગી એવું સાધન છે.

સ્તૂપો, ચૈત્યગૃહો, વિહારો, જળાશયો, દુર્ગો ઇત્યાદિ સ્થાપત્યકીય સ્મારકો પરથી તે તે સમયના સ્થાપત્યનાં લક્ષણોનો તેમ જ તેની શિલ્પકૃતિઓમાં પ્રતિબિંબિત થતી સંસ્કૃતિનો ખ્યાલ આવે છે. દા.ત., મોઢેરાના સૂર્યમંદિરનું તથા દેલવાડાનાં દેરાસરોનું નિરીક્ષણ તત્કાલીન શિલ્પકલા તેમ જ સંસ્કૃતિના અભ્યાસ માટે ખાસ ઉપયોગી છે. એવી રીતે અજંટા અને એલોરાની ગુફાઓમાં તત્કાલીન વાસ્તુકલા, શિલ્પકલા તથા ચિત્રકલાનું વિશદ દર્શન થાય છે એટલું જ નહિ, એનાં ચિત્રોમાં તત્કાલીન સંસ્કૃતિનુંય સુરેખ પ્રતિબિંબ પડે છે.

પ્રાચીન નગરોનાં ખંડેરોના ખોદકામથી એની નગર-રચના, મકાનોની બાંધણી, કડિયાકામનો હુન્નર, ઓજારો, વાસણો, ઘરેણાં, મુદ્રાઓ વગેરે અનેક બાબત પ્રકાશમાં આવે છે. તક્ષશિલા, નાલંદા, સારનાથ, સાંચી, કૌશાંબી, શ્રાવસ્તી, સોમનાથ, દેવની મોરી વગેરે સ્થળોનાં ખંડેરોના થરોમાંથી તે તે સ્થળની પ્રાચીન વસાહતો વિશે વિપુલ માહિતી મળી છે. પુરાતન અવશેષો પરથી પ્રાચીન સંસ્કૃતિઓનાં પાદાર્થિક પાસાંનો સચોટ પરિચય થાય છે.

આમ સાહિત્યિક, આભિલેખિક તથા અન્યવિધ પુરાવશેષીય સ્રોતો(સાધનો)ના અન્વેષણ તથા અભ્યાસ પરથી વિપુલ અને વિવિધ માહિતી મળે છે, જેનું સંશોધન કરી તેના આધારે ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસનું નિરૂપણ કરવામાં આવે છે.

# ૨. ઇતિહાસની પૂર્વભૂમિકા

## ભૂમિરચના

ધરતીનો ઇતિહાસ એની સ્તર–રચનાના આરંભથી શરૂ થાય છે, પરંતુ એના આરંભિક કાલમાં ધરતી પર જીવસૃષ્ટિનો સંચાર શરૂ થયો નહોતો. જીવ-સૃષ્ટિના આરંભ પછી જુદી જુદી જીવયોનિઓની ઉત્ક્રાન્તિ ધીમે ધીમે થતી ગઈ ને એમાં માનવયોનિની ઉત્પત્તિ જીવયોનિઓના ચતુર્થ કલ્પ(યુગ)માં થઈ. એ ચતુર્થ કલ્પના આરંભિક વિભાગને ભૂવિજ્ઞાનની પરિભાષામાં આધુનિક-અધિકતમ (પ્લીસ્ટોસીન) યુગ કહે છે. આમ ધરતીના ઇતિહાસમાં માનવનો ઇતિહાસ ઘણો મોડો શરૂ થાય છે.

ભારતનો માનવ-ઇતિહાસ પણ ચતુર્થ કલ્પના આધુનિક–અધિકતમ યુગથી શરૂ થાય છે. ભારતની ધરતીના એ અગાઉ રચાયેલા સ્તરોને લગતાં સંશોધન પરથી ભારતની ભૂમિ-રચનામાં ઘણાં અજબ પરિવર્તન થયાં જણાય છે. દાખલા તરીકે, દ્વિતીય કલ્પ દરમ્યાન દક્ષિણ ભારતની ભૂમિ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાની ભૂમિ સાથે જોડાયેલી હતી, જ્યારે હાલ જ્યાં હિમાલય છે તે પ્રદેશમાં યુરોપ–એશિયાનો મહાસમુદ્ર વિસ્તરેલો હતો ! તૃતીય યુગમાં ભારતની ભૂમિ છૂટી પડી અને હિમાલય પર્વત અસ્તિત્વમાં આવ્યો ને ધીમે ધીમે જગતનો સહુથી ઉત્તુંગ પર્વત બની ગયો. એવી રીતે સિંધના અખાત તરફથી પંજાબમાં થઈને એક મોટી નદી આસામ તરફ વહેતી હતી. તે આગળ જતાં અરબી સમુદ્રમાં મળતી સિંધુ નદી અને બંગાળાના ઉપસાગરમાં મળતી ગંગા નદીમાં ફંટાઈ ગઈ. સરસ્વતી જેવી મહા નદી રણમાં લુપ્ત થઈ. જમના નદી વહેણ બદલી સિંધુને બદલે ગંગામાં ભળી; સિંધની ફળદ્રુપતા ઘટી ગઈ. આમાંનાં ઘણાં પરિવર્તન તો નવતમ યુગ પછીના અર્વાચીન કાલના આરંભમાં થયાં છે. સૌરાષ્ટ્ર અને કચ્છનાં ભૌગોલિક પરિવર્તન પણ નોંધપાત્ર છે.[1]

---

૧. સૌરાષ્ટ્રનો પૂર્ણ દ્વીપ હતો; સમુદ્રની ખાડીની જગ્યાએ ભાલ–નળકાંઠાની છીછરી પટ્ટી ઉપસી આવતાં એનો ઉત્તરપૂર્વ ભાગ તળ-ગુજરાત સાથે જોડાઈ ગયો ને એ દ્વીપ મટી દ્વીપકલ્પ થયો. એવી રીતે કચ્છમાં છીછરા સમુદ્રના તળિયાની સપાટી ઊંચી આવતાં ત્યાં ખારાપાટનું 'મોટું રણ' અને 'નાનું રણ' થયું. કચ્છની ઉત્તરે સમુદ્રસંગમ કરતી સિંધુ નદીનાં મુખ પશ્ચિમ તરફ ખસતાં ગયાં. એ પૈકીનું પૂર્વ શાખાનું વહેણ સિંધના અમીરે ૧૮મી સદીમાં બંધ બાંધી કચ્છમાં આવતું અટકાવી દીધું.

આધુનિક-અધિકતમ યુગ દરમ્યાન ઉત્તર ભારતના હિમાલય પ્રદેશમાં સખ્ત ઠંડી અને સાધારણ ઠંડી આબોહવાના ફેરફાર થયા કર્યા ને એમાં એકાંતરે ચાર હિમકાલ અને ત્રણ અન્તર્હિમકાલ થયા. વાયવ્ય પંજાબ અને જમ્મુના પ્રદેશમાં માનવ સંસ્કૃતિના અવશેષ પહેલા અન્તર્હિમકાલના અંતભાગથી દેખા દે છે.

## ભૌગોલિક લક્ષણો અને એની અસર

માનવ-સંસ્કૃતિના ઘડતરમાં તે તે દેશનાં ભૌગોલિક લક્ષણો મહત્ત્વનો ભાગ ભજવે છે. આ હકીકત ભારતના ઇતિહાસમાં સ્પષ્ટ તરી આવે છે.

ભારતની અર્વાચીન ભૌગોલિક સ્થિતિ જોતાં, એ આસપાસના દેશોથી કુદરતી રીતે અલગ પડેલો છે. ઉત્તરમાં હિમાલયની ઊંચી દુર્ગમ પર્વતમાળાઓ આવેલી છે. પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે બંગાળાનો ઉપસાગર આવેલો છે. દુર્ગમ પર્વતમાળાઓ અને સમુદ્રોની સીમાઓએ ભારતને ઘણે અંશે સુરક્ષિત રાખ્યો છે છતાં એને લઈને ભારત આસપાસના જગતથી હંમેશાં અલગ પડી ગયેલું રહ્યું નથી એટલું જ નહિ, એની દુર્ગમ સીમાઓ ઓળંગીનેય અનેક વિદેશી પ્રજાઓ અહીં આવ્યા કરી છે, ને અહીંથી અનેક લોકો પડોશી દેશોમાં ગયા છે.

ભારત એ ઘણો વિશાળ દેશ છે. એ ઉત્તર-દક્ષિણ લગભગ ૩,૨૦૦ કિ.મી. જેટલો લાંબો અને પૂર્વ-પશ્ચિમ લગભગ ૪,૦૦૦ કિ.મી. જેટલો પહોળો છે. એની ભૂમિ-સીમા ૯,૬૦૦ કિ.મી. જેટલી અને સમુદ્ર-સીમા ૮,૦૦૦ કિ.મી. જેટલી લાંબી છે. દેશનો એકંદર વિસ્તાર ૪૬,૬૨,૦૦૦ ચોરસ કિ.મી. જેટલો છે. આબોહવા, વરસાદ અને રહેણીકરણીની દૃષ્ટિએ એના જુદા જુદા પ્રદેશોમાં એટલો બધો ફેર રહેલો છે કે એ એક વિશાળ દેશ નહિ પણ અનેક દેશોના બનેલા એક ઉપખંડ જેવો લાગે.

પ્રાકૃતિક ભૂગોળનાં લક્ષણોની દૃષ્ટિએ એના ચાર મુખ્ય વિભાગ પડે છે: ૧. હિમાલયની પર્વતમાળાઓનો પહાડી પ્રદેશ જે દક્ષિણમાંથી આવતાં વાદળો રોકી ભારતને વરસાદ અને નદીઓનો લાભ આપે છે, ૨. હિમાલય અને વિંધ્ય પર્વતમાળાઓની વચ્ચે આવેલું વિશાળ મેદાન, જેમાં સિંધુ, ગંગા, બ્રહ્મપુત્ર અને એમાં મળતી બીજી અનેક નદીઓ જળ અને કાંપ ઠાલવે છે, ૩. મધ્ય ભારત અને દક્ષિણ ભારતનો ઉચ્ચ પ્રદેશ તથા વિંધ્ય, સાતપુડા, પશ્ચિમ ઘાટ અને પૂર્વ ઘાટની પર્વતમાળાઓનો પહાડી પ્રદેશ, જે અનેક નદીઓનાં તથા અનેક પ્રકારની હાડમારીઓનાં ઉદ્ભવસ્થાન છે, અને ૪. દક્ષિણ ભારતના સમુદ્રતટ

પાસેનાં મેદાન, જે ફળદ્રુપતા ધરાવે છે. આ જુદાંજુદાં ભૌગોલિક લક્ષણોવાળા પ્રાકૃતિક વિભાગોમાં અનેકાનેક ભિન્ન ભિન્ન પ્રદેશ ઘડાયા છે ને એમાં વસેલી પ્રજાઓમાં પણ અનેક પ્રકારની ભિન્નભિન્ન રહેણીકરણી ઘડાઈ છે. ભાષા, લિપિ, પહેરવેશ, ખાનપાન, સ્વભાવ વગેરે અનેક બાબતોમાં જાતજાતના સંસ્કૃતિભેદ વિકસ્યા છે.

તેમ છતાં આ પ્રાદેશિક ભિન્નતા સાંસ્કૃતિક દૃષ્ટિએ વિગતોની વિવિધતા જેવી બની રહે છે અને માળાના મણકાઓની અંદર રહેલા સૂત્રની જેમ એ સર્વ પ્રાદેશિક ખાસિયતોની અંદર ઘણે અંશે એક વિશાળ સર્વસામાન્ય સંસ્કૃતિનો સ્રોત વહે છે. અનેક ભિન્નભિન્ન પ્રજાઓ અને ભિન્નભિન્ન સંસ્કૃતિઓના થતા જતા સંયોજનમાંથી ખરી ભારતીય સંસ્કૃતિ ઘડાતી રહી છે. હિંદુઓ અને મુસ્લિમોના લાંબા કાલના ભાઈચારા છતાંય બ્રિટિશરોની કૂટનીતિએ ઉત્તેજિત કરેલા કોમી ઝનૂનને પરિણામે દેશના બે ભાગલા પડ્યા છે અને પાકિસ્તાનથી છૂટા પડેલા ભારતમાં હજીય એક બાજુ કોમી કે પ્રાદેશિક અસ્મિતા અને બીજી બાજુ રાષ્ટ્રિય એકતા વચ્ચેનો ગજગ્રાહ ચાલ્યા કરે છે. આટલા વિશાળ દેશમાં પ્રાદેશિક ભિન્નતાય વિકસ્યા કરે તેમજ એની આટલી પ્રાચીન સંકલિત સંસ્કૃતિમાં રાષ્ટ્રિય એકતાય ગુંજ્યા કરે એ બંને બાબત ઐતિહાસિક દૃષ્ટિએ સ્વાભાવિક છે.

પ્રાકૃતિક ભૂગોળનાં આ લક્ષણોએ ભારતીય પ્રજામાં ખેતીપ્રધાન વ્યવસાય, જીવનચર્યાની શાંતિ અને નિરાંત, દેશવિદેશના વેપારવણજનાં સાહસ અને કુનેહ, ધર્મોપાસના અને પ્રારબ્ધવાદ, મર્યાદિત લડાયકવૃત્તિ અને વ્યાપક સમાધાનવૃત્તિ જેવાં બીજાં કેટલાંક લક્ષણ ખીલવ્યાં છે. ભારતીય પ્રજાના ઇતિહાસમાં આમ ભૌગોલિક પરિબળોની વિપુલ અસર થયેલી છે.

## પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓ

ઐતિહાસિક માહિતીનો આધાર લિખિત સામગ્રી ઉપર રહેલો છે. તેથી લેખનકલાના ઉપયોગ પહેલાંના કાલને પ્રાગૈતિહાસિક ગણવામાં આવે છે.

ભારતમાં પ્રાગૈતિહાસિક માનવ-સંસ્કૃતિના અવશેષ પહેલા અન્તર્હિમકાલના અંત અને બીજા હિમકાલના આરંભથી મળવા લાગે છે. આ કાલનો સમય લગભગ ૫,૦૦,૦૦૦ વર્ષ પહેલાંનો આંકવામાં આવ્યો છે. પંજાબમાં તે પછી બીજા અંતર્હિમકાલ, ત્રીજા હિમકાલ, ત્રીજા અંતર્હિમકાલ અને ચોથા હિમકાલ દરમ્યાન પણ એવા અવશેષ મળ્યા કરે છે. આ અવશેષોમાં માનવ-દેહના અવશેષ મળ્યા નથી, પરંતુ માનવે ઘડેલાં પાષાણનાં ઓજાર મળ્યાં છે. માનવ-

જીવનના એ તબક્કામાં સુખસગવડનાં સાધનોમાં મુખ્ય ઉપયોગ પાષાણનો થયો હોઈ, માનવ-સંસ્કૃતિના એ યુગને **પાષાણયુગ** તરીકે ઓળખવામાં આવે છે. પાષાણનાં ઓજારો પથરાને ટીચીને કાં તો એના ક્રોડ(ગર્ભ)માંથી અથવા તો એના શલ્ક(પતરી)માંથી ઘડવામાં આવે છે. બીજા અન્તર્હિમકાલમાં વિકસિત શલ્ક-ઓજાર મળે છે, તેને 'સોઆન ઉદ્યોગ' તરીકે ઓળખવામાં આવે છે, કેમ કે તે મુખ્યતઃ રાવળપિંડી જિલ્લાના પોટવાર પ્રદેશમાં આવેલી સોઆન નદીની ખીણમાં મળેલા છે. એનો સમય ૪,૦૦,૦૦૦ થી ૨,૦૦,૦૦૦ વર્ષ પૂર્વનો આંકવામાં આવ્યો છે. એની પહેલાંના બીજા હિમકાલનાં આરંભિક શલ્ક-ઓજાર મળ્યાં છે, તેને 'પ્રાક્-સોઆન ઉદ્યોગ' તરીકે ઓળખવામાં આવે છે. બીજા અન્તર્હિમકાલથી ઉત્તર ભારતમાં વિશેષતઃ શલ્ક-ઓજાર મળે છે, જ્યારે દક્ષિણ ભારતમાં વિશેષતઃ ક્રોડ-ઓજાર મળે છે. મદ્રાસ રાજ્યમાં મળેલાં ક્રોડ-ઓજારોને બે બાજુથી પતરી કાઢીને ઘડેલાં હોઈ, એ ઘાટમાં હાથ-કુહાડી તરીકે (હાથે પકડીને વપરાય તેવાં કુહાડીનાં પાનાં તરીકે) ઓળખાય છે. આવાં ઓજારોને 'મદ્રાસ ઉદ્યોગ' તરીકે ઓળખવામાં આવે છે. દક્ષિણનાં ઓજારોની અસર ત્રીજા અન્તર્હિમકાલમાં ઉત્તરમાં છેક પંજાબ સુધી પ્રસરી હોવાનું માલૂમ પડે છે. આવાં ક્રોડ-ઓજાર દક્ષિણ આફ્રિકા, પેલેસ્ટાઈન અને પશ્ચિમ યુરોપમાં પણ મળે છે ને સંભવતઃ વર્તમાન યોનિના નૂતન માનવે ઘડેલાં મનાય છે, જ્યારે ઉત્તર ભારતનાં શલ્ક-ઓજાર લુપ્ત યોનિના પ્રાચીન માનવે ઘડેલાં સંભવે છે. બંને પ્રકારનાં ઓજાર રાજસ્થાન, ગુજરાત, મધ્યપ્રદેશ, બંગાળ, મહારાષ્ટ્ર, આન્ધ્ર, કર્ણાટક વગેરે પ્રદેશોમાં પણ મળ્યાં છે અને એનો ઉપયોગ ચોથા હિમયુગ સુધી ચાલુ રહેલો જણાય છે.

આધુનિક-અધિકતમ યુગના સ્તરોમાંથી મળેલા પાષાણયુગની માનવ સંસ્કૃતિના આ યુગને **પ્રાચીન પાષાણયુગ** કહે છે. એના પહેલા તબક્કાને **આદ્ય પાષાણયુગ** અને બીજા તબક્કાને **મધ્ય પાષાણયુગ** કહે છે. ઓજારોના સ્થૂલ અવશેષો પરથી એ માનવની સંસ્કૃતિનો ઘણો આછો ખ્યાલ આવે છે. એ કાલનો માનવ ભ્રમણશીલ જૂથોમાં રહેતો અને મુખ્યત્વે શિકાર પર નિર્વાહ કરતો. કુદરતી રીતે ઊગતાં ફળો અને કંદમૂળોનો પણ એ ખોરાકમાં ઉપયોગ કરતો. પથ્થર ઉપરાંત લાકડું, ઘાસ, પાંદડાં, ચામડું વગેરે દ્રવ્યો પણ એ કામમાં લેતો હશે, પરંતુ એમાંથી હાલ પથ્થરની ચીજો જ મોજૂદ રહી છે. પથ્થરનાં ઓજારોનો એ શિકાર અને ખોરાકને લગતાં વિવિધ કામોમાં ઉપયોગ કરતો. પશ્ચિમમાં એ કાલના માનવે ગુફાઓની ભીંતો પર દોરેલાં કે કોતરેલાં ચિત્ર

મળે છે. તેવાં તે કાલનાં ચિત્ર ભારતમાં મળ્યાં નથી, નહિ તો તેમની જીવન-ચર્યા વિશે વિશેષ માહિતી મળત, છતાં એકંદરે એ શિકાર અને અન્નસંચય કરતા વનવાસીની અવસ્થામાં હતો એટલું સ્પષ્ટ છે.

હિમકાલના અસ્ત પછી પાષાણયુગનાં ઓજારોનું સ્વરૂપ સાવ બદલાઈ જાય છે. એ ઓજાર છેક નાના કદનાં (લગભગ એક ઇંચ જેવડાં) અને પતરી ઘાટનાં હોય છે. આ નાનકડી પતરીઓ લાકડાં કે હાડકાંના હાથામાં ખોસીને વાપરવાનાં પાનાં તરીકે ઘડાઈ લાગે છે. આવાં લઘુ પાષાણ-ઓજાર ભારતમાં લગભગ બધા પ્રદેશોમાં મળી આવે છે, પરંતુ એ મોટે ભાગે રેતીના ટીંબાઓ પર સપાટી પરથી મળતાં હોઈ, એનો કાલાનુક્રમ નક્કી કરવો મુશ્કેલ છે. કેટલાંક સ્થળોએ આવાં ઓજાર લોખંડનાં ઓજારો સાથે મળે છે તેમ જ કેટલાંક સ્થળોએ એ પ્રાગ્-મૌર્યકાલનાં મૃદ્ભાણ્ડ સાથે મળે છે. આ પરથી આ ઓજારો ઘડનાર માનવનો સંબંધ ઐતિહાસિક કાલના માનવ સાથે સવિશેષ રહેલો હોવાનું માલૂમ પડે છે. એ પ્રજા પ્રાયઃ પશ્ચિમમાંથી આવેલ કોઈ નવી પ્રજા હોવા સંભવે છે. પ્રાચીન પાષાણયુગના આ તબક્કાને અંતિમ પાષાણયુગ કહે છે.[1] ઉત્તર ગુજરાતમાં લાંઘણજ અને હીરપુરાના ટીંબાઓમાં થયેલા ખોદકામમાં આવાં લઘુ પાષાણ-ઓજારોની સાથે ધાતુનો સદંતર અભાવ તથા મૃદ્ભાણ્ડોની થોડી વપરાશ હોવાનું માલૂમ પડયું છે. તેમ જ એ ઓજારોની સાથે માણસોનાં તથા પ્રાણીઓનાં હાડપિંજર પણ મળ્યાં છે. એ પરથી એ કાલના માનવ નિગ્રો (હબસી) જાતિના હોવાનું અને ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, ઉંદર, માછલી, મગર વગેરે પ્રાણીઓના શિકાર પર નિર્વાહ કરતા હોવાનું માલૂમ પડે છે. કૂતરાને પાળવામાં આવતો હોય એવું પણ લાગે છે. આ શબોની રીતસર દફનક્રિયા કરેલી છે ને એમનાં માથાં નિશ્ચિત દિશામાં રાખેલાં છે.

હબસી લોકો અરબસ્તાન અને ઈરાન થઈને આફ્રિકાથી આવ્યા હતા ને અહીંથી મલાયા અને ઇન્ડોનેશિયા સુધી ફેલાયા. હાલના કેટલાક તમિળભાષી લોકોમાં, અસમના નાગ લોકોમાં અને આંદામાનના લોકોમાં એમનું બીજ રહેલું છે.

ઘસીને લીસાં કરેલાં પાષાણ-ઓજાર પ્રાચીન પાષાણ-ઓજારોથી તેમ જ લઘુ પાષાણ-ઓજારોથી તદ્દન જુદાં પડે છે. યુરોપ અને આફ્રિકામાં આવાં ઓજાર નૂતન પાષાણયુગ કે ઉત્તર પાષાણયુગનાં હોવાનું માલૂમ પડયું છે. ત્યાં આવાં ઓજારોની સાથે અગ્નિનો ઉપયોગ, માટીનાં વાસણો તેમ જ કૃષિ-

૧. વસ્તુતઃ એ પ્રાચીન પાષાણ યુગનો અંતિમ તબક્કો છે.

અને પશુપાલનની નિશાનીઓ મળે છે. ભારતમાં આવાં ઓજાર મોટે ભાગે છૂટાંછવાયાં અને જૂજ સંખ્યામાં મળ્યાં છે ને જ્યાં એના કાલાનુક્રમની નિશાનીઓ મળે છે ત્યાં એનો વપરાશ આરંભિક ઐતિહાસિક કાલ સુધી રહેલો હોવાનું જણાય છે. ઉત્તરમાં એ પ્રાગ્-મૌર્યકાલની અને દક્ષિણમાં પ્રાગ્-લોહકાલની પહેલાંનાં હોવાનું સ્પષ્ટ થાય છે. આમ ભારતમાં લઘુ પાષાણઓજારોની તેમ જ નૂતન પાષાણ-ઓજારોની સંસ્કૃતિ કેટલાંક સ્થળોએ વત્તેઓછે અંશે છેક ઐતિહાસિક કાલના આરંભ સુધી ચાલુ રહી હોવાનું જણાય છે. આ કાલમાં માનવી હવે કૃષિ દ્વારા અન્ન-ઉત્પાદન કરતો અને પશુપાલન કરતો થયો હોઈ, સ્થાયી વસવાટ દ્વારા ગ્રામવાસીની અવસ્થામાં આવી ચૂક્યો હતો. આ લોકો નિષાદ (ઑસ્ટ્રિક) જાતિના હતા. તેઓ પેલેસ્ટાઇન તરફથી આવ્યા હતા ને હિંદી ચીન, ઇન્ડોનેશિયા અને ઑસ્ટ્રેલિયા સુધી ફેલાયા. તેઓ મધ્યમ કદના, ચીબા અને કાળી ચામડીના હતા. હાલના કોલ, સંતાલી, ખાસી વગેરે લોકો નિષાદ જાતિના છે. કપાસ, તાંબૂલ, કેળ, કાચબો, બાણ વગેરે શબ્દોનાં મૂળ એમની ભાષામાં રહેલાં છે. કોડીની ગણતરી, હળદર કંકુનો મહિમા, સુતરાઉ કાપડનું વણતર વગેરે રહેણી-કરણીનાં મૂળ પણ નિષાદ સંસ્કૃતિમાં રહેલાં છે.

## આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ

પાષાણયુગોની લાંબી મજલને અંતે માનવને નવી નવી જાતના પથ્થરોની શોધ દરમ્યાન કાચી ધાતુના ગઠ્ઠા હાથ લાગ્યા ને એ નવા પદાર્થમાં માટીની રૂપક્ષમતા તથા પથ્થરની મજબૂતાઈ આપી શકે તેવા બંને ગુણો હોવાનું માલૂમ પડતાં એણે પાષાણને બદલે ધાતુનાં ઓજારો અને હાથિયારો ઘડવા માંડયાં. ત્યારથી પાષાણયુગનો અસ્ત થયો ને ધાતુયુગનો ઉદય થયો. ધાતુઓમાં પહેલાં તાંબાનો ને આગળ જતાં તાંબા અને કલાઈની મેળવણીથી કાંસાનો બહોળો ઉપયોગ થયો. આથી ધાતુયુગના આ આરંભિક તબક્કાને તામ્રયુગ કે કાંસ્યયુગ કે તામ્ર-કાંસ્યયુગ તરીકે ઓળખવામાં આવે છે. એની અગાઉના સંક્રાન્તિ-કાળને 'તામ્ર-પાષાણ યુગ' કહે છે.

આ યુગ દરમ્યાન માનવે ધાતુકામના ઉદ્યોગ અંગે નગર વસાવ્યાં અને આર્થિક તંત્રમાં અગાઉના સ્વાવલંબનને બદલે પરસ્પરાવલંબનની નવી નીતિ અપનાવી. માનવ-સંસ્કૃતિના ઘડતરમાં નગર-વાસીની આ જે ઉચ્ચ અવસ્થા આવી, તેને સભ્યતા કહે છે. સભ્યતાની અવસ્થા પામતાં માનવે કુંભારનો ચાક, પૈડાંવાળાં વાહન, કાંતીને વણેલાં વસ્ત્ર, ધાતુનાં વાસણ, ધાતુનાં ઘરેણાં

વગેરે ઉપરાંત લેખનકલાની પણ શોધ કરી. લિખિત સામગ્રીનો અભાવ દૂર થતાં માનવ-સંસ્કૃતિ હવે પ્રાગૈતિહાસિક અવસ્થા વટાવીને ઐતિહાસિક અવસ્થામાં પ્રવેશી ગણાય, પરંતુ આ લખાણોની લિપિ હજી ઊકલી ન હોઈ, એ સામગ્રીનો લાભ લઈ શકાતો નથી. આથી એને પૂરી ઐતિહાસિક ન ગણતાં **આદ્ય-ઐતિહાસિક** ગણવામાં આવે છે.

પુરાતત્ત્વની સ્થળતપાસ અને ઉત્ખનનની પ્રવૃત્તિઓ દ્વારા હવે ભારતની તામ્ર-કાંસ્યયુગની અનેક આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ જાણવા મળી છે. એમાં એના જે વિવિધ અવશેષ મળી આવે છે, તેમાં મૃદ્‌ભાણ્ડ ઘણાં ઉપયોગી નીવડે છે, કેમ કે એના જુદા જુદા પ્રકારો પરથી જુદી જુદી સંસ્કૃતિઓનું વર્ગીકરણ અને અભિજ્ઞાન થઈ શકે છે. જ્યારે એક અમુક પ્રકારના અવશેષ અનેક




આકૃતિ ૧ : આદ્ય-ઐતિહાસિક પુરાવશેષીય સ્થળો

સ્થળોએ મળવા લાગે ત્યારે એ અવશેષો ધરાવતી સંસ્કૃતિને, સગવડ ખાતર, એના અવશેષ પહેલવહેલા જે સ્થળે મળ્યા હોય તે સ્થળના નામે ઓળખાવામાં આવે છે. દા. ત., હડપ્પા સંસ્કૃતિ, આમરી સંસ્કૃતિ, કુલ્લી સંસ્કૃતિ, ઝૂકર સંસ્કૃતિ વગેરે. (જુઓ આકૃતિ ૧.)

મૃદ્દભાણ્ડોના પ્રકારો પરથી ભારતના તામ્રકાંસ્યયુગની સંસ્કૃતિઓને બે વિભાગમાં વર્ગીકૃત કરવામાં આવે છે: (૧) પાંડુભાણ્ડ સંસ્કૃતિઓ, અને (૨) રક્તભાણ્ડ સંસ્કૃતિઓ.

પાંડુભાણ્ડ સંસ્કૃતિઓમાં કવેટા સંસ્કૃતિ, આમરી–નાલ સંસ્કૃતિ અને કુલ્લી સંસ્કૃતી નોંધપાત્ર છે. બલૂચિસ્તાનની કવેટા સંસ્કૃતિનાં મૃદ્દભાણ્ડ પર કાળા રંગમાં ભૌમિતિક આકૃતિઓ ચીતરેલી છે. સિંધના આમરી નામે સ્થળે જેની આરંભિક અવસ્થાના બલૂચિસ્તાનના નાલ પાસે જેની અંતિમ અવસ્થાના અવશેષ મળ્યા છે તે આમરી-નાલ સંસ્કૃતિનાં ખંડેરોમાં પથ્થર અને માટીનાં તેમ જ કાચી ઈંટોનાં મકાનોના અવશેષો મળ્યા છે. એમાં બે કબરસ્તાન પણ મળ્યાં છે. એમાં મોટે ભાગે છૂટાં પડેલાં અસ્થિ દફનાવેલાં હોય છે; આખાં શબ તો ક્વચિત જ મળે છે. એમાં કાચી ઈંટોની કે પથ્થરની કબર ચણેલી હોય છે. મૃદ્દભાણ્ડો પર સફેદ લેપ લગાવીને એના પર ઊભાં આડાં ખાનાં પાડી કાળા અને લાલ રંગમાં આકૃતિઓ ચીતરી હોય છે. ઘરેણાંના હારના મણકા અને તાંબાનાં ઓજારો પણ મળે છે. દક્ષિણ બલૂચિસ્તાનની કુલ્લી સંસ્કૃતિના અવશેષોમાં સ્ત્રીઓના તથા પ્રાણીઓના ઘાટની પકવ મૃત્તિકા–પૂતળીઓ નોંધપાત્ર છે. આ સંસ્કૃતિનો પૂર્વાર્ધ સુમેરની પ્રાચીન રાજવંશકાલની સંસ્કૃતિ સાથે અને એનો ઉત્તરાર્ધ ભારતની હડપ્પા સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવતો હોવાનું માલૂમ પડ્યું છે.

રક્તભાણ્ડ સંસ્કૃતિઓમાં ઉત્તર બલૂચિસ્તાનના ઝહોબ નદીના પ્રદેશમાં કેટલીક પૂર્વાપર સંસ્કૃતિઓ મળી છે, ખાસ કરીને રાણાઘુંડઈના ટીંબામાં. એનાં ખંડેરોમાં મળેલા વસવાટના પહેલા થરમાં હાથે ઘડેલાં સાદાં મૃદ્દભાણ્ડ મળે છે, જ્યારે બીજા થરમાં કુંભારના ચાક પર ઘડેલાં ચિત્રિત મૃદ્દભાણ્ડ મળી આવે છે. ત્રીજો થર લાંબા કાલનો વસવાટ સૂચવે છે ને એ સંસ્કૃતિ હડપ્પા સંસ્કૃતિની સમકાલીન છે. એનાં મૃદ્દભાણ્ડો પરનાં ચિતરામણ બે રંગમાં હોય છે. અહીં પણ માટીની પૂતળીઓ મળે છે, પણ એ દેખાવમાં બીષણતાની છાપ પાડે છે. એમાં માતાની માનતા માટે ગમે તેમ ઘડેલા ઘાટ હોવાનું જણાય છે. આ સંસ્કૃતિનો અંત એકાએક આવ્યો લાગે છે.

**હડપ્પીય સંસ્કૃતિ**

પંજાબમાં રાવીના તટ નજીક આવેલા હડપ્પા ગામ પાસેનાં ખંડેરોમાં **હડપ્પા સંસ્કૃતિના** અવશેષ હાથ લાગ્યા અને એ ખંડેરોનું વ્યવસ્થિત ઉત્ખનન કરતાં એમાં એક ભવ્ય નગર-સંસ્કૃતિ અથવા સભ્યતાના મહત્ત્વના કેન્દ્રનો પત્તો લાગ્યો ત્યારથી ભારતીય સંસ્કૃતિને જગતની પ્રાચીનતમ સભ્યતાઓમાં સ્થાન મળ્યું છે. એ સંસ્કૃતિનું એક બીજું મોટું નગર સિંધમાં સિંધુ નદીના તટ પાસે મોહેંજો-દડો નામે ટીંબામાં દટાયેલું હોવાનું એનાં ખંડેરોના ઉત્ખનન પરથી જણાયું છે. આ બે નગરોના અવશેષો પરથી શરૂઆતમાં આ સભ્યતાને **સિંધુ ખીણની સભ્યતા** તરીકે ઓળખવામાં આવી, પરંતુ હવે એનો વિસ્તાર દક્ષિણમાં રાજસ્થાન અને છેક ગુજરાત સુધી હોવાનું જણાયું છે. આથી પંજાબ, સિંધ, રાજસ્થાન અને ગુજરાતમાં પથરાયેલી એ સભ્યતાને એના પ્રથમ પ્રાપ્તિ-સ્થાન પરથી **હડપ્પીય સભ્યતા** તરીકે જ ઓળખવી ઘટે.

એનાં નગરોનાં ખંડેરોના ખોદકામમાં સ્પષ્ટ નગર-યોજના નજરે પડે છે. નગરના પશ્ચિમ ભાગમાં નાનો ગઢ હોય છે. મકાન પાકી ઈંટોનાં હોય છે. એમાં નહાવાની ઓરડી અને પાણીના નિકાલ માટેની મોરીની જોગવાઈ હોય છે. સ્નાનાગાર અને કોઠાર જેવાં કેટલાંક મોટાં મકાન પણ હોય છે.

માટીનાં વાસણ અનેક તરેહના ઘાટનાં હોય છે. ચિત્રિત વાસણો પરનાં ચિત્ર મોટે ભાગે લાલ પર કાળા રંગમાં અને કવચિત્ સફેદ પર અનેક રંગોમાં ચીતરાતાં. ખંડેરોના ખોદાયેલા ભાગમાં મંદિરની ઇમારત મળી નથી, પરંતુ માતાજીની નાની મૂર્તિ લગભગ દરેક મકાનમાં મળે છે. લિંગપૂજા તથા પશુપતિ જેવા કોઈ દેવની ઉપાસના પણ થતી હોવાનું જણાય છે. પશુ, પક્ષી, નાગ, વૃક્ષ ઇત્યાદિની ઉપાસના; સ્વસ્તિક જેવાં ચિહ્ન; તાવીજ, માનતા, ભોગ ઇત્યાદિ પણ પ્રચલિત લાગે છે. શબને લગતી વ્યવસ્થામાં અગ્નિદાહ ભસ્મદફન દ્વારા સૂચિત થાય છે, જ્યારે ભૂમિદાહમાં દફનની ચોક્કસ પદ્ધતિ અને માન્યતાઓ નજરે પડે છે. આ પરથી એ લોકો માણસની મરણોત્તર હયાતીમાં તેમ જ જરૂરિયાતોમાં શ્રદ્ધા ધરાવતા હોવાનું માલુમ પડે છે. માટીકામ, પથ્થરકામ અને ધાતુકામના હુન્નર ઠીકઠીક ખીલ્યા હતા. એમાં તકલીનાં ચકરડાં, રમકડાં, ઘરેણાં, તોલમાપનાં સાધનો, ઓજારો અને હથિયારો નોંધપાત્ર છે. વળી ખેતી, પશુપાલન અને વેપારની નિશાનીઓ પણ મળે છે. (જુઓ આકૃતિ ૨.) લોકોના મોજશોખ અને એમની રહેણીકરણી વિશે કેટલીક માહિતી મળે છે.



આકૃતિ ૨ : હડપ્પીય અવશેષો

પથ્થરની મુદ્રાઓ, માટીની મુદ્રિકાઓ અને તાંબાની પતરીઓ પર કોતરેલાં લખાણ એ પ્રજાની ભાષા, જાતિ અને સંસ્કૃતિના નિર્ણય માટે ઘણું મહત્ત્વ ધરાવે છે, પરંતુ એના અક્ષરોનો અર્થ હજી ઉકેલી શકાયો ન હોઈ, એ લિખિત સામગ્રી ખાસ ઉપયોગી નીવડી નથી. મોહેં–જો–દડોમાં માણસોની ખોપરીઓ

અને હાડપિંજરો મળ્યાં છે તેની વૈજ્ઞાનિક તપાસ પરથી એમાં અનેક જુદી જુદી જાતિઓ હોવાનું માલૂમ પડે છે. સુમેર અક્કડ (ઇરાક) વગેરે વિદેશો સાથેના સંપર્કો પરથી સૂચવાતી સમકાલીનતાને આધારે હડપ્પીય સંસ્કૃતિનો સમય ઈ. પૂ. ૨૪૦૦ થી ૧૬૦૦ જેટલો આંકવામાં આવ્યો છે. ભારતના ઇતિહાસમાં આ સંસ્કૃતિને પ્રાયઃ વેદકાલની સંસ્કૃતિની પુરોગામી ગણવામાં આવે છે.[1] હડપ્પા અને મોહેં જો-દડોનાં નગરોનો નાશ એકાએક અને જબરજસ્તીથી થયેલો જણાય છે. એ નાશ કોઈ કુદરતી ઉપદ્રવથી થયો હશે એ ઘણું સંભવિત છે. હડપ્પીય પ્રજાનો મુખ્ય વર્ગ આર્યોના આગમન પહેલાં અહીં વસેલી દ્રવિડ જેવી આર્યેતર પ્રજાનો હશે એવું ઘણા વિદ્વાનો માને છે. એ અનુસાર ભારતની પ્રાચીન સંસ્કૃતિના ઇતિહાસમાં આર્યોનીયે પહેલાંની એ આર્યેતર પ્રજાની સંસ્કૃતિનું સ્થાન ઘણું ગણનાપાત્ર બની રહે છે. દ્રવિડ લોકો મુખ્યતઃ ભૂમધ્ય-સમુદ્ર જાતિના હોવાનું અને અહીં એશિયા માયનોરથી ઇરાક અને ઈરાન થઈને આવ્યા હોવાનું જણાય છે. મોહેંજો-દડોમાં દ્રવિડો ઉપરાંત નિષાદો અને કિરાતોના પણ દેહાવશેષ મળ્યા છે. કિરાત મોંગોલોઈડ જાતિના હતા ને અહીં બર્મા તથા તિબેટ તરફથી આવ્યા હતા. પીળી ચામડીના આ ચીબા લોકો ખાસ કરીને આસામ, નેપાલ, ભૂતાન અને બંગલાદેશમાં રહેલા છે. દ્રવિડ લોકો હાલ મુખ્યતઃ દક્ષિણ ભારતમાં રહેલા છે ને એમની મૂળ ભાષા જાળવી રહ્યા છે.

ગુજરાતમાં હડપ્પીય સંસ્કૃતિના પ્રસારનાં જે અનેક સ્થળ મળ્યાં છે તેમાં લોથલ સહુથી મહત્ત્વનું છે. એનાં ખંડેરોમાં મળેલ અવશેષોમાં લખાણ કોતરેલી મુદ્રાઓ તથા મુદ્રાંકો તેમ જ બંદરના ધક્કાની લાગતી ઇમારત ખાસ નોંધપાત્ર છે. મુદ્રાઓ અને મુદ્રાંકો વેપારવણજના માલની આયાત નિકાસ સૂચવે છે. લોથલમાં વસાહતનો લોપ પૂરના ઉપદ્રવને લઈને થયો હોવાનું જણાય છે. રંગપુરમાં હડપ્પીય સંસ્કૃતિનો ધીમો ક્રમિક લય થતો હોવાનું તથા સાથે સાથે એક બીજી નવી સંસ્કૃતિનો ક્રમિક ઉદય થતો હોવાનું માલૂમ પડે છે.

હડપ્પીય સંસ્કૃતિ પછીની સંસ્કૃતિઓમાં સિંધમાં ઝૂકર સંસ્કૃતિ, હડપ્પા પાસે મળેલ અનુકાલીન કબરસ્તાન 'હ'ની સંસ્કૃતિ, દક્ષિણ બલૂચિસ્તાનમાં શાહીતુંપ

૧. કોઈ વિદ્વાનો હડપ્પીય સભ્યતામાં વૈદિક સંસ્કૃતિ સમાવિષ્ટ હોવાનું ધારે છે, તો કોઈ વળી વૈદિક સંસ્કૃતિને પ્રાક્કાલીન ગણે છે.

| ઇરાક | દક્ષિણ બલૂચિસ્તાન | ઉત્તર બલૂચિસ્તાન | સિંધ | પંજાબ | ગુજરાત |
|---|---|---|---|---|---|
| કાસ્સાઇટ બેબિલોન વંશ–૧ | શાહીતુંપ | રાણાઘુંડઈ –૪ | ઝૂકર | કબ્રસ્તાન 'હ' | રંગપુર–૨ |
| ઇસિન-લારસા ઉર વંશ–૩ અક્કડ | કુલ્લી | રાણાઘુંડઈ –૩ | મોહેં-જો-દડો | હડપ્પા | રંગપુર–૧ લોથલ |
| આરંભિક વંશ | કુલ્લી નાલા | રાણાઘુંડઈ –૩ ક્વેટા | આમરી | હડપ્પા -પાયો | |

આકૃતિ ૩ : આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ

સંસ્કૃતિ અને ઉત્તર બલૂચિસ્તાનમાં રાણાઘુંડઈના ચોથા થરની સંસ્કૃતિના અવશેષ પ્રાપ્ત થયા છે, પરંતુ આ અનુ-હડપ્પીય સંસ્કૃતિઓના થરો અને હડપ્પીય સંસ્કૃતિઓના થરો વચ્ચે થોડો ગાળો રહેલો હોવાથી હડપ્પીય પ્રજાના સીધા અનુગામીઓ વિશે કંઈ નિશ્ચિત જાણવા મળતું નથી. આર્યોની પ્રાચીનતમ વસાહતોના પુરાતત્ત્વીય અવશેષોનું પણ ચોક્કસ અભિજ્ઞાન થયું નથી. આથી હડપ્પીય પ્રજા અને આર્યો વચ્ચેના સંબંધ વિશે કંઈ નિશ્ચિત કહેવું મુશ્કેલ છે. આર્યોએ હરિયૂપીયામાં વારશિખોને હરાવ્યા એવો ઋગ્વેદમાં આવતો ઉલ્લેખ હડપ્પાને અને એની પ્રજાને લાગુ પડતો હોય એવો સંભવ સૂચવાયો છે.

## વેદકાલીન આર્ય-સંસ્કૃતિ

ભારતના વિદ્યમાન સાહિત્યમાં સહુથી પ્રાચીન વેદ સાહિત્ય છે. ભારત, ઈરાન અને યુરોપની પ્રાચીન ભાષાઓના તુલનાત્મક અભ્યાસ પરથી ફલિત થયું

છે કે એ ભાષાઓ કોઈ સામાન્ય ભાષામાંથી ઊતરી આવી છે ને એ પ્રાચીન ભાષાઓ બોલનાર પ્રજાઓના પૂર્વજો અગાઉ કોઈ એક સ્થળે સાથે રહેતા હતા. એમની સામાન્ય ભાષાને ભાષાશાસ્ત્રમાં 'ભારત-યુરોપીય' નામ આપવામાં આવ્યું છે. એ ભાષા બોલનાર પૂર્વજોના નિવાસસ્થાન માટે મધ્ય એશિયા તથા પૂર્વ યુરોપના જુદા જુદા પ્રદેશ સૂચવાયા છે. એ પ્રજાની અમુક ટોળીઓ યુરોપ તરફ વળી ને ત્યાં ગ્રીક, લૅટિન વગેરે ભાષાઓ વિકસી. બીજી કેટલીક ટોળીઓ ઈરાનમાં જઈ વસી. આગળ જતાં એમાંની કેટલીક ઈરાનમાં રહી, જ્યારે બીજી કેટલીક ભારતમાં આવી વસી. ભારતના વેદ અને ઈરાનના અવસ્તાની ભાષા વચ્ચે રહેલા વિપુલ સામ્ય પરથી એ ટોળીઓના પૂર્વજોની સામાન્ય ભાષાને 'ભારત-ઈરાની' નામ આપવામાં આવ્યું છે. ઈરાન (અરિયાના) અને આર્યાવર્તની એ પ્રજાને 'આર્ય' તરીકે ઓળખવામાં આવે છે. ઈરાન અને ભારતના આર્યોની ધાર્મિક માન્યતાઓ વચ્ચે ઠીક ઠીક સામ્ય રહેલું છે, પરંતુ તેઓમાં ઉપાસ્ય દેવોની બાબતમાં બે ભિન્ન સંપ્રદાય પડ્યા. ઈરાની આર્યો અસુરોની ઉપાસના કરતા ને દેવોને તિરસ્કૃત ગણતા; ભારતીય આર્યો દેવોને આરાધતા અને અસુરોને અવગણતા. ભારતના આર્યોની પ્રાચીન ભાષાને 'ભારતીય-આર્ય' કહે છે

ભારતમાં દાખલ થયેલા આર્યો શરૂઆતમાં પંજાબમાં વસ્યા. કાબૂલ, કુરરમ, ગોમલ વગેરે નદીઓ ઓળંગી તેઓ સિંધુ નદીને તટે આવ્યા. ત્યાંથી પૂર્વ તરફ આગળ વધતાં એમણે વિતસ્તા (ઝેલમ), અસિક્ની (ચીનાબ), પરુષ્ણી (રાવી), વિપાશ (બિયાસ) અને શુતુદ્રી (સતલજ) ઓળંગી. એ પછી સરસ્વતી નામે મોટી નદી હતી, જે હાલ રણમાં લુપ્ત થઈ જાય છે. આ પ્રદેશ સપ્ત સિંધુઓ (સાત નદીઓ) તરીકે[1] ઓળખાતો. આગળ જતાં એની પાર યમુના અને ગંગા નદીના પ્રદેશ તરફ પણ તેઓ આગળ વધ્યા. (જુઓ આકૃતિ ૪.)

ભારતીય આર્યોની અનેક ટોળીઓ હતી. એમાં ભરતો અગ્રિમ સ્થાન ધરાવતા. એમના રાજા સુદાસે પરુષ્ણી (રાવી) નદીને તટે બીજી દસ ટોળીઓના રાજાઓને યુદ્ધમાં હરાવ્યા તેમ જ યમુનાને તીરે ત્રણ આર્યેતર ટોળીઓને હરાવી. ભારતીય વસાહતોના પ્રસારણ દરમ્યાન આર્યોને દાસ, દસ્યુ, પણિ વગેરે આર્યેતર પ્રજાઓ સાથે સંઘર્ષ થતો. વિજયી આર્યો પરાજિત અનાર્યોને ગુલામ બનાવતા ને એમનાં વર્ણ, ભાષા અને ધર્મની અવગણના કરતા.

---

૧. એવી રીતે હાલ 'પંજાબ' (પાંચ નદીઓ) નામ પ્રચલિત છે. એક સૂક્તમાં વિશ્વામિત્ર વિપાશ (બિયાસ) અને શુતુદ્રી (સતલજ) નદીઓને વીનવે છે કે તમે નીચાં નમો, જેથી અમે તમને ઓળંગીએ.




આકૃતિ ૪ : ઋગ્વેદમાં ઉલ્લિખિત ભારત

આગળ જતાં ભરતો અને પૂરુઓ કુરુઓમાં ભળી ગયા ને હવે કુરુઓ તથા પંચાલો અગ્રિમ સ્થાન પામ્યા. એમના નામ પરથી મધ્યદેશ કુરુ-પંચાલ તરીકે ઓળખાયો. પછીનું 'કુરુક્ષેત્ર' નામ પણ કુરુઓ પરથી પડેલું છે. એની પૂર્વે શિબિ, મત્સ્ય, શાલ્વ, ઇક્ષ્વાકુ, કોશલ, વિદેહ, કાશી, મગધ, અંગ, વંગ વગેરે પ્રજાઓ વસી. અમ્બષ્ઠ વગેરે પશ્ચિમમાં; સત્વત, વિદર્ભ, નિષધ વગેરે દક્ષિણમાં અને મદ્ર, ગંધાર, બાહ્લીક, કેકય, કંબોજ વગેરે ઉત્તરમાં વસ્યા. આ ઉપરાંત અન્ધ્ર, પુણ્ડ્ર, શબર, પુલિન્દ વગેરે અર્ધ-આર્ય અને આર્યેતર પ્રજાઓ પણ હતી. એને આર્યો દાસ અને દસ્યુ તરીકે ઓળખતા ને નિષાદ કે મ્લેચ્છ ગણતા.

આ આર્યોએ એમના લાંબા વસવાટ દરમ્યાન વિપુલ સાહિત્ય લખ્યું, જેમાં ધર્મ અને તત્ત્વદર્શનનું નિરૂપણ કરેલું છે. આ સમગ્ર સાહિત્યને 'વેદ' (જ્ઞાન) એવા સામાન્ય નામે ઓળખવામાં આવે છે. એના સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ એવા ચાર ઉત્તરોત્તર પ્રકાર ઘડાયા છે. સંહિતામાં સૂક્તો-

(સ્તોત્રો)નો સંગ્રહ થયેલા છે. આવી સંહિતાઓ ચાર છે. એમાં સહુથી પ્રાચીન ઋક્‌સંહિતા છે, ઋક્ એ શ્લોકને મળતી પદ્યરચના છે. એને 'ઋચા' કે 'મંત્ર' પણ કહે છે. દરેક સૂક્ત અમુક ઋચાઓમાં રચેલું હોય છે. આ સૂક્તો જુદા જુદા ઋષિઓએ જુદા જુદા સમયે રચેલાં છે. એનો મુખ્ય વિષય જુદા જુદા દેવોના આવાહન અને સ્તવનનો છે.[1] આગળ જતાં ઋષિઓનાં કુલો અનુસાર આ સૂક્તોનાં અલગ અલગ મંડલ રચવામાં આવ્યાં. ને એની અંદર સૂક્તોને આરાધિત દેવોના ક્રમ અનુસાર ગોઠવ્યાં. સોમનાં સૂક્તોનું એક અલગ મંડલ રચાયું. પછી પ્રકીર્ણ સૂક્તોનું એકેક મંડલ આરંભે અને અંતે ઉમેરાયું. આ રીતે કુલ દશ મંડલોની સંહિતા થઈ. આ ઋક્‌સંહિતા સમગ્ર વેદ-સાહિત્યમાં સહુથી પ્રાચીન છે. વેદ સાહિત્ય પ્રશિષ્ટ સંસ્કૃત કરતાં કંઈ ભિન્ન એવા પ્રાચીન સંસ્કૃતમાં લખાયું છે, જેને 'આર્ષ' કે 'વૈદિક' સંસ્કૃત તરીકે ઓળખવામાં આવે છે.

આ ઋચાઓ સમય જતાં યજ્ઞ-ક્રિયાઓમાં વધારે ને વધારે સ્થાન પામતી ગઈ. હોમ સાથે સંકળાયેલા મંત્ર 'યજુષ' તરીકે સુધારોવધારો પામતા ગયા ને તેની અલગ સંહિતાઓ થઈ. એને 'યજુઃસંહિતા' કહે છે. એમાં વાજસનેયિ-સંહિતા[2] સરખામણીએ અનુકાલીન છે. એવી રીતે યજ્ઞક્રિયા માટે ગેય કરેલા

---

૧. દા. ત., મંડલ ૧, સૂક્ત ૧, ઋચા ૧ :

अग्निमीळे पुरोहितं ।
यज्ञस्य देवमृत्विजम् ।
होतारं रत्नधातमम् ॥

(પુરોહિત, યજ્ઞના દેવ, ઋત્વિજ, હોતા, રત્નના ઉત્તમ દાતા અગ્નિને હું સ્તવું છું.)

* * *

હે દેવ ! વરુણ ! તારું વ્રત લોકોની જેમ અમે દિવસે દિવસે તોડીએ, તો અમને અનાદર કરનારના વધને સોંપીશ નહિ, ગુસ્સે થયેલાના ગુસ્સાને સોંપીશ નહિ. (૧, ૨૫, ૧–૨)

* * *

ઇન્દ્રનાં વીર કર્મોને હું વર્ણવું—અહિને હણ્યો, પાણી ભેદ્યાં, પર્વતોનાં વહેણ ફોડયાં, ત્વષ્ટાએ એને માટે વજ્ર તૈયાર કર્યું; નીચોવેલો સોમરસ પીધો. (૧, ૩૨; ૧–૩)

૨. એને 'શુક્લ યજુર્વેદ' કહે છે. એની પહેલાં રચાયેલી સંહિતાઓ 'કૃષ્ણ યજુર્વેદ' તરીકે ઓળખાય છે.

મંત્રોનું 'સામ' (ગાન) સ્વરૂપે રૂપાંતર થયું ને એની 'સામસંહિતા' રચાઈ. શરૂઆતમાં આ ત્રણ પ્રકારની સંહિતાઓની 'વેદ-ત્રયી' (ત્રણ વેદ) તરીકે ગણના થતી.

આની સાથે સાથે આથર્વ–આંગિરસ ઋષિઓ રોગ, રિપુ વગેરેના ઉપદ્રવોના નિવારણ માટેના જાદુઈ મંત્ર[1] રચતા હતા અને એની 'આથર્વસંહિતા' રચાઈ. આગળ જતાં એને ચતુર્થ વેદ તરીકે સ્થાન મળતાં ત્રણ વેદોને બદલે ચાર વેદો ગણાવા લાગ્યા. ઋક્સંહિતાની સરખામણીએ આ ત્રણેય સંહિતાઓ પછી રચાઈ છે.

યજન(યજ્ઞ)ની ક્રિયાઓમાં પ્રયોજાતા એ મંત્રોનું તાત્પર્ય સમજાવવા માટે આગળ જતાં ગદ્યમાં વિવરણગ્રંથ લખાયા. તેને 'બ્રાહ્મણ' કહે છે. પછીની સંહિતાઓ તથા બ્રાહ્મણોમાં ભાષાના સ્વરૂપમાં તથા ધાર્મિક માન્યતાઓમાં સ્પષ્ટ પરિવર્તન થયેલું નજરે પડે છે. ધાર્મિક જીવનમાં યજ્ઞપ્રથાનું મહત્ત્વ ઘણું વધી ગયું જણાય છે.

આગળ જતાં યજ્ઞક્રિયાઓની પાછળ રહેલી ઐહિક વાંછનાઓને સ્થાને આધ્યાત્મિક શ્રેય અંગેનું તત્ત્વચિંતન પણ થવા લાગ્યું ને બ્રાહ્મણોને અંતે એ તત્ત્વચિંતનને લગતી પુરવણીઓ ઉમેરાવા લાગી. એના આરંભિક ભાગને 'આરણ્યક' અને પછીના ભાગને 'ઉપનિષદ' કહે છે. ઉપનિષદો લાંબા કાલ સુધી રચાતાં રહ્યાં.

બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો દરેક સંહિતાના અનુસંધાનમાં ઉમેરાયાં. ચાર સંહિતાઓને લગતા આ સમગ્ર સાહિત્યને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ તરીકે ઓળખવામાં આવે છે. ચાર વેદો એ ભારતીય –આર્ય પ્રજાની સંસ્કૃતિનો સહુથી પ્રાચીન પાયો છે.

વેદસાહિત્ય એ પ્રધાનતઃ ધાર્મિક સાહિત્ય છે. એમાં અનેક દેવોનાં સ્તવન કરેલાં છે. એમાં ઉષા, સૂર્ય અને અગ્નિ જેવાં પ્રકૃતિ-તત્ત્વોના તેમજ વરુણ અને ઇન્દ્ર જેવા અટપટા મહાન દેવોનો સમાવેશ થાય છે. એમાં યુદ્ધોમાં વિજય અપાવનાર ઇન્દ્ર સહુથી માનીતા છે. ઇન્દ્ર, અગ્નિ, સોમ અને અશ્વિનો એ

---

૧. દા.ત., જેમાં દુન્દુભિ વાગે છે, જેમાં આક્રન્દ થાય છે, તે ભૂમિ અમારા શત્રુઓનો નાશ કરો...

સાપ...વીંછી...અમારી પાસે સરકતું ન આવો...

રાની પ્રાણીઓ...સિંહ...વાઘ...વરુ રાક્ષસ—તેઓને અમારાથી આઘા રાખ. (કાં. ૧૨, સૂ. ૧)

ઋગ્વેદના ઋષિઓના માનીતા દેવ છે. વરુણ એ ઋત(નિયમ)ના અધિષ્ઠાતા દેવ છે. બૃહસ્પતિ એ સ્તુતિઓના દેવ છે. દેવોનું આવાહન અને સ્તવન કરાતું તેમ જ એમને સોમ વગેરેની આહુતિ અપાતી ને એમની પાસે પુત્રો, ગાયો, આરોગ્ય, વિજય ઇત્યાદિની માગણી કરવામાં આવતી. હરકોઈ ગૃહસ્થ પોતાની મેળે કરી શકે તેવા નાના ગૃહ્યયજ્ઞોને બદલે આગળ જતાં અનેક ઋત્વિજો પાસે કરાવવા પડે તેવા મોટા શ્રૌતયજ્ઞ પ્રચલિત થયા. એમાં હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા એવા ચાર પ્રકારના ઋત્વિજોની જરૂર પડતી. આથર્વણ સૂકતોમાં વશીકરણ અને અભિશાપના મંત્ર આવતા. દેવોનાં સૂકતોની સાથે ક્યારેક વિવાહ, અભિષેક, મૃત્યુ ઇત્યાદિને લગતાં પ્રાસંગિક સૂકતો કે દક્ષિણા દેનાર રાજાઓની પ્રશસ્તિઓ પણ આવે છે.

લિંગપૂજા અને મૂર્તિપૂજા આર્યોમાં પ્રચલિત થઈ નહોતી. એક બાજુ સ્તુતિઓ અને આહુતિઓ દ્વારા દેવોને પ્રસન્ન કરવાની અને એમની પાસેથી ઐહિક લાભો મેળવવાની યજ્ઞપ્રથા વિકસતી ગઈ ને બીજી બાજુ એ વિપુલ દેવગણમાં એક દેવાધિદેવની માન્યતા, દેવો અને યજ્ઞોની પાર રહેલા નિર્ગુણ નિરાકાર બ્રહ્મનું ચિંતન, જીવ અને જગતની ઉત્પત્તિ[1] તથા કર્મ અને પુનર્જન્મ વિશેનું તત્ત્વ-દર્શન ઇત્યાદિ આધિદૈવિક અને આધ્યાત્મિક વિચારધારાઓ પણ વિકાસ પામતી ગઈ. આ તત્ત્વચિંતન અને તત્ત્વદર્શનની પરાકાષ્ઠા ઉપનિષદોમાં જોવા મળે છે. આમ વેદસાહિત્યમાં અનેકદેવવાદ, એકેશ્વરવાદ અને એકતત્ત્વવાદ—એ ત્રણેય ભૂમિકાઓ નજરે પડે છે.

વેદસાહિત્યમાં ધર્મ અને દર્શન ઉપરાંત ક્યારેક રાજકીય, સામાજિક અને આર્થિક જીવનને લગતા પ્રાસંગિક ઉલ્લેખ આવે છે.

એ ઉલ્લેખ પરથી વેદકાલીન આર્યોમાં રાજશાસન પદ્ધતિ હોવાનું જાણવા મળે છે. રાજાની સત્તા પર રાજસભા જેવી સભાનો અને લોકસભા જેવી સમિતિનો અંકુશ રહેતો. પુરોહિતનું પણ ઘણું ચલણ રહેતું. રાષ્ટ્રમાં ટોળીઓ (વિશ)નું સંયોજન થતું ને વસ્તીનો એકમ ગ્રામ હતું. સમય જતાં સમ્રાટની પ્રથા ખીલતી ગઈ ને અશ્વમેધ તથા રાજસૂય જેવા મહાયજ્ઞ થવા લાગ્યા. સંરક્ષણ, કર અને ન્યાયની પ્રવૃત્તિઓ ખીલતી ગઈ.

---

૧. દા. ત., અસત્ નહોતું; ત્યારે સત્ નહોતું......મૃત્યુ નહોતું; ત્યારે અમૃત નહોતું...સાક્ષાત કોણ જાણે છે? અહીં કોણ કહેશે, આ સર્જન ક્યાંથી થયું? દેવો(ય) આના સર્જન પછી થયા. (મં. ૧૦, સૂ. ૩૨)

આર્યોનો **સમાજ** પિતૃપ્રધાન હતો. આર્યો અને આર્યેતરો વચ્ચેનો વર્ણભેદ સામાજિક અને સાંસ્કૃતિક ભેદનો સૂચક ગણાતો. સમય જતાં આર્યોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના ધંધાદારી વર્ગભેદ પડ્યા ને આર્યેતર દાસોની ગણના શૂદ્ર તરીકે થવા લાગી. આમાંથી ચાર વર્ણોની ઉત્પત્તિ થઈ ને એ વર્ણભેદ ધીમે ધીમે જન્મ-કુલના પાયા પર ગણાતા થયા. બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે આધિપત્ય માટે ક્યારેક સંઘર્ષ થતો ને વ્યક્તિના વર્ણમાં ફેરફાર થઈ શકે કે નહિ તે પ્રશ્ન અટપટો થવા લાગ્યો. લગ્ન મોટી ઉંમરે થતાં, વરની પસંદગીમાં કન્યાનો અધિકાર રહેતો. છોકરીઓ ઘણું ભણતી, છૂટથી હરતી ફરતી ને મોટી ઉંમર સુધી અથવા આજીવન કુંવારી રહી શકતી. અનેકપત્ની પ્રથા તથા વિધવા પુનર્વિવાહની છૂટ હતી. વિદ્યાભ્યાસ માટે ગુરુ પાસે ઉપનયન કરીને બ્રહ્મચારીની જીવનચર્યા પળાતી. સ્ત્રીઓમાં પણ જેને આજીવન બ્રહ્મચર્યા કરવી હોય, તેને તેમ કરવાની છૂટ રહેતી.

કૃષિ અને પશુપાલન એ આર્યોના મુખ્ય ધંધા હતા. વિવિધ હુન્નરકલાઓ તથા વેપારવણજના તેમ જ મૃગયા તથા દ્યૂત જેવા મોજશોખોના પણ ઉલ્લેખ મળે છે. વાહનોમાં ગાડાં, રથ અને વહાણનાય ઉલ્લેખ આવે છે. પશુઓમાં બળદ અને ગાયનું ઘણું જ મહત્ત્વ હતું.

વેદકાલીન સંસ્કૃતિનો સમય સામાન્યતઃ ઈ. પૂ. ૧૫૦૦ થી ૬૦૦નો આંકવામાં આવ્યો છે.

## આદ્ય-ઐતિહાસિક રાજવંશો

વેદસાહિત્યમાં નાહુષ યયાતિ, દિવોદાસ, સૃંજય, ચ્યવન, સુદાસ, જનમેજય વગેરે થોડા છૂટાછવાયા રાજાઓના ઉલ્લેખો આવે છે, પરંતુ પુરાણોમાં અનેક પ્રાચીન રાજવંશોનો આનુશ્રુતિક વૃત્તાંત આપવામાં આવ્યો છે. એમાંના અમુક રાજવંશોની ઐતિહાસિકતા પ્રતિપાદિત થઈ છે, જ્યારે એની પહેલાંના અનેક રાજવંશ હજી આદ્ય-ઐતિહાસિક અવસ્થામાં ગણાય છે. સુમેર અને મિસરની જેમ ભારતની અનુશ્રુતિમાં પણ પ્રલય-પૂરની વાત આવે છે. એ પહેલાં અહીં છ મનુઓના વંશ થયા હોવાની અનુશ્રુતિ છે. એ દરમ્યાન ઋષભદેવ, ધ્રુવ, વેન અને પૃથુ જેવા રાજા થયા. પૃથુ પૃથ્વીનો પ્રસિદ્ધ રાજા છે. કશ્યપના પુત્ર હિરણ્યકશિપુના વંશમાં પ્રહ્લાદ, બલિ અને બાણ થયા, જ્યારે બીજા પુત્ર વિવસ્વાનને ત્યાં મનુ વૈવસ્વતનો જન્મ થયો. પ્રલય-પૂરની ઘટના એ સાતમા મનુના સમયમાં બની.

**મનુ વૈવસ્વત** એ વર્તમાન કલ્પના પ્રથમ રાજવી છે, જેમણે મત્સ્યન્યાયની અસાજકતા દૂર કરી રાજશાસનની વિનય-વ્યવસ્થા સ્થાપી. વર્તમાન કલ્પના

સર્વ રાજવંશોની ઉત્પત્તિ તેમની સાથે સંકળાયેલી છે. એમને ઇક્ષ્વાકુ વગેરે નવ પુત્ર અને ઇલા નામે એક પુત્રી હતી. ઇક્ષ્વાકુએ અયોધ્યામાં જે રાજવંશ પ્રવર્તાવ્યો, તેને **ઐક્ષ્વાકુ વંશ** કહે છે. વિદેહ, વૈશાલી, આનર્ત, ઉત્કલ, ગયા વગેરે દેશોમાં બીજા પુત્રોના વંશ પ્રવર્ત્યા. વિવસ્વાન(સૂર્ય)માંથી ઉદ્ભવેલા આ વંશ આગળ જતાં સૂર્ય-વંશ તરીકે ઓળખાયા.

ઇલાએ બુધ સાથે લગ્ન કર્યું ને તેમાંથી **ઐલ વંશ** ઉદ્ભવ્યો. બુધ ચન્દ્રનો પુત્ર ગણાયો હોઈ, આગળ જતાં આ વંશ ચન્દ્ર-વંશ કહેવાયો. ઇલાના પુત્ર પુરૂરવાની રાજધાની વત્સદેશના પ્રતિષ્ઠાનપુરમાં હતી. કાન્યકુબ્જ (કનોજ), કાશી, યદુ, તુર્વશુ, દ્રુહ્યુ, અનુ વગેરે આ વંશની અવાંતર શાખાઓ છે. પુરૂરવાના વંશમાં આયુ, નહુષ અને યયાતિ નામે પ્રતાપી રાજા થયા. ચક્રવર્તી **યયાતિને** ભાર્ગવ ઋષિ ઉશનસ્–શુક્રની કન્યા દેવયાની દ્વારા યદુ અને તુર્વશુ નામે બે પુત્ર તેમજ અસુરરાજ વૃષપર્વાની કન્યા શર્મિષ્ઠા દ્વારા દ્રુહ્યુ, અનુ અને પૂરુ નામે ત્રણ પુત્ર થયા. પ્રતિષ્ઠાનનું પૈતૃક રાજ્ય એમાં કનિષ્ઠ પૂરુને મળ્યું. એનો વંશ **પૌરવ** નામે જાણીતો થયો. એ વંશમાં દુષ્યન્ત અને ભરત વિખ્યાત થયા. ભરતના વંશજ હસ્તીએ હસ્તિનાપુર વસાવ્યું. યદુના વંશજ 'યાદવ' કહેવાયા.

ઐક્ષ્વાકુ વંશમાં કકુત્સ્થ, શ્રાવસ્ત, ધુંધુમાર અને માન્ધાતા નામે પ્રતાપી રાજા થયા. માન્ધાતાના સસરા યાદવ શશબિંદુ પણ ચક્રવર્તી હતા. માન્ધાતા ભારતનો પહેલો સમ્રાટ ગણાય છે. યાદવ વંશની હૈહય શાખામાં કાર્તવીર્ય અર્જુન ઘણો પરાક્રમી થયો. એને ભાર્ગવ કુલના જમદગ્નિ અને એમના પુત્ર રામ સાથે સંઘર્ષ થયો. કાન્યકુબ્જના પૌરવ રાજા વિશ્વરથે (વિશ્વામિત્રે) મહર્ષિ વસિષ્ઠની સ્પર્ધામાં બ્રહ્મર્ષિની પદવી પ્રાપ્ત કરી ઐક્ષ્વાકુ રાજા સત્યવ્રતને રાજપદવી પાછી અપાવી. સત્યવ્રતના પુત્ર હરિશ્ચંદ્ર થયા. ઋગ્વેદમાં જણાવેલા દિવોદાસ અને સુદાસ પૌરવ વંશની પાંચાલ શાખામાં લગભગ એ સમયે થયા.

ઐક્ષ્વાકુ વંશમાં હરિશ્ચંદ્ર પછી આગળ જતાં સગર, ભગીરથ અને અંબરીષ નામે ચક્રવર્તી રાજા થયા. અંબરીષનો વંશજ ઋતુપર્ણ નિષધ દેશના રાજા નલનો સમકાલીન હતો. ઐક્ષ્વાકુ વંશમાં આગળ જતાં દિલીપ અને રઘુ નામે પ્રતાપી રાજા થયા.

રઘુના કુલમાં દશરથ રાજાને ત્યાં રામ જન્મ્યા. મોટા થતાં એ વિદેહના રાજા સીરધ્વજ જનકની પુત્રી સીતા વેરે વરણ્યા. અપરમાતા કૈકેયીની માગણીથી રામને દેશવટો મળ્યો. ચૌદ વર્ષના વનવાસ દરમ્યાન રામ અનેક પ્રદેશોમાં ફર્યા.

જનસ્થાનમાં સીતાનું હરણ થતાં એ કિષ્કિન્ધા ગયા ને ત્યાંના વાનર રાજા સુગ્રીવ સાથે સંધિ કરી તેને તેની પત્ની પાછી અપાવી તેમ જ સીતાની શોધ માટે તેની મદદ મેળવી. એની સેનાની મદદથી રામે લંકાના દશગ્રીવ રાવણ પર ચડાઈ કરી ને એનો વધ કરી સીતાને પાછી મેળવી. અયોધ્યા પાછા ફરી રામે અશ્વમેધ કર્યો. રામના વંશજોએ અયોધ્યા, શ્રાવસ્તી, હિમાચલ, ગંધાર અને શૂરસેન પ્રદેશમાં રાજ્ય કર્યું ને તક્ષશિલા, મથુરા વગેરે નગરીઓ વસાવી. દશરથપુત્ર રામચંદ્ર આગળ જતાં વિષ્ણુના અવતાર તરીકે આરાધ્ય દેવનું સ્થાન પામ્યા. એમનું ચરિત 'રામાયણ'માં નિરૂપાયું છે.

વિદર્ભ દેશના યાદવોમાં મધુ અને સત્વત નામે પ્રતાપી રાજા થયા. સત્વતના કુલને સાત્વત કહે છે. એના પુત્ર અન્ધકે મથુરામાં સત્તા સ્થાપી. એની એક શાખામાં દેવક અને ઉગ્રસેન જન્મ્યા; બીજી શાખામાં કૃતવર્મા થયા. ઉગ્રસેનને એના પુત્ર કંસે કેદ કરી રાજસત્તા હસ્તગત કરી. અન્ધકના ભાઈ વૃષ્ણિના કુલમાં સત્રાજિત, અક્રૂર, સત્યક, યુયુધાન, શૂર અને વસુદેવ જેવા વીર જન્મ્યા. વસુદેવના પુત્રોમાં બલરામ અને કૃષ્ણ સુપ્રસિદ્ધ છે. (જુઓ આકૃતિ ૫.)

દરમ્યાન પૌરવ વંશમાં કુરુ થયા ને કુરુના વંશમાં પરીક્ષિત અને જનમેજય થયા, જેમનો વેદમાં ઉલ્લેખ આવે છે. પરીક્ષિતના ભાઈ સુધન્વાના વંશમાં વસુ નામે સમ્રાટ થયો. એનું સામ્રાજ્ય મત્સ્યથી મગધ સુધી વિસ્તર્યું. એના પુત્રોએ મગધ, કૌશાંબી, કારૂષ, ચેદિ અને મત્સ્ય દેશમાં રાજ્ય સ્થાપ્યાં. મગધના બૃહદ્રથ વંશમાં જરાસંધનો અને ચેદિના રાજકુલમાં શિશુપાલનો જન્મ થયો.

કુરુના વચેટ પુત્ર જહ્નુના વંશમાં પ્રતીપ અને શંતનુ નામે પ્રતાપી રાજા થયા. શંતનુના પુત્ર વિચિત્રવીર્યની બે રાણીઓને ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામે ક્ષેત્રજ પુત્ર થયા. ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી રાજ્યનો વારસો પાંડુને પ્રાપ્ત થયો. વનવાસ દરમ્યાન પાંડુનું મૃત્યુ થતાં સત્તાનાં સૂત્ર ધૃતરાષ્ટ્રે સંભાળ્યાં. એના પુત્રોએ પાંડુના પુત્રોને પોતાના પ્રતિસ્પર્ધી ગણ્યા. એમણે રચેલા લાક્ષાગૃહના કાવતરામાંથી બચેલા




આકૃતિ ૫ : આદ્ય-ઐતિહાસિક રાજવંશો

પાંડવો પંચાલના રાજા દ્રુપદના સ્વયંવરમાં ગયા ને દ્રૌપદી કૃષ્ણા એમની પત્ની બની. આ દરમ્યાન મથુરામાં કંસે બહેન દેવકીને વસુદેવ વેરે પરણાવી બંનેને નજરકેદ રાખ્યાં હતાં ને વસુદેવના પુત્ર કૃષ્ણ નંદના પુત્ર તરીકે ગોકુલમાં નંદને ત્યાં ઊછરતા હતા. મોટા થતાં કૃષ્ણે કંસનો વધ કર્યો ને માતાપિતાને મુક્ત કર્યાં, તેમ જ ઉગ્રસેનને પુનઃ રાજપદે સ્થાપ્યા, પરંતુ કંસના સસરા જરાસંધનાં આક્રમણોના ઉપદ્રવને લઈને મથુરાના યાદવો ત્યાંથી સ્થળાંતર કરી સૌરાષ્ટ્રમાં પ્રાચીન કુશસ્થલીને સમરાવીને બંધાવેલી દ્વારકામાં આવી વસ્યા હતા. પાંડવો શ્રીકૃષ્ણને ફોઈના દીકરા થતા.

પંચાલ-નરેશ દ્રુપદ અને યાદવવીર શ્રીકૃષ્ણનું પીઠબળ પામેલા પાંડવોને પૈતૃક રાજ્યનો અર્ધો હિસ્સો મળ્યો ને તેઓ કુરુક્ષેત્રની દક્ષિણે આવેલા ખાંડવવનને સાફ કરી ત્યાં ઇન્દ્રપ્રસ્થ વસાવી રહેવા લાગ્યા. એ રાજધાનીનું સ્થાન હાલની દિલ્હી પાસે આવેલું છે. પાંડુપુત્ર અર્જુન અને વસુદેવપુત્રી સુભદ્રાનું લગ્ન થતાં પાંડવો અને કૃષ્ણ વાસુદેવ વચ્ચેનો સંબંધ વધારે ગાઢ થયો. શ્રીકૃષ્ણની મદદથી પાંડવોએ મગધરાજ જરાસંધનો વધ કરી તેમ જ ચારે દિશાઓમાં દિગ્વિજય કરી રાજસૂય યજ્ઞ કર્યો.

પાંડવોની આ જાહોજલાલી જોઈ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને એમને દ્યૂતના કપટ દ્વારા વનવાસમાં મોકલ્યા ને એમનું રાજ્ય ઝૂંટવી લીધું. બાર વર્ષના વનવાસ અને એક વર્ષના ગુપ્ત વાસની શરત પૂરી થતાં પાંડવો પાછા ફર્યા ને એમણે પોતાના રાજ્યની માગણી કરી. શ્રીકૃષ્ણની વિષ્ટિ નિષ્ફળ જતાં પાંડવો અને ધાર્તરાષ્ટ્રો વચ્ચે યુદ્ધ અનિવાર્ય બન્યું. ભરતોનો આ આંતરવિગ્રહ ભારતયુદ્ધ તરીકે ઓળખાય છે. બંને પક્ષોએ બને તેટલાં બીજાં રાજ્યોની મદદ મેળવી ને એ યુદ્ધમાં ભારતવર્ષનાં લગભગ બધાં રાજ્ય સંડોવાયાં. કુરુક્ષેત્રમાં અઢાર દિવસ લગી ભીષણ યુદ્ધ ખેલાયું. અંતે ધાર્તરાષ્ટ્રો મરાયા ને પાંડવોને પૂરું રાજ્ય મળ્યું. પાંડવોને વિજય અપાવવામાં શ્રીકૃષ્ણ વાસુદેવનો ફાળો નાનોસૂનો નહોતો.

યુધિષ્ઠિરનો હસ્તિનાપુરમાં રાજ્યાભિષેક થયો. ત્યાં એમણે અશ્વમેધ કર્યો. ઉત્તરાધિકાર અર્જુનના પૌત્ર પરીક્ષિતને સોંપી પાંડવોએ હિમાલય પર સ્વર્ગારોહણ કર્યું. પાંડવોનું ચરિત 'મહાભારત'માં અને શ્રીકૃષ્ણનું 'હરિવંશ'માં તથા કેટલાંક પુરાણોમાં નિરૂપાયું છે.

ભારતયુદ્ધનો સમય સામાન્યતઃ ઈ.પૂ. ૧૦૦૦ની આસપાસ આંકવામાં આવે છે. એની પહેલાંના રાજવંશોના સમયની પૂર્વમર્યાદા ક્યાં સુધી ગણાય એ નિશ્ચિત થયું નથી.

પરીક્ષિત નાગોના ઉપદ્રવનો ભોગ બન્યો. તેના પુત્ર જનમેજયે એનું વેર વાળ્યું. એના પ્રપૌત્ર અધિસીમ કૃષ્ણના સમય સુધીમાં પુરાણોની રાજવંશાવળીઓ તૈયાર થઈ. એ સમયે ઐક્ષ્વાકુ વંશમાં દિવાકર અને મગધના બાર્હદ્રથ વંશમાં સેનાજિત નામે રાજા રાજ્ય કરતો હતો. પુરાણોની વંશાવળીઓમાં આ ત્રણેયને 'સાંપ્રત' (વર્તમાન) રાજા કહ્યા છે.

પરંતુ પુરાણોની પરંપરા ચાલુ રહેતાં, એમાં એ પછીનાય કેટલાક રાજવંશોની પૂરક માહિતી ઉમેરાઈ. એ રાજવંશોને 'ભવિષ્યના' વંશો તરીકે રજૂ કરવામાં આવ્યા.

અધિસીમ કૃષ્ણના પુત્ર નિચક્ષુના સમયમાં હસ્તિનાપુર પર ગંગા નદીનાં પૂર ફરી વળતાં પૌરવ વંશના એ પ્રાચીન પાટનગરને તજી દેવામાં આવ્યું ને નવી રાજધાની વત્સદેશની કૌશાંબી નગરીમાં રાખવામાં આવી. ત્યાં એકંદરે પચીસ રાજાઓ થયા. એવી રીતે ઐક્ષ્વાકુ વંશ અને બાર્હદ્રથ વંશ પણ લાંબા કાલ લગી ચાલુ રહ્યા. આ વંશોના સમયના અંતભાગમાં ભગવાન બુદ્ધ અને મહાવીર સ્વામીના સમયથી શરૂ થતા ઐતિહાસિક કાલનો આરંભ થાય છે.

આમ પુરાણોની વંશાવળીઓ છેક મનુ વૈવસ્તના સમયથી માંડીને ભારત-યુદ્ધના સમયનીય પાર ઐતિહાસિક કાલના આરંભ પર્યંતના અનેક આદ્ય-ઐતિહાસિક રાજવંશોની ઉપયોગી માહિતી પૂરી પાડે છે ને આરંભિક ઐતિહાસિક કાલના રાજવંશોની બાબતમાંય એવી સળંગ માહિતી આપે છે. વર્તમાન પુરાણોની રચના વેદ કરતાં ઘણી મોડી થયેલી છે, પરંતુ એમાંની કેટલીક માહિતી વેદકાલ કરતાંય પહેલાંના કાલ સુધી વિસ્તરતી હોવાનું માલૂમ પડે છે.

પુરાણોમાં જણાવેલ આદ્ય-ઐતિહાસિક રાજવંશોના કાલની સંસ્કૃતિ વિશે કંઈ સમકાલીન સામગ્રી મળતી નથી. ભવિષ્યમાં એને લગતી કંઈ આભિલેખિક સામગ્રી પ્રાપ્ત થાય ને એ કાલના વિવિધ અવશેષ હાથ લાગે ત્યારે જ એ સંસ્કૃતિના ઉત્તરોત્તર તબક્કાઓ વિશે કંઈ સંગીન માહિતી મળશે.

# ૩. આરંભિક ઐતિહાસિક કાલ

## ઐતિહાસિક કાલનો આરંભ

પુરાણોમાં રાજવંશોના અને રાજાઓના રાજ્યકાલનાં ચોક્કસ વર્ષ ભાગ્યે જ આપવામાં આવતાં હોઈ, એનો ચોક્કસ સમયનિર્ણય કરવો મુશ્કેલ છે. પરંતુ બૌદ્ધ અને જૈન સાહિત્યમાં બુદ્ધનિર્વાણ સંવત અને વીરનિર્વાણ સંવતના આરંભનો ચોક્કસ સમય આપેલો હોઈ, ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીનો તેમ જ તેમના સમકાલીન રાજાઓનો સમય નક્કી કરી શકાય છે. ચોક્કસ સમયનિર્ણય એ ઐતિહાસિક કાલનું મુખ્ય લક્ષણ હોઈ, ભારતના ઐતિહાસિક કાલનો આરંભ હાલ ગૌતમ-મહાવીર કાલથી થઈ શકે છે.

ભગવાન ગૌતમ બુદ્ધના પરિનિર્વાણનો સંવત વર્તમાન સિંહાલી પ્રણાલી પ્રમાણે ઈ. પૂ. ૫૪૪–૪૩માં શરૂ થયો ગણાય છે.[1] એવી રીતે મહાવીર સ્વામીના નિર્વાણનો સંવત વર્તમાન ભારતીય પરંપરા પ્રમાણે વિક્રમ સંવત પૂર્વે ૪૭૦ અર્થાત્ ઈ.પૂ. ૫૨૭–૨૬ માં શરૂ થયો ગણાય છે. આ ગણતરીએ એ બંને મહાપુરુષો ઈ.પૂ. છઠ્ઠી સદીમાં થયા ગણાય.

પરંતુ આ વર્તમાન પરંપરાગત સમય પૂરેપૂરો ચોક્કસ ન હોવાનો સંશય રહે છે. ચીનની એક જૂની ગણતરી મુજબ બુદ્ધનિર્વાણ સંવતનો આરંભ ઈ.પૂ. ૪૮૬માં થયો જણાય છે. ઐતિહાસિક સમયનિર્ણયનું સંશોધન કરતાં એનો ખરો આરંભ ઈ.પૂ. ૪૮૩માં થયો હોવાનું માલૂમ પડે છે. આ વર્ષ કેટલાક બૌદ્ધ દેશોની જૂની અનુશ્રુતિઓમાં આપેલું છે. સિંહાલી અનુશ્રુતિમાં ભગવાન બુદ્ધના સમકાલીન મગધરાજ બિંબિસારનો રાજ્યાભિષેક બુદ્ધનિર્વાણથી ૬૦ વર્ષ પહેલાં થયેલો ગણાયો હોઈ, ઈ.પૂ. ૫૪૩ના વર્ષને બુદ્ધનિર્વાણને બદલે બિંબિસારના રાજ્યારોહણ સાથે સાંકળી શકાય.

એવી રીતે વીરનિર્વાણ સંવતનો આરંભ પણ અગાઉની કાલગણનામાં ૬૦ વર્ષ મોડો ગણાતો હોવાનું માલૂમ પડે છે. એ અનુસાર વીરનિર્વાણ ઈ.પૂ. ૫૨૭ને બદલે ઈ.પૂ. ૪૬૭માં થયું ગણાય.

---

૧. ભગવાન બુદ્ધની ૨૫૦૦ મી જયંતી આ ગણતરીએ ઈ.સ. ૧૯૫૬માં ઊજવાઈ.

ભગવાન બુદ્ધનું આયુષ્ય ૮૦ વર્ષનું અને મહાવીર સ્વામીનું ૭૨ વર્ષનું હતું. એ પરથી એમનો આયુ:કાલ અનુક્રમે ઈ.પૂ. ૫૬૩–૪૮૩ અને ઈ.પૂ. ૫૩૯–૪૬૭ ગણાય. એમાં એમની પ્રવચનપ્રવૃત્તિ એમના આયુ:કાલનાં અનુક્રમે છેલ્લાં ૪૫ અને ૩૦ વર્ષ ચાલી હોઈ, ભગવાન બુદ્ધનો પ્રવચન કાલ ઈ. પૂ. ૫૨૮–૪૮૩ અને મહાવીર સ્વામીનો ઈ.પૂ. ૪૯૭–૪૬૭નો હોવાનું જણાય છે.

મગધના રાજા બિંબિસાર ઉર્ફે શ્રેણિક એ બંનેના સમકાલીન હતા ને એ બંનેનું નિર્વાણ બિંબિસારના પુત્ર અજાતશત્રુ(કૂણિક)ના સમયમાં થયું હતું. આ પરથી મગધરાજ બિંબિસારનું રાજ્ય લગભગ ઈ.પૂ. ૪૯૦ સુધી ચાલ્યું ગણાય. ઉપર જણાવ્યા મુજબ એ રાજ્યનો આરંભ ઈ.પૂ. ૫૪૩ માં થયો હોય, તો બિંબિસારનો રાજ્યકાલ સિંહાલી અનુશ્રુતિ અનુસાર ઈ.પૂ. ૫૪૩ થી ઈ.પૂ. ૪૯૧ સુધીનો ગણાય. ગમે તેમ, એનું રાજ્ય ઈ.પૂ. ૫૦૦ના અરસામાં ચાલતું હોય એટલું પ્રાચીન તથા વર્તમાન— બંને પ્રણાલી અનુસાર નિશ્ચિત લાગે છે.

બુદ્ધનિર્વાણ સંવત અને વીરનિર્વાણ સંવતની આ પ્રણાલીઓએ ભારતીય પ્રાચીન ઇતિહાસના નિરૂપણમાં આમ ચોક્કસ સમયાંકનનો અંકોડો પૂરો પાડ્યો છે ને એથી ભારતના ઐતિહાસિક કાલનો આરંભ મગધના રાજા બિંબિસારના રાજ્યકાલથી કરવામાં આવે છે.

## સોળ મહાજનપદો

આ સમયે જુદી જુદી જાતિઓના જનોથી વસેલાં જનપદો(પ્રદેશો)નું મહત્વ પ્રવર્તતું હતું. એ જનપદોમાં જુદાં જુદાં રાજ્ય સ્થપાયાં હતાં. એમાંનાં કેટલાંકમાં રાજતંત્ર ચાલતું, તો બીજાં કેટલાંકમાં ગણતંત્ર પ્રવર્તતું. બૌદ્ધ અને જૈન સાહિત્યમાં આ સમયનાં સોળ મહાજનપદ ગણાવ્યાં છે. એ જનપદોની યાદીઓમાં થોડો થોડો ફરક માલૂમ પડે છે. પાલિ ત્રિપિટકમાંના ‘અંગુત્તર–નિકાય’ ગ્રન્થમાં એ સોળ મહાજનપદ નીચે પ્રમાણે ગણાવ્યાં છે: (જુઓ આકૃતિ ૬.)

૧. **અંગ**—આ જનપદ બિહારના ઉત્તર–પૂર્વ ભાગમાં આવ્યું હતું. એની રાજધાની ચંપાનગરી ગંગા–ચંપા નદીના સંગમ પાસે આવેલી હતી; હાલનું ભાગલપુર (બિહાર) એ જગ્યાએ વસેલું છે. એ વેપારવણજનું મોટું મથક હતું. ત્યાંના રાજા દધિવાહનને વત્સરાજ શતાનીકે હરાવેલો; પછીના રાજા બ્રહ્મદત્તો મગધના રાજા ભટ્ટિયનો પરાજય કર્યો.

૨. **મગધ**—એ દક્ષિણ બિહારમાં આવેલું જનપદ હતું. ગંગાની દક્ષિણે આવેલા પટના અને ગયા જિલ્લા ત્યાં આવેલા છે. એની રાજધાની પહેલાં ગિરિ-

વ્રજ કે રાજગૃહ[1] (હાલનું રાજગિર) હતી. બાર્હદ્રથ વંશના અંત પછી ત્યાં બિંબિસાર નામે રાજા થયો, જેણે મગધના રાજ્યને વિપુલ અને પ્રબળ બનાવ્યું.




આકૃતિ ૬ : સોળ મહાજનપદો

૩. કાશી—આ જનપદ હાલના ઉત્તર પ્રદેશના દક્ષિણ-પૂર્વ ભાગમાં આવેલું હતું. એની રાજધાની વારાણસી હતી, જે વિદ્યાધામ તથા તીર્થધામ તરીકે વિખ્યાત છે. પહેલાં આ જનપદ ઘણું પ્રબળ હતું. ત્યાંનો રાજા બ્રહ્મદત્ત ઘણો પ્રતાપી હતો. તેણે પડોશના કોશલ રાજ્યને દબાવ્યું, પણ આગળ જતાં એ કોસલ રાજ્યને અધીન થઈ ગયું.

---

૧. નાલંદા એનું ઉપનગર હતું.

૪. **કોસલ (કોશલ)**—એ જનપદ હાલના ઉત્તર પ્રદેશના ઉત્તર-પૂર્વ ભાગમાં આવેલા અવધની જગ્યાએ આવ્યું હતું. સરયૂ નદીની ઉત્તરે આવેલા પ્રદેશની પાટનગરી શ્રાવસ્તી[1] અને દક્ષિણે આવેલા પ્રદેશની પાટનગરી કુશાવતી હતી. અયોધ્યા-સાકેતનગર પણ કોસલમાં આવેલાં હતાં. કોસલ અને કાશી વચ્ચે જે લાંબો સંઘર્ષ ચાલ્યો, તેમાં અંતે રાજા મહાકોશલના સમયમાં કોસલની જીત થઈ ને કાશી પર એવી સત્તા પ્રવર્તી. ભગવાન બુદ્ધના સમયમાં ત્યાં તેનો પુત્ર પ્રસેનજિત રાજ્ય કરતો હતો. એણે શાકચ કુલની કન્યાનું માગું કરતાં, એને શાકચકન્યાને નામે દાસીપુત્રી પરણાવવામાં આવી. એ રાણીના પુત્ર વિદુરથે મોટા થતાં પોતાના હીનકુલ-લાંછનની વાત જાણતાં પિતાને પદભ્રષ્ટ કરી ગાદી પડાવી લીધી; અને શાકચો પર આક્રમણ કરી તેમના પર કેર વર્તાવ્યો. આગળ જતાં કોસલ મગધ વડે પરાસ્ત થયું.

૫. **વજ્જિ(વૃજિ)**—ઉત્તર બિહારમાં આવેલાં વિદેહ અને વૈશાલી જનપદોમાં રાજતંત્રની જગ્યાએ ગણતંત્ર સ્થાપ્યું હતું. વિદેહની પાટનગરી મિથિલા (જનકપુર) હતી. વૈશાલી (બસાઢ[2]) વિશાલ સમૃદ્ધ નગરી હતી. એ જનપદમાં લિચ્છવિઓ વસતા. વૈશાલીની સમીપમાં વૃજિ, જ્ઞાતૃક વગેરે બીજાં જનપદ આવેલાં હતાં, જેમાં પણ ગણતંત્ર પ્રવર્તતું. આવાં આઠ નવ ગણ-રાજ્યોનો એક સંઘ રચાયો હતો ને તે વજ્જિ(વૃજિ) સંઘ તરીકે ઓળખાતો. એ સંઘનું વડું મથક વૈશાલીમાં હતું ને એમાં લિચ્છવિઓનું વર્ચસ હતું. લિચ્છવિઓના નાયક ચેટકે અનેક રાજકુલો સાથે લગ્ન સંબંધ બાંધ્યો હતો. મહાવીર સ્વામીનો જન્મ જ્ઞાતૃક જાતિમાં થયો હતો.

૬. **મલ્લ**—આ વૈશાલી જેવું એક અગ્રિમ ગણરાજ્ય હતું. મલ્લ લોકો લિચ્છવિઓ જેવા પ્રબળ હતા. વજ્જિ જનપદની વાયવ્યે આવેલ મલ્લ જનપદ હિમાલયની તળેટી પાસે આવેલું હતું. કુશીનારાની જગ્યાએ હાલ ગોરખપુર પાસેનું કસિયા ગામ આવેલું છે; પાવા (અપાપા) નગરીનું સ્થાન ત્યાંથી ઉત્તર-પૂર્વે ૧૫ કિ. મી.ને અંતરે આવેલું છે. વજ્જિની જેમ મલ્લ ગણરાજ્યે પણ બીજાં આઠ ગણરાજ્યો સાથે મળી સંઘ રચ્યો હતો. એમાં શાકચ ગણરાજ્યનો સમાવેશ થતો.

---

૧. અયોધ્યાની ઉત્તર-પશ્ચિમે આવેલા ગોંડા અને બહરાઈચ જિલ્લાઓની સીમા પર રાપ્તી નદીના દક્ષિણકાંઠે આવેલ સાહેટ-માહેટ.

૨. ઉત્તર-પશ્ચિમ બિહારના મુઝફ્ફરપુર જિલ્લામાં ગંડક નદીના પૂર્વ કાંઠે.

આ બંને સંઘનાં જનપદ ભગવાન બુદ્ધ તથા મહાવીર સ્વામી સાથે નિકટ સંબંધ ધરાવતાં.

**૭. ચેદિ**—એનું એક જનપદ નેપાલના પહાડોમાં અને બીજું બુંદેલખંડમાં હતું. દક્ષિણ ચેદિ યમુના નદીની દક્ષિણે હતું. એની રાજધાની શુક્તિમ[1] હતી.

**૮. વત્સ**—આ જનપદની રાજધાની કૌશામ્બી હતી, જે હાલ પ્રયાગ (ઉ.પ્ર.)ની પશ્ચિમે યમુના-તટે આવેલા કોસામ તરીકે ઓળખાય છે. ત્યાંના રાજા હસ્તિનાપુરના પૌરવવંશના ગણાતા, એમાંના શતાનીક પરંતપે કલિંગના રાજા દધિવાહનને હરાવેલો. શતાનીકનો પુત્ર ઉદયન બુદ્ધનો સમકાલીન હતો.

વત્સરાજ ઉદયન સંસ્કૃત સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. એણે અનેક રાજકુલો સાથે લગ્નસંબંધ બાંધ્યો હતો, જેમાં અવન્તિની રાજપુત્રી વાસવદત્તા સાથેનું લગ્ન ખાસ જાણીતું છે. એના મહામાત્ય યૌગંધરાયણે મગધ સાથે પણ એનો લગ્ન-સંબંધ યોજાવ્યો હતો.

**૯. કુરુ**—દિલ્હીની ઉત્તરપૂર્વે મેરઠ પાસે ગંગાતટે આવેલ હસ્તિનાપુર વેરાન થયે ત્યાંના પૌરવો (કૌરવો) કોશામ્બી ચાલ્યા ગયા હતા, પરંતુ ઇન્દ્રપ્રસ્થમાં પૌરવ કુલની સત્તા ચાલુ રહી હતી. ઇન્દ્રપ્રસ્થનું સ્થાન દિલ્હી પાસે આવેલું છે. હવે આ જનપદની જાહોજલાલી પહેલાંના જેટલી રહી નહોતી.

**૧૦. પંચાલ**—કુરુની પૂર્વે આવેલું આ જનપદ ગંગા નદી વડે બે ભાગમાં વહેંચાયેલું હતું. ઉત્તર પંચાલનું પાટનગર અહિચ્છત્ર હતું અને દક્ષિણ પંચાલનું કામ્પિલ્ય. અહિચ્છત્ર એ ઉ. પ્ર.ના બરેલી જિલ્લાનું રામનગર અને કામ્પિલ્ય એ ફરુંખાબાદ જિલ્લાનું કાંપિલ હોવાનું મનાય છે. કાન્યકુબ્જ (કનોજ) આ જનપદમાં આવેલું હતું.

**૧૧. મત્સ્ય**—કુરુની દક્ષિણે અને યમુનાની પશ્ચિમે આવેલ આ જનપદનું પાટનગર વિરાટ[2] હાલ જયપુર (રાજસ્થાન) પાસે આવેલ બૈરાટ તરીકે ઓળખાય છે.

**૧૨. શૂરસેન**—આ જનપદની રાજધાની મથુરા (ઉ.પ્ર.) હતી. ત્યાં યાદવો રહેતા હતા.

---

૧. દક્ષિણ ઉ.પ્ર.માં આવેલ બાંદા પાસે.

૨. વિરાટનગર પાંડવોના ગુપ્તવાસ સાથે સંકળાયેલું છે.

૧૩. **અશ્મક**—એ દક્ષિણમાં આવેલું જનપદ હતું. એનાં કેટલાંક સ્થળ ગોદાવરીના તટ પર આંધ્રપ્રદેશમાં આવેલાં હતાં. ત્યાંના રાજાઓ ઇક્ષ્વાકુ કુળના હતા.

૧૪. **અવન્તિ**—આ જનપદ હાલ માળવા તરીકે ઓળખાય છે. એની રાજધાની ઉજ્જયિની (ઉજ્જન[1]) ભારતની એક સુપ્રસિદ્ધ નગરી હતી. ભગવાન બુદ્ધના સમયમાં ત્યાં પ્રદ્યોત નામે પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. વત્સરાજ ઉદયન એનો જમાઈ થયો હતો. હૈહય યાદવોની રાજધાની માહિષ્મતી[2] આ જનપદમાં હતી.

૧૫. **ગંધાર**—પાકિસ્તાનમાંના પંજાબના પેશાવર તથા રાવળપિંડી જિલ્લાનો સમાવેશ આ જનપદમાં થતો. એની રાજધાની તક્ષશિલા વિદ્યા તથા વેપારના કેન્દ્ર તરીકે વિખ્યાત હતી. ત્યાં દ્રુહ્યુ વંશના રાજા રાજ્ય કરતા. ભગવાન બુદ્ધના સમયમાં ત્યાં પુષ્કરસારી નામે રાજા રાજ્ય કરતા હતા. તક્ષશિલા સિંધુની પૂર્વે રાવળપિંડીની ઉત્તર-પશ્ચિમે આવેલી હતી. સિંધુની પશ્ચિમે આવેલી પુષ્કલાવતી પેશાવરની ઉત્તરપૂર્વે આવેલ ચારસદ્દા છે. સિંધુની પશ્ચિમનો પ્રદેશ ઈરાનને તાબે હતો.

૧૬. **કમ્બોજ**—આ જનપદ ગંધારની સમીપ આવેલું હતું. પાકિસ્તાનના હઝારા જિલ્લાનો પ્રદેશ આ જનપદમાં આવેલો હતો. એનું પાટનગર રાજપુર (રાજોરી[3]) હતું.

ઉપર જણાવેલાં સોળ મહાજનપદ ભગવાન બુદ્ધના સમયનાં હોવાનું માલૂમ પડે છે. જૈન 'ભગવતી-સૂત્ર'માં સોળ જનપદોની જે યાદી આપી છે, તેમાં અંગ, મગધ, વત્સ, વજ્જિ, કાશી અને કોશલ એ છ નામ મળતાં આવે છે. બીજાં જનપદોમાં વંગ (બંગાળ), મલય (મલબાર) અને કચ્છ જેવાં જનપદ વધારે દૂરના પ્રદેશ સૂચવે છે. ઝીણવટથી તપાસતાં આ યાદી બુદ્ધ–મહાવીરના સમય પછીની સ્થિતિ દર્શાવે છે.

ઉપર જણાવેલાં ગણરાજ્યોમાં શાક્યોનું ગણરાજ્ય નોંધપાત્ર છે. એમનું જનપદ હિમાલયની દક્ષિણે કોસલ અને મલ્લ જનપદની વચ્ચે આવેલું હતું ને

---

૨. મ.પ્ર.ના પશ્ચિમ ભાગમાં
૩. ઉજ્જનની દક્ષિણે નર્મદાના ઉત્તર તટે આવેલું મહેશ્વર
૪. કાશ્મીરના દક્ષિણપશ્ચિમ ભાગમાં.

એનું પાટનગર કપિલવસ્તુ હતું, જે નેપાળ તરાઈમાં લુંબિની અને પ્રિપ્રાવાની નજીક આવેલું હતું. ગૌતમ બુદ્ધનો જન્મ આ જાતિમાં થયો હતો. મહાવીર સ્વામીનો જન્મ જ્ઞાતૃક જાતિમાં થયો હતો. જ્ઞાતૃકોનાં વડાં મથક કુણ્ડગ્રામ અને અને કોલ્લાગ વૈશાલીનાં ઉપનગર હતાં.

આ ઉપરાંત કેકય, મદ્રક, સિંધુ, શિબિ, અમ્બષ્ઠ, કલિંગ, વિદર્ભ, આંધ્ર, દ્રવિડ, સિંહલ ઇત્યાદિ બીજાં અનેક જનપદ પણ હતાં.

### મગધનો અભ્યુદય

સોળ મહાજનપદોનાં રાજ્યોમાં આધિપત્ય માટે સ્પર્ધા ચાલ્યા કરતી. ખાસ કરીને કાશી અને કોસલ, અંગ અને મગધ તથા વત્સ અને અવન્તિ વચ્ચે તીવ્ર સંઘર્ષ વધતો જતો હતો. એમાં કાશીનું જનપદ કોસલના જનપદમાં વિલીન થઈ ગયું. અંગના રાજા બ્રહ્મદત્તે મગધના રાજા ભટ્ટિયને હરાવી રાજગૃહ કબજે કર્યું હતું, પરંતુ ભટ્ટિયના પુત્ર બિંબિસારે બ્રહ્મદત્તને મારી નાખી અંગને મગધ રાજ્યમાં ભેળવી દીધું. ઉદયન-વાસવદત્તાના લગ્ન દ્વારા વત્સ-અવન્તિ વચ્ચેનો સંબંધ સુધર્યો હતો. થોડા વખતમાં મગધ રાજ્યનો અભ્યુદય થતાં એની સત્તા ચોમેર પ્રસરવા લાગી.

મગધના રાજવંશોની બાબતમાં પુરાણોની અનુશ્રુતિઓમાં કેટલીક ગરબડ થયેલી છે. એ અનુશ્રુતિઓ પ્રમાણે મગધમાં બાર્હદ્રથ વંશના અંત પછી પ્રદ્યોત વંશની સત્તા પ્રવર્તી, એ પછી શિશુનાગનો વંશ સ્થપાયો ને શિશુનાગ-વંશનો પાંચમો રાજા બિંબિસાર થયો. પરંતુ પ્રદ્યોત અને એના વંશજોનું રાજ્ય તો અવન્તિમાં હતું ને પ્રદ્યોત અને બિંબિસાર સમકાલીન હતા. વળી, શિશુનાગ પ્રદ્યોત અને બિંબિસારનો અનુકાલીન હતો. બિંબિસાર ખરી રીતે બાર્હદ્રથો પછી અને શિશુનાગ પહેલાં થયો.

### હર્યંક વંશ

બિંબિસાર હર્યંક કુલનો હતો. એ ઘણો પરાક્રમી અને મહત્ત્વાકાંક્ષી હતો. એણે અંગ રાજ્ય જીતી લઈ એને મગધ રાજ્યમાં ભેળવી દીધું. કેટલાંક અન્ય રાજ્યો સાથે લગ્નસંબંધ યોજી એણે પોતાની લાગવગ વધારી. એની રાણી કોસલદેવી કોસલના રાજા મહાકોસલની પુત્રી (અને પ્રસેનજિતની બહેન) હતી. એના લગ્ન વખતે બિંબિસારને પહેરામણીમાં ભારે આવકવાળી કાશીની ભૂમિ મળી. એની બીજી રાણી લિચ્છવિઓના રાજા (નાયક) ચેટકની ચેલ્લણા નામે

પુત્રી હતી. રાણી વાસવી વિદેહની હતી. રાણી ખેમા મદ્રની રાજકુંવરી હતી. અંગ અને કાશીની પ્રાપ્તિને લઈને તેમ જ કોસલ-વૈશાલી વગેરે રાજ્યો સાથેના લગ્ન-સંબંધને લઈને બિંબિસારની સત્તા તથા લાગવગની અભિવૃદ્ધિ થઈ એણે પ્રાચીન ગિરિવ્રજ પાસે રાજગૃહ નામે નવી રાજધાની વસાવી. ગંધાર અને અવન્તિ જેવાં દૂરનાં રાજ્યો સાથે પણ એણે રાજકીય મૈત્રી સાધી.

શાકયકુમાર સિદ્ધાર્થ બુદ્ધ થઈ રાજગૃહ પધાર્યા ત્યારે બિંબિસારે એમનો આદર–સત્કાર કરી બૌદ્ધ સંઘને વેળુવન નામે ઉપવન અર્પણ કર્યું. રાણી ખેમા બૌદ્ધ ધર્મ તરફ પરમ અનુરાગ ધરાવતી. બિંબિસારે પોતાના વૈદ્ય જીવકની સેવા ભગવાન બુદ્ધ અને એમના ભિક્ષુસંઘને અર્પણ કરી. બૌદ્ધ સાહિત્ય આ રાજાને બૌદ્ધધર્મના પરમ અનુયાયી તરીકે ઓળખાવે છે. બીજી બાજુ જૈન સાહિત્ય એને જૈનધર્મનો પરમ અનુયાયી જણાવે છે જૈન અનુશ્રુતિ અનુસાર મગધના રાજા શ્રેણિકે (બિંબિસારે) મહાવીર સ્વામીનો આદરસત્કાર કરી તેમનો ઉપદેશ અંગીકાર કર્યો હતો. રાણી ચેલ્લણા જૈનધર્મ તરફ ભારે અનુરાગ ધરાવતી. વસ્તુતઃ બિંબિસાર પ્રાયઃ કુલધર્મનો અનુયાયી રહ્યો હતો અને ભગવાન બુદ્ધ તથા મહાવીર સ્વામી જેવા ધર્મધુરંધરો તરફ આદરભાવ ધરાવી તેમનાં પ્રવચનોમાં પણ સક્રિય રસ લેતા.

વૈશાલીની નગરવધૂ આમ્રપાલી પણ એને વરી હતી.

બિંબિસારને અનેક પુત્ર હતા. જૈન અનુશ્રુતિ અનુસાર એ રાજા શ્રેણિક તરીકે ઓળખાતો ને એના પાટવીકુંવરનું નામ કૂણિક હતું. એને કૂણિક ઉપરાંત હલ્લ, વેહલ્લ, અભય, મેઘકુમાર વગેરે બીજા અનેક પુત્ર હતા. કૂણિકનું બીજું નામ અજાતશત્રુ હતું. એણે રાજગાદી મેળવવાની અધીરાઈથી પિતાને કેદ કર્યા. બૌદ્ધ અનુશ્રુતિ પ્રમાણે પછી એણે ગૌતમબુદ્ધના વિરોધી દેવદત્તની ચઢવણીથી પિતૃહત્યા પણ કરી. જૈન અનુશ્રુતિ મુજબ એ પોતાના કૃત્યથી પસ્તાઈ પિતાનાં બંધન તોડવા દોડચો, ત્યારે બિંબિસારે પોતાની હત્યા કરવાનો એનો ઇરાદો માની લઈ આત્મહત્યા કરી. ગમે તેમ, પ્રતાપી રાજા બિંબિસારના જીવનનો અંત કરુણ નીવડચો.

પુરાણો બિંબિસારનો રાજ્યકાલ ૨૮ કે ૩૮ વર્ષનો જણાવે છે, જ્યારે સિંહાલી અનુશ્રુતિ એણે પર વર્ષ રાજ્ય કર્યું એમ જણાવે છે. એનો રાજ્યારંભ ઈ.પૂ. ૫૪૩માં થયો હોય, તો આ ગણતરીએ એણે ઈ.પૂ. ૪૯૧ સુધી રાજ્ય કર્યું ગણાય.

હવે મગધની સત્તા **અજાતશત્રુના હાથમાં** આવી. એણે મગધના મહારાજ્યને વધારે વિશાળ અને પ્રબળ બનાવ્યું. પહેલાં એને કોસલના રાજા પ્રસેનજિત સાથે ઘર્ષણ થયું. બિંબિસારનું મૃત્યુ થતાં, રાણી કોસલદેવી ઝાઝું જીવી નહિ. એનું મૃત્યુ થતાં પ્રસેનજિતે કાશીની ભૂમિ પાછી લઈ લેવા કોશિશ કરી. આથી કોસલ અને મગધ વચ્ચે લાંબો વિગ્રહ ચાલ્યો. આખરે કોસલરાજે અજાતશત્રુને પોતાની કુંવરી વજા પરણાવી કાશીની ભૂમિ કન્યાદાનમાં દીધી. આમ, અંતે કોસલને મગધની પ્રબલ સત્તા આગળ નમતું જોખવું પડયું. આગળ જતાં પોતાના પુત્ર વિદુરથ વડે પદભ્રષ્ટ થતાં, પ્રસેનજિતે જમાઈ અજાતશત્રુ પાસે જવા પ્રયાણ કર્યું, પણ રાજગૃહના દરવાજે પહોંચતાં એ અધવચ મૃત્યુ પામ્યો. આમ, પ્રતાપી બિંબિસારની જેમ પ્રતાપી પ્રસેનજિતના જીવનનો કરુણ અંજામ આવ્યો. એનાથી મગધની મહત્તામાં અભિવૃદ્ધિ થઈ.

હવે મગધના મહારાજાને વૈશાલીના વજ્જિસંઘ સાથે સંઘર્ષ થતાં વાર ન લાગી. ગણરાજ્યોના સંઘને જીતવો સહેલો નહોતો. જ્યાં સુધી ત્યાં ગણતંત્રની સુભગ પ્રણાલીનું પાલન થાય ત્યાં સુધી તેને કોઈ હરાવી શકે તેમ નહોતુ. આથી અજાતશત્રુએ અમાત્ય વસ્સકારને વૈશાલી મોકલી કૂટ ભેદનીતિ વડે લિચ્છવિઓમાં ફાટફૂટ કરાવી. ત્રણ વર્ષની જહેમતના પરિણામે ત્યાં ઈર્ષ્યા અને કુસંપની વૃત્તિ પ્રવર્તી. દરમ્યાન અજાતશત્રુએ રાજગૃહની દક્ષિણે ગંગાતટ પર પાટલિગ્રામ (હાલનું પટના) પાસે દુર્ગ બંધાવી એને મગધનું લશ્કરી મથક બનાવ્યું, જેથી વૈશાલી દૂર ન પડે. હવે અજાતશત્રુએ વૈશાલી પર આક્રમણ કર્યું. વજ્જિસંઘનાં અન્ય રાજ્ય લિચ્છવિઓને મોખરે ધરીને અળગાં રહ્યાં ને અજાતશત્રુએ લાંબા ભીષણ વિગ્રહને અંતે વૈશાલી પર વિજય પ્રાપ્ત કર્યો. આ વિજયે ઉત્તર ભારતમાં મગધને સર્વોપરિ સ્થાન અપાવ્યું. અવંતિરાજ પ્રદ્યોતે રાજગૃહ પર આક્રમણ કરવા વિચાર કર્યો, પણ તે વિચાર અમલમાં મૂકી શકયો નહિ. આમ, મગધના મહારાજ્યને પ્રબળ તથા વિશાળ બનાવવામાં અજાતશત્રુનો મોટો ફાળો રહેલો છે.

જૈન અનુશ્રુતિ અનુસાર રાજા કૂણિક (અજાતશત્રુ) મહાવીર સ્વામીનો પરમ અનુયાયી હતો. બૌદ્ધ અનુશ્રુતિ મુજબ એ ભગવાન બુદ્ધ તરફ પણ ભારે આદરભાવ ધરાવતો. એના રાજ્યકાળના આઠમા વર્ષે (ઈ.પૂ. ૪૮૩માં ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા, ત્યારે એણે એમના પવિત્ર દેહાવશેષ રાજગૃહ લઈ જઈ ત્યાં સ્તૂપ બંધાવ્યો. થોડા વખતમાં રાજગૃહમાં બૌદ્ધસંઘની પહેલી સંગીતિ (પરિષદ) ભરાઈ ત્યારે તેણે વૈભારગિરિ પર ભવ્ય સભાખંડ કરાવી આપ્યો.

અજાતશત્રુએ પુરાણો પ્રમાણે ૨૫ (કે ૨૭) વર્ષ અથવા સિંહાલી અનુશ્રુતિ પ્રમાણે ૩૨ વર્ષ રાજ્ય કર્યું.

## ઇરાની સત્તાનો પ્રસાર

ભારતની પશ્ચિમે આવેલા ઈરાન[1] દેશમાં એ સમયે હખામની[2] વંશના રાજાઓનું પ્રબળ રાજ્ય સામ્રાજ્યમાં વિસ્તરી રહ્યું હતું. એ વંશના સ્થાપક કુરુષે[3] (ઈ.પૂ. ૫૫૮–૫૩૦) ભારતના ગંધાર પ્રદેશના સિંધુ નદીની પશ્ચિમે આવેલા ભાગ પર પોતાની સત્તા પ્રસારી ત્યાં ઈરાની સામ્રાજ્યની સાતમી સત્રપી (સૂબાગીરી) સ્થાપી. એ પછી એ વંશના ત્રીજા રાજા દારયહવુષ (દારય)[4] પહેલાએ (ઈ.પૂ. ૫૨૨–૪૮૬) સિંધુદેશ (સિંધ) જીતી લઈ ત્યાં વીસમી સત્રપી સ્થાપી. ઈરાનના એ સમ્રાટના સ્તંભલેખોમાં આ ગંધાર અને સિંધુ પ્રદેશનો ઉલ્લેખ 'ગદાર' અને 'હિંદુ' દેશ તરીકે થયેલો છે. હખામની વંશની સત્તા ભારતના આ બે પ્રદેશો પર એ વંશના અંત (ઈ.પૂ. ૩૩૦) સુધી ટકી.

એ દરમ્યાન ઈરાનના સમ્રાટો આ સત્રપીઓમાંથી અઢળક દ્રવ્ય અને સંખ્યાબંધ માણસ મેળવતા. ગ્રીસ સુધીના દેશાવર પર્યંત મોકલાતી એમની સેનામાં અહીંના સૈનિકોનોય સમાવેશ થતો. હખામની અમલ દરમ્યાન ઈરાની સામ્રાજ્યમાં પ્રચલિત થયેલી આરામી[5] ભાષા અને લિપિ અહીંના પ્રદેશોમાં પણ પ્રયોજાઈ ને એમાંથી અહીંની ભાષાને અનુરૂપ સુધારાવધારા કરતાં ખરોષ્ઠી નામે લિપિનો ઉદ્ભવ થયો. ઈરાનના સ્થાપત્યની તથા સ્તંભ–લેખોની અસર ભારતમાં પણ પ્રસરવા લાગી.

## શ્રમણ સંપ્રદાયોનો અભ્યુદય

રાજકીય ઇતિહાસમાં ઉત્તર ભારતમાં મગધના મહાજનપદનો અભ્યુદય થઈ રહ્યો હતો અને એની પશ્ચિમ સરહદના પ્રદેશોમાં ઈરાની સામ્રાજ્યની સત્તા પ્રવર્તતી હતી, તે દરમ્યાન ઉત્તર ભારતના સાંસ્કૃતિક ઇતિહાસમાં બે મહાન શ્રમણ સંપ્રદાયોનો અભ્યુદય થયો.

---

૧. ત્યારે એ દેશને પાર્સ કહેતા. પર્સિઆ અને પારસી શબ્દ એમાંથી થયા છે.
૨. ઈરાનની ભાષામાં 'હખામનીય'; અંગ્રેજીમાં Akhaemenian.
૩. અંગ્રેજીમાં Cyrus.
૪. અંગ્રેજીમાં Darius.
૫. અંગ્રેજીમાં Aramaic.

આર્યોના વેદધર્મમાં દેવોપાસના અને યજ્ઞક્રિયાઓને સ્થાને આરણ્યકો અને ઉપનિષદોમાં જણાવેલા ચિંતન તથા દર્શનનું મહત્ત્વ વધતું જતું હતું. એની સાથે સાથે વેદનાં વચનો અને વિપ્રોનાં મંતવ્યોથી સ્વતંત્ર રીતે તત્ત્વચિંતન કરી સંસારબંધનમાંથી મુક્તિ મેળવવાની જીવનચર્યા દર્શાવતા જુદા જુદા દાર્શનિક સંપ્રદાયોનો અભ્યુદય થવા લાગ્યો. આમાં જે બે સંપ્રદાય લોકપ્રિય અને વ્યાપક બન્યા, તેમાં વૈરાગ્ય અને સંયમ પર ભાર મૂકતા શ્રમણધર્મનું પ્રાધાન્ય રહેલું હતું.

**બૌદ્ધ ધર્મ**

આમાંના એક સંપ્રદાયમાં શ્રમણનો આદર્શ બોધિ (જ્ઞાનજાગૃતિ) પામી બુદ્ધ (જાગ્રત) થવાનો હતો. બિંબિસારના સમયમાં એક શ્રમણ પરમ તપશ્ચર્યા કરી બુદ્ધ થયા ને એમણે પોતાને પ્રાપ્ત થયેલા બોધિનો બોધ ગ્રહણ કરતા શ્રમણો અને ઉપાસકોનો સંઘ તૈયાર કર્યો. ભગવાન (પૂજ્ય) બુદ્ધે ઉપદેશેલા ધર્મને 'બૌદ્ધ ધર્મ' કહે છે. એમાં બુદ્ધ, ધર્મ અને સંઘ એ ત્રિ-રત્ન (ત્રણ રત્નો) ગણાય છે.

શ્રમણ થઈ બુદ્ધ થયેલા આ મહાપુરુષનો જન્મ કપિલવસ્તુના શાક્ય રાજા (ગણ-નાયક) શુદ્ધોદનને ત્યાં થયો હતો. એ સિદ્ધાર્થ ગૌતમ તરીકે ઓળખાતા. એ ધ્યાન અને તત્ત્વચિંતન તરફ અભિમુખ હતા. એમનાં પત્ની યશોધરાને રાહુલ નામે પુત્ર જન્મતાં, એ વધતા જતા સાંસારિક બંધનથી સાવધ થયા ને છાનામાના ગૃહત્યાગ કરી એમણે પ્રવ્રજ્યા (દીક્ષા) લઈ શ્રમણ-ધર્મ અંગીકાર કર્યો. વૈશાલીમાં આરાળ કાલામ પાસે અને રાજગૃહમાં રુદ્રક રામપુત્ર પાસે ધ્યાનની ઉચ્ચતમ ભૂમિકાઓનો પરિચય સાધ્યો, પરંતુ તે વડે પૂર્ણ નિર્વાણ(મોક્ષ)ની સિદ્ધિ ન મળતાં, તેમણે ઉરુવેલા (ગયા પાસે) જઈ જાતે ઉગ્ર તપશ્ચર્યા આદરી. અનુભવે નિતાન્ત દેહદમનના એકાન્તિક માર્ગનો ત્યાગ કરી મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો ને સંયમ દ્વારા આખરે બોધિની સિદ્ધિ પ્રાપ્ત કરી. આમ બોધિસત્ત્વ (સાધક) મટી હવે એ બુદ્ધ (સિદ્ધ) થયા.

પછી એમણે વારાણસી પાસે આવેલા ઋષિપત્તન (સારનાથ) જઈ એ બોધિના ઉપદેશ દ્વારા ધર્મચક્ર પ્રવર્તાવ્યું. ધીમે ધીમે બૌદ્ધ શ્રમણોની સંખ્યા વધતી ગઈ ને તેમાં તે સમયના ગણતંત્રના પ્રકારનું વ્યવસ્થાતંત્ર યોજવામાં આવ્યું. એ રીત બૌદ્ધ શ્રમણોનો સંઘ વિકસ્યો. આગળ જતાં સ્ત્રીઓનેય શ્રમણધર્મની પ્રવ્રજ્યા લેવાની છૂટ મળી ને ભિક્ષુઓની જેમ ભિક્ષુણીઓનો પણ સંઘ થયો. ગૃહસ્થાશ્રમમાં રહેલાં નર-નારીઓ પણ આ ધર્મનું કેટલુંક પાલન કરવા લાગ્યાં. એ 'ઉપાસકો' અને 'ઉપાસિકાઓ' તરીકે ઓળખાયાં.

સારનાથમાં શરૂ કરીને ગૌતમ બુદ્ધે રાજગૃહ, નાલંદા, ગયા, શ્રાવસ્તી, કપિલવસ્તુ, વૈશાલી, કૌશામ્બી, ચંપા ઇત્યાદિ સ્થળોએ વિહાર કરતા રહી લગભગ ૪૫ વર્ષ સુધી ધર્મોપદેશ દીધા કર્યો. છેવટે કુશીનારામાં ૮૦ વર્ષની વયે પરિનિર્વાણ (કાલધર્મ) પામ્યા.

સામાન્યત: ગૌતમબુદ્ધ બૌદ્ધ ધર્મના સ્થાપક હોવાનું મનાય છે, પરંતુ બૌદ્ધ અનુશ્રુતિ અનુસાર એમની પહેલાં બીજા અનેક બુદ્ધ થઈ ગયા, જેમાંના છેલ્લા સાત બુદ્ધ પ્રાચીનકાળથી પ્રસિદ્ધ છે. એ સાતમાં છેલ્લા શાક્યસિંહ બુદ્ધ અર્થાત્ ગૌતમ બુદ્ધ છે. હવે પછી વળી મૈત્રેય નામે બુદ્ધ થનાર છે એવું પણ મનાય છે.

ભગવાન ગૌતમ બુદ્ધે કરેલાં મૌખિક પ્રવચનોને આગળ જતાં એમના અનુયાયીઓએ ગ્રન્થસ્થ કર્યાં. એ સૂત્રો(પ્રવચનો)ના સંગ્રહને 'સૂત્ર–પિટક' કહે છે. એમાં ભગવાન બુદ્ધે અત્યંત ભોગ ભોગવવા કે અત્યંત દેહદમન કરવું એ બંને એકાન્તિક માર્ગને ત્યજી મધ્યમ માર્ગ અપનાવવાની ભલામણ કરી છે. સંસારમાં પડતાં દુઃખોના નિવારણનો ઉપાય ચિંતવતાં એમને જણાયું કે (૧) સંસાર દુઃખરૂપ છે, (૨) દુઃખનું મૂળ તૃષ્ણા છે, (૩) દુઃખનું કારણ દૂર થતાં દુઃખનું નિવારણ થાય છે ને (૪) દુઃખનું કારણ દૂર કરવાને અષ્ટાંગ માર્ગ આચરવો જોઈએ. આ 'ચાર આર્યસત્યો' કહેવાય છે. અષ્ટાંગ માર્ગમાં સમ્યગ્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યગ્ વાક્, સમ્યક્ કર્મ વગેરે સમ્યગ્ વ્યવહાર અભિપ્રેત છે.

આત્મા છે કે નહિ, ઈશ્વર છે કે નહિ વગેરે પ્રશ્નોની ચર્ચા ન કરતાં, સંસાર દુઃખમય છે એ જાણીને એ દુઃખનું નિવારણ કરવા માટે અષ્ટાંગ માર્ગની અને એ માર્ગની ભૂમિકા પ્રાપ્ત કરવા માટે શીલ, પ્રજ્ઞા અને સમાધિ કેળવવાની ભલામણ કરવામાં આવી. એ સિદ્ધ થતાં પુનર્ભવની ઘટમાળમાંથી મુક્ત થવાય છે ને દુઃખમાત્રની નિવૃત્તિરૂપ નિર્વાણ પમાય છે.

**જૈનધર્મ**

જૈનધર્મની પરંપરા પણ પુરાતન ગણાય છે. એ સંપ્રદાયના સાધુઓ 'નિર્ગ્રન્થ' (ગ્રન્થી-બંધનથી મુક્ત) કહેવાતા. વીતરાગ નિર્ગ્રન્થો કેવલ (વિશુદ્ધ) જ્ઞાન દ્વારા સિદ્ધિ પામતા. એ 'જિન' (ઇન્દ્રિયો પર જય પામેલા) કહેવાતા; જિનના અનુયાયી 'જૈન' તરીકે ઓળખાયા. જૈન શાસનરૂપી તીર્થ (સંસારનો ઓવારો) બાંધનાર જિન 'તીર્થંકર' તરીકે જાણીતા છે. વર્તમાન યુગમાં કુલ ચોવીસ તીર્થંકર થયા ગણાય છે. બાવીસમા તીર્થંકર નેમિનાથ યાદવકુલમાં જન્મ્યા હતા ને શ્રીકૃષ્ણ વાસુદેવના પિતરાઈ ભાઈ થતા હતા. તેવીસમા તીર્થંકર

પાર્શ્વનાથ કાશીના રાજકુલમાં જન્મેલા, એમના પછી અઢીસો વર્ષે મહાવીર સ્વામી થયા.

વૈશાલીના કુણ્ડગ્રામમાં જ્ઞાતૃક કુલમાં ગણ-નાયક સિદ્ધાર્થને ત્યાં જન્મેલા **વર્ધમાન** નાનપણથી સંયમ અને તપની અભિરુચિ ધરાવતા. માતાપિતાના આગ્રહથી તેઓ યશોદા વેરે પરણ્યા ને તેમને પ્રિયદર્શના નામે પુત્રી પણ થઈ. માતાપિતાના મૃત્યુ બાદ તેઓ દીક્ષા લઈ શ્રમણ થયા. ક્રોધને જીતી ક્ષમાની અજબ સિદ્ધિ મેળવી તેઓ **મહાવીર** તરીકે જાણીતા થયા. વસ્ત્રનોય પરિગ્રહ તજી અચેલક (અવસ્ત્ર) બન્યા. બાર વર્ષ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી તેઓ કેવલ જ્ઞાન પામ્યા. પછી તેમણે ચંપા, વૈશાલી, રાજગૃહ, મિથિલા, શ્રાવસ્તી વગેરે સ્થળોએ વિહાર કરતા રહી ત્રીસ વર્ષ સુધી લોકોને ધર્મોપદેશ દીધો. બોત્તેર વર્ષની વયે તેઓ પાવાપુરીમાં દિવાળીના દિવસે કાલધર્મ પામ્યા.

પાર્શ્વનાથે અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચાર મહાવ્રતોનો ઉપદેશ દીધો હતો. મહાવીર સ્વામીએ એમાં બ્રહ્મચર્યને પાંચમા વ્રત તરીકે અલગ સ્થાન આપ્યું. અપરિગ્રહમાં સ્ત્રીની જેમ વસ્ત્રનાય પરિગ્રહનો તેમણે ત્યાગ કરેલો. તીર્થંકરોએ ઉપદેશેલા જૈનધર્મમાં વિવિધ એકાન્તવાદોને સ્થાને અનેકાન્તવાદનું પ્રતિપાદન થયેલું છે; સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્રને ધર્મનાં 'ત્રણ રત્ન', માનેલાં છે; નવાં કર્મબંધનોના આસ્રવ(દ્વાર)ના સંવરણની તથા જૂનાં કર્મ-બંધનોના નિર્જરણની ભલામણ કરેલી છે; સંયમ અને તપનું ભારે મહત્ત્વ માનેલું છે; અને કર્મના બંધનમાંથી મુક્ત થઈ મોક્ષ પામવાનો ઉપાય દર્શાવ્યો છે.

મહાવીર સ્વામીનાં મૌખિક પ્રવચનોને આગળ જતાં સૂત્રોના સંગ્રહો તરીકે આગમ-ગ્રંથોમાં ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે.

આ બંને મહાન શ્રમણ-સંપ્રદાયોમાં સંયમ અને વૈરાગ્ય પર ભાર મૂકવામાં આવ્યો છે તેમ જ કર્મફળ અને પુનર્ભવની ઘટમાળમાંથી મુક્ત થવાનો દાર્શનિક માર્ગ વેદસંપ્રદાયથી સ્વતંત્ર રીતે વિચારવામાં આવ્યો છે. પ્રાચીન ભારતમાં વેદધર્મની સાથે સાથે આ બંને શ્રમણધર્મ પણ ઠીકઠીક લોકપ્રિય અને પ્રચલિત થયા. વેદપ્રમાણ, યજ્ઞક્રિયાઓ અને બ્રાહ્મણોપદેશની બાબતમાં આ સંપ્રદાયો સ્વતંત્ર વલણ ધરાવતા હોવા છતાં, એમાં જણાવેલી ઘણીખરી વિચારધારાઓ અને આચારધારાઓ ભારતીય-આર્યોની પ્રાચીન સંસ્કૃતિના સર્વસમાન સ્રોતમાંથી જ પ્રગટી હતી.

## બૌદ્ધ સંગીતિઓ

ભગવાન બુદ્ધના પરિનિર્વાણ પછી થોડા જ વખતમાં બૌદ્ધ સંઘની પહેલી સંગીતિ (સભા) મળી. મગધપતિ અજાતશત્રુએ રાજગૃહ પાસે વૈભારગિરિની સપ્તપર્ણી ગુફાના આંગણામાં વિશાળ સભાખંડ તૈયાર કરાવી ભિક્ષુઓની જરૂરિયાતો માટે જોગવાઈ કરી ને ઠેકઠેકાણેથી આવેલા ૫૦૦ અર્હંતો(અગ્રણી ભિક્ષુઓ)એ એમાં હાજરી આપી. મહાકાશ્યપની અધ્યક્ષતા નીચે એમાં અર્હંતોએ ભગવાન બુદ્ધે ભિક્ષુઓ માટે બાંધેલા નિયમોને તથા તેમણે આપેલાં પ્રવચનોને વ્યવસ્થિત રીતે સંગૃહીત કરવાનાં પગરણ કર્યાં. નિયમોનું સાહિત્ય 'વિનય' નામે અને પ્રવચનોનું 'સુત્ત' ('સૂત્ર') નામે ઓળખાતું.

રાજા કાલાશોક(કાકવર્ણી)ના ઉપાશ્રયે અર્થાત્ ભગવાન બુદ્ધના પરિનિર્વાણ પછી લગભગ સો વર્ષે વૈશાલીમાં બૌદ્ધ ભિક્ષુઓની બીજી સંગીતિ મળી. કૌશાંબી-અવન્તિ પ્રદેશના પાશ્ચાત્ય ભિક્ષુઓના મતની વિરુદ્ધ જઈ વૈશાલીપાટલિપુત્રના પૌરસ્ત્ય ભિક્ષુઓ વિનયોના પાલનમાં દસ પ્રકારની છૂટ લેતા થયા હતા તે બાબતમાં તીવ્ર વિવાદ થયો ને તેમાં અંતે પાશ્ચાત્ય મતની તરફેણમાં ચુકાદો આવ્યો. આથી પૌરસ્ત્ય મતના હિમાયતીઓએ અલગ મહાસંગીતિ ભરી તેમાં પોતાના સર્વ નિયમ અંગીકાર કરાવ્યા. રૂઢિચુસ્ત મત 'થેરવાદ' તરીકે ઓળખાયો[1]; મહાસંગીતિવાળા સુધારક મતના અનુયાયીઓ 'માહાસંઘિક' કહેવાયા. આમ ભગવાન બુદ્ધના પરિનિર્વાણ પછી એક સદીમાં બૌદ્ધ સંઘમાં બે સંપ્રદાય પડ્યા.

રૂઢિચુસ્ત થેરવાદના પુરસ્કર્તા ઉજ્જનના મહાકચ્છાયન હતા. આ સંપ્રદાયના ભિક્ષુઓએ પોતાના ધર્મસાહિત્યને પાલિ ભાષામાં રહેલા પાઠ પ્રમાણે ગ્રંથસ્થ કરવા માંડ્યું. કૌશાંબી-અવન્તિ પ્રદેશમાં પાલિ ભાષા પ્રચલિત હતી. પૌરસ્ત્ય મહાસંઘિકો એ સાહિત્ય માગધી ભાષામાં ગ્રંથસ્થ કરવા લાગ્યા હશે, પરંતુ એ સાહિત્ય પછી જળવાઈ રહ્યું નથી, જ્યારે પાલિ સાહિત્ય શ્રીલંકા, બર્મા અને થાઈપ્રદેશના બૌદ્ધો મારફતે જળવાઈ રહ્યું છે.

## બૌદ્ધ ત્રિપિટકો

પાલિ ધર્મસાહિત્યના ગ્રંથ ત્રણ પિટકો(સંગ્રહો)માં વર્ગીકૃત થયેલા છે : સુત્તપિટક, વિનયપિટક અને અભિધમ્મપિટક. આથી એ બૌદ્ધ ધર્મસાહિત્યને 'તિપિટક' ('ત્રિપિટક') કહે છે. રચનાની દૃષ્ટિએ એમાં વિનયપિટક સહુથી પ્રાચીન

૧. થેર=સ્થવિર (સીનિયર, મોવડી)

જણાય છે. ભિક્ષુઓની જીવનચર્યા વિશે ભગવાન બુદ્ધે ઘડેલા નિયમો 'પાતિમોક્ખ'(પ્રાતિમોક્ષ)માં આપવામાં આવ્યા છે. એમાં એ નિયમોના ઉલ્લંઘનનાં પ્રાયશ્ચિત પણ દર્શાવ્યાં છે. 'સુત્તવિભંગ'માં પાતિમોક્ખનાં સુત્તો(સૂત્રો)ના વિભંગ (ખુલાસા) આપવામાં આવ્યા છે. એમાં અંતે ભિક્ષુણીઓને લગતા નિયમોના વિભંગ પણ આપેલા છે. 'કન્ધકા'ઓ(સ્કન્ધકો)માં ભિક્ષુસંઘની રચના, દીક્ષા, ઉપોસથ, વર્ષાવાસ, ભિક્ષુઓ તથા ભિક્ષુણીઓની જીવનચર્યાને લગતા નિયમો ઇત્યાદિ વિષયો નિરૂપાયા છે. 'પરિવાર' જેમાં અનુક્રમણીઓ અને પરિશિષ્ટો જેવી માહિતી પ્રશ્નોત્તરીરૂપે આપવામાં આવી છે તે વિનયપિટકમાં પાછળથી ઉમેરાયું લાગે છે.

ભગવાન બુદ્ધના પ્રવચનને 'સુત્ત' (સૂત્ર) કહેતા. સુત્તોના પાંચ નિકાય (સંગ્રહ) છે, જે સુત્તપિટકરૂપે ગ્રંથસ્થ થયા છે. એમાંના પહેલા ચાર નિકાય વિનય-પિટકની જેમ પ્રાચીન છે. દીઘનિકાયમાં ૩૪ લાંબાં સુત્તોનો અને મજ્ઝિમ નિકાયમાં મધ્ય કદનાં ૫૭ સુત્તોનો સંગ્રહ થયેલો છે. સંયુત્ત નિકાયમાં જુદા જુદા સિદ્ધાન્તોને લગતાં સુત્ત સંયુક્ત કરેલાં છે. અંગુત્તર નિકાય, જેમાં એક, બે, ત્રણ...એમ એકોત્તર સુત્ત ગોઠવવામાં આવ્યાં છે, તેમાં નિયમોના ઉગ્ર પાલન અને નિયમભંગની આકરી શિક્ષા પર ભાર મૂકવામાં આવ્યો છે. પાંચમો નિકાય (ખુદ્દક નિકાય), જે પાછળથી ઉમેરાયો છે, તેમાં ધમ્મપદ, ઉદાન, થેરગાથા, થેરીગાથા, જાતકો, અવદાન, બુદ્ધવંસ ઇત્યાદિ અનેક રસપ્રદ ગ્રંથોનો સમાવેશ થાય છે.

અભિધમ્મ-પિટક જેમાં અભિધર્મ(ઉચ્ચધર્મ અથવા તત્ત્વજ્ઞાન)નું નિરૂપણ કરવાનો ઉદ્દેશ રહેલો છે, તે ઉપર જણાવેલા બે પિટકોનું પાછળથી કરાયેલું વિસ્તરણ છે.

વિનય-પિટકનો મુખ્ય ભાગ અને સુત્ત-પિટકના પહેલા ચાર નિકાય નંદકાલ સુધીમાં ગ્રંથસ્થ થયા હોવાનું માલૂમ પડે છે.

### જૈન આગમો

મહાવીર સ્વામીના અનુયાયીઓના અગિયાર ગણ (સમૂહ) હતા; તે દરેક ગણના અગ્રણીને 'ગણધર' કહેતા. દરેક ગણધરે મહાવીર સ્વામીનાં ધર્મપ્રવચનોને દ્વાદશ અંગોમાં ગ્રંથસ્થ કર્યાં ગણાય છે. એમાં ઇન્દ્રભૂતિ ગણધરનો સંગ્રહ જમ્બુસ્વામી કેવલી અને પછીના શ્રુતકેવલીઓ દ્વારા ઘણે અંશે જળવાઈ રહ્યો છે. ભગવાન બુદ્ધની જેમ મહાવીર સ્વામીનાં પ્રવચનોને 'સુત્ત' (સૂત્ર) કહે છે;

સૂત્રગ્રંથોના સાહિત્યના સમગ્ર સમૂહને 'શ્રુત' અથવા 'આગમ' કહે છે. એનાં દ્વાદશ અંગોમાંનું 'દષ્ટિવાદ' અંગ લુપ્ત થઈ ગયું છે; બાકીનાં આચારાંગ આદિ અંગ ગુરુશિષ્ય પરંપરા દ્વારા ઘણુ અંશે જળવાયાં છે. અંગો ઉપરાંત ઉપાંગો, મૂલસૂત્રો, છેદસૂત્રો વગેરે પ્રકારના ધર્મગ્રંથ પણ છે. આ સાહિત્ય હાલ જે પ્રાકૃત ભાષામાં જળવાયું છે, તેને 'અર્ધમાગધી' ભાષા કહે છે.

**ગણતંત્રનો અભ્યુદય**

રાજ્યતંત્રમાં કેટલાંક જનપદોમાં રાજતંત્રની પદ્ધતિ ચાલુ રહી હતી, જ્યારે કેટલાંક જનપદોમાં ગણતંત્રની પદ્ધતિ પ્રવર્તતી. બિંબિસાર-અજાતશત્રુના સમયમાં કેટલાંય જનપદોમાં ગણતંત્ર પ્રવર્તતું. એમાં રાજ્યતંત્રના કેન્દ્રસ્થાને રાજા નહોતો, પણ જનગણે ચૂંટેલા સભ્યોની પરિષદ હતી. રાજ્યતંત્રને લગતા મહત્ત્વના નિર્ણયો સંથાગારમાં મળતી પરિષદના સભ્યો નિયત પ્રકારની લોકશાહી પદ્ધતિથી કરતા. એમાંના દરેક સભ્યની અભિષેકવિધિ થતી, એ 'રાજા' કહેવાતો અને પોતપોતાના વહીવટી એકમની જવાબદારી ધરાવતો. લિચ્છવિઓની પરિષદ ૭,૭૦૭ રાજાઓની બનેલી હોવાનું કહેવાય છે.પરિષદના વડાને ગણમુખ્ય કહેતા. એની ચૂંટણી નિયત કાલ માટે થતી. સામાન્ય વ્યવહારમાં એનેય 'રાજા' કહેતા. ગૌતમ-બુદ્ધ અને વર્ધમાન મહાવીરના પિતા આવા રાજા હતા. એની મદદમાં ઉપ-રાજ, સેનાપતિ અને ભાણ્ડાગારિક (કોષાધ્યક્ષ) પણ નિમાતા. આ ઉપરાંત આઠ કે નવ સભ્યોની કાર્યવાહક સમિતિ પણ નિમાતી. ગણરાજ્યો સામૂહિક સંરક્ષણ માટે સંઘરૂપે સંગઠિત થતાં. વજ્જિસંઘ અને મલ્લસંઘમાં નવ-નવ ગણરાજ્ય સંગઠિત થયાં હતાં.

બૌદ્ધ સાહિત્યમાં શાક્ય અને લિચ્છવિ ગણતંત્રની પદ્ધતિને લગતા કેટલાક ઉલ્લેખ આવે છે. બૌદ્ધ ભિક્ષુ-સંઘની કાર્યવાહી એ ગણતંત્ર અનુસાર ઘડાઈ હોઈ, એના નિરૂપણ પરથી ગણતંત્રની પદ્ધતિ વિશે કેટલીક રસપ્રદ માહિતી મળે છે.

પરિષદની બેઠક સંથાગાર(સંસ્થાગાર)માં મળતી. એમાં સભ્યોનાં આસનોની વ્યવસ્થા રહેતી ને બેઠક માટે ઓછામાં ઓછી અમુક સંખ્યાની હાજરી (કોરમ) આવશ્યક ગણાતી. ગણપૂર્તિની કામગીરી સંભાળનાર 'ગણપૂરક' કહેવાતો. પરિષદની બેઠકમાં પ્રસ્તાવ નિયમપૂર્વક રજૂ થતો ને એનું ત્રણ વાર મોટેથી વાચન કરવામાં આવતું. એની સામે કંઈ વાંધો રજૂ ન થાય, તો તે પ્રસ્તાવ સર્વાનુમતિથી પસાર થયેલો ગણાતો. જો કોઈ પ્રશ્ન પર મતભેદ હોય, તો તેના

પ્રસ્તાવની તરફેણમાં તથા વિરુદ્ધમાં ચર્ચા થતી, તેને માટે નિયમપૂર્વક મત લેવાતા ને બહુમતીથી નિર્ણય થતો. મતદાન માટે ખુલ્લી, કાનમાં કહેવાની અને જુદા જુદા રંગની શલાકા (સળી) ઉપાડવાની એમ ત્રણ પદ્ધતિઓ પ્રચલિત હતી. શલાકા ગ્રાહક મતની ગુપ્તતા જાળવતો. જે પ્રશ્ન ઘણો વિવાદગ્રસ્ત નીવડે, તેની વિચારણા માટે ભિન્ન મતોના પ્રતિનિધિઓની સમિતિ નિમાતી, જેને ઉદ્વાહિકા કહેતા. એ સમિતિ બને તો એનો સર્વસંમત ઉકેલ લાવતી, પરંતુ એ શકય ન બનતું તો એના નિર્ણય માટે બહુમતીના નિર્ણયનો જ માર્ગ લેવો પડતો. જે સભ્ય પરિષદની બેઠકમાં ઉપસ્થિત થઈ શકે નહિ, તેની લિખિત અનુમતિ માગી લેવામાં આવતી, જેથી બેઠકના નિર્ણય તેને બંધનકર્તા રહે. પરિષદની બેઠકમાં દરેક વક્તા નિયમસર તથા પદ્ધતિસર બોલે તેની તકેદારી રખાતી. જ્યાં સુધી પરિષદની બેઠકો પૂરી અને વારંવાર મળતી રહે, એની કાર્યવાહી અને એના નિર્ણયોમાં ઐકમત્ય રહે, ક્રાંતિકારી કાયદાનાં પગલાંને દૂર રાખી જૂની પ્રણાલીઓ જાળવવામાં આવે અને વડીલો, ધર્મસ્થાનો, મહાપુરુષો અને સ્ત્રીઓનું માન રાખવામાં આવે ત્યાં સુધી ગણરાજ્યનો કોઈ પરાભવ કરી શકશે નહિ એમ ભગવાન બુદ્ધ પણ સ્પષ્ટ અભિપ્રાય આપેલો.[૧] એમના સમયમાં ગણતંત્ર અભ્યુદયની સ્થિતિમાં હતું.

૧. મૂળ કંડિકા આ પ્રમાણે છે :

રાજા અજાતશત્રુએ ભગવાન બુદ્ધને પુછાવ્યું, કે હું વજ્જિગણને જીતી શકીશ કે નહિ. ત્યારે ભગવાન બુદ્ધ પોતાની લાક્ષણિક શૈલીમાં શિષ્ય આનંદને આવો ઉત્તર આપેલો :

'આનંદ, વજ્જિઓ વારંવાર સંમેલન કરે છે અને સંમેલનમાં બધાય એકઠા થાય છે ?'

'હા, ભગવન, મેં એમ સાંભળ્યું છે.'

'...ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે.'

'વળી, વજ્જિઓ સઘળા સાથે જ બેસે છે, સાથે જ ઊઠે છે, અને સાથે જ કામ કરે છે ?'

'હા, ભગવન, એમ પણ મેં સાંભળ્યું છે.'

'જ્યાં લગી વજ્જિઓ એમ કરશે ત્યાં લગી તેમની ઉન્નતિ થશે, અવનતિ નહિ થાય, આનંદ.'

'વળી વજ્જિઓ જે કાયદો પોતે ન કરેલો હોય તેને અમલમાં મૂકતા નથી ને જે કાયદો કરેલો હોય તેનું ઉલ્લંઘન કરતા નથી ?' (ચાલુ)

## સૂત્ર સાહિત્ય

આ કાલ દરમ્યાન સંસ્કૃત સાહિત્યમાં સૂત્ર-સાહિત્ય લખાયું. સહેલાઈથી કંઠસ્થ કરતાં ફાવે તેવાં ટૂંકાં ટચૂકડાં અર્થઘન વાક્યોને 'સૂત્રો' કહે છે.

વેદસાહિત્યના અધ્યયનમાં ઉચ્ચાર, કર્મકાંડ, વ્યાકરણ, વ્યુત્પત્તિ, જ્યોતિષ અને છંદનું જ્ઞાન અપેક્ષિત રહેતું. આથી તે તે વિષયને લગતા સૂત્રગ્રન્થ લખાયા. વેદના અધ્યયન માટે આનુષંગિક ઉપયોગિતા ધરાવતા આ સાહિત્યને 'વેદાંગ' કહે છે. વેદાંગ ૭ છે: શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ. શિક્ષામાં વેદના મંત્રોના શુદ્ધ ઉચ્ચારણની શિક્ષા (સૂચના) આપવામાં આવી છે. વેદસંહિતાની પ્રતિ (પ્રત્યેક) શાખાના શિક્ષાગ્રંથ હતા ને તે 'પ્રાતિશાખ્ય' તરીકે ઓળખાતા. કલ્પમાં ધાર્મિક ક્રિયાઓનું નિરૂપણ કરાતું. શ્રુતિ(વેદ)માં જણાવેલા સોમયાગાદિ મહાયોગોની ક્રિયાઓનું નિરૂપણ શ્રૌતસૂત્રોમાં કરેલું છે; જ્યારે જીવનની જુદી જુદી અવસ્થાએ કરવાના સંસ્કારો અને ગૃહસ્થે રોજ કરવાના પાંચ મહાયજ્ઞોનું નિરૂપણ ગૃહ્યસૂત્રોમાં કરેલું છે, જે શ્રૌત નહિ પણ સ્માર્ત (સ્મૃતિને અનુસરતાં) ગણાય છે. એના અનુસંધાનમાં વળી ધર્મસૂત્ર રચાયાં. એમાં રાજધર્મ, રાજનીતિ, વર્ણધર્મ, આશ્રમધર્મ, ન્યાય ઇત્યાદિનું નિરૂપણ

---

'હા જી, મેં એમ પણ સાંભળ્યું છે.'

'જ્યાં સુધી આનંદ, વજ્જિઓ એમ કરશે ત્યાં સુધી તેઓની ઉન્નતિ થશે, અવનતિ નહિ થાય.'

'અને આનંદ' વજ્જિઓ કુલકુમારીઓ અને કુલાંગનાઓને ઉપાડી જતા તથી તથા તેમના પર બળાત્કાર કરતા નથી ને?'

'હા, ભગવન' મેં એમ પણ સાંભળ્યું છે.'

'તો આનંદ, ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ થાય.'

'વારુ, આનંદ, તેઓ પોતાના આભ્યંતર તથા બાહ્ય ચૈત્યોને માન આપે છે?'

'હા, ભગવન, મેં સાંભળ્યું છે.'

'આનંદ, ત્યાં લગી તેમની ઉન્નતિ જ થશે, અવનતિ નહિ.'

'ન તેઓએ અરહંતોના યોગ્ય રક્ષણ માટે વ્યવસ્થા કરેલી છે?'

'હા, ભગવન, એમ મેં સાંભળ્યું છે.'

પછી ભગવાન બુદ્ધ મહામાત્ય વસ્સકારને કહે:

'જ્યાં લગી હે બ્રાહ્મણ, વજ્જિઓમાં આ સાત ધર્મો હશે ત્યાં લગી એમની ઉન્નતિ થશે, અવનતિ નહિ થાય.'

પરંપરાગત રિવાજ અને કાયદા અનુસાર કરવામાં આવ્યું છે. આ ત્રણેય પ્રકારનાં સૂત્રોનો સમાવેશ કલ્પમાં થતો. વ્યાકરણનું પ્રાચીનતમ ઉપલબ્ધ પુસ્તક તે પાણિનિકૃત 'અષ્ટાધ્યાયી' છે. એવી રીતે વ્યુત્પત્તિને લગતું સહુથી પ્રાચીન ઉપલબ્ધ પુસ્તક તે યાસ્કનું 'નિરુક્ત' છે, જેમાં 'નિઘણ્ટુ'માં આપેલા અસ્પષ્ટ અર્થવાળા શબ્દોનું વ્યુત્પત્તિ દ્વારા વિવરણ કરવામાં આવ્યું છે. પિંગલનું 'છંદઃસૂત્ર', હાલ જે સ્વરૂપમાં મળે છે, તે બહુ પ્રાચીન નથી. જ્યોતિષ વિશે કોઈ સૂત્રગ્રંથ હાલ ઉપલબ્ધ નથી; 'જ્યોતિષ-વેદાંગ' તરીકે ઓળખાતો ગ્રંથ કંઈક પ્રાચીન પણ શ્લોકબદ્ધ છે. આમ વેદાંગોને લગતું મૂળ સાહિત્ય આરંભિક ઐતિહાસિક કાલ સુધીમાં લખાયું લાગે છે ને એમાંનું કેટલુંક હાલ ઉપલબ્ધ નથી.

આયુર્વેદ, ધનુર્વેદ, શિલ્પવેદ અને ગાન્ધર્વવેદની ગણના ઉપવેદ તરીકે થતી. ઔષધ-ઉપચાર, યુદ્ધકલા, શિલ્પકલા અને સંગીતને લગતી વિદ્યાઓનું ખેડાણ ભારતમાં અતિપ્રાચીન કાલથી થયું હોવાનું જાણવા મળે છે, પરંતુ હાલ એના આ કાલના પ્રાચીન ગ્રંથ ઉપલબ્ધ નથી. એવી રીતે ઇતિહાસ-પુરાણ, ગણિત, તર્કશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર જેવા બીજા કેટલાક વિષયોને લગતા પ્રાચીન ગ્રન્થ પણ હાલ ઉપલબ્ધ રહ્યા નથી. ન્યાય, મીમાંસા, વેદાન્ત, સાંખ્ય, યોગ ઇત્યાદિ દર્શનો આ કાલમાં શરૂ થઈ ચૂકયાં હતાં, પરંતુ તેને વિશેના સૂત્રગ્રન્થ પછીના કાલમાં લખાયેલા છે.

## સામાજિક સ્થિતિ

સમાજ-વ્યવસ્થામાં **વર્ણાશ્રમ** પદ્ધતિ વધારે પ્રચલિત થઈ હતી. ચાર વર્ણોમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયનો દરજ્જો ઊંચો મનાતો. ભગવાન બુદ્ધ અને મહાવીર સ્વામીએ ઉચ્ચનીચ વર્ણના ભેદભાવને નિરર્થક ગણ્યા, છતાં બૌદ્ધ અને જૈન ધર્મમાં ક્ષત્રિય વર્ણનું અને શાક્યાદિ જાતિનું ગૌરવ મનાયું. ઉપનયનાદિ સંસ્કારો અને વેદ-સ્વાધ્યાયનો અધિકાર શૂદ્ર સિવાયના ત્રણ વર્ણોનો જ ગણાતો. આથી દ્વિજત્વની ભાવના પ્રચલિત થઈ. અધ્યયન, યજન અને દાન એ ત્રણેય વર્ણોના દ્વિજોનો સામાન્ય ધર્મ ગણાતો. અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ[1] એ બ્રાહ્મણોનો વિશિષ્ટ ધર્મ ગણાયો; શસ્ત્રાજીવ અને ભૂતરક્ષણ એ ક્ષત્રિયોનો વિશિષ્ટ ધર્મ મનાયો; અને કૃષિ, પશુપાલન અને વાણિજ્ય એ વૈશ્યોનો વિશિષ્ટ ધર્મ લેખાયો. દ્વિજ-શુશ્રુષા, કારુકર્મ અને કુશીલવકર્મ એ શૂદ્રોનો ધર્મ ગણાતો. ધંધાદારી વર્ગો અને વર્ણાન્તર વિવાહોમાંથી અવાન્તર વર્ણ થવા લાગ્યા. ઉપરાંત,

---

૧. ભણાવવું, યજ્ઞ કરાવવો અને દાન લેવું.

ભારતમાં આવી વસતી નવી નવી વિદેશી જાતિઓને પણ ગમે તેમ વર્ણવ્યવસ્થા-માં ગોઠવવામાં આવતી.

વર્ણ-પદ્ધતિ સમાજના વર્ગોનું કાર્યવિભાજન સૂચવે છે, તો આશ્રમ-પદ્ધતિ વ્યક્તિ-જીવનને અવસ્થાઓનું કાર્યવિભાજન કરી આપે છે. જીવનની ચાર અવસ્થાઓમાં પહેલી અગત્યની અવસ્થા વિદ્યોપાર્જનની–બ્રહ્મચર્યની છે, એથી એને બ્રહ્મચર્યાશ્રમ કહે છે. પછીની અવસ્થા ગૃહસ્થજીવનની છે, એને ગૃહસ્થાશ્રમ કહે છે. ગૃહસ્થ અધ્યયન, યજન, દાન અને અર્થોપાર્જન કરતા રહી પંચ મહાયજ્ઞો દ્વારા ઋષિ, દેવ, પિતૃ, મનુષ્ય અને ભૂત પ્રત્યેનાં કર્તવ્ય અદા કરતો. વાનપ્રસ્થાશ્રમ દરમ્યાન મનુષ્ય ગૃહસ્થજીવનમાંથી નિવૃત્ત થઈ તાપસ-જીવનની ચર્યા અપનાવતો. સંન્યાસાશ્રમમાં એ સાંસારિક બંધનોનો સંન્યાસ(ત્યાગ) કરી પરિવ્રાજકધર્મ અપનાવતો ને ગૃહસ્થોને આધ્યાત્મિક માર્ગદર્શન આપતો.

સમાજનું એકમ કુટુંબ હતું ને કુટુંબ–જીવનનો પાયો લગ્ન પર મંડાતો. કુટુંબ–પરિવારનાં સુખસગવડનો આધાર ગૃહિણી પર રહેતો. આથી ગૃહકાર્યમાં પ્રવીણતા, કુટુંબના સર્વ સભ્યોની કાળજી, પતિની સેવા, બાળઉછેર અને કરકસર એના અપેક્ષિત ગુણ ગણાતા. પુત્રના જેમ પુત્રીના પાલન તથા શિક્ષણ માટે પણ પૂરતી કાળજી રાખવામાં આવતી. વિવાહ-સંબંધમાં કન્યાને વરની પસંદગી કરવાનો હક રહેતો. કુટુંબમાં ગુણિયલ સ્ત્રીનો આદર થતો ને સુશીલ સ્ત્રી સમાજમાં પણ સન્માન પામતી. શીલ અને લજ્જા એ કુલાંગનાના વિશિષ્ટ ગુણ ગણાતા. કોઈ સ્ત્રીઓ ગણિકા કે નગરવધૂ તરીકે જીવન ગાળતી; તો કોઈ સ્ત્રીઓ પરિવ્રાજિકા, ભિક્ષુણી કે સાધ્વીનું જીવન અપનાવતી. બ્રહ્મવાદિની અને ઉપાધ્યાયાનો પણ ઉલ્લેખ આવે છે.

પ્રાચીન ભારતમાં **વિવાહ**(લગ્ન)ની આઠ પદ્ધતિઓ પ્રચલિત હતી. એમાં કન્યાને બળાત્કારે ઉપાડી જઈને લગ્ન કરવાની પદ્ધતિને 'રાક્ષસ વિવાહ' અને ઊંઘતી, મત્ત કે ઉન્મત્ત કન્યાને પરણી જવાની પદ્ધતિને 'પૈશાચ વિવાહ' કહેતા. દ્રવ્ય આપી મેળવાતી કન્યા સાથેના લગ્નને 'આસુર વિવાહ' કહેતા. દેખીતી રીતે આ ત્રણેય પદ્ધતિઓ ગર્હ્ય ગણાતી. પોતાની પરસ્પર પ્રીતિથી યોજાતા લગ્ન-સંબંધ-ને 'ગાન્ધર્વ વિવાહ' કહેતા. જેમાં કન્યા જાતે પસંદગી કરે, તેને 'સ્વયંવર' કહેતા. આ પ્રકારના વિવાહ ક્ષત્રિયોમાં ખાસ પ્રચલિત હતા. ગોદાનના બદલામાં

મેળવાતી કન્યા સાથેના લગ્નને 'આર્ષ વિવાહ' અને ઋત્વિજને અપાતા કન્યાદાન દ્વારા થતા લગ્નને 'દૈવ વિવાહ' કહેતા. શિષ્ટ સમાજમાં સહુથી પ્રશસ્ય પદ્ધતિ બ્રાહ્મ વિવાહ અને પ્રાજાપત્ય વિવાહની ગણાતી. બ્રાહ્મ વિવાહમાં કંઈ પણ પરિગ્રહ કે અપેક્ષા વિના વિભૂષિત કન્યાનું દાન દેવામાં આવે છે; પ્રાજાપત્ય વિવાહમાં સહધર્મચરણના વ્યક્ત હેતુથી કન્યાદાન દેવામાં આવે છે. આ છેલ્લા ચાર પ્રકારના વિવાહમાં વરની પસંદગી સામાન્યતઃ કન્યાના વડીલો કરતા

સામાન્ય રીતે વિવાહ સમાન વર્ણ અને જાતિમાં થતા; છતાં વર્ણાન્તર કે જાત્યન્તર વિવાહ પણ વિરલ નહોતા. વિવાહ સંબંધ યોજવામાં સગોત્ર અને સપિણ્ડ સગાઈની નિકટતા નિષિદ્ધ ગણાતી. પુરુષોમાં અનેકવિવાહની છૂટ હતી; સ્ત્રીઓમાં વૈધવ્ય આદિ કારણે પુનર્વિવાહ થઈ શકતા. કન્યાનો વિવાહ સોળ વર્ષની પુખ્ત વય પછી થતો. શ્રીમંતો કન્યાને વળાવતી વખતે ઘણી પહેરામણી આપતા.

ગુલામી(દાસત્વ)ની પ્રથા ચાલુ હતી.

## આર્થિક જીવન

આર્થિક જીવનમાં મોટા વર્ગનો આધાર ખેતી પર હતો. ખેતી કરનાર પ્રજાની વસ્તીનું એકમ ગ્રામ હતું. એમાં અનેક કુટુંબ અલગ અલગ ગૃહોમાં વસતાં ને એ ગૃહોના સમૂહને ફરતી વંડી (વેદિકા) રાખતા. એની આસપાસ કૃષ્ય ભૂમિનાં ક્ષેત્ર આવેલાં હતાં. એમાં સામાન્યતઃ પોતપોતાના ક્ષેત્રોની ખેતી દરેક કુટુંબ જાતે અને જરૂર પડે તો ભાડૂતી મજૂરોની મદદથી કરી શકતું. જમીનદારીની પ્રથા નહોતી. રાજ્યને ઊપજનો અમુક ભાગ($\frac{1}{6}$ થી $\frac{1}{12}$) આપવામાં આવતો. ગ્રામનો વહીવટ ગ્રામસભા કરતી, જેના પ્રમુખને ગ્રામભોજક કહેતા.

ઉદ્યોગ-ધંધામાં જાતજાતના હુન્નર(શિલ્પ) ખીલ્યા હતા. અઢાર શિલ્પોમાં સુથાર, લુહાર, સોની, ઝવેરી, સલાટ, વણકર, કુંભાર, ચમાર, રંગરેજ, ઘાંચી, માછીમાર, શિકારી, કંદોઈ, રસોઈઓ, દરજી, માળી, ખલાસી, ચિતારો વગેરેના હુન્નરોનો સમાવેશ થતો. એમાં ચમાર, માછીમાર, શિકારી વગેરેના હુન્નર હીન-શિલ્પની કોટીના ગણાતા. મદારી, નર્તક, ગાયક, નટ ઇત્યાદિના ધંધા પણ હીન કોટીના ગણાતા. જુદા જુદા હુન્નર કરનારા ઘણું કરીને જુદી જુદી વીથિ(શેરી)ઓમાં વસતા. ધંધાદારી વર્ગો સંસ્થાઓમાં સંગઠિત થતા. તે સંસ્થાને 'શ્રેણી' કહેતા. એના સભ્યો પર એનો ઘણો અંકુશ રહેતો. શ્રેણીના વડાને પ્રમુખ કે જ્યેષ્ઠક (મોટા) કહેતા. મુખ્ય વેપારીને 'શ્રેષ્ઠી' (શેઠ) કહેતા.

ઉદ્યોગધંધાની સાથેસાથે વેપારનો પણ પૂરતો વિકાસ થયો હતો. વેપારીઓની પણ શ્રેણીઓ સ્થપાતી. સાહસિક વેપારીઓ દૂરદૂરના દેશાવરનોય વેપાર ખેડતા. દેશની અંદરનાં વેપારી મથકોને જોડનારા મોટા માર્ગ બંધાતા. નદીઓ અને સમુદ્રના જળમાર્ગનો વેપાર હોડીઓ અને વહાણો મારફતે ચાલતો. નગરોમાં હાટ અને દુકાનોની સંખ્યા વધારે રહેતી. આંતર્દેશીય વેપાર સાર્થ (કાફલા) મારફતે ચાલતો. સાર્થના અગ્રણીને 'સાર્થવાહ' કહેતા. શ્રાવસ્તી, સાકેત, કૌશાંબી, વિદિશા, ઉજ્જયિની, માહિષ્મતી, પ્રતિષ્ઠાન, કપિલવસ્તુ, વૈશાલી, પાટલિપુત્ર, રાજગૃહ, કામ્પિલ્ય, મિથિલા, મથુરા, તક્ષશિલા, ભરુકચ્છ વગેરે નગરો વેપારનાં મોટાં મથક હતાં.

વેપારવણજમાં વિનિમય અને હૂંડીની પદ્ધતિ, ખાસ કરીને દેશાવર સાથેના વેપારમાં, પ્રચલિત હતી. વિશેષ વ્યવહાર સિક્કાઓ મારફતે થતો. 'સુવર્ણ' એ સોનાનો સિક્કો હતો ને એનો તોલ ૮૦ રતીભાર હતો. પ્રાચીન 'નિષ્ક' નામે સિક્કો ૪ સુવર્ણભારનો સોનાનો સિક્કો હતો. આ કાલનો સહુથી વધુ પ્રચલિત સિક્કો 'કાર્ષાપણ' હતો. ચાંદીનો કાર્ષાપણ ૩૨ રતીભારનો હતો. પાંચ રતીભારના સિક્કાને 'માષ' કહેતા. કૃષ્ણલ(રતી), માષ(અડદ) અને કર્ષ (બહેડું)એ કુદરતી એકમોનો સરેરાશ તોલ ગણતરીમાં લેવાતા. ચાંદીનો કાર્ષાપણ દક્ષિણ ભારતમાં થતા 'કળંજુ' બીજના તોલનો હતો. ત્યાં એથી ૧૦મા ભાગનું એકમ 'મંજાડિ' હતુ, જે ૩.૨ રતીભાર થતું. 'શતમાન' નામે સિક્કો ૧૦૦ મંજાડિના તોલનો હોઈ ૩૨૦ રતીભાર હતો. છેક નાના મૂલ્યના સિક્કાને 'કાકણિકા' કહેતા. આ કાલના સિક્કા સોના, ચાંદી કે તાંબાના પતરાના ટુકડા-રૂપે તૈયાર થતા ને એના પર જનપદ કે શ્રેણીનાં ચિહ્ન અંકિત કરવામાં આવતાં. ચિહ્ન લગાવેલા સિક્કાને 'આહત' કહેતા.

એ સમયે જીવન-જરૂરિયાતોનું ધોરણ ઘણું સસ્તું હતું. એક જણના એક ટંકના ભોજનની સામગ્રી એક કાર્ષાપણમાં મળતી. ભિક્ષુનું ચીવર એક કાર્ષાપણમાં મળતું. ભારે કીમતી વસ્ત્રોના એક હજાર કે એક લાખ કાર્ષાપણ પણ પડતા. બળદની જોડી ૨૪ કાર્ષાપણમાં મળતી. ઘોડાની કિંમત ૧,૦૦૦ થી ૬,૦૦૦ કાર્ષાપણ પડતી. દાસ-દાસીની ખરીદી ૧૦૦ કાર્ષાપણથી માંડીને ૧૦૦ નિષ્કમાં થતી. રાજકીય સેવકનો ઓછામાં ઓછો પગાર દૈનિક ૧ કાર્ષાપણનો હતો. આચાર્યને ૧,૦૦૦ કાર્ષાપણની ગુરુદક્ષિણા અપાતી.

## અજાતશત્રુના ઉત્તરાધિકારીઓ

મગધરાજ અજાતશત્રુના ઉત્તરાધિકારીઓનાં નામ અને ક્રમ અંગે અનુશ્રુતિઓમાં મતભેદ પ્રવર્તે છે. પુરાણો પ્રમાણે અજાતશત્રુ પછી ક્રમશઃ દર્શક (૨૪ કે ૨૫ કે ૩૫ વર્ષ), ઉદાયી (૩૩ વર્ષ), નંદિવર્ધન (૪૦ કે ૪૨ વર્ષ) અને મહાનંદી (૪૩ વર્ષ) ગાદીએ આવ્યા, જ્યારે શ્રીલંકાની બૌદ્ધ અનુશ્રુતિ અનુસાર અજાતશત્રુ પછી અનુક્રમે ઉદાયિભદ્ર (૧૬ વર્ષ), અનુરુદ્ધ-મુંડ (૮ વર્ષ) અને નાગદાસક (૨૪ વર્ષ) ગાદીએ આવેલા.

દર્શકનો ઉલ્લેખ કવિ ભાસના 'સ્વપ્નવાસવદત્ત'માં વત્સરાજ ઉદયનના સમકાલીન મગધરાજ તરીકે આવે છે. દર્શકે પોતાની બહેન પદ્માવતી ઉદયન વેરે પરણાવી ને મગધના રાજ્ય સાથેનો એ લગ્નસંબંધ વત્સરાજના મહામાત્ય યૌગંધરાયણના ઉદ્દેશ અને વ્યૂહને આભારી હતો. બૌદ્ધ અનુશ્રુતિ અનુસાર અજાતશત્રુનો પુત્ર ઉદાયિભદ્ર પિતાને મારી ગાદીએ બેઠો હતો, જ્યારે જૈન અનુશ્રુતિ મુજબ ઉદાયી ચંપામાં સૂબાગીરી કરતો હતો ને પિતાના મૃત્યુના સમાચારથી ઘણો ઉદ્વેગ પામ્યો હતો. એના સમયમાં અવન્તિમાં પ્રદ્યોતનો પુત્ર પાલક રાજ્ય કરતો હતો ને મગધ અને અવન્તિ વચ્ચેનો સંઘર્ષ વધતો જતો હતો. ગંગા અને શોણ નદીના સંગમ પર અજાતશત્રુએ દુર્ગ બંધાવ્યો હતો, ત્યાં ઉદાયીએ પાટલિપુત્ર નામે નગર વસાવ્યું ને મગધની રાજધાની ત્યાં રાખી. હાલનું પટના આ પાટલિપુત્રની જગ્યાએ આવેલું છે. જૈન અનુશ્રુતિ પ્રમાણે ઉદાયી જૈનધર્મનો અનુયાયી હતો ને એને અવન્તિરાજ પાલકે દગાથી મારી નખાવ્યો હતો. શ્રીલંકાની બૌદ્ધ અનુશ્રુતિ પ્રમાણે એને એના પુત્રે મારી નાખ્યો હતો. અનુરુદ્ધ વિશે કંઈ વિશેષ માહિતી મળતી નથી. મુંડ પાટલિપુત્રમાં રાજ્ય કરતો હતો. એની રાણી ભદ્રાના મૃત્યુથી એને સખત આઘાત લાગ્યો હતો. 'નાગ-દાસક' માંનો 'દાસક' શબ્દ 'દર્શક' નામને મળતો આવે છે. બૌદ્ધ અનુશ્રુતિ અનુસાર અજાતશત્રુથી નાગદાસક સુધીના બધા રાજા પિતૃહત્યા કરી ગાદીએ આવ્યા હતા. પ્રજાએ આખરે એ રાજવંશ સામે બળવો કર્યો ને કાશીના રાષ્ટ્રિય તરીકે અધિકાર ધરાવતા અમાત્ય શિશુનાગને મગધના રાજસિંહાસન પર બેસાડયો.

## શિશુનાગ વંશ

ઘણું કરીને હર્યંક વંશ નાગકુલનો હતો ને શિશુનાગનો વંશ પણ નાગકુલનો હતો. શિશુનાગે પોતાના પુત્રને કાશીમાં મૂકી પ્રાચીન ગિરિવ્રજ(રાજગૃહ)માં રાજધાની રાખી. આને લઈને પુરાણોમાં એ બિંબિસારનો પુરોગામી હોવાનો

ભ્રમ થયો લાગે છે. મગધ અને અવન્તિ વચ્ચે ઘણા લાંબા કાલથી ઘર્ષણ ચાલતું હતું. 'મૃચ્છકટિક' નાટકમાં જણાવ્યા મુજબ અવન્તિમાં જુલમી રાજા પાલકને પદ-ભ્રષ્ટ કરી એના અગ્રજ ગોપાલના પુત્ર આર્યકને રાજપદ આપવામાં આવ્યું હતું.[૧]

શિશુનાગના સમયમાં ત્યાં અવન્તિવર્ધન નામે રાજા રાજ્ય કરતો હતો. શિશુનાગે અવન્તિ પર આક્રમણ કરી ત્યાંના પ્રદ્યોતવંશની સત્તાનો અંત આણ્યો ને અવન્તિના મહારાજ્યને મગધના સામ્રાજ્યમાં ભેળવી દીધું. કાશી અને અવન્તિની વચ્ચે આવેલા વત્સ જનપદ પર એની સત્તા એ અગાઉ પ્રસરી લાગે છે. આગળ જતાં શિશુનાગે કોસલ જનપદને પણ જીતી લીધું જણાય છે. એણે વૈશાલીને સમરાવી ત્યાં રહેવાનું રાખ્યું. આમ પ્રતાપી શિશુનાગના સમયમાં મગધ સામ્રાજ્યનો ઘણો વિસ્તાર થયો.

શિશુનાગે ૧૮ વર્ષ રાજ્ય કર્યું. એના પછી એનો પુત્ર અશોક (કાલાશોક ઊર્ફે કાકવર્ણ) ગાદીએ આવ્યો. એના સમયમાં વૈશાલીમાં બૌદ્ધ સંઘની બીજી સંગીતિ (પરિષદ) ભરાઈ ને એમાં થેરવાદથી ભિન્ન એવો મહાસંઘિક નામે સંપ્રદાય સ્થપાયો. કાકવર્ણે પાટલિપુત્રમાં કાયમી પાટનગર રાખ્યું. 'હર્ષચરિત'માં જણાવ્યા મુજબ શિશુનાગ-પુત્ર કાકવર્ણને એના નગરની નજીકમાં ઓચિંતા હુમલા વડે મારી નાખવામાં આવ્યો હતો. એણે ૨૮ વર્ષ રાજ્ય કર્યું. એની હત્યા કરનાર એની રાણીનો જાર હતો. એણે કાકવર્ણના સગીર પુત્રોના વાલી તરીકે રાજસત્તા હસ્તગત કરી. એ પુત્રો દસ હતા[૨] ને એમને નામે એકંદરે ૨૮ વર્ષ રાજ્ય ચાલ્યું. દરમ્યાન વારાફરતી એ બધાનું કાસળ કાઢવામાં આવ્યું. આમ પ્રતાપી શિશુનાગના વંશનો, બેવફા રાણીના જારના કાવતરાથી, આવો કરુણ અંજામ આવ્યો. એ વંશની સત્તા ફક્ત ૬૮ વર્ષ (ઈ. પૂ. ૪૧૧–૩૪૩) ટકી.

---

૧. પુરાણોમાં પાલક અને આર્યકની વચ્ચે વિશાખયૂપ નામે ભૂપનું નામ આપેલું છે. એ પાલકનો પુત્ર હશે ને માહિષ્મતીમાં રાજ્ય કરતો હશે એવું જણાય છે. 'કલ્કિપુરાણ' અનુસાર કલ્કિએ વિશાખયૂપ વગેરે રાજાઓની મદદથી ભલ્લાટ(કાશી)ના રાજા શશિધ્વજ પર આક્રમણ કર્યું ને આખરે શશિધ્વજે કલ્કિને જમાઈ બનાવી સમાધાન કર્યું. આ કાશિરાજ શશિધ્વજ એ શિશુનાગ હોવા સંભવે છે.

૨. એમાંના નંદિવર્ધનનું નામ પુરાણોમાં પણ આપેલું છે.

## નંદ વંશ

પુરાણો નંદ વંશનો સ્થાપક અગાઉના વંશના છેલ્લા રાજાનો શૂદ્ર રાણીથી થયેલો પુત્ર હોવાનું જણાવે છે, જ્યારે જૈન અનુશ્રુતિ પ્રમાણે એ ગણિકાથી જન્મેલો હજામનો પુત્ર હતો. એના પુત્રના સમયનો ગ્રીક લેખક કર્ટિયસ એને રાજાની બેવફા રાણીને હજામ જારથી થયેલા પુત્ર તરીકે ઓળખાવે છે. આ પરથી નંદ વંશનો પ્રથમ રાજા, શિશુનાગ વંશના છેલ્લા રાજાની શૂદ્ર વર્ણની અને ગણિકા-વૃત્તિની રાણીને હજામ જ્ઞાતિના જારથી થયેલો પુત્ર હોવા સંભવે છે. બૌદ્ધ ગ્રન્થો પણ આ અર્થમાં એને 'અજ્ઞાતકુલ' કહેતા લાગે છે.

નંદવંશના આ પ્રથમ રાજાનું મૂળ નામ ઉગ્રસેન હોવાનું જણાય છે. એ ઘણો પરાક્રમી હતો. પુરાણોમાં એને સર્વ ક્ષત્રિયોનો નાશ કરનાર દ્વિતીય ભાર્ગવ (પરશુરામ) સમો અને એકછત્ર શાસન કરનાર એકરાટ્ (સર્વોપરી રાજા) કહ્યો છે. એણે ઐક્ષ્વાકુ, પંચાલ, કાશેય, હૈહય, કલિંગ, અશ્મક, કુરુ, મૈથિલ, શૂરસેન ઇત્યાદિ ક્ષત્રિય રાજ્યો પર આણ વર્તાવી હતી. કોસલ, કલિંગ, અશ્મક વગેરે પ્રદેશોમાં નંદ વંશની સત્તા પ્રસરી હોવાનાં અન્ય પ્રમાણ પણ મળે છે. આ પરથી આ નંદ સમ્રાટના સમયમાં મગધ સામ્રાજ્યની સત્તા ઉત્તર ભારત ઉપરાંત દક્ષિણમાં કલિંગ-દખ્ખણ પર્યંત પ્રસરી હોવાનું માલુમ પડે છે. આવા વિશાળ સામ્રાજ્યને લઈને મગધની રાજસંપત્તિમાં અપાર અભિવૃદ્ધિ થાય એ સ્વાભાવિક છે. એનું 'મહાપદ્મ' બિરુદ એની આ અઢળક સંપત્તિનું સૂચક છે. 'મહાપદ્મ' એ ધનપતિ કુબેરના નવનિધિઓમાંના પ્રથમ નિધિનું તેમ જ ૧,૦૦૦ કરોડની ભારે સંખ્યાનું નામ હોઈ, એ આ અર્થમાં 'મહાપદ્મ-પતિ' કહેવાતો લાગે છે. લોકોમાં ઉગ્રસેન મહાપદ્મ તરીકે વધારે જાણીતો છે. એનાં પરાક્રમો પાછળ એના અમાત્ય કલ્પકનું પ્રોત્સાહન રહેલું હતું.

પુરાણો પ્રમાણે મહાપદ્મે ૮૮ કે ૨૮ વર્ષ રાજ્ય કર્યું ને એના પછી એના આઠ પુત્રોએ કુલ ૧૨ વર્ષ રાજ્ય કર્યું, જ્યારે બૌદ્ધ અનુશ્રુતિ અનુસાર પછીના આઠ રાજાઓ એના ભાઈ હતા ને એ નવ નંદોએ બધું મળી માત્ર ૨૨ વર્ષ રાજ્ય કર્યું. આ પરથી ઉગ્રસેને એકંદરે ૨૮ વર્ષ સત્તા ધરાવી હોય ને એમાં એની સત્તાવાર રાજસત્તા છેલ્લાં ૧૦ વર્ષની હોય તથા એના ઉત્તરાધિકારીઓએ કુલ ૧૨ વર્ષ રાજ્ય ભોગવ્યું હોય એમ લાગે છે. નંદ રાજાઓની કુલ સંખ્યા નવ હતી એવું સર્વ અનુશ્રુતિઓ જણાવે છે.

ઉગ્રસેન મહાપદ્મના આઠ ઉત્તરાધિકારીઓમાંના પહેલા સાત વિશે વિશેષ માહિતી મળતી નથી. છેલ્લા નંદ રાજાનું નામ ધનનન્દ હતું. ગ્રીક લેખકો એનો 'ઔગ્રસેન્ય' તરીકે ઉલ્લેખ કરે છે. એનો અમાત્ય શકટાલ હતો. એના

મોટા પુત્ર સ્થૂલભદ્રે જૈન શ્રમણ તરીકે દીક્ષા લેતાં, શકટાલનો ઉત્તરાધિકાર એના નાના પુત્ર શ્રાયકને મળ્યો હતો. ધનનંદ ઔગ્રસૈન્ય ધનનો અતિ લોભ ધરાવતો. એ પ્રજા પાસેથી સામાન્ય વપરાશની ચીજો અંગે પણ કર લેતો અને અઢળક કોશવૃદ્ધિ કરતો. એના વિપુલ ખજાના એ ગંગાનાં કોતરોમાં દાટતો. પ્રજામાં નંદ કુલ હલકું ગણાતું હતું; તેમાં લોભી ધનનંદની શોષણવૃત્તિએ બળતામાં ઘી હોમ્યું. આથી એ પ્રજામાં તદ્દન અપ્રિય થઈ પડ્યો હતો. આખરે કૌટિલ્યે એ જુલમી રાજાના વંશનો અંત આણી મગધમાં ચન્દ્રગુપ્ત મૌર્યને ગાદીએ બેસાડ્યો. એ અગાઉ ભારતના વાયવ્ય ભાગ પર એક જબરજસ્ત વિદેશી આક્રમણ થઈ ગયું.

## સિકંદરની ચડાઈ

સિકંદર (અલેક્ઝાંડર) યુનાન(ગ્રીસ)ની પડોશમાં આવેલા મકદુનિયા (મેકેડોનિયા) પ્રદેશનો મહત્ત્વાકાંક્ષી રાજા હતો. એના પિતા ફિલિપે પોતાની સત્તા સમસ્ત યુનાન પર જમાવી હતી. સિકંદરે પશ્ચિમ એશિયા અને મિસરથી માંડીને ગંધાર અને સિંધ સુધી વિસ્તરેલા ઈરાની સામ્રાજ્યના મુખ્ય પ્રદેશ સર કરી વાયવ્ય ભારત પર ચડાઈ કરી. એ સમયે વાયવ્ય ભારતમાં અનેક જુદી જુદી રાજસત્તાઓ પ્રવર્તતી હતી ને એમની વચ્ચે કોઈ સંગઠન નહોતું. ઈ.પૂ. ૩૨૭માં એ એની વિપુલ સેના લઈ કાબુલ નદીને માર્ગે સિંધુ નદીના તટ પાસે આવી પહોંચ્યો. અહીંથી એણે સિંધુની પાર આવેલાં રાજ્યોને પોતાનું આધિપત્ય સ્વીકારવા કહેણ મોકલ્યું. કેટલાક રાજા કાયરતાથી તો કેટલાક પરસ્પર ઈર્ષ્યાથી એને આવકારવા લાગ્યા. તક્ષશિલાના રાજપુત્ર આંભિએ તો એને ક્યારનોય આવકારનો સંદેશો મોકલ્યો હતો. હિંદુકુશ, પુષ્કલાવતી, કાબુલ વિગેરે પ્રદેશના રાજાઓએ પણ અધીનતા અંગીકાર કરી દીધી હતી. પશ્ચિમ ગંધારના અષ્ટક જાતિના રાજા હસ્તીની સેનાના તથા અશ્વાયનો અને અશ્વકાયનો નામે પહાડી વીર પ્રજાઓનાં જનપદોની સેનાના સામનાનો સફળ મુકાબલો કરીને તથા વરણનો દુર્ગમ ગિરિદુર્ગ જીતી, ત્યાંની સૂબાગીરી શશિગુપ્ત નામે મિત્ર રાજાને સોંપી, એ સિંધુ નદી સુધી આવી પહોંચ્યો. જંગલનાં લાકડાંની હોડીઓ બનાવરાવી, અટક(તક્ષશિલા પાસે)ની ઉત્તરે આવેલા ઓહિંદ નામના સ્થળે સિકંદરની સેનાએ સિંધુ ઓળંગી, ભારતની ભૂમિમાં પ્રવેશ કર્યો (ઈ.પૂ. ૩૨૬). અહીં તક્ષશિલાના નવા રાજા આંભિએ એને સારો આવકાર આપ્યો. સિકંદરે દરબાર ભરી એનું આધિપત્ય સ્વીકારતાં રાજ્યોની ભેટસોગાદો સ્વીકારી. સૈનિકોએ નવા વિજય-પ્રસ્થાનની ખુશાલીની મોજ માણી. સિંધુ–ઝેલમ પ્રદેશ પર સિકંદરની સત્તા જામી.

પરંતુ એની આગેકૂચનો માર્ગ સરળ નહોતો. ઝેલમ-ચિનાબના પ્રદેશના પૂરુ[1] રાજાએ એની શરણાગતિ નહિ સ્વીકારતાં સમરાંગણમાં મળવાનો ઉત્તર મોકલ્યો. બંને પક્ષોએ વિગ્રહની જબરજસ્ત તૈયારી ચાલી. ઝેલમને બે કાંઠે બે સેનાઓએ સામસામી પડાવ નાખ્યો. ઉનાળામાં બરફ ઓગળવાથી નદીમાં પૂર આવ્યું હતું. સામેથી નદી ઓળંગી પૌરવ સેના સામે સીધી કૂચ કરવી મુશ્કેલ હતી. સિકંદરે એક અંધારી વરસતી રાતે સેનાના મોટા દળને પચીસ-ત્રીસ કિ.મી. દૂર મોકલી ત્યાંથી ચૂપચાપ નદી ઓળંગી પૌરવ સેના પર અણધારી બાજુથી ઓચિંતો હલ્લો કર્યો. પૌરવ સેનાનો અગાઉ ગોઠવી રાખેલો વ્યૂહ નિષ્ફળ નીવડયો. વરસાદથી લપસણી બનેલી જમીનમાં રથ ખૂંપી જવા લાગ્યા ને એ સંજોગોમાં એનું ગજદળ સિકંદરના અશ્વદળનો સફળ સામનો કરી શકયું નહિ. પોતાની સેનાની તાકાત ટકી ત્યાં સુધી લડતા રહી ઘાયલ થયેલ ગજારૂઢ પૂરુ પલાયન થતો હતો, ત્યાં અશ્વારૂઢ આંભિએ એનો પીછો પકડયો, પરંતુ એના ભાલાનો પ્રહાર થતાં આંભિ અધવચ ભાગી ગયો. આખરે સિકંદરના સૈનિકોએ ઘાયલ પૂરુને પકડી સિકંદર સમક્ષ રજૂ કર્યો. સિકંદરે પૂછ્યું, 'કહો, તમારી સાથે કેવી રીત વર્તું? તો સ્વમાની પૂરુએ કહ્યું, 'રાજા તરીકે.' સિકંદરે પૂરુને એનું રાજ્ય પાછું આપી પોતાનો વિશ્વાસુ ઉપરાજ બનાવી દીધો. આમ કેટલાક રાજા કાયર બની સિકંદરની અધીનતા સ્વીકારી લેતા હતા, તો કેટલાક વીરતાથી એનો સામનો કરતા હતા; અને તેમનો પરાભવ થતાં સિકંદર તેમને વિશ્વાસમાં લઈ લેતો હતો.

ગ્લચુકાયનોના ગણરાજ્યને જીતી સિકંદરે ચિનાબ નદી ઓળંગી. મદ્રક દેશના પૌરવ રાજ્યે આનાકાની વિના અધીનતા સ્વીકારી લીધી. સિકંદરે રાવી નદી ઓળંગી. ત્યાં કેટલાંક વીર ગણરાજ્યોએ સામનો કર્યો. સાંકલના કઠ લોકોએ સામનો કરવામાં ઘણી ખુવારી વેઠી; પરંતુ સામા પક્ષે પૂરુની મદદ આવી પહોંચતાં આખરે એમનો પરાભવ થયો. સૌભૂતિ અને ભગલનાં રાજ્યોએ સિકંદરનું આધિપત્ય સ્વીકારી લીધું. હવે એની સેના બિયાસ નદીના તટે પહોંચી.

સિકંદરની મહત્ત્વાકાંક્ષા તો બિયાસ અને સતલજ તથા યમુના અને ગંગા ઓળંગી છેક મગધ સુધી દિગ્વિજય કરવાની હતી; પરંતુ કેટલાંય વર્ષોથી વતન તજી દૂરદૂરના દેશાવરમાં દંડયાત્રા કરી રહેલા એના સૈનિકો હવે સિકંદરની મહત્ત્વાકાંક્ષાની અસીમતાથી કંટાળી ગયા હતા. એમણે અહીંથી આગેકૂચ કરવાની સાફ ના પાડી દીધી. સિકંદરનાં ઉત્તેજક ભાષણ નિષ્ફળ નીવડયાં ને એને અહીંથી પાછા ફરવાની અનુજ્ઞા આપવાની ફરજ પડી (ઈ.પૂ. ૩૨૬).

૧. અંગ્રેજીમાં Porus

સિકંદરે પોતાની વિજયયાત્રાની પૂર્વ સીમાના સ્મરણમાં બિયાસ નદીના તટ પર યુનાની દેવોના નામની બાર વેદી સ્થાપી. બિયાસથી ઝેલમ સુધી એની સેના સીધા સુરક્ષિત માર્ગે પાછી ફરી. પરંતુ ત્યાંથી એણે સેનાને નદીના જલમાર્ગે દક્ષિણ તરફ દોરી. નાવડીઓના કાફલાના રક્ષણ માટે નદીની બંને બાજુએ ખુશકી ટુકડીઓ કૂચ કરતી હતી. દસ દિવસમાં ઝેલમ-ચિનાબનું સંગમસ્થાન (પંજાબમાં) આવ્યું. શિબિઓએ વગર લડયે અધીનતા સ્વીકારી લીધી, પરંતુ અર્જુનાયનો, માલવો અને ક્ષુદ્રકોએ વીરતાથી સામનો કર્યો. સિકંદરની છાતીમાં તીરનો ઘા પડયો. એની સેનાએ સ્ત્રી–બાળકો સુધ્ધાં પર કેર વર્તાવ્યો.

ચિનાબ-રાવીનું તેમજ ચિનાબ-બિયાસનું સંગમ-સ્થાન ઓળંગતાં ખાસ તકલીફ પડી નહિ. ચિનાબ-સિંધુના છેલ્લા સંગમ-સ્થાન પાસેની અંબષ્ઠ વગેરે પ્રજાઓએ પણ સામનો કર્યો નહિ. ત્યાંથી સિકંદરની સેના સિંધ તરફ આગળ વધી. ત્યાંનાં રાજ્યોને વશ કરી એ સિંધુના મુખ પાસે પહોંચી. અહીંથી એણે એક સેનાને ઈરાની અખાતના સમુદ્રમાર્ગે રવાના કરી ને પોતે બીજી સેનાને લઈ મકરાણ(દક્ષિણ બલુચિસ્તાન)ના જમીનમાર્ગે બેબિલોન તરફ પ્રયાણ કર્યું (ઈ.પૂ. ૩૨૫). ત્યાં પહોંચ્યા બાદ થોડા વખતમાં એ અકાળ અવસાન પામ્યો (ઈ.પૂ. ૩૨૩).

યુનાનથી પ્રયાણ કરી વિસ્તૃત ઈરાની સામ્રાજ્યનો ધ્વંસ કરી, છેક વાયવ્ય ભારત જેટલે દૂર સુધી વિજયકૂચ કરી એ સિકંદરની દૃષ્ટિએ એક અજબ અને ભારે સિદ્ધિ ગણાય; પરંતુ ભારતના ઇતિહાસની દૃષ્ટિએ એની સિદ્ધિ અહીં ઘણી મર્યાદિત નીવડી. એની ચડાઈ વખતે વાયવ્ય ભારતનાં રાજ્ય સંગઠિત નહોતાં અને મગધનું સામ્રાજ્ય એની વહારે ધાયું નહિ એ ભારતની નોંધપાત્ર નિર્બળતા ગણાય. વળી, કેટલાંક રાજ્યોએ કાયર થઈ શરણાગતિ સ્વીકારી લીધી એ તો જાણે સમજ્યા, પરંતુ કેટલાંક રાજ્યોએ આંતરિક ખટરાગથી પ્રેરાઈ દેશદ્રોહનું વલણ પણ દર્શાવ્યું. છતાં કેટલીય વીર પ્રજાઓએ એની પ્રચંડ સેનાનો સામનો કર્યો, એટલું જ નહિ; છેવટે વશ થયા પછીયે એની સૂબાગીરીને ફગાવી દેવા કોશિશ કર્યા કરી એ ઊજળી બાજુ પણ નોંધપાત્ર છે. એ મુસીબતો નડી ન હોત, તો સિકંદરની સેના સહેલાઈથી મગધ સુધી વિજયકૂચ કરી શકી હોત. ને તો પછી ભારતના ઇતિહાસમાં યુનાની અમલ વ્યાપક અને ચિરાયુ નીવડયો હોત; પરંતુ વાયવ્ય ભારતની કેટલીક વીર પ્રજાઓએ કરેલા સામનાને લઈને, સમસ્ત ભારતવર્ષ જીતી લેવાની એની મહત્ત્વાકાંક્ષા હોવા છતાં એ માત્ર એના

વાયવ્ય ભાગ પર જ પોતાની હકૂમત જમાવી શક્યો. એની સેનાએ ગંગા-યમુનાનાં જળ દીઠાં નહિ ને મગધના સામ્રાજ્યનો વિશાળ પ્રદેશ એના આક્રમણથી અણ-સ્પર્શ્યો રહી ગયો.

સિકંદરે અહીં પશ્ચિમ ગંધારમાં ફિલિપની અને પૂર્વ ગંધારમાં આંભિની સૂબાગીરી સ્થાપી હતી. ગંધારની પૂર્વે ઝેલમથી બિયાસ સુધી આવેલા પ્રદેશનો વહીવટ એણે પૂરુને સોંપ્યો, ઉત્તરે આવેલો અભિસાર પ્રદેશ ત્યાંના રાજાના વહીવટ નીચે મૂક્યો, અને દક્ષિણે આવેલા ઉપલા સિંધ પ્રદેશમાં ફિલિપ્પુની સૂબાગીરી સ્થાપી. સિંધમાં સૂબા તરીકે પિથોનની નિમણુક કરી.

સિકંદર સિંધથી પાછા ફરતાં કરમાનિયામાં હતો ત્યારે એને સૂબા ફિલિપ્પુનું ખૂન થયાની ખબર મળી. એણે ત્યાંનો કામચલાઉ વહીવટ સંભાળી લેવા આંભિને સંદેશો મોકલ્યો, પરંતુ ત્યાં કોઈ નવો સૂબો નિમાયો લાગતો નથી. થોડા વખતમાં સિકંદરનું અકાળ અવસાન થયું ને એના વિશાળ સામ્રાજ્યના ભાગલા પડયા. એના ઉત્તરાધિકારીઓએ આંભિ અને પૂરુની સત્તા માન્ય કરી ને પિથોનને સિંધમાંથી કંદહાર ખસેડયો (ઈ.પૂ. ૩૨૧). આમ એના મૃત્યુ પછી બેત્રણ વર્ષમાં જ ભારતમાં યુનાની થાણાંની સત્તા અસ્ત પામી. આથી સિકંદરની ચડાઈએ ભારતના ઇતિહાસમાં ઘણી મર્યાદિત અને અલ્પજીવી અસર કરી ગણાય. ભારતના આનુશ્રુતિક ઇતિહાસમાં એની ભાગ્યે જ કંઈ નોંધ લેવાઈ છે.

છતાં એ ચડાઈની કેટલીક પરોક્ષ અસર થઈ જણાય છે. વાયવ્ય ભારતની ભૂમિ પર યુનાની, ઈરાની, શક ઇત્યાદિ અનેક વિદેશી સેનાઓ આવી ને યુદ્ધકલા તથા રહેણીકરણીની અવનવી રીતરસમોનો પરિચય કરાવતી ગઈ. ઉત્તરપશ્ચિમ ભારતમાં સિકંદરે કેટલાંક નગર વસાવ્યાં. સિંધુની પશ્ચિમે યુનાનીઓની વસાહત લાંબો સમય ચાલુ રહી. ઈરાન અને એની પાર આવેલા પશ્ચિમ એશિયાના દેશોમાં યુનાની સત્તા પ્રવર્તી, એની પાર આવેલા પશ્ચિમ સાથે મુક્ત સંબંધનો માર્ગ મોકળો થયો ને વિદ્યાકલા તેમજ વેપારવણજના ક્ષેત્રમાં વિદેશસંપર્કની અભિવૃદ્ધિ થઈ. વળી, રાજનૈતિક ક્ષેત્રમાં રહેલી ભારતીય રાજ્યોના સંગઠનની ઊણપનું ભાન થયું ને મગધના નવા સામ્રાજ્યે થોડા જ વખતમાં ભારતની વાયવ્ય સીમા સુધી સાર્વભૌમ સામ્રાજ્યનું સંગઠન સાધ્યું. આ સંગઠનનો અગ્રણી ચંદ્રગુપ્ત મૌર્ય હતો, જેણે અગાઉ સિકંદરની છાવણીની મુલાકાત લીધી હતી. આમ સિકંદરની ચડાઈથી ભારતને છેવટે પરોક્ષ લાભ થયો.

# ૪. મૌર્ય સામ્રાજ્ય

મગધમાં મૌર્ય વંશની સત્તા સ્થપાતાં ભારતના ઇતિહાસમાં એક ઉજ્જવલ પ્રકરણ શરૂ થાય છે. પ્રાચીન કાલના ઇતિહાસમાં વિપુલ અને સપ્રમાણ માહિતી મળવા લાગે છે, રાજકીય ઇતિહાસની સાલવારી ચોક્કસ સ્વરૂપ ધારણ કરે છે ને સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ ક્ષેત્રોમાંય સીધી અને નક્કર માહિતી મળવા પામે છે. મગધ સામ્રાજ્યનો વિકાસ પરાકાષ્ઠા પામે છે ને ભારતનો ઘણો ભાગ એકતંત્ર નીચે સંગઠિત થતાં દેશની શક્તિ, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા વધે છે. આમ મૌર્યકાલ એ ભારતના પ્રાચીન ઇતિહાસનો એક ઉજ્જવલ કાલ છે.

**મૌર્ય વંશ**

પછીના કેટલાક લેખકો મૌર્યવંશના સ્થાપક ચંદ્રગુપ્ત નંદ રાજાનો મુરા નામે શુદ્ર રાણીથી થયેલો પુત્ર હોવાનું જણાવે છે, પરંતુ એ વાત ઇતિહાસ તથા વ્યાકરણની દૃષ્ટિએ કપોલકલ્પિત લાગે છે. વસ્તુતઃ મૌર્ય કુલ તો 'મોરિય' (સં. મૌર્ય) નામની પ્રાચીન જાતિનું કુલ હતું, જે શાક્ય જાતિ સાથે સંબંધ ધરાવતું. ભગવાન બુદ્ધનું પરિનિર્વાણ થતાં, મલ્લો પાસે જે અન્ય જાતિઓએ એમના પવિત્ર દેહાવશેષોની માગણી કરી હતી, તેમાં મૌર્યોનો પણ સમાવેશ થતો. આમ, મૌર્યકુલ એ ભારતની એક પ્રાચીન જાતિનું કુલ હતું. એ પણ ગણતંત્ર ધરાવતું ને ક્ષત્રિય ગણાતું.

**ચન્દ્રગુપ્ત**

ચંદ્રગુપ્ત એ મૌર્ય જાતિના રાજાનો પુત્ર હતો. એના પિતા સીમા પરના ધિંગાણામાં મૃત્યુ પામ્યા હતા ને એની માતાને પુષ્પપુર (કુસુમપુર) અર્થાત્ પાટલિપુત્રનો આશ્રય લેવો પડ્યો હતો. ચંદ્રગુપ્તનો જન્મ ત્યાં થયો હતો. મોટા થતાં એ પોતાના ભેરુઓ સાથે રાજા-રાજાની રમત રમતો.

એ સમયે કૌટિલ્ય ગોત્રનો વિષ્ણુગુપ્ત ચાણક્ય નામે એક પ્રતિભાશાળી બ્રાહ્મણ તક્ષશિલાથી પાટલિપુત્ર આવેલો. તેણે નંદ સમ્રાટના દરબારમાં અપમાન પામતાં એ લોભી, સ્વાર્થી અને જુલમી રાજવંશનું ઉન્મૂલન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. એણે રાજાની રમત રમતા કિશોર ચંદ્રગુપ્તનું હીર પારખી એને તક્ષશિલા લઈ જઈ તમામ પ્રકારની તાલીમ આપી.

ચાણક્ય અને ચંદ્રગુપ્તે વિપુલ દ્રવ્ય એકઠું કરી આટવિક (અરણ્યવાસી), શસ્ત્રજીવી, ચોરલૂંટારા અને મ્લેચ્છ વગેરે લડાયક વર્ગોના માણસોનું મહાસૈન્ય તૈયાર કર્યું. એ સૈન્ય લઈ ચંદ્રગુપ્તે મગધ પર આક્રમણ કર્યું, પરંતુ નંદની પ્રબળ સેના સામે સફળતા ન મળી. હવે એને સમજાયું કે સામ્રાજ્યના કેન્દ્ર-પ્રદેશ પર સીધું આક્રમણ કરવાને બદલે પહેલાં એના સીમાન્ત પ્રદેશો પર આક્રમણ કરવું જોઈએ, આથી એ પાછો ઉત્તરાપથ ચાલ્યો ગયો.

એવામાં ઉત્તરાપથના પશ્ચિમ પ્રદેશો પર સિકંદરની ચડાઈ થઈ. ત્યારે ચંદ્રગુપ્તે સિકંદરની મુલાકાત લીધી ને એને મગધ પર આક્રમણ કરવા માટે પ્રેરિત કરી જોયો. પરંતુ તેમ છતાં પોતે કંઈ વિદેશી વિજેતાના ઘમંડને વશ થવા માગતો નહોતો. એની સ્વમાની વાણીથી સિકંદર કુપિત થયો ને ચંદ્રગુપ્તને એકદમ પલાયન કરવું પડ્યું. સદ્‌ભાગ્યે સિકંદરની વિજયકૂચ અધવચ અટકી પડી ને એ પાછા ફરતાં વિદેશી શાસન સામે ઠેકઠેકાણે બળવો થવા લાગ્યો. આ બળવામાં ચંદ્રગુપ્તે અગ્રિમ ભાગ ભજવ્યો હોવાનું જણાય છે. એવામાં સિકંદરનું અકાલ અવસાન થયું ને વાયવ્ય ભારતની યુનાની સત્તા સદંતર લુપ્ત થઈ.

પરંતુ ચંદ્રગુપ્તનું મુખ્ય લક્ષ્ય તો મગધનું સામ્રાજ્ય હતું. સીમાન્ત પ્રદેશોથી શરૂઆત કરી હવે એ માર્ગમાં આવતાં જનપદો જીવતો ગયો, પરંતુ આગળ જતાં પાછળથી આક્રમણ થતાં ને જિતાયેલાં જનપદ સ્વતંત્ર થઈ જતાં. આથી ચંદ્રગુપ્તે હવે જિતાતા પ્રદેશોમાં પૂરતો બંદોબસ્ત રાખીને પછી જ આગેકૂચ કરવાની નીતિ અપનાવી. હિમાલય પ્રદેશના વીર રાજા પર્વતક સાથે મૈત્રી સાધી ચંદ્રગુપ્તે આખરે મગધ પર આક્રમણ કર્યું. નંદ રાજા હંમેશ માટે ત્યાંથી પલાયન કરી ગયો, જ્યારે એનો મંત્રી રાક્ષસ નગર તજી બહારથી કાવતરાં કરવા લાગ્યો. આંતરિક કાવતરામાં પર્વતક ભોગ બને છે ને ચંદ્રગુપ્તને મગધનું આખું રાજ્ય પ્રાપ્ત થાય છે. મગધમાં નંદવંશની સત્તાનો સદંતર અંત આવે છે ને ચંદ્રગુપ્ત મૌર્યનો રાજ્યાભિષેક થતાં મૌર્ય વંશની સત્તા સ્થપાય છે. ચંદ્રગુપ્તની આ તમામ સિદ્ધિઓમાં ગુરુ ચાણક્યના મુત્સદ્દીગીરીભર્યા માર્ગદર્શને ઘણો મહત્ત્વનો ભાગ ભજવેલો. આગળ જતાં પર્વતકના પુત્ર મલયકેતુને પોતાના પક્ષમાં લઈ ચંદ્રગુપ્તની સત્તા ઉથલાવી પાડવા કોશિશ કરી રહેલા રાક્ષસને પણ ગુપ્તચરોના ષડ્‌યન્ત્ર દ્વારા ચાણક્ય મલયકેતુનો પક્ષ તજાવી ચંદ્રગુપ્તના પક્ષમાં લઈ લે છે એવું 'મુદ્રારાક્ષસ' નાટકના કથાવસ્તુ પરથી માલૂમ પડે છે.

સિકંદર ભારતમાંથી ઈ. પૂ. ૩૨૫માં પાછો ફર્યો ને ઈ. પૂ. ૩૨૩માં મૃત્યુ પામ્યો. એની ચડાઈ વખતે મગધમાં નંદ રાજાનું રાજ્ય હતું. ચન્દ્રગુપ્તનાં આ

પરાક્રમ સિકંદરના ગયા બાદ અને એમાંય ખાસ કરીને એના મૃત્યુ બાદ ટૂંક વખતમાં થયાં હોવાનું જણાય છે. આ પરથી ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યારોહણનો સમય ઈ.પૂ. ૩૨૨ના અરસાનો ગણવામાં આવે છે. આમ બુદ્ધનિર્વાણ અને વીર-નિર્વાણના સમયની જેમ સિકંદરની ભારત પરની ચડાઈનો સમય પણ ભારતના પ્રાચીન ઇતિહાસમાં ચોક્કસ સાલવારીનો એક માર્ગસૂચક સ્તંભ બની રહે છે.

ચંદ્રગુપ્ત મૌર્ય મગધ સામ્રાજ્યનો સમ્રાટ બની બેસી રહ્યો નહિ. એણે પોતાની સત્તા ભારતના અન્ય પ્રદેશો પર પ્રસારી, સમસ્ત ભારતવર્ષ પર એક સાર્વભૌમ સત્તા પ્રવર્તાવવા પ્રયત્ન કર્યો. છ લાખ સૈનિકોની વિપુલ સેના વડે એણે લગભગ સમગ્ર ભારતમાં દિગ્વિજય કર્યો. ઉત્તર ભારત એની પશ્ચિમ તથા પૂર્વ સીમા પર્યંત એની સત્તા નીચે આવી ગયું. પશ્ચિમ ભારત પર પણ એની સત્તા પ્રવર્તી. સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર) મગધ સામ્રાજ્યનો પ્રાંત હોવાનું તથા ત્યાં ચંદ્રગુપ્તે પુષ્યગુપ્ત નામે એક વૈશ્ય અમાત્યને રાષ્ટ્રિય(રાજ્યપાલ) નીમ્યો હોવાનું જાણવા મળે છે. સુરાષ્ટ્રનું વડું મથક ગિરિનગર (જૂનાગઢ) હતું ને ઊર્જયંત(ગિરનાર) પર્વતમાંથી નીકળતી નદીઓનાં વહેણ આગળ બંધ બાંધી પુષ્યગુપ્તે ત્યાં સુદર્શન નામે સુંદર જળાશય બંધાવ્યું.

દક્ષિણ ભારતમાંય કોંકણ, મહારાષ્ટ્ર, કર્ણાટક વગેરે પ્રદેશો પર મગધના મૌર્ય સમ્રાટનું શાસન પ્રવર્ત્યું. કર્ણાટકની દક્ષિણનાં જનપદ તથા દખ્ખણની પૂર્વે આવેલ કલિંગ(ઓરિસ્સા)નું જનપદ એના શાસન નીચે આવ્યું જણાતું નથી. વાયવ્યમાં છેક પશ્ચિમ ગંધાર (પૂર્વ અફઘાનિસ્તાન તથા પાકિસ્તાન) પર્યંતના પ્રદેશો પર એની આણ પ્રવર્તી. આમ ચન્દ્રગુપ્ત મૌર્યે દિગ્વિજય કરી લગભગ સમસ્ત ભારતવર્ષ પર મગધના મૌર્ય સામ્રાજ્યની સાર્વભૌમ સત્તા પ્રવર્તાવી.

આ દરમ્યાન સિકંદરના સામ્રાજ્યના ભાગલા પડી ગયા હતા ને સિકંદરે જીતેલા ઘણા એશિયાઈ મુલક સેલુક (સેલ્યુકસ) નામે વિજેતા સેનાપતિએ સર કરી લીધા હતા. બેબિલોન, સીરિયા, બલ્ખ વગેરે પ્રદેશો પર પોતાની સત્તા જમાવ્યા બાદ એ યુનાની રાજાએ વાયવ્ય ભારતના ગુમાવેલા પ્રદેશ પાછા મેળવવા ભારત પર ચડાઈ કરી. આ ઘટના ઈ. પૂ. ૩૦૫ના અરસામાં બની. પરંતુ વીસ વર્ષમાં ભારતની રાજનૈતિક પરિસ્થિતિ સાવ બદલાઈ ગઈ હતી. સિકંદરની ચડાઈ વખતે ભિન્નભિન્ન રાજ્યોનો પરાજય કરવાનો હતો, જ્યારે હવે તો મૌર્ય સામ્રાજ્યના સાર્વભૌમ શાસન નીચે રહેલા એક વિશાળ, સંગઠિત અને સુસજ્જ રાષ્ટ્રનો મુકાબલો કરવાનો હતો. ભારતવર્ષની પ્રબળ સેનાએ

યુનાની સેનાના આક્રમણનો સફળ સામનો કર્યો ને પરિણામે એ બે મહાન રાજ્યો વચ્ચે જે સંધિ થઈ તે એકંદરે ભારતને વધારે અનુકૂળ હોવાનું માલૂમ પડે છે, કેમ કે યુનાની શાસકોએ ગુમાવેલા પ્રદેશ સેલુકને પાછા ન મળ્યા એટલું જ નહિ, પોતાની સત્તા નીચે રહેલા કાબુલ, કંદહાર, હેરાત(અફઘાનિસ્તાન) અને બલૂચિસ્તાન(પાકિસ્તાન)ના પ્રદેશ પણ સેલુકે ચન્દ્રગુપ્તને સુપરત કર્યા. છતાં એકંદરે આ બે મહાન રાજ્યો વચ્ચે મૈત્રી સાધવામાં આવી. સેલુકે પોતાની પુત્રી ચંદ્રગુપ્ત વેરે પરણાવી મૌર્ય સમ્રાટ સાથે લગ્નસંબંધ બાંધ્યો ને ચંદ્રગુપ્તે પશ્ચિમ એશિયાના એ યુનાની સમ્રાટને ૫૦૦ હાથી ભેટ આપ્યા. સેલુકે મેગસ્થની(મેગસ્થનીસ) નામે રાજદૂત (એલચી) મગધ મોકલ્યો, જે વર્ષો સુધી પાટલિપુત્રમાં રહ્યો. આ દરમિયાન એણે ભારત વિશે એક પુસ્તક લખેલું. આ મૂળ પુસ્તક હાલ ઉપલબ્ધ નથી, પરંતુ પછીના યુરોપીય લેખકોએ એમાંથી ઘણા ઉતારા આપેલા છે. એમાંથી ખાસ કરીને મગધ સામ્રાજ્યના એ પાટનગર અને એના વહીવટ વિશે મહત્ત્વની માહિતી મળે છે.

જૈન અનુશ્રુતિ અનુસાર મગધ રાજ્યમાં નંદ વંશના સમયમાં જૈન ધર્મ વર્ચસ ધરાવતો હતો અને ચન્દ્રગુપ્ત મૌર્યે પણ છેવટમાં રાજપાટ તજી શ્રમણ ધર્મની દીક્ષા લીધી હતી ને એ હવે ચન્દ્રમુનિ તરીકે ઓળખાયા. ઉત્તર ભારતમાં બાર વર્ષના ભારે દુકાળ પડતાં સ્થવિર ભદ્રબાહુ અને શ્રમણ ચન્દ્રમુનિએ દક્ષિણમાં વિહાર કર્યો. ત્યાં ચન્દ્રગિરિ પર અનશન કરી ચન્દ્રમુનિ કાળધર્મ પામ્યા. આ સ્થળ હાલ માયસોરમાં શ્રમણ બેળગોળા તરીકે જાણીતું છે. આ અનુશ્રુતિને લગતા ઉલ્લેખ ઘણા પછીના સમયના છે.

પુરાણોમાં જણાવ્યા મુજબ ચંદ્રગુપ્ત મૌર્યે ૨૪ વર્ષ અર્થાત્ લગ. ઈ. પૂ. ૨૯૮ સુધી રાજ્ય કર્યું.

### બિંદુસાર

ચન્દ્રગુપ્ત પછી એનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો (લગભગ ઈ. પૂ. ૨૯૮). યુનાની લેખકો એને 'અમિત્રકાત' કહે છે, એ પરથી એનું અપર નામ 'અમિત્રઘાત'[૧] કે 'અમિત્રખાત' હોવાનું માલૂમ પડે છે.

ચાણક્ય એના સમયમાં મહામાત્ય તરીકે ચાલુ રહ્યા લાગે છે. એમણે સોળ નગરોના રાજાઓને મારી નાખી. બિંદુસારને પૂર્વસમુદ્ર અને પશ્ચિમસમુદ્ર વચ્ચેના તમામ પ્રદેશનો સ્વામી બનાવ્યો કહેવાય છે. આ ઉલ્લેખ પરથી કેટલાક એવો

૧. અમિત્ર અર્થાત્ શત્રુને હણનાર, શત્રુઘ્ન

અર્થ ઘટાવે છે કે બિંદુસારે દખ્ખણનો પ્રદેશ જીતી લીધો; પરંતુ આ પ્રદેશ તો ચન્દ્રગુપ્તના સમયમાંય મૌર્ય સામ્રાજ્યને તાબે હતો. આથી બિંદુસારના સમયમાં બહુ તો ત્યાં બળવો થયો હોય ને તેને દાબી દેવામાં આવ્યો હોય એટલો જ અર્થ ઘટાવી શકાય.

અવન્તિમાં રાજપુત્ર અશોક રાજ્યપાલ તરીકે વહીવટ કરતો.

તક્ષશિલામાં બળવો થતાં, બિંદુસારે અશોકને ત્યાં મોકલ્યો. ત્યાંની પ્રજા અમાત્યોના ત્રાસ સામે થઈ હતી; રાજપુત્રને તો તેણે શાંતિભર્યો આવકાર આપ્યો. અશોકે ત્યાંના રાષ્ટ્રિય (રાજ્યપાલ) તરીકે વહીવટ કર્યો. આમ, બિંદુસારે પોતાના પિતાએ મેળવેલા વિશાળ સામ્રાજ્યને યથાતથ ટકાવી રાખ્યું.

એવી રીતે એણે પશ્ચિમનાં યૂનાની રાજ્યો સાથેના મૈત્રી-સંબંધ પણ ચાલુ રાખ્યા. સીરિયાના યુનાની રાજ્ય તરફથી મેગસ્થની પછી ડાઈમેક (ડાઈમેક્સ) રાજદૂત નિમાયો ને એને બિંદુસારની રાજધાનીમાં મોકલવામાં આવ્યો. સીરિયામાં ત્યારે સેલુકનો પુત્ર અંતિયોક ૧લો રાજ્ય કરતો હતો. બિંદુસારે અંતિયોકને પત્ર લખી મધુર સુરા, અંજીર અને દાર્શનિક (ફિલસૂફ) મોકલવા માટે માગણી કરેલી. અંતિયોકે પહેલી બે વસ્તુ મોકલવા ખુશી બતાવી ને ત્રીજી બાબતમાં જણાવ્યું કે યુનાની કાયદામાં એની મનાઈ ફરમાવેલી છે. મિસર(ઇજિપ્ત)ના યુનાની રાજા તુલમાય (ટૉલેમી) બીજાએ પણ ભારતમાં પોતાનો રાજદૂત મોકલેલો, જેનું નામ ડાયોનિસિઓ (ડાયોનિસિઓસ) હતું.

બિંદુસારને અશોક ઉપરાંત બીજા કુંવર પણ હતા. એમાં સુમન (કે સુષીમ) યુવરાજ હતો. તિષ્ય (કે વિગતશોક) કનિષ્ઠ રાજપુત્ર હતો. તક્ષશિલાના વહીવટમાં યુવરાજ સુમન નિષ્ફળ નીવડ્યો હતો, જ્યારે અશોક સફળ થયો હતો. બિંદુસારે લગભગ ૨૫ વર્ષ રાજ્ય કર્યું ને એના પછી અશોક ગાદીએ આવ્યો (ઈ. પૂ. ૨૭૩).

## અશોક

અશોક એની ઉચ્ચ ધર્મભાવના અને ઉદાત્ત જીવનદૃષ્ટિને લઈને ભારતના ઇતિહાસમાં ભારે આદરપાત્ર રાજર્ષિ તરીકે પ્રસિદ્ધિ પામેલ છે.

બૌદ્ધ સાહિત્યમાં અશોકની રાજપુત્ર તરીકેની કારકિર્દી તેમ જ રાજપદ પામવા માટે એણે કરેલી ખટપટ વિશે કેટલીક રસપ્રદ માહિતી આપવામાં આવી છે, પરંતુ એમાં અંદરઅંદર ઘણો વિગતભેદ રહેલો છે ને એમાંના ઘણા પ્રસંગ એ બૌદ્ધ ધર્મ અંગીકાર કરી ધર્માશોક બન્યો એ પહેલાં કેવો ચંડાશોક હતો એવો

વિરોધ દર્શાવવાના હેતુથી, પાછળથી ઉપજાવેલા જણાય છે. છતાં એમાંની કેટલીક બીનાઓ ઐતિહાસિક હોવા સંભવે છે.

અશોકે પહેલાં અવન્તિમાં અને પછી તક્ષશિલામાં રાજ્યપાલ તરીકે શાસન કર્યું હતું. એ અવન્તિમાં હતો ત્યારે એ વિદિશામાં આવી વસેલા એક શાક્ય શ્રેષ્ઠીની દેવી નામે પુત્રીને પરણ્યો હતો. તક્ષશિલામાં એ ત્યાંનો બળવો દાબી દેવામાં સારી રીતે સફળ થયો હતો. પિતાનું મૃત્યુ થતાં યુવરાજ સુમન (કે સુષીમ) અને બીજા અનેક સાવકા ભાઈઓને મારી નાખી રાજપુત્ર અશોકે ગાદી કબજે કરી ને તે પછીય રાજ-વારસા માટે અશાંતિ ચાલુ રહેતાં એનો રાજ્યાભિષેક રાજ્યારોહણ પછી ચાર વર્ષે ઊજવાયો હતો એવી અનુશ્રુતિ બૌદ્ધ સાહિત્યમાં પ્રચલિત હોવા છતાં ઐતિહાસિક હોવાનું ભાગ્યે જ સંભવે છે. એવી રીતે એની રાણીઓ અને એમની ખટપટો, એનાં સંતાનો અને એણે કરેલા બૌદ્ધ ધર્મ-અંગીકાર વિશે જે અનુશ્રુતિઓ એમાં આપેલી છે તેમાં પણ ઐતિહાસિક તથ્ય કયું અને કેટલું એ નક્કી કરવું ઘણું મુશ્કેલ છે.

સદ્ભાગ્યે અશોકે પોતાના રાજ્યમાં અનેક શિલાલેખ કોતરાવેલા, જે એના વિચાર તથા આચારના સીધા અને સમકાલીન લેખ તરીકે ઘણી સપ્રમાણતા ધરાવે છે. કેટલાક લેખ શૈલ (ખડક) કે શિલાફલક પર, કેટલાક શિલાસ્તંભ પર અને કેટલાક ગુહા–ભિત્તિ પર કોતરેલા છે. એ લેખ ઉત્તરમાં કંદહાર (અફઘાનિસ્તાન), પેશાવર (પાકિસ્તાન), હઝારા (પાકિસ્તાન), દહેરાદૂન (ઉ. પ્ર.) અને બસ્તી(નેપાલ) જિલ્લા સુધી, પશ્ચિમમાં જૂનાગઢ (ગુજરાત) અને થાણા (મહારાષ્ટ્ર) જિલ્લા સુધી, પૂર્વમાં ચંપારણ, ગયા (બિહાર) પુરી અને ગંજામ (ઓરિસા) જિલ્લા સુધી અને દક્ષિણમાં કર્ણાટક રાજ્યના ચીતલદુર્ગ જિલ્લા સુધી પથરાયેલા છે. આ પરથી કંદહાર–પેશાવર અને ઉત્તરપ્રદેશ–નેપાલથી કર્ણાટક સુધીનો અને સૌરાષ્ટ્ર-મહારાષ્ટ્રથી બિહાર–ઓરિસા સુધીનો પ્રદેશ અશોકના સામ્રાજ્યની અન્તર્ગત હોવાની પ્રતીતિ થાય છે. (જુઓ આકૃતિ ૭.)

આ બધા લેખ અશોકે લખાવેલા છે. એમાં એ પોતાને માટે 'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા' તરીકે ઉલ્લેખ કરે છે. આ પરથી 'દેવોનો પ્રિય' અને 'પ્રિયદર્શી' એ એનાં અપર નામ કે બિરુદ હોવાનું માલૂમ પડે છે. આ બે ઉપનામ એના વંશના અન્ય રાજાઓ માટે પણ પ્રયોજાતાં. કવચિત્ 'માગધ રાજા' કે 'અશોક' જેવો શબ્દપ્રયોગ પણ દેખા દે છે.

લેખોમાં બનાવોનો સમય રાજાના રાજ્યાભિષેકથી ગણાતાં રાજ્યકાલનાં વર્ષોમાં જણાવવામાં આવ્યો છે. એમાં જણાવેલો સહુથી વહેલો બનાવ અશોકે કરેલી કલિંગ (ઓરિસા) પરની જીતનો છે. એ બનાવ એના રાજ્યકાલના આઠમા વર્ષે બનેલો. નંદ રાજાઓના શાસન નીચે રહેલા કલિંગે મગધ સામ્રાજ્યની સત્તા ક્યારે ફગાવી દીધેલી એ જાણવા મળતું નથી, પરંતુ અશોકના સમયમાં તો એ જનપદ શરૂઆતમાં સ્વતંત્ર હતું એટલું સ્પષ્ટ છે. કલિંગ પર મગધ સામ્રાજ્યની સત્તા પ્રસારવા મહત્ત્વાકાંક્ષી રાજા અશોકે એના પર ચઢાઈ કરી ત્યારે એ યુદ્ધ ઘણું ખૂનખાર નીવડ્યું લાગે છે. એ યુદ્ધમાં આખરે અશોકની સેના વિજય પામી ખરી, પરંતુ એમાં કલિંગના દોઢ લાખ માણસ કેદ પકડાયા, એક લાખ હણાયા ને અનેક લાખ માણસ મરણ પામ્યા. શસ્ત્રવિજયથી થતી આ ભીષણ ખુવારીએ અશોકના હૃદયમાં ભારે સંતાપ અને પશ્ચાત્તાપની લાગણી જન્માવી ને એને પરિણામે એણે હિંસક યુદ્ધ દ્વારા થતા શસ્ત્રવિજયને હંમેશ માટે તિલાંજલિ આપી. હિંસા તરફની નફરતને લઈને એ અહિંસાપ્રધાન બૌદ્ધધર્મ તરફ વળ્યો. હૃદયપલટો પામેલો રાજા અશોક અગાઉનો 'ચંડાશોક' મટી હવે 'ધર્મશોક' થયો.

શરૂઆતમાં એ સામાન્ય ઉપાસક રહ્યો, પરંતુ દસમા વર્ષે એણે બોધિ-ગયાની ધર્મયાત્રા કરી શ્રમણોનો નિકટ સંપર્ક સાધ્યો ને ત્યારથી એ એમાં સક્રિય રીતે પ્રવૃત્ત થયો. એની જીવનદૃષ્ટિ ધર્મપ્રધાન બની, એણે પોતાના આહારવિહાર વગેરેમાં અહિંસા અને દયાનો ધર્મ અપનાવ્યો ને પોતાની આ પ્રબળ ધર્મભાવનાનો પોતાના કુટુંબમાં તેમ જ પોતાની પ્રજામાં પ્રચાર કરવા અનેકવિધ પગલાં લીધાં. રાજ–રસોડા માટે થતો સંખ્યાબંધ પ્રાણીઓનો વધ મોટા પ્રમાણમાં બંધ કરાવ્યો. હિંસાત્મક મેળાવડાની તેમ જ પ્રાણીઓના હોમની મનાઈ ફરમાવી. મનુષ્યો તેમ જ પ્રાણીઓ માટે ઠેકઠેકાણે ઔષધિઓ મંગાવી રોપાવી, કૂવા ખોદાવ્યા, વૃક્ષ રોપાવ્યાં. સર્વ સંપ્રદાયો સર્વત્ર વસે અને અન્યોન્ય તરફ આદરભાવ રાખે તે માટે અનુરોધ કર્યો. પ્રાદેશિક અધિકારીઓને પોતાનાં પંચવાર્ષિક પર્યટનો દરમ્યાન ધર્માનુશાસન પણ કરતા રહેવાનું કામ સોંપ્યું. રાજ્યતંત્રમાં ધર્મમહામાત્રનું ખાસ ખાતું દાખલ કર્યું ને પ્રજાજનોમાં ધર્મભાવના ખીલે તે માટે અંગત સંપર્ક, પ્રદર્શન, ધર્મોપદેશ વગેરે અનેક તરેહના ઉપાય આદર્યા. બારમા–તેરમા વર્ષે એણે ધર્માનુશાસનના ચૌદ લેખ લખાવી શૈલ(ખડક) પર કોતરાવ્યા. પ્રજાજનોને સંબોધીને લખાયેલા આ લેખોમાં જે ધર્મનો ઉપદેશ દેવામાં આવ્યો છે તે ધર્મમાં માતાપિતા તથા વડીલોની સેવા, પ્રાણીઓની અહિંસા, બ્રાહ્મણો તથા શ્રમણોને દાન, મિત્રો, પરિચિતો અને

સગાઓ તેમ જ નોકરો અને ગુલામો તરફ સદ્‌વર્તાવ ઇત્યાદિ સર્વસામાન્ય માનવધર્મની ઉદાત્ત ભાવના પ્રતિબિંબિત થાય છે. સંયમ અને ભાવશુદ્ધિ એ સર્વ સંપ્રદાયોનું ધ્યેય છે. ધર્મમાં ચંડતા, નિષ્ઠુરતા, ક્રોધ, અભિમાન અને ઈર્ષા જેવી પાપવૃત્તિઓ તજી પરમાર્થ, દયા, દાન, સત્ય, શુદ્ધિ અને માર્દવ જેવા સદ્‌ગુણ કેળવવાનો અનુરોધ કર્યો. પ્રવાસ, પ્રદર્શન, મેળાવડા, પ્રસંગ, દાન, કીર્તિ, વિજય ઇત્યાદિ સર્વ પ્રવૃત્તિઓ ધર્મને કેન્દ્રિત કરી.

અશોકના કેટલાક શિલાલેખ, ખાસ કરીને સ્તંભલેખો અને ફલકલેખ બૌદ્ધ સંઘને ઉદ્દેશીને લખાયેલા છે. રાજાએ ચૌદમા વર્ષે નેપાળમાં કનકમુનિ[૧] બુદ્ધનો સ્તૂપ મોટો કરાવ્યો, વીસમા વર્ષે શાક્યમુનિ બુદ્ધના જન્મસ્થાન લુંબિનીની યાત્રા કરી, છવ્વીસમા વર્ષે વિવિધ પ્રાણીઓના વધ, ખસી, ડામ વગેરે પર સદંતર કે આંશિક પ્રતિબંધ મૂકચા અને સત્તાવીસમા વર્ષે શિલાસ્તંભો પર ધર્માનુશાસનના સાત લેખ કોતરાવ્યા. વળી, બૌદ્ધ સંઘમાં તડ ન પડે તે માટે કડક પગલાં લીધાં ને ભગવાન બુદ્ધની વાણીના અમુક ગ્રંથોની ખાસ ભલામણ કરી. અંગત રીતે અશોક બૌદ્ધ સંપ્રદાયનો અનુયાયી હતો; છતાં એ બ્રાહ્મણ, નિર્ગ્રન્થ (જૈન), આજીવિક વગેરે અન્ય સંપ્રદાયો તરફ પણ આદરભાવ ધરાવતો. આજી-વિક સંપ્રદાયના સાધુઓના નિવાસ માટે એણે કેટલીક ગુફાઓ કંડારાવી હતી.

એના ધર્મ-મહામાત્ર સર્વ સંપ્રદાયોના સાધુઓ તથા ગૃહસ્થોની ધર્મ-પ્રવૃત્તિઓની સંભાળ લેવા માટે નિમાતા. પ્રજાને એ પોતાની પ્રજા (સંતતિ) જેવી ગણતો ને એનું ઐહિક તથા પારલૌકિક સુખહિત થાય તેમ કરવામાં પરાયણ રહેતો. પ્રજાના કામ માટે એ સર્વ સમયે સર્વ સ્થળે તત્પર રહેતો ને પોતાના અધિકારીઓને પણ એ કામના નિકાલ માટે તરત જ નિવેદન કરવા જણાવતો વડા અધિકારીઓ પ્રજા પ્રત્યે બને તેટલી અનુકંપા અને સહાનુભૂતિ રાખે એવી ભલામણ કરતો. વિદ્રોહી આટવિકો તરફ પણ બને તેટલું ક્ષમામય વલણ દાખવતો. પ્રજાના કલ્યાણને એ પોતાનું સર્વોત્તમ કર્તવ્ય ગણતો. આવો પ્રજાવત્સલ અને કલ્યાણરત રાજવી ભારતના ઇતિહાસમાં ગરવા રાજર્ષિ તરીકે આદર પામે એ સ્વાભાવિક છે.

અશોકની ધર્મભાવના પોતાના રાજ્યના માણસો પૂરતી સીમિત નહોતી. મનુષ્યની જેમ પશુ પંખી ઇત્યાદિ ભૂતમાત્રનું એ સુખહિત ઇચ્છતો; ને એની કલ્યાણદૃષ્ટિ પોતાના વિશાળ સામ્રાજ્ય ઉપરાંત આસપાસનાં બીજાં રાજ્યોનેય

૧. એ છેલ્લા સાત બુદ્ધોમાંના પાંચમા બુદ્ધ છે.

આવરી લેતી. દક્ષિણે આવેલાં ચોળ, પાંડચ, કેરલ વગેરે રાજ્યોમાં તેમ જ ઉત્તર-પશ્ચિમે પોતાના રાજ્યની અંદર આવેલ યવનપ્રદેશમાં[1] તથા પડોશમાં આવેલા અંતિયોક ૨ જાના[2] રાજ્યમાં તેમ જ એની પાર આવેલાં તુલમાય ૨ જો[3] (ઇજિપ્ત), અંતકિન[4] (મકદૂનિયા), મગ[5] (ઇજિપ્તની પશ્ચિમે આવેલ સિરિની[6]) અને અલિકસુદર[7](ગ્રીસમાં)નાં રાજ્યોમાં પણ એણે પોતાની ધર્મભાવનાનો પ્રસાર કરેલો. આવા સાંસ્કૃતિક પ્રસારને એ 'ધર્મવિજય' માનતો ને કટુતા ભરેલા શસ્ત્રવિજય કરતાં પ્રીતિરસ ભરેલા ધર્મવિજયની જ અભિરુચિ ધરાવતો.

એવી રીતે બૌદ્ધ ધર્મના ઇતિહાસમાં પણ અશોક ગણનાપાત્ર સ્થાન ધરાવે છે. બૌદ્ધ સંઘની અખંડિતતા અને ઉન્નતિ માટે એણે આપેલા ફાળાનો કેટલોક ઉલ્લેખ એના અમુક શિલાલેખોમાં આવે છે. સિંહલી અનુશ્રુતિ અનુસાર એણે રાજ્યકાલના સત્તરમા વર્ષે પાટલિપુત્રમાં મૌદ્ગલિપુત્ર તિષ્યના અધ્યક્ષપદે ત્રીજી બૌદ્ધ પરિષદ બોલાવેલી અને બૌદ્ધ સ્થવિરોને ધર્મના પ્રસાર માટે કાશ્મીર, ગંધાર, યવન, હિમાલય, અપરાન્ત, સુવર્ણભૂમિ(બ્રહ્મદેશ), અને સિંહલ (શ્રીલંકા) વગેરે દેશોમાં મોકલેલા. ભદન્ત મહેન્દ્રને શ્રીલંકાના રાજા તિષ્વે સારો આવકાર આપેલો ને ત્યાંના અનેક ઉપાસકોએ એમની પાસે દીક્ષા લીધેલી. આગળ જતાં ઉપાસિકાઓને દીક્ષા આપવા માટે સ્થવિરા સંઘમિત્રાને ત્યાં તેડાવેલાં ને તેમની પાસે બોધિવૃક્ષની શાખા મંગાવેલી.

ધર્મભાવનાના પ્રસાર માટે દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા અશોકે પોતાના સામ્રાજ્યમાં ઠેકઠેકાણે શૈલલેખ અને સ્તંભલેખ કોતરાવ્યા; તે દ્વારા પરોક્ષ રીતે

---

૧. હાલના કંદહાર(અફઘાનિસ્તાન)ની આસપાસના પ્રદેશમાં, જ્યાં યુનાની પ્રજા વસી હતી ને જ્યાં એનો ધર્મ-લેખ ગ્રીક ભાષામાં લખેલો અને ગ્રીક લિપિમાં કોતરેલો છે.
૨. સીરિયામાં રાજ્ય કરતો સેલુકનો પૌત્ર. અંગ્રેજીમાં 'Antiochus'
૩. મિસરનો ગ્રીક રાજા Ptolerny II
૪. Antigonas
૫. Magas
૬. Cyrene
૭. Alexander –ગ્રીસની અંદર આવેલ એપિરસ (કે કોરિન્થ) રાજ્યનો રાજા, જે મકદૂનિયાના મહાન સિકંદરના મૃત્યુ પછી પચાસેક (કે પંચોતેર) વર્ષે થયો.

એણે પ્રાચીન અભિલેખ-કલાના તેમ જ પ્રાચીન શિલ્પકલાના ક્ષેત્રમાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે. એના શિલાલેખો ભારતના ઐતિહાસિક કાલના અભિલેખોમાં પ્રાચીનતમ અને સમભિલિખિત અભિલેખો તરીકે સુપ્રસિદ્ધ છે અને તત્કાલીન લિપિઓ તથા ભાષાઓના નક્કર નમૂના પૂરા પાડે છે. એના ગોળ ઉત્તુંગ શિલા-સ્તંભ, ખાસ કરીને એના કલાત્મક શિરોભાગ (શિરાવટી), શિલ્પકલાના સુંદર નમૂના ગણાય છે. એ પૈકી સારનાથના શિલા-સ્તંભનો શિરોભાગ તો અર્વાચીન સ્વતંત્ર ભારતના રાષ્ટ્રપ્રતીક તરીકે પસંદગી પામેલ છે. અશોકે તૈયાર કરાવેલાં શૈલગૃહ તેમ જ તેણે બંધાવેલા બૌદ્ધ સ્તૂપ ભારતીય ધાર્મિક સ્થાપત્યના પ્રાચીન ઉપલબ્ધ નમૂના પૂરા પાડે છે. પાટલિપુત્રમાં આવેલો એનો ભવ્ય પ્રાસાદ પ્રવાસીઓને આશ્ચર્યમુગ્ધ કરતો. અશોકે કાશ્મીરમાં શ્રીનગર અને નેપાલમાં દેવપત્તન કે લલિતપત્તન બંધાવ્યું મનાય છે. આમ, અશોકે પરોક્ષ રીતે ભારતીય અભિલેખ-કલાના તેમ જ શિલ્પકલાના ક્ષેત્રમાં ગણનાપાત્ર ફાળો આપેલો છે.

અશોકે તો પોતાની ધર્મપ્રસારની ભાવના લાંબો વખત ટકે એ હેતુથી એને લગતાં અનુશાસન શિલા પર કોતરાવેલાં, પરંતુ હાલ એ શિલાલેખો એ ધર્મિષ્ઠ રાજવીના ઉદાત્ત ચરિત પર પ્રકાશ પાડનાર સમકાલીન સાધન તરીકેય ઘણા ઉપયોગી નીવડચા છે ને એ ધર્મલેખો દ્વારા વ્યક્ત થતી એની ધર્મના અનુસરણ અને અનુશાસનની ઉદાત્ત ભાવનાએ એને માત્ર ભારતના જ નહિ જગતના જ્યોતિર્ધરોમાં ઉચિત સ્થાન અપાવ્યું છે.

અશોકના શિલાલેખોમાં એના ભાઈઓ, એની રાણીઓ તથા એના કુંવરોના સામાન્ય ઉલ્લેખ આવે છે. એમાં કોઈનો વિશિષ્ટ ઉલ્લેખ આવતો હોય, તો કારુવાકી નામે બીજી રાણીનો આવે છે, જેને તીવર નામે પુત્ર હતો. બૌદ્ધ અનુશ્રુતિમાં બીજી રાણીઓ અને બીજા કુંવરોના પ્રસંગ નિરૂપાયા છે, એમાં મહેન્દ્ર અને સંગમિત્રા એ વિદિશામાં રહેલી રાણીનાં સંતાન ગણાય છે. એમણે બૌદ્ધ શ્રમણત્વની દીક્ષા લીધેલી. રાણીઓમાં અગ્રમહિષી તરીકે અસન્ધિમિત્રા અને એના મૃત્યુ પછી તિષ્ય-રક્ષિતાનો ઉલ્લેખ આવે છે. તિષ્યરક્ષિતાએ બોધિવૃક્ષનો ઉચ્છેદ કરવા કોશિશ કરી કહેવાય છે. યુવરાજ કુનાલને સાવકી માતાએ એની આંખો ફોડાવી રાજવારસાથી વંચિત રાખવાની કોશિશ કરેલી એવી જૈન અનુશ્રુતિ છે. અશોકે ૩૬ વર્ષ રાજ્ય કર્યું એવું પુરાણો જણાવે છે.

### અશોકના ઉત્તરાધિકારીઓ

અશોકના મૃત્યુ પછીનો મૌર્યવંશનો ઇતિહાસ ઘણો અનિશ્ચિત અને અટપટો છે. પુરાણોમાં આપેલી વંશાવળીઓ પ્રમાણે મૌર્યવંશમાં કુલ ૯ (કે

(૧૦) રાજા થયા ને તેમણે બધું મળીને ૧૩૭ વર્ષ રાજ્ય કર્યું. અશોકના મૃત્યુ પછી થોડા વખતમાં એના સામ્રાજ્યના બે કે ત્રણ ભાગ પડયા હોય ને એમાં સમાંતર શાખાઓની સત્તા પ્રવર્તતી હોય એવું પણ સંભવે છે.[૧] મુખ્ય શાખામાં કુનાલે ૮ વર્ષ અને એના પછી એના પુત્ર સંપ્રતિએ ૯ વર્ષ રાજ્ય કર્યું જણાય છે. કુનાલનું બીજું નામ 'સુયશા' હતું. જૈન અનુશ્રુતિમાં એને અશોકના રાજ્યકાલ દરમ્યાન અંધ કરવામાં આવેલો અને એણે પોતાનો ઉત્તરાધિકાર પોતાના પુત્ર સંપ્રતિ માટે પ્રાપ્ત કરેલો એવું જણાવેલું છે, પરંતુ પુરાણોમાં એનો ૮ વર્ષનો રાજ્યકાલ જણાવેલો છે. સંપ્રતિ જૈન ધર્મનો એક મહાન આશ્રયદાતા ગણાય છે. બૌદ્ધ ધર્મમાં જેવું સ્થાન અશોકનું છે, તેવું સ્થાન જૈન ધર્મમાં સંપ્રતિનું છે. જૈન સ્થાપત્યનાં ગણાં પ્રાચીન ધર્મસ્થાન સંપ્રતિએ કરાવેલાં ગણાય છે. સંપ્રતિ પછી એના પુત્ર શાલિશૂકે ૧૩ વર્ષ રાજ્ય કર્યું લાગે છે.

કાશ્મીરમાં અશોકના જલૌક નામે પુત્રે રાજસત્તા ધારણ કરી કહેવાય છે. પુરાણોમાં આપેલી કેટલીક વંશાવળીઓમાં સંપ્રતિ અને શાલિશૂકની જગ્યાએ બન્ધુપાલિત અને ઇન્દ્રપાલિતનાં નામ આવે છે, તો બીજી કેટલીક વંશાવળીઓમાં દશોન અને દશરથનાં નામ આપેલાં છે. આ પૈકી દશરથના ગુફા-લેખ મળ્યા છે, જેમાં અશોકની જેમ એને 'દેવોનો પ્રિય' કહેલ છે. એણે પણ આજીવિકો માટે શૈલગૃહ કરાવ્યાં હતાં. આ બંને જોડીના રાજાઓ મૌર્યવંશની અવાંતર શાખાના લાગે છે.

શાલિશૂક પછી દેવવર્મા (૭ વર્ષ), શતધન્વા (૮ વર્ષ)અને બૃહદ્રથ (૭ વર્ષ) નામે રાજા થયા. અશોકના મૃત્યુ પછી મુખ્ય શાખામાં આમ છ ઉત્તરાધિકારી થયા ને તેમણે એકંદરે ૫૨ વર્ષ રાજ્ય કર્યું.

---

૧. વિગતવાર ચર્ચા માટે જુઓ ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૦ મા સંમેલનના અહેવાલમાં હરિપ્રસાદ શાસ્ત્રીનો 'પુરાણોમાં આપેલી મૌર્યવંશની સાલવારી' વિશેનો લેખ (પૃ. ૨૫૫-૬૧).

અશોક
|
કુનાલ = (?) સુયશા
|
બંધુપાલિત — સંપ્રતિ — દશોન
ઇન્દ્રપાલિત — શાલિશૂક — દશરથ

## પડતી અને અંત

આ સમય દરમ્યાન સીરિયાની યુનાની સત્તા શિથિલ થતાં બાહ્લિક (બલ્ખ, ઉત્તર અફઘાનિસ્તાન) પ્રાંતમાં સ્વતંત્ર યુનાની રાજ્ય સ્થપાયું હતું. તેના રાજા દિમિત્રે[1] ભારત પર આક્રમણ કર્યું ને સિકંદર કરતાંયે આગેકૂચ કરીને એક વાર છેક પાટલિપુત્ર સુધી વિજયકૂચ કરી ને છેવટે ગંધારમાં પોતાની સ્થિર સત્તા સ્થાપી. આ ઘટના સ્પષ્ટતઃ મૌર્ય સામ્રાજ્યની નરી નિર્બળતા સૂચવે છે. કેટલાક વિદ્વાનો મૌર્ય સામ્રાજ્યની આ નિર્બળતા માટે અશોકની અહિંસાપ્રધાન રાજનીતિને જવાબદાર ઠરાવે છે. અશોકે મહત્ત્વાકાંક્ષી રાજાને ઉચિત વિજિગીષા તજીને, આવી પડેલા યુદ્ધમાં જ સંડોવાવાની નીતિ અખત્યાર કરેલી, અર્થાત્ આક્રમણાત્મકને બદલે સંરક્ષણાત્મક દંડનીતિ અપનાવેલી. એની આ નવી નીતિને લઈને અમાત્યોના, સેનાપતિઓના તથા સૈનિકોના ઉત્સાહમાં શિથિલતા આવી હોય એ તદ્દન સંભવિત છે. છતાં અશોકે કંઈ કલિંગ પરની સત્તા છોડી દીધી નહોતી, અટવીજનોમાંય રાજાનો પ્રભાવ પ્રવર્તાવવાનો આગ્રહ રાખ્યો હતો ને સામ્રાજ્યના સરંક્ષણ માટે હિંસક યુદ્ધને અનિવાર્ય ગણ્યું હતું. આથી અશોકની રાજનીતિમાં અહિંસાને મર્યાદિત સ્થાન જ હતું એ પણ લક્ષમાં લેવું ઘટે. એના ઉત્તરાધિકારીઓએ ધાર્યું હોય તો તેઓ ચંદ્રગુપ્તના સમયની ઉત્સાહશક્તિને પુનઃ સ્થાપિત કરી મૌર્ય સામ્રાજ્યની દંડશક્તિ ખીલવી શક્યા હોત. પરંતુ તેઓમાં જ એવી આંતરિક સ્પર્ધા રહેલી હતી કે મૌર્યવંશની સમાંતર શાખાઓ પડી ને મૌર્ય સામ્રાજ્યના ભાગલા પડ્યા. વળી તેઓમાં ચન્દ્રગુપ્ત, બિંદુસાર અને અશોકના જેવી સહજશક્તિ અને ઉત્સાહશક્તિ પણ ન ખીલી. પરિણામે સીમાન્ત પ્રદેશ સ્વતંત્ર થવા લાગ્યા અને બાહ્લિક દેશની યુનાની સેનાએ ભારત પર આક્રમણ કર્યું ત્યારે ચંદ્રગુપ્તના સમયના સબળ અને સંગઠિત સામ્રાજ્યને સ્થાને પાછી નંદોના સમયની અસંગઠિત ભિન્નભિન્ન રાજ્યોની સ્થિતિ પ્રવર્તતી હોઈને તથા એ રાજ્યોના તંત્રમાં નંદકાલીન વીરતાનોય હ્રાસ થયેલો હોઈને, યુનાની આક્રમણને અપૂર્વ સફળતા સાંપડી. એક વાર મગધ સુધી વિજયકૂચ કરી હોવા છતાં યુનાની સત્તા આખરે સિંધુપ્રદેશ સુધી સીમિત રહી, તોપણ એના અપૂર્વ વિજયે તથા સ્થિર સત્તા-સ્થાપને મૌર્યવંશના પ્રતાપને હંમેશ માટે નિસ્તેજ કરી દીધો.

અશોકના છેલ્લા ઉત્તરાધિકારી બૃહદ્રથના સમયમાં સેનાપતિ પુષ્યમિત્રે દંડશક્તિ પ્રદર્શિત કરવાના બહાને રાજાને સૈન્ય વચ્ચે પીસી નાંખી મૌર્યવંશની

૧. Demetius (દિમિત્રિયસ), દત્તામિત્ર

સત્તાનો અંત આણ્યો. આ પુષ્યમિત્ર વેદધર્મનો પરમ અનુયાયી હોઈ, કેટલાક વિદ્વાનો આ રાજપલટામાં અશોકની વેદધર્મ-અપરાધી નીતિનું નિમિત્ત રહેલું માને છે, પરંતુ એમ તો સંપ્રતિના જૈનધર્મ-પક્ષપાતે પણ વેદધર્મીઓને નારાજ રાખ્યા હોય. વસ્તુતઃ અશોકના ઉત્તરાધિકારીઓએ ધાર્યું હોત, તો પોતાની રાજનીતિમાં અશોકની અહિંસાપ્રધાન નીતિને ત્યજી દઈ ધર્મસંપ્રદાયોની બાબતમાં પ્રજાની પ્રાચીન પ્રણાલીઓને માન આપી શક્યા હોત; પરંતુ એમનામાં રહેલી પ્રભુશક્તિ અને ઉત્સાહશક્તિની ઊણપને લઈને મૌર્ય સામ્રાજ્યની પડતી થતી રહી, જે આખરે આવા કરુણ અંજામમાં પરિણમી.

# ૫. મૌર્યકાલીન સંસ્કૃતિ

મૌર્યકાલીન સંસ્કૃતિનાં વિવિધ પાસાંમાં તત્કાલીન રાજ્યતંત્ર તથા શિલ્પ-સ્થાપત્ય વિશે વિપુલ માહિતી મળે છે; જ્યારે ધર્મ, સાહિત્ય તથા સમાજ વિશે કેટલીક આનુષંગિક કે છૂટીછવાઈ માહિતી મળી રહે છે.

## મુખ્ય સ્રોતો

મેગસ્થનીસની 'ઇન્ડિકા'માંથી અનુકાલીન યુરેપીય ગ્રંથોમાં ઉદાહૃત થયેલી કંડિકાઓ ચંદ્રગુપ્ત મૌર્યના સમયનો સીધો સ્રોત છે, તો અશોકના અભિલેખ અને એની કલાકૃતિઓ એ અશોક મૌર્યના સમયના સમકાલીન સ્રોત છે. કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' ચંદ્રગુપ્ત મૌર્યના ગુરુ ચાણક્યની કૃતિ હોવાનું મનાય છે. આ મહત્ત્વનો ગ્રંથ શતકો સુધી લુપ્ત રહ્યો હતો, પરંતુ આ સદીના આરંભમાં એ ઉપલબ્ધ થયો છે. એના અધ્યયન પરથી કેટલાક વિદ્વાનો એના કર્તા અને સમયને શંકાસ્પદ ગણે છે. તેઓના મત મુજબ આ 'અર્થશાસ્ત્ર' એ કોઈ એક વ્યક્તિની નહિ, પણ રાજનીતિજ્ઞોના સંપ્રદાયની કૃતિ લાગે છે ને એનું વર્તમાન સ્વરૂપ જોતાં એ ઈ. પૂ. ત્રીજી સદીમાં નહિ પણ ત્યાર પછી ત્રણચાર સદી બાદ રચાયું જણાય છે. બીજા કેટલાક વિદ્વાનો એ કૌટિલ્યની કૃતિ હોવાનું અને ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં લખાયું હોવાનું સ્વીકારે છે. ગમે તેમ, તેમાં નિરૂપેલી ઘણી બાબતો મૌર્યકાલીન સ્થિતિને લાગુ પડે તેમ છે. આ 'અર્થશાસ્ત્ર'[1] ભૂમિના લાભ અને પાલન વિશે પૂર્વાચાર્યોએ રચેલાં અર્થ-શાસ્ત્રોના આધારે લખાયું છે ને એમાં કૌટિલ્ય પોતાનાં મંતવ્ય પણ રજૂ કરે છે. આ અર્થશાસ્ત્ર ૧૫ અધિકરણોમાં લખાયું છે. એમાં રાજધર્મ, અમાત્યગુણ, જનપદ, દુર્ગ, ઉચ્ચ અધિકારીઓ અને જુદાં જુદાં અધિકરણો(ખાતાં)ના અધ્યક્ષો, દીવાની તથા ફોજદારી ન્યાય, દંડકર્મ અને રાજકોશ, સાત પ્રકૃતિઓ (રાજ્યનાં અંગ), છ ગુણ (વિદેશનીતિના પ્રકાર), રાજા અને રાજ્યનાં વ્યસન (સંકટ), દંડયાત્રા અને સંગ્રામ, વિજયપ્રાપ્તિની યુક્તિપ્રયુક્તિઓ ઇત્યાદિ વિવિધ

---

૧. આ 'અર્થશાસ્ત્ર'નો વિષય સામાન્ય અર્થકારણનો નહિ, પરંતુ રાજકીય અર્થ-કારણનો હોઈ. એમાં રાજ્યભૂમિનાં પ્રાપ્તિ અને પાલનને લગતા અર્થાત્ રાજ્યશાસ્ત્રના મુદ્દા નિરૂપાયા છે.

વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એ પરથી ખાસ કરીને રાજનીતિ અને રાજ્યતંત્ર વિશે વિપુલ તથા સુગ્રથિત માહિતી મળે છે. વળી તત્કાલીન આર્થિક તથા સામાજિક તંત્ર વિશે પણ કેટલોક પ્રકાશ પડે છે. આ ઉપરાંત બીજી કેટલીક ધાર્મિક સાહિત્યની કૃતિઓ, કાવ્ય-કૃતિઓ અને વિવિધ વિદ્યાઓને લગતી કૃતિઓ આ કાલ દરમ્યાન રચાઈ લાગે છે ને એ પરથી પણ આ કાલની સંસ્કૃતિનાં કેટલાંક પાસાં વિશે વિશેષ માહિતી તારવી શકાય છે.

## પ્રશાસન (રાજ્યતંત્ર)

મૌર્યકાલીન પ્રશાસનમાં મુખ્યતઃ રાજશાસન તંત્ર નજરે પડે છે. રાજ્યતંત્રનો વડો રાજા હતો. એ દંડનીતિ વડે પ્રજાના સર્વ વર્ણોનું પાલન કરતો. ચારિત્ર્ય અને પ્રજાપ્રીતિ એના મુખ્ય ગુણ ગણાતા. એ ગુણસંપન્ન અમાત્યોની નિમણૂક કરતો. ગૂઢ પુરુષો દ્વારા રાજ્યની આંતરિક સ્થિતિ તથા વિદેશનીતિનું ધ્યાન રાખતો. મહત્ત્વની બાબતોમાં એ મંત્રીઓની સલાહ લેતો ને તાકીદની બાબતોમાં મંત્રી પરિષદની સલાહ લઈ તેની બહુમતી પ્રમાણે વર્તતો. રાજ્યનાં સાત અંગોમાં રાજા સ્વામી ગણાતો, પરંતુ તેની સત્તા નિરંકુશ નહોતી. રાજાને પોતાના તથા રાજપુત્રના રક્ષણ માટે સતત કાળજી રાખવી પડતી. એ પોતાના જનપદનાં ગામો, નગરો ને દુર્ગોનું ધ્યાન રાખતો. કોશનો કારભાર કરનાર અમાત્ય 'સંનિધાતા' કહેવાતો. કરવેરા ઉઘરાવવાનો વહીવટ 'સમાહર્તા' કરતો. અક્ષપટલ(દફતર)ના ખાતા માટે ખાસ અધ્યક્ષ નિમાતો. કોશ(ખજાનો), આકર (ખાણ), કર્માન્ત(કારખાનું), સુવર્ણ(સોનું), કોષ્ઠાગાર કોઠાર), પણ્ય(વેપાર માટેની વસ્તુ), કુપ્ય(કીમતી લાકડું), આયુધાગાર, પૌતવ-માન(તોલમાપ), શુલ્ક(જકાત), સૂત્ર(સૂતર), સીતા(ખેતી), સુરા(દારૂ), ગણિકા, સૂના(કતલખાનું), નૌ(નૌકા), ગો(ઢોર), અશ્વ(ઘોડો), હસ્તી(હાથી), રથ, પત્તિ(પાયદળ), મુદ્રા(સિક્કા) ઇત્યાદિ ખાતાંની બાબતોનો વહીવટ તે તે ખાતાના અધ્યક્ષને સોંપાતો. મંત્રી, પુરોહિત, સેનાપતિ અને યુવરાજ એ રાજ્યના સહુથી મોટા અધિકારી હતા.

રાજ્યના જુદા જુદા પ્રાંતોના પ્રાદેશિક વહીવટ માટે રાષ્ટ્રિય(રાજ્યપાલ) નિમાતા. મહત્ત્વના પ્રાંતોનો વહીવટ રાજકુલના કુમારોને સોંપાતો. તક્ષશિલા, ઉજ્જન, તોષલી(કલિંગ) અને સુવર્ણગિરિ(દક્ષિણાપથ)માં કુમારોનો વહીવટ હતો. સુરાષ્ટ્ર વગેરે અન્ય પ્રાંતો માટે રાજપુરુષોમાંથી પસંદગી થતી. નગરનું પ્રશાસન કરનારી સભાના પ્રમુખને 'નાગરક' કહેતા. મેગસ્થનીસની નોંધ અનુસાર મગધ રાજ્યના પાટનગર પાટલિપુત્રનું પ્રશાસન કરનાર નગર-સભા ૩૦ સભ્યોની બનેલી હતી ને જુદાં જુદાં કામકાજ માટે એને પાંચપાંચ સભ્યોની

૭ સમિતિઓમાં વહેંચેલી હતી : શિલ્પ(હુન્નર) સમિતિ, વિદેશી પ્રવાસી સમિતિ, જનગણના સમિતિ, વાણિજ્ય સમિતિ, ઉત્પાદન સમિતિ અને વિક્રય-કર સમિતિ. નગર-પ્રશાસનમાં સડકો, મંદિરો, ઉદ્યાનો, બજારો, ચિકિત્સાલયો, વિદ્યાલયો, બંદરો, રક્ષણ, કારાગાર, મનોરંજન, સ્વાસ્થ્ય, સફાઈ ઇત્યાદિનો પણ સમાવેશ થતો. એવી રીતે ગ્રામના પ્રશાસન માટે ગ્રામ-સભા નિમાતી, જેના પ્રમુખને 'ગ્રામિક' કહેતા. એના સભ્યોની વરણી ગ્રામજનો કરતા; ને ગ્રામવૃદ્ધો પણ ગ્રામિકને મદદ કરતા. ગ્રામ-સભા કોશ, દંડ ઇત્યાદિના અધિકાર ધરાવતી ને ગ્રામનાં સાર્વજનિક સુખસગવડોનો પ્રબંધ કરતી. ગ્રામસભા હાલની ગ્રામ-પંચાયતને મળતી આવે છે. જિલ્લા તેમ જ ગામના પેટા-વિભાગોના અધિકારીઓને 'ગોપ' અને 'સ્થાનિક' કહેતા. આમ પ્રાંતથી માંડીને નગર અને ગ્રામ સુધીના પ્રાદેશિક તથા સ્થાનિક પ્રશાસન માટે વ્યવસ્થિત તંત્ર હતું.

રાજ્યની આય(આવક)નાં મુખ્ય સાધન હતાં : દુર્ગ (શુલ્ક, દંડ, તોલમાપ, મુદ્રા, સુરા, સૂના, સૂત્ર, તૈલ, ઘૃત, ક્ષાર, સુવર્ણ, પણ્ય, વેશ્યા, દ્યૂત, વાસ્તુ, શિલ્પ ઇત્યાદિથી થતી આવક માટે); રાષ્ટ્ર (કૃષિ, ભાગ, બલિ, કર, વાણિજ્ય, નૌકા, પત્તન, ચરા, માર્ગ ઇત્યાદિથી થતી આવક માટે); ખનિ (સોનું, રૂપું, વજ્ર, મણિ, મોતી, લોહ, લવણ, પથ્થર ઇત્યાદિ ખનિજોથી થતી આવક માટે); સેતુ (બગીચા, વાડી, ખેતર, ક્યારડાં વગેરેની આવક માટે); વન(ઢોર, હરણ, હાથી, લાકડું વગેરેની આવક માટે); વ્રજ (ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, ગધેડાં, ઊંટ, ઘોડા વગેરેને લગતી આવક માટે) અને વણિક્પથ (વેપારના સ્થલમાર્ગ અને જલમાર્ગ પરની આવક માટે).

રાજ્યનાં મોટાંનાનાં નગરોમાં ન્યાયાલયોની જોગવાઈ રખાતી. એનું કામકાજ નિશ્ચિત વિધિવિધાન અનુસાર પદ્ધતિસર ચાલતું. ધર્મસ્થીય (દીવાની) ન્યાયાલયોનું કામકાજ ત્રણ ત્રણ ધર્મસ્થ અમાત્ય સંભાળતા. એમાં વિવાહ (ફરજ, સ્ત્રીધન, રંજાડ, વ્યભિચાર, ત્યાગ, છૂટાછેડા, પુનર્વિવાહ વગેરે), દાય-વિભાગ (મિલકતની વહેંચણી), વાસ્તુ(ઈમારત), ઋણ અને વૃદ્ધિ (વ્યાજ), દાસ(ગુલામ), ભૃતક (ભાડૂતી નોકર), વિક્રય (વેચાણ) અને ક્રય (ખરીદ), ચોરી, લૂંટ, વાચિક કે શારીરિક પારુષ્ય (કઠોર વર્તાવ), દ્યૂત ઇત્યાદિને લગતા અપરાધોના આરોપોની તપાસ થતી ને અપરાધીને મુકરર કરેલા નિયમો મુજબ દંડ વગેરેની સજા થતી. કંટકશોધન(ફોજદારી આરોપ)નો ન્યાય ત્રણ ત્રણ પ્રદેષ્ટા અમાત્ય કરતા. એમાં કારુ (કારીગર), વૈદેહક (વેપારી), દૈવી આપત્તિઓ, ગૂઢાજીવી (શકમંદ), માણવ (ગુનેગાર), મારામારી, ખૂન, બળાત્કાર

વગેરેને લગતા આરોપોની તપાસ થતી. દરેક મુકદ્દમામાં ફરિયાદ, નિવેદન, સાક્ષી, તપાસ, ઊલટ-તપાસ, પુરાવા વગેરે પદ્ધતિ અપનાવાતી. નાનામોટા ગુના માટે અર્થદંડ, બંધન (કેદ), અંગચ્છેદ, નિર્વાસન અને મૃત્યુદંડ જેવી નાનીમોટી સજા થતી. મેગસ્થનીસ નોંધે છે કે મૌર્ય રાજ્યમાં દંડનું ધોરણ ઘણું કડક હતું ને એથી ગુના ઘણા ઓછા થતા. અશોકે દંડની બાબતમાં આ ધોરણ હળવું કરવા ભલામણ કરી છે.

આંતરિક શાંતિ અને સલામતી માટે રક્ષી (પોલીસ) અને ગુપ્તચર (જાસૂસ) રાખવામાં આવતા. અમાત્યોના ચારિત્ર્યની પરીક્ષા, માથાભારે અમાત્યોનો નિકાલ, રાજકોષની તાત્કાલિક વૃદ્ધિ, શકમંદ સ્ત્રીપુરુષોની તપાસ, શત્રુઓની હિલચાલ વિશેની તપાસ, શત્રુઓમાં ફાટફૂટ વગેરે ગૂઢ અને ગંભીર કાર્યોમાં ગુપ્તચરોની કામગીરી ઘણી કામયાબ નીવડતી. કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં એ કામગીરી માટે ઘણાં સલાહસૂચન આપવામાં આવ્યાં છે. જાસૂસખાતાનું સંચાલન કરવામાં ચાણક્ય કેવી અદ્ભુત આવડત ધરાવતો એનું આબેહૂબ નિરૂપણ 'મુદ્રારાક્ષસ' નાટકમાં જોવા મળે છે.

રાજા, અમાત્ય, જનપદ, દુર્ગ, કોશ, દંડ અને મિત્રો એ સાત રાજ્યનાં મુખ્ય અંગ ગણાતાં.

આંતર-રાજ્ય સંબંધોમાં મિત્રો અને અમિત્રો(શત્રુઓ)નું ખાસ ધ્યાન રાખવામાં આવતું. વિજિગીષા(જીતવાની ઇચ્છા)એ રાજાનો ઇષ્ટ ગુણ ગણાતો. વિજિગીષુની અપેક્ષાએ એની આગળનો પડોશી રાજા કુદરતી અરિ (શત્રુ) ગણાતો, જ્યારે એની પછીનો રાજા મિત્ર ગણાતો. એની પછીના રાજા અનુક્રમે અરિ-મિત્ર, મિત્ર-મિત્ર અને અરિ-મિત્ર-મિત્ર ગણાતા. એવી રીતે પાછળના રાજા અનુક્રમે પાર્ષ્ણિગ્રાહ (પાછળનો અરિ), આક્રન્દ (પાછળનો મિત્ર), પાર્ષ્ણિગ્રાહ-આસાર (પાર્ષ્ણિગ્રાહનો મિત્ર) અને આક્રન્દ-આસાર (આક્રન્દનો મિત્ર) ગણાતા. વિજિગીષુ અને અરિની વચ્ચે આવેલા રાજા મધ્યમ ગણાતા, જ્યારે એ ત્રણેયની બહાર રહેલા રાજા ઉદાસીન ગણાતા. આ રીતનું બાર પ્રકારના રાજાઓનું મંડલ ગણાતું. એમાં સત્તાની સમતુલા જાળવી રાખવા માટે તેમજ અનુકૂળ તક હોય તો વિજિગીષા પાર પાડવા માટે વિદેશ-નીતિમાં સતત અને સક્રિય ધ્યાન રાખવું પડતું. વિદેશ-રાજ્યો સાથેના સંબંધ છ પ્રકારના ગણાતા : સંધિ (સુલેહ), વિગ્રહ (યુદ્ધ), આસન (ઉપેક્ષા), યાન (યુદ્ધની તૈયારી), સંશ્રય (બીજા મહાન રાજ્યનો આશ્રય), અને દ્વૈધીભાવ (એક રાજ્ય સાથે સંધિ અને અન્ય રાજ્ય

સાથે વિગ્રહની બેવડી નીતિ) પોતાના અને અન્યના બલાબલનો તેમ જ સંયોગોનો પૂરતો વિચાર કરીને આમાંના દરેક પ્રકારનો નિર્ણય લેવાતો.

કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં સાંગ્રામિક(યુદ્ધકર્મ)ને લગતા અધિકરણમાં સ્કંધાવાર (છાવણી), પ્રયાણ (કૂચ), યુદ્ધભૂમિ, વ્યૂહ-રચના, યુદ્ધકર્મ ઇત્યાદિ વિશે વિગતવાર સૂચનાઓ આપેલી છે. છેવટમાં અધર્મિષ્ઠ શત્રુઓ સામે પ્રયોજવાના તરેહતરેહના પ્રયોગોનીય ભલામણ કરી છે, જેમાં ભૈષજ્ય (ઓસડ) અને મંત્રના અનેક અદ્ભુત પ્રયોગ જણાવવામાં આવ્યા છે.

પદાતિદળ, અશ્વદળ, ગજદળ અને રથદળ એ સેનાનાં ચાર મુખ્ય અંગ ગણાતાં. ચંદ્રગુપ્તની સેનામાં ૬ લાખ પદાતિ, ૩૦ હજાર અશ્વ, ૯ હજાર ગજ અને પ્રાયઃ ૮ હજાર રથ હતા. યુદ્ધગજ પર મહાવત ઉપરાંત ત્રણ ધનુર્ધારી સૈનિક રહેતા ને યુદ્ધરથમાં સારથિ ઉપરાંત બે સૈનિક રહેતા. એ ગણતરીએ ચંદ્રગુપ્તના ગજદલમાં ૩૬ હજાર અને રથદલમાં ૨૪ હજાર સૈનિક ગણાય. આ હિસાબે એની ચતુરંગ સેનાના સૈનિકોની કુલ સંખ્યા ૬ લાખ ૯૦ હજારની થાય. આ ઉપરાંત ઓછા વરસાદવાળા પ્રદેશ માટે ગધેડાં, ઊંટ અને ખચ્ચરનાં દળ રખાતાં તેમજ નૌકાયુદ્ધ માટે નૌકાદળ પણ રખાતું. વળી, સેનાની સાથે કોઠારીઓ, વૈદ્યો, ભાટચારણો, ગુપ્તચરો, વાદકો, મજૂરો વગેરે અન્ય અનેકવિધ માણસોનો કાફલો પણ રહેતો. મેગસ્થનીસની નોંધ મુજબ સેનાનું નિયમન ૩૦ સભ્યોના મંડળને હસ્તક હતું. એ પાંચ-પાંચ સભ્યોની છ સમિતિઓરૂપે કામ કરતું. એ સમિતિઓ (૧) પદાતિદળ, (૨) અશ્વદળ, (૩) રથદળ, (૪) ગજદળ, (૫) નૌકાદળ અને (૬) આનુષંગિક સેવાદળના કામની દેખરેખ રાખતી.

પદાતિ-સૈન્યના છ પ્રકાર ગણાતા : મૌલ (મૂળ અને કાયમી), ભૃત (ભાડૂતી -કામચલાઉ), શ્રેણીનું, મિત્રનું, અમિત્ર(શત્રુ)નું અને અટવી (જંગલ)નું. લડાયક કોમો સંઘરૂપે સંગઠિત હોતી; તેમાંના અનુકૂળ સંઘોને સામ અને દાન વડે મદદમાં લેવાતા ને પ્રતિકૂળ સંઘોને ભેદ અને દંડ વડે વશ કરાતા. સેનાના નાના એકમમાં ૧૦ રથ, ૧૦ ગજ, ૫૦ અશ્વ અને ૨૦૦ પદાતિનો સમાવેશ થતો ને એનો ઉપરી 'પદિક' કહેવાતો. દસ પદિકોનો ઉપરી 'સેનાપતિ' અને દસ સેનાપતિઓનો ઉપરી 'નાયક' કહેવાતો. વડો સેનાપતિ રાજ્યના સહુથી મોટા અધિકારીઓમાં સ્થાન ધરાવતો.

સંરક્ષણ અને વિજિગીષા માટે સેના ઉપરાંત દુર્ગો અને આયુધોની પણ ભારે જરૂર ગણાતી. જનપદની સીમા પર ચારે દિશામાં દુર્ગ કરાતા. નદીદુર્ગ

અને પર્વતદુર્ગ જનપદના સંરક્ષણ માટે અને રણ તથા વનમાં રહેલા દુર્ગ સંકટ સમયે પલાયન થવા માટે કામ લાગતા. જનપદનાં મુખ્ય નગરોને પણ દુર્ગ-રક્ષિત કરાતાં. દુર્ગના કોટ, દરવાજા, ખાઈઓ તથા એની અંદરના વિભાગો માટે 'અર્થશાસ્ત્ર'માં વિગતવાર સૂચન આપેલાં છે.

આયુધાગારનો અધ્યક્ષ વિવિધ આયુધો તથા સાંગ્રામિક યંત્રો, આવરણો અને ઉપકરણોનો પ્રબંધ કરતો. સાંગ્રામિક યંત્રો બે પ્રકારનાં હતાં : સ્થિત અને ચલ. આયુધો તીક્ષ્ણ અણીવાળાં કે તીક્ષ્ણ ધારવાળાં હોતાં; જેમ કે ભાલો, બાણ, તરવાર, ફરસી વગેરે. આવરણમાં બખતર-ટોપ વગેરેનો સમાવેશ થતો. ઉપકરણોમાં હસ્તી, રથ અને અશ્વને લગતાં ઉપકરણ અભિપ્રેત છે.

આમ 'અર્થશાસ્ત્ર'માં રાજ્યતંત્રનાં વિવિધ પાસાં વિશે વિપુલ માહિતી આપેલી છે.

અશોકના અભિલેખોમાં (મંત્રી-)પરિષદ, મહામાત્રો, યુક્તો, પ્રાદેશિકો, રજ્જુકો વગેરેનો ઉલ્લેખ આવે છે.

### શિલ્પ અને સ્થાપત્ય

'અર્થશાસ્ત્ર'માં નગરો અને દુર્ગોના સ્થાપત્ય વિશે ઠીકઠીક ઉલ્લેખ આવે છે. મેગસ્થનીસે ચન્દ્રગુપ્તના સમયના પાટલિપુત્રનું વર્ણન કર્યું છે. એ નગર ગંગા અને શોણ નદીના સંગમ પાસે વસ્યું હતું. એનો આકાર લંબચોરસ હતો. એની લંબાઈ ૧૫ કિ.મી. જેટલી અને પહોળાઈ ૨.૭ કિ.મી. જેટલી હતી. એને ફરતો લાકડાનો ભારે કોટ હતો. એને ૬૪ દરવાજા અને ૫૭૦ બુરજ હતા. વચ્ચે વચ્ચે નિશાન તાકવાનાં બાકાં હતાં. એને ફરતી ખાઈ હતી, જે ૧૮૩ મીટર પહોળી અને ૧૮ મીટર ઊંડી હતી. દૂર દૂરના પ્રદેશોનાં નગરોને જોડતી મોટી સડકો હતી. એમાં દર કોશે માર્ગ તથા અંતર સૂચવતા પથ્થર ખોડાતા ને એની બંને બાજુએ વૃક્ષ રોપાતાં. પાટલિપુત્રમાં આવેલો ચંદ્રગુપ્તનો રાજપ્રાસાદ ઈરાન અને એલમનાં પાટનગરોના રાજમહેલોની સ્પર્ધા કરે તેવો હતો. અશોકના સમયના પ્રાચીન (૪થી સદી) મહેલની ભવ્યતા જોઈ ફા-હ્યાન વિસ્મયચકિત થયો હતો. પટના પાસે થયેલા ખોદકામમાં પાટલિપુત્રના કાષ્ઠદુર્ગના તથા અશોકના પ્રાસાદના અવશેષ મળ્યા છે. પ્રાસાદના અવશેષોમાં પાષાણના સ્તંભોવાળા એક વિશાળ ખંડનો સમાવેશ થાય છે. અશોકે શ્રીનગર આદિ અમુક નગર વસાવ્યાં ગણાય છે.

બૌદ્ધ અનુશ્રુતિ નોંધે છે કે અશોકે ભગવાન બુદ્ધના મૂળ આઠ સ્તૂપ ખોલાવીને એની અંદર રહેલા પવિત્ર અવશેષોનું વિપુલ પ્રમાણમાં વિભાજન કરી સમગ્ર

દેશમાં કુલ ૮૪ હજાર સ્તૂપ બંધાવેલા. ચીની પ્રવાસી યુઅન શ્વાંગે (૭મી સદી) તક્ષશિલા, મથુરા, કનોજ, પ્રયાગ, કૌશાંબી, શ્રાવસ્તી, કપિલવસ્તુ, કુશિનગર, વૈશાલી, ગયા, તામ્રલિપ્તિ ઇત્યાદિ અનેક સ્થળોએ અશોકના બંધાવેલા સ્તૂપ જોયા હોવાનું નોંધ્યું છે. અશોકે ભગવાન બુદ્ધના જન્મસ્થાન લુમ્બિની(નેપાલ)ના સ્તૂપની યાત્રા કરેલી અને એની નજીકમાં આવેલા કનકમુનિના સ્તૂપને મોટો કરાવેલો એવું એના અભિલેખોમાં લખેલું છે. ઉપલબ્ધ અવશેષોમાં સારનાથ, સાંચી, બૈરાટ, ભરહુત અને તક્ષશિલાનાં પ્રાચીન ખંડેરોમાં અશોકના સમયના સ્તૂપ મળ્યા છે. એ ઈંટેરી છે.

ભગવાન બુદ્ધ કે અન્ય કોઈ ધર્મવિભૂતિનાં અસ્થિ પર જે સ્મારક ચણવામાં આવતું તેને સ્તૂપ કહે છે. (જુઓ આકૃતિ ૮.) તેના મુખ્ય ભાગને 'અંડ' કહે છે. એનો આકાર ગોળાર્ધનો હોય છે. ચણીતી વખતે પવિત્ર અસ્થિનું પાત્ર એની મધ્યમાં ગોઠવેલું હોય છે. એની ટોચ પર માનસૂચક છત્ર હોય છે. છત્રયષ્ટિને ફરતો કઠેડો હોય છે, તેને 'હર્મિકા' કહે છે. સ્તૂપના પીઠને ફરતી વંડી હોય છે, તેને 'વેદિકા' કહે છે. પીઠ અને વેદિકાની વચ્ચે પ્રદક્ષિણા-પથ હોય છે. શરૂઆતમાં ભગવાન બુદ્ધની મૂર્તિરૂપે પૂજા થતી નહોતી ત્યારે આવા સ્તૂપ ચૈત્ય તરીકે પૂજાપાત્ર ગણાતા.

પ્રવ્રજિતોને રહેવા માટે વસ્તીની બહાર વિહાર બંધાતા. કેટલીક વાર આવા વિહાર ડુંગરોમાં કોચીને તૈયાર કરવામાં આવતા. ગયા જિલ્લામાં આવેલ બરાબર ડુંગરમાં મૌર્ય અશોકે અને નાગર્જુની ડુંગરમાં મૌર્ય દશરથે તૈયાર કરાવેલ આવા ગુહાશ્રય આવેલા છે, જે આજીવિક સંપ્રદાયના સાધુઓને અર્પણ કરવામાં આવ્યા હતા.

મૌર્યકાલીન શિલ્પકલાના ઉત્તમ નમૂના અશોકે કરાવેલા શિલાસ્તંભોમાં નજરે પડે છે. અશોકે આવા ત્રીસેક સ્તંભ કરાવ્યા હતા ને એને જુદાજુદા પ્રદેશોમાં સ્થાપ્યા હતા. આ સ્તંભ પર એના ધર્મ-લેખ કોતરાતા. આ સ્તંભ (આકૃતિ ૯ અ) બે ભાગમાં ઘડાયા છે. એનો મુખ્ય ભાગ (દંડ) એક જ શિલામાંથી ઘડાયો હોઈ 'એકશિલામય' કહેવાય છે. એ ગોળ ઘાટનો હોય છે. એ નવેક મીટર ઊંચો અને એના પાયાનો વ્યાસ લગભગ એક મીટર હોય છે. નીચેથી ઉપર જતાં એનો પરિઘ ધીમે ધીમે સહેજ નાનો થતો જાય છે. એના પર એવી સુંદર પૉલિશ કરેલી હોય છે કે હાલ પણ એ જાણે ધાતુનો હોય એવો લાગે છે. અશોકના સમયનાં કેટલાંક સ્થળોનું મહત્ત્વ સમય જતાં લુપ્ત થતાં, ફીરોઝશાહ તગલકના વખતમાં (૧૪ મી સદીમાં) એમાંનાં બે સ્થળોના




આકૃતિ ૮ બૌદ્ધ સ્તૂપ (સ્થાપત્યકીય સ્વરૂપ)

સ્તંભોને દિલ્હી અને એક સ્થળના સ્તંભને અલાહાબાદ ખસેડવામાં આવેલ. આ ઘટનાના વિગતવાર નિરૂપણ પરથી આવા મોટા વજનદાર શિલાસ્તંભ ખસેડવામાં અને ઊભા કરવામાં કેટલી ભારે જહેમત ઉઠાવવી પડે ને કેટલી ભારે કાળજી રાખવી પડે તેનો આબેહૂબ ખ્યાલ આવે છે.

સ્તંભનો બીજો ભાગ તે તેનું શીર્ષ (સરું) છે, જેને દંડ સાથે તાંબાના અંકોડા વડે જોડતા. શિલ્પકલાનું કૌશલ સ્તંભશીર્ષ(શિરાવટી)ની કોતરણીમાં પૂર્ણકલાએ ખીલી ઊઠે છે. એનાં ત્રણચાર અંગ હોય છે. સહુથી નીચલું અંગ અનેકાનેક પાંખડીઓવાળા ઊંધા કમળના ઘાટનું હોય છે.[1] પદ્માકાર અંગની ઉપર કંઠનો ગોળ ઘાટ અને એની ઉપર વૃત્તાકાર કે ચોરસ ફલક હોય છે. એની ઊભી પટ્ટી પર ધર્મચક્ર, પશુઓ, પંખીઓ, ફૂલવેલ વગેરેની આવૃત્તિઓ કાઢેલી હોય છે. ફલકની ઉપર એકેક કે ચાર પશુઓનાં પૂતળાં હોય છે. એમાં સિંહ, હસ્તી, અશ્વ અને વૃષભની મનોહર શિલ્પકૃતિઓ નજરે પડે છે. વારાણસી પાસે આવેલા સારનાથનું સ્તંભ-શીર્ષ બે મીટર ઊંચું છે. એના ફલક પર એકાંતરે ચોવીસ આરાવાળું એકેક ધર્મચક્ર અને દર બબ્બે ચક્રની વચ્ચે ઉપર જણાવેલ એકેક પશુ એવી કુલ ચારચાર આકૃતિ ઉપસાવેલી છે. ફલકની ઉપર ચાર બાજુએ મુખ રાખીને ઊભેલા ચાર સિંહના અગ્રભાગ નજરે પડે છે. સારનાથના અશોક-સ્તંભનું આ સિંહ-શીર્ષ (આકૃતિ ૯ આ) વર્તમાન ભારતના રાષ્ટ્રપ્રતીક તરીકે પસંદ થયેલું હોઈ સુપ્રસિદ્ધ છે. મૂળ સ્તંભ-શીર્ષમાં આ ચાર સિંહોના મસ્તક ઉપર બત્રીસ આરાવાળું એક મોટું ધર્મ-ચક્ર ટકવેલું હતું, જેના ભાગેલા ટુકડા ત્યાંના મ્યુઝિયમમાં મોજૂદ છે. અહીં ચક્ર એ સ્પષ્ટતઃ ધર્મનું પ્રતીક છે, સિંહ એ શાક્યસિંહ બુદ્ધનું પ્રતીક છે ને ચાર પશુઓ એ ચાર દિશાઓનાં પ્રતીક છે. આ પરથી આ સ્તંભ-શીર્ષ સારનાથમાં ભગવાન બુદ્ધે પ્રવર્તાવેલું ધર્મચક્ર ચારે દિશાઓમાં પ્રવર્તમાન રહો એવી ભાવના વ્યક્ત કરે છે. સિંહોના ઘાટ ઘાટીલા અને સપ્રમાણ છે ને એના સૌમ્ય છતાં સુરેખ ઘાટમાં મૃગેન્દ્રની છટા વ્યક્ત થાય છે. સારનાથના સ્તભં-શીર્ષમાંની આ શિલ્પકૃતિઓ જગતનાં પ્રાચીન પશુશિલ્પોમાં ગણનાપાત્ર ગણાય છે.

ચંદ્રગુપ્તના સમયમાં સુરાષ્ટ્ર(સૌરાષ્ટ્ર)ના પાટનગર ગિરિનગર (જૂનાગઢ) પાસે બંધ બાંધીને સુદર્શન નામે સુંદર જળાશય બંધાયું હતું ને અશોકના સમયમાં એમાંથી નહેરો કાઢવામાં આવી હતી. હાલ એ જળાશય નામશેષ છે.

---

૧. પશ્ચિમના કલા-વિવેચકોએ એને ઘંટાકાર તરીકે વર્ણવેલ છે.

આમ, મૌર્યકાલ દરમ્યાન ભારતમાં સ્થાપત્ય અને શિલ્પની કલાનો સારો વિકાસ સધાયો.

## ભાષા અને લિપિ

કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' સંસ્કૃત ભાષામાં લખાયેલું છે, જ્યારે અશોકના અભિલેખ પાલિને મળતી પ્રાકૃત ભાષામાં લખાયા છે. એમાં પૂર્વ ભારતના મગધ દેશની નહિ, પણ ઉત્તર ભારતના મધ્યદેશની ભાષાને પાયારૂપ ગણવામાં આવી હોય એવું લાગે છે. જુદાજુદા પ્રદેશોમાં કોતરાયેલી એની પ્રતિઓમાં સ્થાનિક બોલીઓ પ્રયોજાયેલી છે.[1] ઉત્તર પ્રદેશથી માંડીને કર્ણાટક સુધીના તેમજ ગુજરાતથી માંડીને ઓરિસા સુધીના પ્રદેશોમાં એ લેખ બ્રાહ્મી લિપિમાં કોતરાયેલા છે. બ્રાહ્મી ( આકૃતિ ૧૦ ) એ મૌર્યકાલની રાષ્ટ્રલિપિ હતી ને દેવનાગરી, બંગાળી, શારદા, ગુજરાતી, તેલુગુ, તમિળ વગેરે અર્વાચીન લિપિઓ એ પ્રાચીન બ્રાહ્મી લિપિનાં જ ભિન્નભિન્ન વર્તમાન પ્રાદેશિક રૂપાંતર છે.[2]

પેશાવર (પાકિસ્તાન) પાસે આવેલાં બે સ્થળોએ આ લેખ ખરોષ્ઠી નામે એક બીજી લિપિમાં કોતરાયા છે. એ લિપિ ઈરાની સામ્રાજ્યના શાસન સમયે ત્યાં વપરાતી આરામી લિપિમાંથી ઘડાઈ હતી ને એ શાસન નીચેના વાયવ્ય ભારતમાં વપરાતી હતી. એ પ્રદેશમાં એ લિપિ મૌર્યકાલ દરમ્યાન પણ પ્રચલિત રહી હતી.

---

૧. દા. ત.,

इयं धंमलिपी देवानं प्रियेन प्रियदसिना राञा लेखापिता । इध न किंचि जीवं आरभित्पा प्रजूहितव्यं । न च समाजो कतव्यो । बहुकं हि दोसं समाजम्हि पसति देवानं प्रियो प्रियदसि राजा । अस्ति पि तु एकचा समाजा साधुमता देवानं प्रियस प्रियदसिनो राञो । पुरा महानसम्हि देवानं प्रियस प्रियदसिनो राञो अनुदिवसं बहूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय । से अज यदा अयं धंमलिपी लिखिता ती एव प्राणा आरभरे सुपाथाय द्वो मोरा एको मगो । सो पि मगो न ध्रुवो । एते पि त्री प्राणा पछा न आरभिसरे ।

( આ ધર્મલેખ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ લખાવ્યો છે. અહીં કોઈ જીવને મારીને હોમવાનો નથી, ને મેળાવડો કરવાનો નથી, કેમ કે દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા મેળાવડામાં બહુ દોષ જુએ છે. પરંતુ કેટલાક મેળાવડા એવા છે જેને દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ સારા માન્યા છે. અગાઉ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના રસોડામાં રોજ બહુ લાખો પ્રાણીઓને આહાર માટે મારવામાં આવતાં. તે આજે જ્યારે આ ધર્મલેખ લખાયો છે ત્યારે આહાર માટે

કંદહાર (અફઘાનિસ્તાન) આસપાસ આવેલા યવન પ્રદેશમાં અશોકના લેખ આરામી ભાષા અને આરામી લિપિમાં તેમજ યુનાની (ગ્રીક) ભાષા અને યુનાની લિપિમાં મળ્યા છે.

પ્રાકૃત ભાષાઓમાં માગધી, શૌરસેની અને મહારાષ્ટ્રી પ્રાકૃત ખીલી લાગે છે.

अ इ उ ए ओ क ख ग घ च छ ज झ ञ

ट ठ ड ढ ण त थ द ध न प फ ब भ म य र

ल व श ष स ह का कि की कु कू के कै को कौ कं

આકૃતિ ૧૦ : બ્રાહ્મી લિપિના અક્ષર અને તેઓનું દેવનાગરી રૂપાંતર

## વિદ્યા અને સાહિત્ય

કૌટિલ્યે ચાર વિદ્યાઓ ગણાવી છે—આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ. આન્વીક્ષિકીમાં સાંખ્ય, યોગ અને લોકાયત મતનાં દર્શન (તત્ત્વદર્શન) ગણાતાં. હાલ જે વિવિધ દર્શનોના સૂત્રગ્રંથ ઉપલબ્ધ છે તે પૈકી બહુ તો વૈશેષિક અને ન્યાય દર્શનનાં સૂત્ર આ કાલ દરમ્યાન રચાયાં ગણાય છે; બીજાં દર્શનોનાં વર્તમાન સૂત્રોની રચના ઘણી મોડી થઈ લાગે છે. ત્રયી એટલે ત્રણ વેદ પણ હવે અથર્વવેદ, ઇતિહાસવેદ અને છ વેદાંગોનીય ગણના થતી હતી. વાર્તા એટલે કૃષિ, પશુપાલન અને વાણિજ્ય, જે એ કાલના મુખ્ય ધંધા હતા. દંડનીતિનું નિરૂપણ કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં થયેલું છે. એમાં એ વિષયના કેટલાક અગાઉના સંપ્રદાયો તથા લેખકોના મત પણ આપેલા છે. આ ચારેય વિદ્યાઓ ઉપનયન સંસ્કાર પછી શીખવાતી. એ અગાઉ ચૌલકર્મ પછી લિપિ (લેખન-વાચન) અને સંખ્યાન-(ગણિત)નું શિક્ષણ અપાતું.

ભાષામાં પાણિનિના સમયના કેટલાક પ્રયોગ લુપ્ત થતા હતા ને કેટલાક નવા પ્રયોગ રૂઢ થતા હતા. આથી પાણિનિના સૂત્રગ્રંથમાં કેટલાક સુધારાવધારા કરવાની જરૂર પડી. આ કામ કાત્યાયને પાણિનિ-સૂત્રોની પુરવણીરૂપે વાર્તિકો લખીને પાર પાડ્યું. એનો સમય ઈ. પૂ. ૩ જા સૈકામાં અંકાયો છે.

**રામાયણ** અને **મહાભારત** એ અનુવેદકાલીન હિંદુધર્મના સહુથી પ્રાચીન અને લોકપ્રિય ધર્મગ્રંથ છે. સામાન્યતઃ 'રામાયણ' રામના સમકાલીન વાલ્મીકિએ અને 'મહાભારત' પાંડવોના સમકાલીન વ્યાસે રચ્યું મનાય છે, પરંતુ હાલ જે સ્વરૂપમાં તે ગ્રંથો ઉપલબ્ધ છે, તે સ્વરૂપની રચના ઘણી મોડી થઈ હોવાનું માલૂમ પડ્યું છે. ભાષાની દૃષ્ટિએ તપાસીએ, તો હાલના મહાભારતમાં કેટલાક આર્ષ પ્રયોગોનો સમાવેશ રહેલો છે, જ્યારે હાલનું રામાયણ સંપૂર્ણતઃ શિષ્ટ સંસ્કૃત ભાષામાં રચાયેલું છે. આથી હાલના મહાભારતની રચના હાલના

---

ત્રણ જ પ્રાણીઓ મારવામાં આવે છે—બે મોર, એક હરણ. તે હરણ પણ હંમેશાં નહિ. આ ત્રણ પ્રાણીઓને પણ પછી મારવામાં આવશે નહિ.)

૨. અશોકના સમયમાં સર્વ પ્રદેશોમાં બ્રાહ્મીનું સ્વરૂપ એકસરખું હતું. આગળ જતાં જુદાજુદા પ્રદેશોમાં એનાં જુદીજુદી જાતનાં રૂપાંતર થતાં ગયાં. શિરોરેખા પણ પછી પ્રયોજાઈ. હાલ તો અશોકકાલીન બ્રાહ્મીની વર્ણમાલામાં માત્ર ઢનો મરોડ યથાવત્ રહ્યો છે! જુદાજુદા સમયના અભિલેખો પરથી દરેક અક્ષરનાં તે તે પ્રદેશમાં થયેલાં ક્રમિક રૂપાંતર જાણવા મળે છે.

રામાયણની રચના કરતાં વહેલી શરૂ થઈ હોવાનું નિશ્ચિત છે. પરંતુ હાલનું મહાભારત એ કોઈ એક વ્યક્તિની કે કોઈ એક સમયની કૃતિ નથી. હાલનું 'મહાભારત' તો વૈશંપાયનના 'ભારત' પરથી સૂત પૌરાણિકે વિસ્તારેલું મનાય છે ને વૈશંપાયનનું 'ભારત' એ વ્યાસના 'જય' પરથી વિસ્તારેલું ગણાય છે. હાલ એમાં 'જય' અને 'ભારત'ના પ્રાચીન અંશ પૂરેપૂરા જુદા તારવવા મુશ્કેલ છે, પરંતુ હાલના 'મહાભારત'ની રચના અનેક શતકો દરમ્યાન થઈ લાગે છે. એના પ્રાચીનતમ અંશ ઈ. પૂ. ૪ થા સૈકામાં રચાયા હોય, જ્યારે એના સહુથી ઉત્તરકાલીન અંશ ઈસ્વી ૪ થા સૈકા સુધીના હોય એવું જણાય છે. એવી રીતે હાલના 'રામાયણ'માં પણ રચનાકાલનો લાંબો પટ નજરે પડે છે. એની રચના ઈ. પૂ. ૩ જા કે ૨ જા સૈકામાં શરૂ થઈ હોય અને ઈસ્વી ૨ જા સૈકાના અંત સુધી ચાલી હોય એવું જણાય છે. આમ 'મહાભારત' અને 'રામાયણ'ના મૂળ મુખ્ય અંશોની રચના મૌર્યકાલ દરમ્યાન થઈ ગણાય. આ મૂળ કાવ્યોનો મુખ્ય વિષય યુદ્ધવિજય હોવાનું અને એનું નિરૂપણ વીરરસ-પ્રધાન હોવાનું માલૂમ પડે છે. રામ અને કૃષ્ણ પોતાના કાલ દરમ્યાન મહાન વીર-પુરુષો તરીકે આદરપાત્ર બન્યા હશે, પરંતુ સમય જતાં તેઓ વિષ્ણુના અવતારરૂપે દેવ તરીકે આરાધાયા. આ ભક્તિભાવનો કંઈક આરંભ આ કાલ સુધીમાં થઈ ગયેલો માલૂમ પડે છે. છતાં એનો ભારે વિકાસ તો પછીના કાલમાં થવા પામે છે.

## ધાર્મિક સ્થિતિ

આ કાલમાં વૈષ્ણવ, શૈવ, બૌદ્ધ અને જૈન ધર્મ-સંપ્રદાયોનો સ્પષ્ટ વિકાસ નજરે પડે છે.

વાસુદેવની આરાધનાનો ઉલ્લેખ પાણિનિના ગ્રંથમાં આવે છે. મેગસ્થનીસ નોંધે છે કે શૌરસેન (શૂરસેન પ્રદેશના) લોકો હરિ (વાસુદેવ કૃષ્ણ) તરફ ભારે આદરભાવ ધરાવતા. વાસુદેવ કૃષ્ણને હવે ભગવાન વિષ્ણુનો માનવ-અવતાર માનતા. ભગવત્ વાસુદેવને ઇષ્ટદેવ માનનારો ધર્મસંપ્રદાય ભાગવત કે વાસુદેવ સંપ્રદાય તરીકે જાણીતો થયો. મહાભારતના ભીષ્મપર્વની અન્તર્ગત ભગવદ્ગીતામાં કર્મયોગની સાથે સાથે વાસુદેવ-ભક્તિનો મહિમા પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. એ ઉપપર્વ હિંદુ ધર્મના ગ્રંથોમાં ઘણા લોકપ્રિય તથા મહત્ત્વના નાના અલગ ગ્રંથ તરીકે ભારે મહિમા ધરાવે છે. ભાગવત (વૈષ્ણવ) સંપ્રદાયના પ્રાચીન સાહિત્યમાં એ એક પ્રાચીન માર્ગસૂચક સ્તંભ સમાન છે. વેદધર્મમાં વિષ્ણુ એ સૂર્યદેવના એક સ્વરૂપ તરીકે દેખા દે છે ને ભગવદ્ગીતામાં પણ આ

સંપ્રદાયની ઉત્પત્તિ વિવસ્વાન (સૂર્ય) સાથે સાંકળવામાં આવી છે. એમાં નિરૂપેલા નિષ્કામ કર્મયોગની વિચારશ્રેણીનાં મૂળ અમુક ઉપનિષદોમાં નજરે પડે છે.

વેદકાલીન રુદ્ર-શિવનો મહિમા વધતો જતો હતો. લિંગ-પૂજા સામેનો આર્યોનો અણગમો દૂર થયો હતો ને લિંગને શિવના પ્રતીક તરીકે પૂજવાનું શરૂ થયું હતું. શિવ મહાદેવ-મહેશ્વર ગણાવા લાગ્યા. એમના પશુપતિ-સ્વરૂપમાં પશુ એટલે જીવ એવો પ્રતીકાર્થ લઈ આધ્યાત્મિક અર્થ ઘટાવાયો. શિવ-ભાગવતો એટલે ભગવાન શિવના ઉપાસકોમાં પાશુપત સંપ્રદાયનો આરંભ થયો.

વેદકાલના ઇતર દેવોમાં પ્રજાપતિ બ્રહ્મા તરીકે આરાધાયા, સૂર્યની ઉપાસના ચાલુ રહી, ઉમા-દુર્ગા, શ્રી (લક્ષ્મી) વગેરે દેવીઓ તથા સ્કન્દ (કાર્ત્તિકેય) અને ગણેશ-ગણપતિ-વિનાયક જેવા દેવોની પણ આરાધના થવા લાગી.

બૌદ્ધ સંઘમાં થેરવાદી (સ્થવિરવાદી) અને મહાસંઘિક નામે બે ભિન્ન સંપ્રદાય ફંટાયા હતા. અશોક થેરવાદનો અનુયાયી હતો. થેરવાદીઓનાં પિટક પાલિ ભાષામાં હતાં, જેનો શ્રીલંકામાં પ્રસાર થયો. અશોકે પાટલિપુત્રમાં મોગ્ગલિપુત્ત તિસ્સ નામે આચાર્યના અધ્યક્ષપદે થેરવાદી ભિક્ષુઓની પરિષદ મેળવી. જે ત્રીજી સંગીતિ તરીકે ઓળખાય છે. એમાં ઇતર બૌદ્ધ સંપ્રદાયોના મતોનું ખંડન કરવામાં આવ્યું, જે 'કથાવત્થુ' નામે ગ્રંથમાં સંગૃહીત છે. હવે વિનયપિટક અને સુત્તપિટક ઉપરાંત અભિધમ્મ-પિટક નામે ત્રીજું પિટક (સંગ્રહ) પણ તૈયાર થઈ રહ્યું હતું. આ સંગીતિએ કાશ્મીર, ગંધાર, યવનદેશ, હિમાલય, અપરાન્તક (પશ્ચિમ સરહદ), મહારાષ્ટ્ર, સુવર્ણભૂમિ(બર્મા), લંકા(શ્રીલંકા) વગેરે દેશોમાં જુદાજુદા અગ્રણી ભિક્ષુઓને (થેરવાદ અનુસારના) બૌદ્ધ ધર્મના પ્રસાર માટે મોકલ્યા. અશોકના પુત્ર મહેન્દ્ર હવે જે સ્થવિર ભિક્ષુ હતા તેમણે થેરવાદનો શ્રલંકામાં પ્રસાર કર્યો. પાલિ ત્રિપિટક ત્યાં પ્રચલિત થયાં. આ રીતે અશોકના સમયમાં બૌદ્ધધર્મ દેશવિદેશમાં પ્રસરવા લાગ્યો. શ્રીલંકાના રાજકુલે તથા ત્યાંની પ્રજાએ આ ધર્મમાં સક્રિય રસ લીધો. અશોકના અભિલેખોમાં બૌદ્ધ સંઘમાં તડ પડવાની પ્રવૃત્તિને દાબી દેવાનાં પગલાંનો તથા કનકમુનિ બુદ્ધ તેમ જ શાક્યમુનિ બુદ્ધના સ્તૂપોનો ઉલ્લેખ આવે છે. અશોકના આશ્રયે બૌદ્ધધર્મના પ્રસારને ઘણો વેગ મળ્યો.

જૈન સંઘમાં પણ સાધુઓના આચાર સંબંધી મતભેદ વધતો જતો હતો. જૈન અનુશ્રુતિ અનુસાર ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં ઉત્તર ભારતમાં લાંબો ભારે દુકાળ પડ્યો, ત્યારે કેટલાક સાધુ દક્ષિણ ભારતમાં ચાલ્યા ગયા. એ આપત્કાલમાં ઉત્તર ભારતમાં રહેલા સાધુઓના આચારમાં કેટલીક શિથિલતા

આવી, પરંતુ કેટલાક સાધુઓએ આપત્કાલ પૂરો થયા પછીયે શિથિલાચાર ચાલુ રાખ્યા ને ચુસ્ત આચારવાળા સાધુઓએ એનો વિરોધ કર્યો. અનુકાલીન સંપ્રદાય –ભેદનાં બીજ આ મતભેદમાં વવાયાં. ચંદ્રગુપ્તે ઉત્તરાવસ્થામાં જૈનધર્મની દીક્ષા લીધી મનાય છે. જેમ અશોકના આશ્રયે બૌદ્ધધર્મ ફૂલ્યોફાલ્યો તેમ સંપ્રતિના આશ્રયે જૈનધર્મના પ્રસારમાં ઘણો મોટો ફાળો આપ્યો. જૈનધર્મ હવે કલિંગ ઉપરાંત મથુરા, માળવા, ગુજરાત અને દક્ષિણ ભારતમાં પ્રસર્યો. આગમ ગ્રંથોનું સાહિત્ય ગ્રંથસ્થ કરવાનો પ્રયત્ન ચંદ્રગુપ્તના સમયના દુકાળ પછી ભદ્રબાહુના શિષ્ય સ્થૂલભદ્રે કર્યો, પરંતુ 'પૂર્વ' ગ્રંથો લુપ્ત થવા લાગ્યા. કેટલાક આગમ ગ્રંથો પર પ્રાકૃત ગાથાઓમાં 'નિર્યુક્તિ' (ટીકા) લખાવા લાગી. જિનબિંબ(તીર્થંકર-પ્રતિમા)ની પૂજા નંદવંશના સમયમાં પ્રચલિત હોવાનું માલૂમ પડે છે.

આજીવિક સંપ્રદાય બૌદ્ધ અને જૈન સંપ્રદાયના જેવો એક શ્રમણ–સંપ્રદાય હતો. એનો પ્રવર્તક ગોશાલક મહાવીર સ્વામીનો સમકાલીન અને પ્રતિસ્પર્ધી હતો. રાજા અશોક અને દશરથે આ સંપ્રદાયના સાધુઓને ગુહાશ્રય કરાવી આપેલા, એ પરથી આજીવિક સંપ્રદાય મૌર્યકાલમાંય ઠીકઠીક પ્રચલિત હોવાનું માલૂમ પડે છે.

## સામાજિક સ્થિતિ

ચાર વર્ણ અને ચાર આશ્રમોની સમાજવ્યવસ્થાનો આદર્શ મૌર્ય કાલમાં પ્રચલિત હતો. અધ્યયન, યજન અને દાન એ ત્રણેય દ્વિજવર્ણોના સામાન્ય ધર્મ ગણાતા. અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ (દ્રવ્યગ્રહણ) એ બ્રાહ્મણોના વિશિષ્ટ ધર્મ હતા; યુદ્ધ અને રક્ષણ એ ક્ષત્રિયના અને કૃષિ, પશુપાલન તથા વાણિજ્ય એ વૈશ્યના વિશિષ્ટ ધર્મ હતા. દ્વિજસેવા, કૃષિ–પશુપાલન–વાણિજ્ય, કારુકર્મ અને કુશીલવકર્મ એ શૂદ્રના ધર્મ ગણાતા. મેગસ્થનીસ ભારતમાં પ્રજાના સાત વર્ગો હોવાનું જણાવે છે: દાર્શનિકો, ખેડૂતો, ગોવાળો, કારીગરો, સૈનિકો, ગુપ્તચરો અને રાજપુરુષો આ ધંધાદારી વર્ગો છે. પહેલા વર્ગમાં બ્રાહ્મણો અને શ્રમણોનો સમાવેશ થયો લાગે છે. વ્યવસાય તથા લગ્ન વ્યવહાર માટે વર્ણ-વ્યવસ્થા હવે ચુસ્ત થઈ ગઈ હતી, છતાં એમાં કેટલીક છૂટછાટ પણ પ્રવર્તતી.

સંયુક્ત કુટુંબ અને અનેકપત્નીવિવાહની પ્રથા પ્રચલિત હતી. પૈશાચ, રાક્ષસ, આસુર અને ગાંધર્વ પ્રકારના વિવાહ કરતાં દૈવ, આર્ષ, પ્રાજાપત્ય અને બ્રાહ્મ પ્રકારના વિવાહ સારા ગણાતા. સ્ત્રીધનની જોગવાઈ રખાતી ને સ્ત્રીને એનો પૂરતો લાભ અપાતો. દામ્પત્ય ધર્મ બજાવવા માટે બાર વર્ષની વયે છોકરી અને સોળ વર્ષની વયે છોકરો પુખ્ત વયનો ગણાતો. બેમાંથી એકમાં દ્વેષ જાગે, તો છૂટાછેડા ન મળતા. પરંતુ બંનેને પરસ્પર દ્વેષ થાય, તો છૂટાછેડા મળતા. પતિ લાંબા પ્રવાસે જતાં, પ્રવ્રજ્યા લેતાં કે મૃત્યુ પામતાં સ્ત્રી અમુક માસ પછી પુનર્વિવાહ કરી શકતી; ને અમુક સંયોગોમાં એને નિયોગથી સંતાનોત્પત્તિ કરવાનો અધિકાર મળતો. સ્ત્રીને અમુક વર્ષ સુધી સંતાન ન થાય, પુત્ર ન જન્મે કે પુત્ર જીવે નહિ, તો પુરુષને પુનર્વિવાહ કરવાની છૂટ રહેતી. ક્ષેત્રજ, પૌનર્ભવ,[1] દત્તક વગેરે પ્રકારના પુત્રો કરતાં ઔરસ[2] પુત્રને વિશેષ અધિકાર મળતો. સવર્ણ[3] પત્નીના પુત્રોને ભિન્ન વર્ણની પત્નીના પુત્રો કરતાં વધારે અધિકાર રહેતો. વર્ણાન્તર વિવાહસંબંધોમાં અનુલોમ સંબંધ કરતાં પ્રતિલોમ સંબંધ ખાસ ગર્હ્ય ગણાતા.[4] અમ્બષ્ઠ, નિષાદ, માગધ, વૈદેહક, સૂત વગેરે જાતિઓને અમુક અમુક પ્રકારના વર્ણાન્તર વિવાહોથી ઉત્પન્ન થયેલ મિશ્રવર્ણો તરીકે ઘટાવવામાં આવતી. સામાન્યતઃ પૈતૃક મિલકતનો વારસો પુત્રપૌત્રાદિ વારસોને મળતો. અપુત્રનો વારસો સોદર[5] ભાઈઓને અને પુત્રીઓને મળતો. સ્ત્રીધનનો વારસો પુત્રો તથા પુત્રીઓને અને સંતાન ન હોય તો પતિને મળતો.

ચન્દ્રગુપ્ત મૌર્યના સમયમાં ઈરાનમાં યુદ્ધમાં મૃત્યુ પામેલા એક ભારતીય સેનાપતિ પાછળ એની બંને પત્નીઓ સતી થવા તૈયાર થઈ ત્યારે યુનાની સૈનિકોએ સંતાનવાળી મોટી પત્નીને તેમ કરતાં રોકી અને નાની પત્નીને જ સતી થવા દીધી એવું ડાયોડોરસ નામે યુનાની લેખકે નોંધ્યું છે. એ પરથી સતી થવાનો રિવાજ મૌર્યકાલમાં પ્રચલિત હતો એવું ફલિત થાય છે. પાંડુની પાછળ માદ્રી સતી થઈ હતી એ ઉદાહરણ તો આદ્ય-ઐતિહાસિક કાલ જેટલું પ્રાચીન છે.

---

૧. પુનર્વિવાહ કરેલી સ્ત્રીનો પુત્ર
૨. પતિ-પત્નીનો પોતાનો
૩. એ જ વર્ણની
૪. જેમાં પત્ની પતિના વર્ણ કરતાં ઊતરતા વર્ણની હોય, તે સંબંધ અનુલોમ (સૂલટો) ગણાતો; જેમાં પત્ની પતિના વર્ણ કરતાં ચડિયાતા વર્ણની હોય, તે સંબંધ પ્રતિલોમ (ઊલટો) ગણાતો.
૫. એક પેટના

સમાજમાં સ્ત્રીની સ્થિતિ, પુરુષની સ્થિતિ કરતાં ઊતરતી, છતાં પછીના જમાનાની સરખામણીએ એકંદરે સંતોષકારક હતી. લગ્ન, સ્ત્રીધન, ત્યાગ ઇત્યાદિ બાબતોમાં તેને ઠીકઠીક હક હતા. છૂટાછેડા, પુનર્વિવાહ ઇત્યાદિ બાબતોમાં પણ એને કેટલાક હક હતા. મરજી મુજબ બહાર ફરવાની છૂટ વિશેષતઃ પરિવ્રાજિકા, ભિક્ષુણી અને સાધ્વીને રહેતી. કુટુંબજીવનની ચર્ચામાં સ્ત્રી મહત્વનું સ્થાન ધરાવતી. લગ્ન, જન્મ, પ્રવાસ, માંદગી વગેરે નિમિત્તે થતી માંગલિક ક્રિયાઓમાં સ્ત્રીઓ સ્વાભાવિક રીતે વિશેષ રસ ધરાવતી.

પત્ની તથા સંતાનનું ભરણપોષણ કરવું એ દરેક ગૃહસ્થની ફરજ મનાતી. ઉપરાંત સગીર ભાઈઓ તથા અવિવાહિત તેમ જ વિધવા બહેનોનું ભરણપોષણ કરવાની પણ ફરજ ગણાતી. રાજકુલમાં તથા સમાજમાં ગણિકા અગત્યનું સ્થાન ધરાવતી. એ ગીત વાદ્ય નૃત્ય શુશ્રૂષા ઇત્યાદિ કલાઓનું જ્ઞાન ધરાવતી ને રાજકુલમાં છત્ર, ભૃંગાર ( કલશ ), વ્યજન ( પંખો ) ઇત્યાદિ ધારણ કરવામાં તેમ જ શિબિકા ( પાલખી ), પીઠિકા અને રથમાં હાજર રહેતી. કેટલીક ગણિકાઓ ગુપ્તચર તરીકે કામ કરતી. રાજ્યતંત્રમાં ગણિકાધ્યક્ષ ગણિકા વૃત્તિના નિયમોનું ધ્યાન રાખતો ને ગણિકાએ પોતાની આવકનો અમુક ભાગ રાજ્યને આપવો પડતો.

આર્યોમાં કોઈ દાસભાવ(ગુલામ–દશા)નો ભોગ બનતું નહિ પરંતુ મ્લેચ્છોમાંથી દાસ (ગુલામ) રાખવાનો રિવાજ હતો. 'અર્થશાસ્ત્ર'માં દાસના વિક્રય, વ્યવસાય તથા રક્ષણ અંગેના નિયમ આપ્યા છે.

મૌર્યકાલીન સમાજમાં ખાનપાનનો સારો શોખ હતો. ભોજનના પદાર્થોમાં અન્ન, ફળ, દૂધ અને માંસની વાનગીઓનો સમાવેશ થતો. રાજરસોડાના ભોજન માટે રોજ અનેક પશુપંખીઓની કતલ થતી. અશોકે પશુપંખીઓની હત્યા સામે કેટલાક નિષેધ ફરમાવ્યા. સુરાપાન માટે અનેક પ્રકારની સુરા વેચાતી. સુરા ( દારૂ ) અને સૂના ( કતલખાનું ) માટેના અધ્યક્ષ તે તે ખાતાના નિયમોના પાલનનું ધ્યાન રાખતા.

મૃગયા ( શિકાર ), દ્યૂત ( જુગાર ) વગેરે ઘર બહારનાં આનંદપ્રમોદનાં મુખ્ય સાધન હતાં. નટ, નર્તક, ગાયક, વાદક, મદારી, ચારણ વગેરે ધંધાદારી વર્ગ લોકોનું મનોરંજન કરતા. રથદોડ, ઘોડાદોડ, સાંઢયુદ્ધ, હાથીયુદ્ધ વગેરેના તમાશા પણ થતા. સમાજ (મેળાવડા), વિહારયાત્રા (આનંદપર્યટન), ઉત્સવ, પ્રદર્શન ઇત્યાદિ દ્વારા પણ પ્રજા મનોરંજન મેળવતી. અશોકે મૃગયાદિવાળી વિહારયાત્રા બંધ કરી અને હાનિકારક મેળાવડાની મનાઈ ફરમાવી.

સમકાલીન સામજ વિશે વિદેશી એલચીઓને એકંદરે ઊંચી છાપ પડતી એવું મેગસ્થનીસની નોંધ પરથી માલૂમ પડે છે. એ નોંધે છે કે ભારતીય લોકો સત્ય અને સદાચારનું ઘણું મૂલ્ય આંકે છે, ચાલચલગતમાં સીધા અને મિતવ્યયી રહે છે; ચોરી ઘણી ઓછી થાય છે ને લોકો અદાલતમાં બહુ ઓછા જાય છે. વસ્ત્રાભૂષણમાં એ ઘણો ઠાઠમાઠ કરે છે, યુદ્ધસમયે સૈનિકો સૈનિકો સાથે લડે છે. ખેડૂતોના કામમાં અંતરાય નાખતા નથી. વિદેશીઓ તરફ અહીં ઘણી કાળજી રાખવામાં આવે છે.

## આર્થિક જીવન

જનપદમાં એકબે કોશની સીમવાળાં અને સોથી પાંચસો કુલનાં ગામ વસતાં, જેમાં મુખ્ય વસ્તી ખેડૂતો અને શૂદ્રોની રહેતી. એમાં બ્રાહ્મણોને બ્રહ્મદેય અર્થાત્ દંડકર વિનાની ભૂમિ આપીને વસાવવામાં આવતા. ભૂમિચ્છિદ્ર (ખેડવા લાયક પડતર જમીન) કરમુક્ત ધોરણે ખેડવા અપાતી. અકૃષ્ય ભૂમિ (ખેડાય નહિ તેવી જમીન) ગોચર માટે પડતર રાખવામાં આવતી. કૃષિ(ખેતી)ને લગતા નિયમોનું સીતાધ્યક્ષ (કૃષિ-અધ્યક્ષ) ધ્યાન રાખતો. ખેતીનો મુખ્ય આધાર વરસાદ પર રહેતો. નદીપ્રધાન પ્રદેશોમાં સિંચાઈની જોગવાઈ કરવામાં આવતી. સૌરાષ્ટ્રના ગિરિનગર પાસે નદીઓ આડે બંધ બાંધીને સુદર્શન નામે જળાશય કરવામાં આવ્યું હતું. મેગસ્થનીસ નોંધે છે કે ખેડૂતો સહુથી વધુ સંખ્યા ધરાવે છે ને જમીનના મોટા ભાગમાં સિંચાઈનો પ્રબંધ રહેલો છે, જેથી એક વર્ષની અંદર બે ફસલ લેવાય છે. સિંચાઈ હાથ વડે, ખભા વડે, પવનચક્કી વડે, નદી તળાવ કૂવા વડે તેમજ બંધ અને નહેરો વડે કરવામાં આવતી.

પશુપાલન એ બીજો મહત્ત્વનો વ્યવસાય હતો. ગો (ગાય–બળદ), અશ્વ અને હસ્તી માટે ખાસ અધ્યક્ષ રાખવામાં આવતા.

આકરાધ્યક્ષ કે ખન્યધ્યક્ષ (ખાણનો અધ્યક્ષ) ધાતુઓ તથા કીમતી પથ્થરો, ખનિજો તેમ જ શંખ, મોતી, પરવાળાં વગેરે સમુદ્રોત્પન્ન પદાર્થોના વ્યવસાયની દેખરેખ રાખતો. લવણાધ્યક્ષ લવણ(મીઠું)ના ઉત્પાદન તથા વિક્રયના વ્યવસાયનું સંચાલન કરતો. સોની, કંસારો, લુહાર, ઝવેરી વગેરે કારીગરોના ધાતુ-હુન્નરો પણ ખીલ્યા હતા. ધરતી અને સમુદ્રની જેમ જંગલ પણ દ્રવ્યોત્પાદનનું મહત્ત્વનું સાધન હતું. વસ્ત્ર માટેના સૂતર-કાંતણ તથા વણાટના વ્યવસાયનું સૂત્રાધ્યક્ષ ધ્યાન રાખતો. કપાસ, રેશમ, ઊન, શણ વગેરેનાં મુલાયમ તથા રંગ-બેરંગી વસ્ત્ર તૈયાર થતાં. આ વ્યવસાયમાં વિધવા, અપંગ, કન્યા વગેરે અનેક વર્ગોનું પોષણ થતું. રંગરેજ, દરજી અને ધોબીના

ધંધા પણ ધારાધોરણ પ્રમાણે ચાલતા. સુરા, સૂના, નૌકા વગેરે બીજા પણ અનેક પ્રકારના ધંધા પ્રચલિત હતા.

વેપારવણજનો વ્યવસાય સારી રીતે ખીલેલો હતો. વેચાણ માટેની ચીજ-(પણ્ય)ના વેચાણ પર પણ્યાધ્યક્ષ ધ્યાન રાખતો. નફાખોરી, ભેળસેળ, ખોટાં તાજવાં અને ખોટાં કાટલાં દ્વારા થતી છેતરપીંડી વગેરે સામે એ પૂરતી તકેદારી રાખતો. દેશની અંદર વેપારવણજની સરળતા માટે અનેક સ્થલમાર્ગ તથા જલમાર્ગ કરવામાં આવતા. જળમાર્ગ તથા સમુદ્રમાર્ગે વિદેશો સાથે પણ વેપાર ખેડાતો. એમાં ચીન અને ઈરાન જેવા પડોશી દેશો ઉપરાંત સીરિયા અને ઇજિપ્ત જેવા દૂરના દેશોનો પણ સમાવેશ થતો.

તોલમાપ તથા દેશકાલનાં મુખ્ય કોષ્ઠક નીચે પ્રમાણે હતાં :—

| | |
|---|---|
| ૧૦ ધાન્યમાષ કે ૫ રતી=૧ સુવર્ણમાષ | ૮૮ ગૌર સર્ષપ=૧ રૂપ્ય માષક |
| ૧૬ સુવર્ણમાષ=૧ સુવર્ણ કે કર્ષ | ૧૬ રૂપ્ય માષક=૧ ધરણ |
| ૪ કર્ષ=૧ પલ | |

½, ૧, ૨, ૪, ૮ માષક; ૧, ૨, ૪, ૮ સુવર્ણ તથા ૧૦, ૨૦, ૩૦, ૪૦, ૧૦૦ સુવર્ણનાં લોખંડનાં કે પથ્થરનાં કાટલાં રખાતાં. તુલા (ત્રાજવું) લોહની કે કાષ્ઠની કરાતી.

પૌતવાધ્યક્ષ તોલમાપના આંક પડાવી આપતો ને દર ચાર મહિને એની ચકાસણી કરાવતો.

| | |
|---|---|
| ૨૦૦ પલ=૧ દ્રોણ | ૮ પરમાણુ=૧ વિપ્રુટ (બિંદુ) |
| ૧ દ્રોણ=૪ આઢક | ૮ વિપ્રુટ =૧ લિક્ષા (લીખ) |
| ૧ આઢક=૪ પ્રસ્થ | ૮ લિક્ષા =૧ યૂકા (જૂ) |
| ૧ પ્રસ્થ=૪ કુડુંબ | ૮ યૂકા =૧ યવ (જવ) |
| ૧૬ દ્રોણ=૧ ખારી | ૮ યવ =૧ અંગુલ |
| ૨૦ દ્રોણ=૧ કુંભ | ૪ અંગુલ =૧ ધનુર્ગ્રહ |
| ૧૦ કુંભ=૧ વહ | ૮ અંગુલ =૧ ધનુર્મુષ્ટિ |
| | ૧૨ અંગુલ =૧ વિતાસ્ત (વેંત) |
| | ૨ વિતસ્તિ=૧ અરત્નિ (હસ્ત) |
| | ૪ અરત્નિ =૧ દંડ |

| | | |
|---|---|---|
| ૧૦૮ અંગુલ=૧ ધનુષ | ૨ ત્રુટ=૧ લવ | ૧૫ અહોરાત્ર=૧ પક્ષ |
| ૧૦ દંડ=૧ રજ્જુ | ૨ લવ=૧ નિમેષ | ૨ પક્ષ=૧ માસ |
| ૨૦૦૦ ધનુષ=૧ ગોરુત | ૫ નિમેષ=૧ કાષ્ઠા | ૨ માસ=૧ ઋતુ |
| ૪ ગોરુત=૧ યોજન | ૩૦ કાષ્ઠા=૧ કલા | ૩ ઋતુ=૧ અયન |
| | ૪૦ કલા=૧ નાલિકા | ૨ અયન=૧ સંવત્સર (વર્ષ) |
| | ૨ નાલિકા=૧ મુહૂર્ત | ૫ સંવત્સર=૧ યુગ |
| | ૩૦ મુહૂર્ત=૧ અહોરાત્ર (દિવસ-રાત) | |

સિક્કાઓમાં રાજ્ય સાથેના વ્યવહારમાં કોષપ્રાવેશ્ય સિક્કા વપરાતા. સામાન્ય લેવડદેવડ માટે હરકોઈ વ્યક્તિને તેના સોના-ચાંદીના સિક્કા પાડી આપવામાં આવતા. સિક્કાઓમાં સહુથી પ્રચલિત સિક્કો 'કાર્ષાપણ' હતો, જેને કૌટિલ્ય 'પણ' કહે છે. એને 'ધરણ' કે 'પુરાણ' પણ કહેતા. એ સિક્કો ચાંદીનો હતો. ૧, $\frac{૧}{૨}$, $\frac{૧}{૪}$, અને $\frac{૧}{૮}$ પણના સિક્કા હતા. સોનાના સિક્કાને 'સુવર્ણ' કહેતા. $\frac{૧}{૧૬}$ પણના મૂલ્યનો સિક્કો 'માષ' હતો. $\frac{૧}{૪}$ માષના મૂલ્યના તાંબાના સિક્કાને 'કાકિણી' કહેતા. $\frac{૧}{૨}$ માષ અને $\frac{૧}{૨}$ કાકિણીના પણ સિક્કા પાડવામાં આવતા. સોનાના અને તાંબાના માષ પાંચ-પાંચ રતીભારના ગણાતા, જ્યારે ચાંદીના માષ બે રતીભારના ગણાતા. આથી સુવર્ણનો તોલ ૮૦ રતીભાર, ચાંદીના કાર્ષાપણનો ૩૨ રતીભાર અને તાંબાના માષનો ૫ રતીભાર રહેતો. ૪ સુવર્ણ=૧ નિષ્ક અને ૧૦ પુરાણ=૧ શતમાન ગણાતો.

વ્યાજનો દર ખાતરીવાળા રોકાણમાં ઓછામાં ઓછો ૧૫ ટકા લેવાતો. સામાન્ય વ્યવહારમાં તો માસિક ૫ ટકા લેવાતા. જેમ જોખમ વધારે, તેમ દર ભારે રહેતો. જંગલના વેપાર માટે માસિક ૧૦ ટકા અને દરિયાપારના વેપાર માટે માસિક ૨૦ ટકા પણ આપવા પડતા. કરજદારનું મૃત્યુ થતાં તેના વારસદારને જવાબદાર ગણવામાં આવતો.

આમ, મૌર્યકાલ દરમ્યાન રાજ્યતંત્ર, સામાજિક સંબંધો અને આર્થિક તંત્રની બાબતમાં ઘણા વ્યવસ્થિત તંત્રનો વિકાસ થયેલો માલૂમ પડે છે વળી ધર્મ, વિદ્યા, સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં પણ ઠીકઠીક પ્રગતિ સધાઈ હોવાનું જાણવા મળે છે. ઈસ્વીસન પૂર્વેની જગતની વિકસિત સભ્યતાઓમાં આમ ભારતીય સભ્યતા મૌર્યકાલ દરમ્યાન ગણનાપાત્ર સ્થાન ધરાવતી.

# ૬. અનુ-મૌર્ય કાલનો ઇતિહાસ

મગધમાં મૌર્ય સામ્રાજ્યના અસ્ત પછી લગભગ પાંચસો વર્ષે ગુપ્ત સામ્રાજ્યનો ઉદય થયો. એ વચ્ચેના લાંબા ગાળા દરમ્યાન ભારતના જુદાજુદા ભાગોમાં જુદીજુદી રાજસત્તાઓ પ્રવર્તી.

## ૧. મગધના રાજવંશ

એમાં મગધમાં એક પછી એક બે રાજવંશોની સત્તા સ્થપાઈ.

### ૧. શુંગ વંશ

ઈ. પૂ. ૧૮૫ના અરસામાં મૌર્ય વંશની સત્તાનું ઉન્મૂલન કરી શુંગ કુલના સેનાપતિ પુષ્યમિત્રે પોતાના વંશની રાજસત્તા સ્થાપી. શુંગ ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણ હતા. સંભવતઃ એ મૌર્ય રાજાઓના આચાર્ય અને પુરોહિત તરીકે કામ કરતા. દ્રોણાચાર્ય અને કૃપાચાર્યની જેમ એ રાજપુત્રોના આચાર્ય તરીકે યુદ્ધકલામાં પણ નિષ્ણાત હશે ને એમાંના કેટલાક રાજસેનામાં ઉચ્ચ અધિકાર ધરાવતા હશે.

### સેનાપતિ પુષ્યમિત્ર

મૌર્ય રાજા બૃહદ્રથ પ્રજાપાલનની પ્રતિજ્ઞાના પાલનમાં દુર્બળ નીવડ્યો, ત્યારે સેનાપતિ પુષ્યમિત્રે એને સૈન્ય-પ્રદર્શન નિમિત્તે મારી નાખ્યો ને મૌર્ય-વંશની જગ્યાએ શુંગ વંશની સત્તા સ્થાપી.

પુષ્યમિત્રે સત્તારૂઢ થયા પછી પણ રાજપદવી ધારણ ન કરતાં 'સેનાપતિ'ની જૂની પદવી ચાલુ રાખી. મગધ અને એની સમીપના કેટલાક પ્રદેશ હજી પાટલિપુત્રની સત્તા નીચે હતા. કોસલ, વત્સ ઉપરાંત છેક શાકલ (પંજાબ) સુધી એની સત્તા પ્રવર્તી. મધ્ય ભારતમાં આકર-અવન્તિનો પ્રદેશ પણ મગધ સામ્રાજ્યના શાસન નીચે આવ્યો. પુષ્યમિત્રનો પુત્ર અગ્નિમિત્ર ત્યાં વિદિશામાં રહી 'રાજા' તરીકે વહીવટ કરતો.

વિદર્ભમાં ત્યારે યજ્ઞસેન નામે રાજાની સત્તા જામી હતી ને એ મૌર્ય કુલનો પક્ષકાર હતો. વિદિશાપતિ અગ્નિમિત્રે યજ્ઞસેનના પિતરાઈ માધવસેનને પોતાના પક્ષમાં લઈ વિદર્ભ પર આક્રમણ મોકલ્યું ને યજ્ઞસેનને હરાવી માધવ-

સેનને વિદર્ભનું અર્ધું રાજ્ય અપાવરાવ્યું. માધવસેનની બહેન માલવિકા રાજા અગ્નિમિત્રને પરણી તેને ઉદ્દેશીને કાલિદાસે 'માલવિકાગ્નિમિત્ર' નામે નાટક લખ્યું છે. એમાં જણાવ્યા મુજબ અગ્નિમિત્રનું વર્ચસ દક્ષિણમાં વિદર્ભ પર્યંત પ્રસર્યું ગણાય.

મૌર્યકાલના અંતભાગમાં બાહ્લિક (બૅક્ટ્રિઆ) દેશના યુનાની રાજા દિમિત્ર[1] ઉત્તર ભારત પર આક્રમણ કરી મથુરા, પંચાલ અને કોસલ થઈ છેક પાટલિપુત્રની સીમા સુધી વિજયકૂચ કરી હતી, પરંતુ ગંગા–યમુનાના પ્રદેશમાં એ સ્થાયી સત્તા જમાવી શક્યો નહિ. યુનાની આક્રમણને પાછું હડાવવામાં ત્યારે સેનાપતિ પુષ્યમિત્રે સેનાપતિ તરીકે મહત્ત્વનો ભાગ ભજવ્યો હશે. બૌદ્ધ અનુશ્રુતિ અનુસાર શાકલ(પંજાબ)નો યુનાની રાજા મીનેન્દ્ર બૌદ્ધ ધર્મનો અનુયાયી થયો હતો. પુષ્યમિત્રે એના રાજ્યના બૌદ્ધો પર કેર વર્તાવ્યો, મીનેન્દ્રે મગધ સામ્રાજ્ય પર આક્રમણ કર્યું ને એ ગંગા નદીની ખીણમાં લડતાં મૃત્યુ પામ્યો. આ અનુશ્રુતિમાં કંઈ ઐતિહાસિક તથ્ય રહેલું હોય, તો એ ઘટના પુષ્યમિત્ર મગધનરેશ થયા પછી બનેલી ગણાય. કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર'માં સેનાપતિ પુષ્યમિત્રના સૈન્યને સિંધુનદીના દક્ષિણતટે યુનાની સૈન્ય સાથે ઘર્ષણ થતાં રાજપુત્ર વસુમિત્રે યુનાની સૈન્યનો પરાજય કર્યો એવો ઉલ્લેખ આવે છે. આ પરથી પુષ્યમિત્રના રાજ્યકાલ દરમ્યાન મગધની સેનાને પંજાબની યુનાની સેનાનો સબળ સામનો કરવો પડ્યો હોવાનું સ્પષ્ટ થાય છે.

પતંજલિના 'મહાભાષ્ય'માં 'અહીં અમે પુષ્યમિત્રને યજ્ઞ કરાવીએ છીએ' એવું ઉદાહરણ આવે છે. 'માલવિકાગ્નિમિત્ર'માં સેનાપતિ પુષ્યમિત્રનો અશ્વમેધ યજ્ઞ માટેનો પુરુષાર્થ પાર પડ્યાનો ઉલ્લેખ આવે છે. અયોધ્યાના એક અભિલેખમાં સેનાપતિ પુષ્યમિત્રે બે વાર અશ્વમેધ યજ્ઞ કર્યો હોવાનું જણાવેલું છે. આ પરથી મગધના શુંગ રાજવી સેનાપતિ પુષ્યમિત્રે બે વાર અશ્વમેધ યજ્ઞ કરાવ્યો હોવાનું માલૂમ પડે છે ને અશ્વમેધ યજ્ઞ ચક્રવર્તી રાજાના દિગ્વિજયનો સૂચક હોઈ, આ હકીકત સેનાપતિ પુષ્યમિત્રના સમ્રાટપદની યશોગાથા સમાન લેખાય. મૌર્ય સમ્રાટ અશોકના સમયમાં પશુવધવાળા યજ્ઞ બંધ થયા હતા, જ્યારે અશ્વવધવાળા મહાયજ્ઞ હવે પુનઃ પ્રચલિત થયા. આ પરથી બ્રાહ્મણ-વર્ણના મગધસમ્રાટ પુષ્યમિત્રે અગાઉના સમ્રાટોની અશ્વમેધ–પરંપરા ચાલુ કરીને વેદધર્મના સંપ્રદાયને પ્રોત્સાહન આપ્યું ગણાય. છતાં એ બૌદ્ધ સંપ્રદાયનો દ્વેષ

1. Demetrios. ગ્રીક નામોમાં અંતસ્ (વિસર્ગ) જેવો S પ્રત્યય ઉમેરાય છે.

કરતો ને એ સંપ્રદાયના અનુયાયીઓ પર અત્યાચાર કરતો એવી બૌદ્ધ અનુશ્રુતિ ઐતિહાસિક હોવાનું માની લેવું અસ્થાને છે.

પુષ્યમિત્રે ૩૬ વર્ષ (ઈ.પૂ. ૧૮૫-૧૪૯) રાજ્ય કર્યું.

## પુષ્યમિત્રના ઉત્તરાધિકારીઓ

પુષ્યમિત્ર પછી એના પુત્ર **અગ્નિમિત્રે** ૮ વર્ષ રાજ્ય કર્યું. કાલિદાસના 'માલવિકા-અગ્નિમિત્ર' નાટકના નાયક તરીકે એ પ્રસિદ્ધ છે. એણે હવે સત્તાવાર રીતે રાજપદવી ધારણ કરી.

અગ્નિમિત્ર પછી એનો ભાઈ સુજ્યેષ્ઠ (કે વસુજ્યેષ્ઠ) ગાદીએ આવ્યો. 'જ્યેષ્ઠમિત્ર'ના નામના સિક્કા આ રાજાના હોવા સંભવે છે.

પછી સુમિત્ર કે **વસુમિત્ર** રાજા થયો. રાજપુત્ર તરીકે તેણે પિતામહ પુષ્યમિત્રના અશ્વમેધ-અશ્વની રક્ષા કરતાં યુનાનીઓનો પરાજય કર્યો હતો. એ લાસ્યનો ભારે શોખીન હતો. એક લાસ્યપ્રયોગ સમયે મિત્રદેવ નામે વ્યક્તિએ નટોની અંદર સંતાઈને એનો શિરચ્છેદ કર્યો.

શુંગ વંશનો પાંચામે રાજા ઓદ્રક નામે થયો. પ્રયાગ પાસેના એક અભિલેખમાં જણાવેલો ઉદાક રાજા એ હોવા સંભવે છે. પછીના ઉત્તરાધિકારીઓ વિશે કંઈ ખાસ માહિતી મળતી નથી. નવમો રાજા ભાગવત નામે થયો. વિદિશા (બેસનગર)ના સ્તંભલેખમાં જણાવેલો રાજા ભાગભદ્ર એ હોવા સંભવે છે. યવન (યુનાની) રાજા અંતલિકિતના દૂત (એલચી) તરીકે આવેલા તક્ષશિલાના હેલિયોદોરે રાજા ભાગભદ્રના રાજ્યકાલના ચૌદમા વર્ષે વિદિશામાં ગરુડ-ધ્વજ તરીકે આ શિલા-સ્તંભ કરાવ્યો હતો. દસમો રાજા **દેવભૂતિ** થયો, જેણે દસ વર્ષ રાજ્ય કર્યું. તે સ્ત્રીસંગમાં અતિરત રહેતો હતો. તેને અમાત્ય વસુદેવે રાણીના વેશમાં રહેલી દાસી દ્વારા મારી નખાવ્યો. આમ શુંગ વંશમાં કુલ દસ રાજા થયા, જેમણે એકંદરે ૧૧૨ વર્ષ (ઈ. પૂ. ૧૮૫-૭૩) રાજ્ય કર્યું; અને એ રાજવંશના આરંભની જેમ એનો અંત પણ રાજહત્યા દ્વારા આવ્યો.

## ૨. કાણ્વ વંશ

શુંગ વંશની સત્તાનું ઉન્મૂલન કરનાર અમાત્ય **વસુદેવ** કણ્વ કુલનો હતો, તેથી તેણે સ્થાપેલો રાજવંશ કાણ્વ (કે કાણ્વાયન) વંશ તરીકે ઓળખાય છે. રાજા વસુદેવ મૂળમાં શુંગ રાજાનો સેવક હોઈ, તે શુંગભૃત્ય પણ ગણાતો.

કાણ્વ વંશમાં કુલ ચાર રાજા થયા. વસુદેવે ૯ વર્ષ, તેના પુત્ર ભૂમિમિત્રે ૧૪ વર્ષ, તેના પુત્ર નારાયણે ૧૨ વર્ષ અને તેના પુત્ર સુશર્માએ ૧૦ વર્ષ–એમ એ ચાર રાજાઓએ એકંદર ૪૫ વર્ષ (ઈ. પૂ. ૭૩–૨૮) રાજ્ય કર્યું.

આ રાજાઓની કારકિર્દી વિશે કંઈ માહિતી મળતી નથી; પરંતુ મગધના સામ્રાજ્યનો વિસ્તાર શુંગોના રાજ્યકાલ દરમ્યાન ઠીકઠીક ઘટયો ને કાણ્વ વંશના સમયમાં તો મગધની રાજસત્તા ઘણી સીમિત થઈ ગઈ એવું જણાય છે.

પુરાણો કાણ્વવંશની સત્તાનો અંત આન્ધ્ર વંશના સ્થાપકે આણ્યો હોવાનું જણાવે છે, પરંતુ આન્ધ્ર વંશની સત્તા ત્યારે (કે તે પછી પણ ક્યારેય) મગધ સુધી પ્રસરી ન હોઈ એ વાત સંભવિત જણાતી નથી. ખરી વાત તો એ લાગે છે કે કાણ્વ વંશના અંત પછી મગધના રાજ્યની મહત્તા લુપ્ત થઈ જાય છે ને ગુપ્ત વંશની સત્તાના ઉદય સુધી અર્થાત્ ત્રણસો–સાડા ત્રણસો વર્ષ લગી મગધનો ઇતિહાસ સાવ વિસારે પડી જાય છે. દરમ્યાન દક્ષિણ ભારતમાં આન્ધ્ર વંશનું રાજ્ય મહત્ત્વ પામે છે ને પુરાણો પોતાની પદ્ધતિ પ્રમાણે કાણ્વવંશના અંતને આન્ધ્ર વંશના આરંભ સાથે ગમે તેમ સાંકળી દે છે!

આ કાલ દરમ્યાન ઉત્તર ભારતમાં અનેક જુદાં જુદાં રાજ્ય પ્રવર્તતાં હતાં, જેમાં કેટલાંક વિદેશી રાજવંશોની સત્તા નીચે હતાં.

## (૨) વિદેશી રાજસત્તાઓ

### ૧. બાહ્લિકના યવનો

સિકંદરના સામ્રાજ્યના ભાગલા પડતાં એમાંના એશિયાઈ મુલકો પર યવન (યુનાની) વિજેતા સેલુકની સત્તા જામી હતી. એના પૌત્ર અંતિયોક ૨ જાના સમય (ઈ.પૂ. ૨૬૧–૨૪૬) દરમ્યાન એમાંના પહ્લવ (પર્થિયા)[1] અને બાહ્લિક (બૅક્ટ્રિઆ)[2] પ્રાંતોએ સેલુકવંશની સત્તાથી સ્વતંત્ર થવા કોશિશ કરી ને થોડા સમયમાં ત્યાં અન્ય યવનકુલનાં રાજ્ય સ્થપાયાં. બાહ્લિક રાજ્યમાં દાયોદોત ૧ લો, દાયોદોત ૨ જો, એઉથિદિમ ૧ લો અને દિમિત્ર નામે રાજા થયા. સેલુકવંશના રાજા અંતિયોક ૩ જાએ આ બે નવોદિત રાજ્યો પર પોતાની સત્તા જમાવવા કોશિશ કરી,[3] પરંતુ એ એમાં છેવટે ફાવ્યો નહિ. દિમિત્રને પોતાની કુંવરી પરણાવી એણે બાહ્લિક રાજ્ય સાથે મૈત્રી સાધી.

---

૧. ઈશાન ઈરાનમાં આવેલો ખોરાસાન અને એની નજીકનો પ્રદેશ
૨. હાલના અફઘાનિસ્તાનના ઉત્તર ભાગમાં આવેલો બલ્ખ(બૅક્ટ્રા)ની આસપાસનો પ્રદેશ.
૩. આ અંતિયોકે શરૂઆતમાં હિંદુકુશ ઓળંગી છેક કાબુલ પ્રદેશ સુધી વિજયકૂચ કરી હતી ને ત્યાંના રાજા સુભાગસેનને વશ કર્યો હતો.

## દિમિત્રનું આક્રમણ

બાહ્લિક (બેક્ટ્રિઆ)નો યવન રાજા દિમિત્ર (દિમિત્રિઅસ) ઘણો પ્રતાપી અને મહત્ત્વાકાંક્ષી હતો. એણે મોટી સેના સાથે ભારત પર આક્રમણ કર્યું. હિંદુકુશ પાર કરી ગંધાર પ્રદેશ સર કર્યો. દિમિત્રની સમર્થ સેનાએ સિકંદરની વિજય-સીમાને વટાવી સિંધુ પ્રદેશની પાર આવેલા ગંગા-પ્રદેશમાં પ્રવેશ કર્યો અને મથુરા, પંચાલ, સાકેત (કોશલ) અને પુષ્પપુર (પાટલિપુત્ર) સુધી વિજયકૂચ કરી. આ ઘટના ચંદ્રગુપ્ત મૌર્યના વંશજ શાલિશૂકના રાજ્યકાલ પછી, ઈ.પૂ. ૨૦૦ ના અરસામાં બની લાગે છે.

## ભારતીય-યવન રાજ્યની સ્થાપના

આમ દિમિત્રે ભારતમાં અપૂર્વ વિજય પ્રાપ્ત કર્યો. પરંતુ એવામાં બાહ્લિક દેશમાં જાગેલા આંતરિક વિગ્રહે બાહ્લિક યવનોની સત્તા મધ્યદેશમાં તથા મગધમાં ઝાઝો વખત ટકવા દીધી નહિ. થોડા વખતમાં મગધમાં નિર્બળ મૌર્યવંશની જગ્યાએ શુંગ સેનાપતિ પુષ્યમિત્રની પ્રબળ સત્તા સ્થપાઈ; ને યવનોની સત્તા પંજાબ પૂરતી સીમિત થઈ ગઈ.

ગંધારની દક્ષિણે યવન સેનાએ મધ્યમિકા (ચિતોડ પાસે) જીતી લઈ સિંધુ-સૌવીર, સૌરાષ્ટ્ર અને કચ્છ પર સત્તા જમાવી. શાકલ (સિયાલકોટ)નું નામ દિમિત્રના પિતા એઉથિદિમના[1] નામ પરથી 'એઉથિદિમિઆ' રાખવામાં આવ્યું, તેમ જ સૌવીરમાં દિમિત્રના નામ પરથી 'દત્તામિત્રી' નામે નગરી સ્થાપવામાં આવી. મહાભારતમાં દિમિત્રનો 'દત્તમિત્ર' તરીકે ઉલ્લેખ આવે છે. દિમિત્ર એક બાજુ ગ્રીક લખાણવાળા અને બીજી બાજુએ ખરોષ્ઠી લખાણવાળા સિક્કા પડાવ્યા. રાજ્યકર્તાની ગ્રીક ભાષા અને પ્રજાની પ્રાકૃત ભાષામાં સિક્કા પડાવનાર રાજાનાં નામ તથા બિરુદ દર્શાવતા દ્વિભાષી સિક્કાઓની ભારતમાં દિમિત્રના સિક્કાઓથી શરૂઆત થઈ.[2] આમ દિમિત્રના સત્તારોહણ દ્વારા ઉત્તર ભારતનાં પશ્ચિમ ભાગમાં બાહ્લિકના યવનોનું રાજ્ય સ્થપાયું. આ યવનોને 'ભારતીય યવન' કે 'ભારતીય-બાહ્લિક' તરીકે ઓળખવામાં આવે છે.

## એઉક્રતિદ

દિમિત્ર ભારતની દંડયાત્રામાં રોકાયેલો હતો તે દરમ્યાન બાહ્લિકનું રાજ્ય એઉક્રતિદ (એઉક્રતિદીસ)[3] નામે યવન પ્રતિસ્પર્ધીએ પડાવી લીધું. આ સમાચાર

---

૧. Euthydemos

૨. આ રાજાઓ Basileos (રાજા), Meges (મહાન), Sotor (ત્રાતા) વગેરે બિરુદ ધરાવતા.

3. Eucratides. એના સિક્કા પરના પ્રાકૃત લખાણમાં 'એઉક્રતિદ' રૂપ પ્રયોજાયું છે.

મળતાં દિમિત્ર તાબડતોબ બાહ્લિક પાછો ફર્યો ને એણે પોતાનું મૂળ રાજ્ય પાછું મેળવવા ઘણી કોશિશ કરી, પરંતુ એમાં એ સફળ થયો નહિ. આમ દિમિત્રે હિંદ લેવા જતાં બાહ્લિક ખોયું.

એઉક્રતિદે બાહ્લિકથી સંતોષ ન મળતાં વાયવ્ય ભારત પર આક્રમણ કર્યું ને ત્યાંનો કેટલોક પ્રદેશ જીતી લીધો. પરિણામે તક્ષશિલાની આસપાસના પશ્ચિમ પ્રદેશમાં એઉક્રતિદના વંશની અને શાકલની[1] આસપાસનાપૂર્વ પ્રદેશમાં એઉથિદિમ[2]ના વંશની — એમ બે યવન રાજકુલોની સમાંતર સત્તા પ્રવર્તી. દિમિત્ર થોડા વખતમાં મૃત્યુ પામ્યો, પરંતુ એના ઉત્તરાધિકારીઓએ એઉક્રતિદની સત્તાનો સતત સામનો કર્યા કર્યો. દિમિત્રની જેમ એઉક્રતિદે પણ ગ્રીક-ખરોષ્ઠી લિપિમાં દ્વિભાષી લખાણ કોતરેલા સિક્કા પડાવ્યા. એના પુત્ર હેલિઓકલીના સમયમાં પહ્લવો અને શકોએ બાહ્લિક જીતી લઈ ત્યાંની યવન સત્તાનો અંત આણ્યો. પછી બાહ્લિકના યવનોની સત્તા ગંધારમાં સીમિત રહી.

એઉથિદિમના તથા એઉક્રતિદના કુલના કુલ ૩૮ યવન રાજાઓના તથા બે રાણીઓના સિક્કા મળ્યા છે. બલ્ખના ગ્રીક રાજાઓ ગ્રીક તોલમાનના 'દ્રક્મ' (૬૭.૫ ગ્રેન) વગેરે સિક્કા પડાવતા, પરંતુ ભારતીય–યવન રાજાઓએ અહીંનું અગાઉનું ઈરાની તોલમાન (૮૬ ગ્રેન) અપનાવ્યું. એમાં ચાંદીનો 'દ્રમ્મ'[3] મુખ્ય હતો.

આ રાજાઓ પૈકી કેટલાક રાજાઓ ખાસ નોંધપાત્ર છે.

### અપલદત ૧ લો

પંતલેવ, અગથોકલ, અંતિમખ અને અપલદત, દિમિત્ર કુલના હતા. અપલદતના સિક્કા પર એઉક્રતિદે પોતાની છાપ પડાવી હતી એ પરથી એનો કેટલોક પ્રદેશ એઉક્રતિદના કબજામાં ગયો લાગે છે.

### મેનન્દ્ર[4]

એ ભારતીય-યવન રાજાઓમાં સુપ્રસિદ્ધ છે. સિક્કા પરનાં ગ્રીક લખાણોમાં એને 'મેનન્દર' તથા પ્રાકૃત લખાણોમાં 'મેનન્દ્ર' કહ્યો છે. બૌદ્ધ સાહિત્યમાં

---

૧. પાકિસ્તાનમાં – પંજાબમાં આવેલ શિયાલકોટ
૨. દિમિત્રના પિતા
૩. 'દ્રમ્મ' એ ગ્રીક 'દ્રક્મ'નું સંસ્કૃત રૂપાંતર છે. અર્વાચીન 'દામ' એમાંથી વ્યુત્પન્ન થયો છે.
૪. Menander

એને શાકલ (સિયાલકોટ)ના રાજા 'મિલિન્દ' તરીકે ઓળખાવ્યો છે ને સિયાલકોટના અસ્થિપાત્ર પરના પ્રાકૃત લેખમાં એને 'મિનેન્દ્ર' કહ્યો છે. એ દિમિત્રના જેવો પ્રતાપી હતો. એણે પૂર્વ ગંધાર તથા સિંધ અને ગુજરાત પર પોતાની સત્તા પ્રવર્તાવી. એના સિક્કા કાબુલ, સિંધ, પંચાલ અને ગુજરાતમાં મળે છે. ભરુકચ્છ (ભરૂચ)માં એના સિક્કા સૈકાઓ સુધી પ્રચલિત રહ્યા. એ ઈ. પૂ. ૨ જી સદીના અંત ભાગમાં રાજ્ય કરતો હતો.

એ બૌદ્ધ ધર્મનો અનુયાયી થયો ને બૌદ્ધ ભિક્ષુઓને આશ્રય આપતો. 'મિલિન્દ પઞ્હ[1]' નામે પાલિ બૌદ્ધ ગ્રંથમાં મિલિન્દે પૂછેલા પ્રશ્નો અને ભદન્ત નાગસેને આપેલા ઉત્તરોના રૂપમાં બૌદ્ધ ધર્મનું તત્ત્વ નિરૂપવામાં આવ્યું છે. એના કેટલાક સિક્કાઓ પર 'ત્રાતાર' (ત્રાતા)નું તો કેટલાક સિક્કાઓ પર 'ધ્રમિક' (ધાર્મિક)નું બિરુદ આપેલું છે. આમ મેનન્દ્ર એક મહાન ભારતીય-યવન રાજા હતો; ને એણે ભારતીય સંસ્કૃતિથી પ્રભાવિત થઈ અહીંની સંસ્કૃતિ અપનાવી હતી.

**સ્રાત[2] ૧ લો**

એ મેનન્દ્રનો પુત્ર હોવા સંભવે છે. શરૂઆતમાં એ સગીર વયનો હતો, ત્યારે તેની માતા અગથોકલીઆએ એના વાલી તરીકે શાસન સંભાળ્યું હતું. સ્રાતે લાંબો સમય રાજ્ય કર્યું. એની વૃદ્ધાવસ્થામાં સ્રાત ૨ જો ઉપ-રાજા તરીકે સહાય કરતો. એના રાજ્યનો પશ્ચિમ પ્રદેશ એઉક્રતિદના પુત્ર હેલિઓકલીએ જીતી લીધો જણાય છે.

**અંતિઅલિકિત[3]**

એ એઉક્રતિદના પુત્ર હેલિઓકલીની સાથે ગાઢ સંબંધ ધરાવતો હતો. એના સિક્કાઓ પરના લખાણમાં એને 'મહારાજા જયધર અંતિઅલિકિત' કહ્યો છે. વિદિશાના ગરુડસ્તંભ પર કોતરેલા લેખ પરથી જાણવા મળે છે કે આ રાજાની રાજધાની તક્ષશિલામાં હતી ને હેલિઓદોર નામે એના યવન દૂતે ભાગવત ધર્મ અંગીકાર કરી વિદિશાના રાજા ભાગભદ્રના રાજ્યકાલ દરમ્યાન ત્યાં ગરુડસ્તંભ ઊભો કરાવ્યો હતો. આ અભિલેખનો સમય ઈ. પૂ. ૧૧૩ના અરસામાં આંકવામાં આવ્યો છે.

---

૧. પઞ્હ = પ્રશ્ન
૨. Strato.
૩. Antialkidas, બેસનગરના સ્તંભલેખમાં 'અંતલિકિત' રૂપ પ્રયોજાયું છે.

**હેરમય**[1]

એ એઉક્રતિદના વંશનો છેલ્લો રાજા છે. એ કાબુલ પ્રદેશ પર રાજ્ય કરતો. એના કેટલાક સિક્કાઓ પર એનું તથા એની રાણી કલિયપાનું[2] ઉત્તરાંગ તેમ જ નામ આપવામાં આવ્યું છે. સંભવતઃ એ રાણી એઉથિદિમના કુલની હતી ને એના લગ્ન દ્વારા આ બે પ્રતિસ્પર્ધી યવન રાજકુલો વચ્ચે મૈત્રી–સંબંધ સધાયો હતો. આગળ જતાં હેરમયે કુષાણ રાજા કુજુલ કદફિસની ભાગીદારી સ્વીકારી, પરંતુ પહ્લવ રાજા ગોંદોફર્ણે કાબુલ પ્રદેશ જીતી લઈ ત્યાંની યવન સત્તાનો અંત આણ્યો. આ ઘટના ઈસ્વી પહેલી સદીના પૂર્વાર્ધમાં બની.

## ભારતીય-યવન રાજ્યોનો અંત

આમ પહેલી સદીના પૂર્વાર્ધ દરમ્યાન એઉક્રતિદના વંશની કાબુલ શાખાનો અંત આવ્યો. એ અરસામાં એ વંશની પુષ્કલાવતી–તક્ષશિલા શાખાની સત્તા શક રાજા મોઅના હાથે અસ્ત પામી. પૂર્વ પંજાબમાં આવેલું એઉથિદિમ વંશનું રાજ્ય પણ એ પછી થોડા વખતમાં શક રાજા અયના વિજય વડે લુપ્ત થયું.

## ૨. શક-પહ્લવો

સેલુક સામ્રાજ્યના બાહ્લિક પ્રાંતની જેમ તેનો પહ્લવ પ્રાંત પણ ઈ. પૂ. ૨૫૦ના અરસામાં સ્વતંત્ર થયો હતો. બાહ્લિકના રાજા દિમિત્રના સમયમાં પહ્લવ દેશમાં મિથ્રદત ૧ લો નામે પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. દિમિત્ર-એઉક્રતિદ વચ્ચેના સંઘર્ષનો લાભ લઈ એણે હેરાત અને કંદહારના પ્રદેશ જીતી લીધા હતા. પહ્લવ રાજ્યનું પાટનગર હાલના બગદાદ (ઇરાક) પાસે આવેલું હતું, તેથી આ પ્રદેશ ત્યાંથી ઘણા દૂર પડતા હતા. એવામાં સરદરિયાની ઉત્તરે વસતા શક લોકોને ત્યાંથી સ્થળાંતર કરવાની ફરજ પડી ને તેમનાં ધાડાં બાહ્લિક તથા પહ્લવ દેશમાં ઊતરી આવ્યાં. પહ્લવોને એ શકોનો સામનો કરવામાં પારાવાર સહન કરવું પડ્યું. દરમ્યાન પૂર્વ ઈરાનમાં કેટલાક પ્રાંત સ્વતંત્ર થયા. પહ્લવ રાજા મિથ્રદત ૨ જાએ શકોને પહ્લવ દેશમાંથી હાંકી કાઢ્યા ને પરિણામે શક લોકો દક્ષિણ તરફ આગળ વધ્યા. પૂર્વ ઈરાનમાં એમણે પોતાનું શકસ્થાન વસાવ્યું; જે હાલ સિસ્તાન તરીકે ઓળખાય છે. આ પ્રદેશમાં શકો અને પહ્લવો વચ્ચે એવું જાતીય તથા સાંસ્કૃતિક મિશ્રણ થયું કે એનાં અનેક કુટુંબોમાં શક અને પહ્લવનો ભેદ પાડવો મુશ્કેલ બન્યો, આથી એને શક–પહ્લવ એવા મિશ્ર નામે ઓળખવામાં આવે છે.

---

૧. Hermaios.

2. Kalliope

## વનાનનું આક્રમણ

પૂર્વ ઈરાનમાં વનાન[1] નામે સ્વતંત્ર પહ્લવ રાજા થયો. એ પહ્લવ મહારાજાધિરાજ મિથ્રદત ૨ જાના રાજ્યકાલ (ઈ. પૂ. ૧૨૩–૮૮) પછી કંદહારમાં રાજ્ય કરતો હતો. થોડા વખતમાં એણે કાબુલ, ગંધાર અને સિંધ પ્રદેશ જીતી લીધા ને પોતે 'મહારાજાતિરાજ' (મહારાજાધિરાજ)નું બિરુદ ધારણ કર્યું.

## ભારતમાં પહલવ સત્તા

પહ્લવ રાજાઓ મૂળમાં સીરિયાના યવન (યુનાની) રાજાઓના સૂબા હતા. આથી એમની શાસન-પદ્ધતિ યુનાની શાસન-પદ્ધતિના પાયા પર ઘડાઈ હતી. આ અનુસાર પહ્લવ રાજા વનાનના સિક્કા પરનું લખાણ ગ્રીક ભાષામાં લખાતું ને ગ્રીક લિપિમાં કોતરાતું. આગળ જતાં ભારતીય-યવન રાજાઓના સિક્કાઓની જેમ એના સિક્કાઓના પૃષ્ઠભાગ પરનું લખાણ પ્રાકૃત ભાષામાં અને ખરોષ્ઠી લિપિમાં લખાવા લાગ્યું. સિક્કાના અગ્રભાગ પર ગ્રીક લિપિમાં મહારાજાધિરાજ વનાનનું નામ લખાતું ને પૃષ્ઠભાગ પર સ્થાનિક ઉપરાજ કે સૂબાનું નામ લખાતું. ઉપરાજ તરીકે તેના ભાઈ સ્પલહોર[2] અને સ્પલિરિષ[3]નું નામ નજરે પડે છે. વનાનની સત્તાનો અસ્ત થતાં એના ઉત્તરાધિકારીઓની સત્તા શક લોકો પડાવી લેવા લાગ્યા.

## ગોંદોફર્ણ[4]

સ્પલિરિષે વનાનની તથા એના ઉત્તરાધિકારી સ્પલહોર અને એના પુત્ર સ્પલગદામાની સત્તાનો હ્રાસ કર્યો. એના ઉત્તરાધિકારી વેરેથ્રગ્નનો સૂબો ગુદુવ્હર (ગોંદોફર્ણ) સમય જતાં રાજસત્તા પર આવ્યો ને પોતાનાં પરાક્રમો વડે મહારાજાધિરાજ બન્યો. એ ઈસ્વી પહેલી સદીના પૂર્વાર્ધમાં થયો.

એણે કાબુલ પ્રદેશની યવન-સત્તાનું ઉન્મૂલન કર્યું, પરંતુ ત્યાં થોડા વખતમાં કુષાણ રાજા કુજુલ કદફિશની સત્તા સ્થપાઈ. ગોંદોફર્ણે ગંધાર પ્રદેશમાં શકોની સત્તા પડાવી લીધી. એની સત્તા ગંધારમાં ઘણાં વર્ષ ટકી. ખ્રિસ્તીઓની અનુશ્રુતિ અનુસાર ઈસુ ખ્રિસ્તના મૃત્યુદંડ પછી થોડા વખતમાં મહાત્મા ટોમસે ભારતના આ રાજાના દરબારની મુલાકાત લીધી હતી, જ્યાં એમને સારો

---

1. Vonones.
2. Spalahora (Spalyris).
3. Spalirises,
૪. Gondopharnes. પ્રાકૃત શિલાલેખમાં 'ગુદુવ્હર' અને પ્રાકૃત સિક્કાલેખમાં 'ગુદવ્હર' રૂપ પ્રયોજાયું છે.

આવકાર મળ્યો હતો. ગોંદોફર્ણના મૃત્યુ બાદ કુષાણ રાજાઓ શકોની વહારે ધાયા ને થોડા દાયકામાં ગંધારનો પ્રદેશ તેઓએ જીતી લીધો. આમ પહ્લવોની સત્તા ભારતના એ પ્રદેશમાં સોએક વર્ષ સુધી રહી. સિંધુ દેશમાં એમની સત્તા લાંબો વખત પ્રવર્તી.

**શકોનું આક્રમણ ને ગંધારમાં શકસત્તાની સ્થાપના**

પારસ(ઈરાન)ના શક લોકોના ષાહિઓ (સરદારો)એ ઈ. પૂ. પહેલી સદીમાં સિંધુ દેશ પર પોતાની સત્તા પ્રસારી ત્યાં નવું શકસ્થાન વસાવ્યું. ત્યાંથી તેઓએ સૌરાષ્ટ્ર થઈ ઉજ્જન તરફ કૂચ કરી ને ત્યાંના જુલમી ગર્દભિલ રાજાને હરાવી ત્યાં પોતાની સત્તા સ્થાપી. પરંતુ થોડાં જ વર્ષમાં એ રાજાના પુત્ર વિક્રમાદિત્યે શકોને કાઢી મૂકી ત્યાં માલવગણની સત્તા દૃઢ કરી (ઈ. પૂ. ૫૭).

પરંતુ સિંધુદેશથી ગંધાર તરફ વધેલા શકોને સારી સફળતા મળી. ઈ. પૂ. પહેલી સદીના ઉત્તરાર્ધમાં મોઅ નામે સૂબાએ પહ્લવ સ્પલિરિષની સત્તાનો હ્રાસ કરી ગંધારમાં પોતાની સ્વતંત્ર સત્તા જમાવી.

**મોઅ**[1]

પહ્લવ રાજાઓની જેમ શક રાજાઓએ પણ યવન શાસન–પદ્ધતિ અપનાવી. મોઅ રાજાએ ભારતીય–યવન રાજાઓની જેમ પોતાના સિક્કાના અગ્રભાગ પર ગ્રીક ભાષા અને ગ્રીક લિપિમાં તથા એના પૃષ્ઠભાગ પર પ્રાકૃત ભાષા અને ખરોષ્ઠી લિપિમાં લખાણ કોતરાવ્યું. એણે પૂર્વ ઈરાનના પહ્લવ રાજાધિરાજોની જેમ પોતે 'રાજાતિરાજ' બિરુદ ધારણ કર્યું તેમ જ ભારતીય-યવન રાજાઓની જેમ 'મહાન'નું બિરુદ પણ અપનાવ્યું. એણે ભારતીય–યવનોનાં પશ્ચિમ તથા પૂર્વ રાજ્યોની વચ્ચે પોતાની સત્તા જમાવી અને એ બંને રાજકુલોની સિક્કા-પદ્ધતિ અપનાવી. તક્ષશિલામાં એનો પતિક નામે ક્ષત્રપ (સૂબો) વહીવટ કરતો હતો. મહારાજા મહાન મોઅ(મોગ)ની સત્તા પૂર્વમાં મથુરા સુધી પ્રસરી હતી, જ્યાં શોડાસ નામે મહાક્ષત્રપનું શાસન પ્રવર્તતું. મોઅનું રાજ્ય ઈસ્વી પહેલી સદીના પહેલા ચરણ સુધી ચાલ્યું હોવાનું જણાય છે.

**અય ૧ લો**

મોઅનો ઉત્તરાધિકાર અય(અજ)[2] નામે રાજાને પ્રાપ્ત થયો. એ સંભવતઃ પહ્લવ સ્પલિરિષનો પુત્ર અને મોઅનો જમાઈ હતો. એણે યવન

---

૧. Maues. પ્રાકૃત સિક્કાલેખમાં 'મોઅ' અને પ્રાકૃત તામ્રપત્રમાં 'મોગ' રૂપ પ્રયોજાયું છે.

૨. Azes, પ્રાકૃત લેખમાં 'અય'.

એઉથિદિમ વંશની રાજસત્તાનું ઉન્મૂલન કરી પોતાની સત્તા પૂર્વ પંજાબ પર પ્રસારી હોવાનું જણાય છે. મોઅની જેમ અય પણ 'રાજાતિરાજ' અને 'મહાન'નું બિરુદ ધરાવતો. એની ઉત્તરાવસ્થામાં અયિલિષ (અજિલિસ) નામે રાજા એના ઉપરાજ તરીકે એની સાથે સંયુક્ત સત્તા ધરાવતો. અયિલિષ એ પ્રાયઃ અયનો પુત્ર હતો.

**અયિલિષ[1]**

અય ૧ લાનો ઉત્તરાધિકાર અયિલિષને મળ્યો. અયની જેમ એ પણ 'મહારાજાતિરાજ' અને 'મહાન'નાં બિરુદ ધરાવતો. એને પહ્લવના પડોશી રાજ્ય સાથે ઘર્ષણ ચાલતું. એની ઉત્તરાવસ્થામાં અય ૨ જો ઉપરાજનો અધિકાર ધરાવતો.

**અય ૨ જો**

એ પ્રાયઃ અયિલિષનો પુત્ર હતો. એના સમયમાં પહ્લવ રાજા ગોંદોફર્ણે શકોનો ઘણો પ્રદેશ પડાવી લીધો.

શક-પહ્લવોની સત્તા, કુષાણ વંશની સત્તાનો અભ્યુદય થતાં, ગંધારમાં લુપ્ત થઈ ગઈ.

## ૩. કુષાણો

**યૂ-ચીનું ભ્રમણ**

ઈ. સ. પૂ. ૧૬૫ના અરસામાં વાયવ્ય ચીનમાંથી યૂ-ચી[2] (ઋષિક) લોકોને હૂણોએ હાંકી કાઢ્યા, ત્યારે તેઓ ત્યાંથી નૈર્ઋત્ય તરફ ચાલી નીકળ્યા. આગળ જતાં એમની બે શાખાઓ ફંટાઈ. નાના યૂ-ચી તિબેટની સીમા પર જઈ વસ્યા, જ્યારે મોટા યૂ-ચી સરદરિયાના[3] શક લોકોને હડસેલી ત્યાંના શકસ્થાનમાં વસ્યા. પરંતુ થોડા વખતમાં મોટા યૂ-ચીઓને ત્યાંથી પલાયન કરી અમુદરિયાના[4] પ્રદેશમાં સ્થળાંતર કરવું પડ્યું. તુખાર (બુખારા[5]) અને બાહ્લિક પ્રદેશમાં યૂ-ચી લોકો લાંબો વખત રહ્યા ને તે દરમ્યાન યવન, પહ્લવ તથા રોમન જેવી અન્ય સંસ્કૃતિઓના સંપર્કમાં આવ્યા. ત્યાંના સ્થાયી વસવાટ દરમ્યાન યૂ-ચી લોકોનાં પાંચ અલગઅલગ રાજ્ય સ્થપાયાં.

---

૧. Azilises. પ્રાકૃત લેખમાં 'અયિલિષ'.

૨. Yue-chi કે Yu-chi

૩. રશિયાના દક્ષિણ-પશ્ચિમ ભાગમાં તાશ્કંદ પાસે થઈને વહેતી નદી.

૪. દરિયાની દક્ષિણ પશ્ચિમે વહેતી નદી.

૫. અમુદરિયા પાસે.

### કુષાણોનું આક્રમણ :

સોએક વર્ષ બાદ એમાંના કુષાણ રાજ્યના યવુગ (વડા) કુજુલ કદફિશે બાકીનાં ચાર યુ-ચી રાજ્યોના યવુગોને હરાવી પોતે રાજા કે સ્વામીની પદવી ધારણ કરી અને પહ્લવ, કાબુલ, કાફિરિસ્તાન વગેરે પ્રદેશો પર સત્તા પ્રસારી.

### કુજુલ કદફિશ[1]

એણે કાબુલ પ્રદેશમાં ભારતીય-યવન રાજા હેરમય સાથે મૈત્રી સાધી ને એની સત્તાનો અંત આણનાર પહ્લવો પાસેથી કાબુલ-કંદહારના પ્રદેશ પડાવી લીધા. એ પહેલી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન ૮૦ વર્ષની વયે મૃત્યુ પામ્યો. એણે રોમન ઢબના તાંબાના સિક્કા પડાવ્યા.

એ 'ધર્મ-સ્થિત' કે 'સત્યધર્મ-સ્થિત'નું બિરુદ ધરાવતો. એ પરથી એણે બૌદ્ધધર્મ અંગીકાર કર્યો હોવાનું સૂચિત થાય છે.

શરૂઆતમાં એ પોતાને માટે માત્ર 'કુષાણ-યવુગ' બિરુદ પ્રયોજે છે, જ્યારે આગળ જતાં 'મહારાજ', 'મહાન' અને 'રાજાતિરાજ' જેવાં બિરુદ ધારણ કરે છે.

### વિમ કદફિશ

કુજુલ કદફિશનો ઉત્તરાધિકાર એના પુત્ર વિમ કદફિશને પ્રાપ્ત થયો. એણે પશ્ચિમ ગંધાર પરની સત્તાને સિંધુની પૂર્વે વિસ્તારી. પૂર્વ ગંધાર, કાશ્મીર, પંચાલ અને સિંધુદેશ પર એની સત્તા પ્રસરી. આમ એ સિંધુની પૂર્વે સત્તા પ્રસારનાર પ્રથમ કુષાણ રાજા હતો.

એના સમયમાં ભારત અને રોમન સામ્રાજ્ય સાથે સીધો સંપર્ક ખીલ્યો. વિમ કદફિશે રોમન સમ્રાટોના સુવર્ણ સિક્કાના જેવા **સુવર્ણ સિક્કા** પડાવ્યા. એના અગ્રભાગ પરનું લખાણ ગ્રીક ભાષામાં અને પૃષ્ઠભાગ પરનું લખાણ પ્રાકૃત ભાષામાં (ખરોષ્ઠી લિપિમાં) છે. અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની અને પૃષ્ઠભાગ પર શિવની આકૃતિ હોય છે. એનાં બિરુદોમાં 'મહારાજ' અને 'રાજાતિરાજ' ઉપરાંત 'સર્વલોકેશ્વર' અને 'માહેશ્વર' (શૈવ) નોંધપાત્ર છે. આવા સુવર્ણ-સિક્કા એના ઉત્તરાધિકારીઓએ જ નહિ, ગુપ્ત સમ્રાટોએ પણ ચાલુ રાખ્યા. વિમ કદફિશે તાંબાના સિક્કા પણ પડાવ્યા હતા. એ ૧લી સદીના ઉત્તરાર્ધમાં થયો ગણાય છે.

---

૧. Kadphises-પ્રાકૃતમાં 'કફિશ' કે 'કસ'.

**કનિષ્ક ૧ લો**

એ કુષાણ વંશનો સહુથી મહાન રાજવી છે. એનો વિમ કદફિશ સાથેનો સંબંધ નક્કી કરવો મુશ્કેલ છે. સંભવ છે કે વિમ કદફિશના મૃત્યુ બાદ એના કેટલાક કુષાણ સૂબાઓએ સ્વતંત્ર થઈ 'મહારાજ', 'રાજાતિરાજ', 'મહાન' અને 'ત્રાતાર' જેવાં મહાબિરુદ ધારણ કરવા માંડયાં. એમાંના કુજુલ-કર કદફિશે 'દેવપુત્ર'નું[1] નવું બિરુદ ધારણ કર્યું. એ સર્વ મહત્ત્વાકાંક્ષી કુષાણોની સ્પર્ધામાં કનિષ્ક થોડા વખતમાં સમસ્ત કુષાણ-રાજ્યનો સ્વામી બન્યો.

એના અભિલેખ ઉત્તર પ્રદેશ, પંજાબ, વાયવ્ય સરહદપ્રાંત (પાકિસ્તાન) અને ભાવલપુર જિલ્લામાં મળ્યા છે. ઉપરાંત મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર અને ગુજરાતના પ્રદેશો પર પણ એની આણ પ્રવર્તતી. પૂર્વમાં એણે કોસલ અને મગધ સુધી વિજયકૂચ કરી હોવાની અનુશ્રુતિ છે. બંગાળ, ઓરિસા અને નેપાલમાં એનો પ્રભાવ વર્તાતો. કાશ્મીર પર એનું શાસન પ્રવર્તતું. હાલના પાકિસ્તાન અને અફઘાનિસ્તાનનો ઘણોખરો પ્રદેશ એની સત્તા નીચે હતો. એણે પશ્ચિમ ગંધારના પુરુષપુર (પેશાવર)માં રાજધાની રાખી. એણે પહ્લવ દેશના રાજાના આક્રમણને પાછું હઠાવ્યું. વળી પામીરને માર્ગે ચીન પર આક્રમણ કરી કાશગર, ખોતાન અને યારકંદ એ ત્રણ સમૃદ્ધ પ્રદેશ જીતી લીધા અને ત્યાંના બે રાજપુત્રોને પોતાને ત્યાં રાખ્યા એવીયે એને માટે અનુશ્રુતિ છે. પરંતુ એને ઉત્તર દિશાના વિજયમાં ધારી સફળતા મળી લાગતી નથી. ચીનના શહેનશાહ હો-તીના પ્રતાપી સેનાપતિએ ખોતાન અને કાશગર પર પોતાની આણ વર્તાવી, ત્યારે કુષાણ-નરેશે ચીનના શહેનશાહની બરાબરીનો દાવો કરી એની કુંવરીની માગણી કરી; ને એ માગણીનો અનાદર થતાં કુષાણ-નરેશે પામીરના ઘાટમાં થઈ ૭૦,૦૦૦ સૈનિકોનું અશ્વદળ મોકલ્યું, પરંતુ એ સૈન્ય પર્વતનો દુર્ગમ પ્રદેશ પાર કરી મેદાનમાં પહોંચ્યું, ત્યાં તેનો ચીની સેનાએ પરાભવ કર્યો. કેટલાક આ ઘટના વિમ કદફિશ સાથે સાંકળે છે, પરંતુ એ બનાવ કનિષ્ક સાથે સંકળાયેલો હોય એ વધુ સંભવિત છે. ગમેતેમ હો, કનિષ્કનું સામ્રાજ્ય વિસ્તૃત હતું ને એની સીમાઓ રોમ, ઈરાન, ચીન અને દક્ષિણાપથનાં રાજ્યો સુધી વિસ્તરી હતી એ નિશ્ચિત છે.

એના અભિલેખોની મિતિ એના રાજ્યકાલનાં વર્ષોમાં આપવામાં આવી છે, પરંતુ એના ઉત્તરાધિકારીઓએ ત્યાંથી સળંગ વર્ષ-સંખ્યા ચાલુ રાખીને એક સળંગ સવત પ્રવર્તાવ્યો છે. આ સંવત આગળ જતાં શક સંવત તરીકે જાણીતો થયો એવું ઘણા વિદ્વાનો માને છે, પરંતુ કનિષ્કનો સંવત શક સંવતથી

---

૧. આ બિરુદ મૂળ ચીનમાં પ્રચલિત હતું.

ભિન્ન હોવાનું અને એના કરતાં મોડો શરૂ થયો લાગે છે. વસ્તુતઃ કણિષ્ક શક જાતિનો નહોતો, શક સંવત તો શક જાતિના રાજા મહાક્ષત્રપ ચાષ્ટને ઈ. સ. ૭૮માં ઉજ્જનમાં શરૂ કરેલો તે ઉજ્જન ભારતીય જ્યોતિષનું કેન્દ્ર હોઈ એ જ્યોતિષમાં લોકપ્રિય થયો.[૧] શક સંવતની ઉત્પત્તિ કુષાણ સમ્રાટ કણિષ્ક ૧ લાના રાજ્યારોહણથી થઈ હોય એ ગણતરીએ એના રાજ્યનો આરંભ ઈ. સ. ૭૮માં થયો ગણાતો, પરંતુ હવે એ ઈ. સ. ૨જી સદીમાં થયો મનાય છે. એ પ્રાયઃ ઈ. સ. ૧૪૪–૧૭૨માં કે એથીય કંઈક મોડો થયો લાગે છે.

કણિષ્ક 'મહારાજ', 'રાજાતિરાજ' (રાજાધિરાજ), 'દેવપુત્ર' અને 'ષાહાનુષાહિ' (શહેનશાહ) જેવાં મહાબિરુદ ધરાવતો. એના સિક્કાઓના પૃષ્ઠભાગ પર શૈવ, બૌદ્ધ, ઈરાની, સુમેરિયન અને ગ્રીક દેવદેવીઓની આકૃતિઓ નજરે પડે છે.[૨] એના વિશાળ સામ્રાજ્યમાં અનેક ભિન્નભિન્ન સંસ્કૃતિઓ પ્રવર્તતી ને એનાં બિરુદો તથા સિક્કાઓ પરની દેવતાઓની આકૃતિઓમાં એ વિવિધ સંસ્કૃતિઓનું પ્રતિબિંબ પડે છે. એના સિક્કાઓ પર માત્ર ગ્રીક કે ઈરાની ભાષા અને ગ્રીક લિપિ જ પ્રયોજાતી; એ પણ એના સામ્રાજ્યના અનેક દેશોમાં પ્રવર્તતી એ રાજભાષાનું માધ્યમ સૂચવે છે.

કણિષ્ક બૌદ્ધ ધર્મનો એક અગ્રિમ અનુયાયી હતો. બૌદ્ધ સાહિત્યમાં એણે બૌદ્ધ ધર્મને આપેલા પ્રોત્સાહનની ભારે પ્રશંસા કરવામાં આવી છે. બૌદ્ધ ધર્મના રાજવી આશ્રયદાતાઓમાં અશોક પછી કણિષ્કની ગણના કરવામાં આવે છે. પાટનગર પુરુષપુર (પેશાવર)માં એણે અનેક ભવ્ય બૌદ્ધ–સ્મારક બંધાવ્યાં હતાં, જેમાંનો એક સંઘારામ (વિહાર) અને એનો ઉત્તુંગ સ્તૂપ અનેક શતકો સુધી બૌદ્ધ જગતમાં સુપ્રસિદ્ધ ગણાતા.[૩] એણે બૌદ્ધ ભિક્ષુઓની ચોથી સંગીતિ (પરિષદ) બોલાવી. એના અધ્યક્ષપદે વસુમિત્ર નામે પ્રખર વિદ્વાન હતા ને ઉપાધ્યક્ષપદે

૧. આગળ જતાં આ સંવત દક્ષિણ ભારતમાં, ખાસ કરી દખ્ખણમાં, પ્રચલિત થયો ને તેની ઉત્પત્તિ ત્યાંના પ્રાચીન લોકપ્રિય રાજા શાલિવાહન સાથે સાંકળવામાં આવી. હાલ રાષ્ટ્રિય પંચાગમાં આ સંવતને અપનાવવામાં આવ્યો છે.

૨. દા. ત., વૃષ (વૃષાંક શિવ), શાક્યમુનિ બુદ્ધ, વાદો (વાત), આતશ, માઓ (માસ્-ચન્દ્રમા). મિથ્ર-મિહિર, નાના (માતૃદેવી), બહરામ, હેલિઓસ (સૂર્ય), સેલેની (ચન્દ્રમા).

૩. સુંગ-યુન, ફા-હ્યાન, યુઅન શ્વાંગ અને અલ-બેરુનીએ એનો ઉલ્લેખ કર્યો છે. આ પરથી એ સ્મારક ઘણી સદીઓ સુધી મોજૂદ રહેલું જણાય છે. પેશાવર પાસેનાં ખંડેરોના ખોદકામમાં બૌદ્ધ સ્મારકોના અવશેષ મળ્યા છે.

પ્રસિદ્ધ કવિ અશ્વઘોષ હતા. આ સંગીતિમાં પાર્શ્વ આદિ ૫૦૦ પંડિતોએ સક્રિય ભાગ લીધો ને ત્રિપિટકોનો પ્રામાણિક પાઠ તૈયાર કર્યો; તેમજ એના પર મહાવિભાષા (ટીકા) તૈયાર કરી. બૌદ્ધ સંઘમાં મહાયાન નામે સુધારક સંપ્રદાયને આ વખતે પ્રતિષ્ઠા મળી. ઉત્તરના દેશોમાં થયેલા એના પ્રસારમાં કણિષ્કે મહત્ત્વનો ફાળો આપેલો. નાગાર્જુન અને ચરક પણ કણિષ્કના દરબારમાં પ્રોત્સાહન પામતા. આમ કણિષ્ક કલા અને સાહિત્યનો મહાન આશ્રયદાતા હતો. એનું શાસન અનેક દેશો પર પ્રવર્તતું ને એની અભિરુચિમાં અનેક સંસ્કૃતિઓનો સંગમ થતો. ભારતના પ્રાચીન રાજવીઓમાં આ રીતે કુષાણ રાજાધિરાજ કણિષ્ક ગણનાપાત્ર સ્થાન ધરાવે છે.

કણિષ્કના લેખ વર્ષ ૨ થી ૨૩ના મળ્યા છે.

**વાસિષ્ક**

કણિષ્ક પછી વાસિષ્ક ગાદીએ આવ્યો લાગે છે. પ્રાયઃ એ કણિષ્કનો પુત્ર હતો. ને શરૂઆતમાં એના ઉપરાજ તરીકે અધિકાર ધરાવતો. એના લેખ વર્ષ ૨૪ થી ૨૮ના મળ્યા છે. એમાં એને મહારાજ, રાજાતિરાજ, દેવપુત્ર અને ષાહિ (શાહ=રાજા) કહ્યો છે. આ લેખ ઉત્તર પ્રદેશ અને મધ્ય પ્રદેશમાં મળ્યા છે. એના સિક્કા મળ્યા નથી. એ પ્રયાઃ "જુષ્ક" પણ કહેવાતો. એણે કાશ્મીરમાં જુષ્કપુર[1] વસાવેલું.

**હુવિષ્ક**

એ વાસિષ્કનો નાનો ભાઈ હતો ને વાસિષ્કના રાજ્યકાલ દરમ્યાન ઉપરાજ તરીકે એને મદદ કરતો. એના સમયના કેટલાક અભિલેખ મળ્યા છે, જે વર્ષ ૨૮ થી ૬૦ના છે. એમાં એને માટે દેવપુત્ર, ષાહિ, મહારાજ અને રાજાતિરાજ પ્રયોજાયાં છે. એ લેખ ઉત્તર પ્રદેશ, પંજાબ અને અફઘાનિસ્તાનમાં મળ્યા છે. એ પરથી એના રાજ્યનો એટલો વિસ્તાર સુનિશ્ચિત છે. હુવિષ્કના સોનાના તથા તાંબાના વિવિધ સિક્કા મળ્યા છે.[2] એના અગ્રભાગ પર રાજાનું ત્રીજા કે અર્ધા ભાગનું ઉત્તરાંગ હોય છે તથા ગ્રીક ભાષામાં 'ષાહાનુષાહિ હુવિષ્ક

---

૧. શ્રીનગર પાસેનું ઝુકુર.

૨. ત્યારે ચાંદીની ભારે અછત હતી. સોનાના સિક્કા રોમન તોલમાપ લગભગ ૮ ગ્રેન (૧૨૪ ગ્રેન)ના હતા. ત્યાં એ 'દીનારિયસ' કહેવાતા, તે પરથી અહીં 'દીનાર' તરીકે ઓળખાયા.

કુષાણુ' એવું લખાણુ હોય છે. સિક્કાઓના પૃષ્ઠભાગ પર મહાસેન-સ્કન્દ-કુમાર 'વિશાખ (કાર્ત્તિકેય), ગણેશ (શિવ)[1], વૃષ (વૃષાંક શિવ) અને વિષ્ણુ જેવા ભારતીય દેવો ઉપરાંત ઈરાન, સુમેર, ગ્રીસ વગેરે દેશોનાં અનેક દેવદેવીઓ પણ દેખા દે છે. એ બૌદ્ધધર્મને પ્રોત્સાહન આપતો. મથુરામાં એના નામનો બૌદ્ધ વિહાર બંધાયો હતો તેમ જ એના પુણ્યાર્થે પુણ્યશાળા (ધર્મશાળા) બંધાઈ હતી. એણે કાશ્મીરમાં હુવિષ્કપુર વસાવેલું.[2]

વાસિષ્કનો પુત્ર કણિષ્ક ૨ જો એનો ઉપરાજ હતો. એના સમયનો વર્ષ ૪૧ નો શિલાલેખ મળ્યો છે. એમાં એને માટે મહારાજ, રાજાતિરાજ અને દેવપુત્ર ઉપરાંત કૈસર બિરુદ પ્રયોજવામાં આવ્યું છે, જે સમકાલીન રોમન સમ્રાટોનું વિશિષ્ટ બિરુદ હતું.[3]

કલ્હણ-કૃત 'રાજતરંગિણી'માં જણાવ્યું છે કે કાશ્મીરમાં તુરુષ્ક જાતિના હુષ્ક (હુવિષ્ક), જુષ્ક (વાસિષ્ક) અને કણિષ્કનું સંયુક્ત શાસન પ્રવર્તેલું, તેમણે ત્યાં અનુક્રમે હુષ્કપુર, જુષ્કપુર અને કનિષ્કપુર વસાવેલું તેમ જ ત્યાં અનેક બૌદ્ધ મઠ અને ચૈત્ય બંધાવેલાં. કુષાણો પહેલાં તુષાર દેશમાં વસેલા' જે મૂળમાં બલ્ખદેશનો ઉત્તર ભાગ હતો.

### વાસુદેવ

પછીના કુષાણુ રાજાનું નામ વાસુદેવ છે. એ પરથી કુષાણુ રાજવંશમાં ભારતીય સંસ્કૃતિની અધિક અસર સૂચિત થાય છે. એનું નામ ભાગવત (વૈષ્ણવ) સંપ્રદાયનું સૂચક છે, પરંતુ એના સિક્કાઓ પર મુખ્યતઃ વૃષવાહન શિવની આકૃતિ દેખા દે છે. આ પરથી એ પોતે માહેશ્વર(શૈવ) ધર્મ તરફ અભિરુચિ ધરાવતો જણાય છે. એના અભિલેખ વર્ષ ૬૭ થી ૯૮ના છે. એના સિક્કા માત્ર મથુરાની આસપાસના પ્રદેશમાં મળે છે, એ પરથી એનું રાજ્ય ભારતની અંદરના પ્રદેશમાં સીમિત થયું હોવા સંભવે છે.

### કુષાણુ રાજ્યની પડતી

વાસુદેવ પછીનો કુષાણુ રાજ્યનો ઇતિહાસ ઘણો અસ્પષ્ટ છે. ઈ. સ. ૧૭૬ થી ૨૨૫ના ગાળામાં કણિષ્ક ૩ જો અને વાસુદેવ ૨ જો નામે રાજા થયા હોય એવું સિક્કાઓ પરથી માલૂમ પડે છે. એ સમયે ઉત્તર પ્રદેશ અને

---

૧. બારામૂલા ઘાટ પાસેનું ઉષ્કૂર.

૨. અહીં ગણેશ નામવાળા દેવ ગજાનન ગણપતિ નહિ, પણ ધનુર્ધર ત્રિપુરાન્તક શિવના સ્વરૂપે આલેખાયા છે. પ્રાચીન સમયમાં ગજાનન ગણપતિનું સ્વરૂપ રૂઢ થયું નહોતું ત્યારે ગણોના ઈશ તરીકે શિવની ગણના થતી.

૩. કૈસર=સીઝર.

રાજસ્થાનમાં કુષાણ સત્તાને ઉથલાવી પાડી કેટલાંક સ્વતંત્ર રાજ્ય સ્થપાયાં, છતાં પંજાબ, વાયવ્ય સરહદ પ્રદેશ અને અફઘાનિસ્તાનમાં કુષાણોની સત્તા લગભગ ત્રીજી સદીના મધ્ય સુધી ચાલુ રહી.

આ દરમ્યાન ઈરાનમાં સાસાની વંશ સ્થપાતાં ત્યાંના પરાક્રમી રાજાઓએ બાહ્લિક, ખોરાસાન, કાબુલ અને ગંધાર પ્રદેશ પર વિજયકૂચ કરવા માંડી. આ સાસાની આક્રમણોને લઈને કુષાણ રાજાઓની સત્તાનો હ્રાસ થતો રહ્યો. કુષાણો પર હવે સાસાની સમ્રાટોનું આધિપત્ય પ્રવર્ત્યું. યૌધેયો તથા ભારશિવો જેવાં વીરકુલોએ આ પરિસ્થિતિનો લાભ લઈ પોતાની પ્રબલ સત્તા વર્તાવી. છતાં કાબુલ અને પંજાબના અમુક ભાગમાં કુષાણોની સત્તા કેટલોક વખત ચાલુ રહી. સમય જતાં ત્યાં કિદાર નામે અન્ય કુલના કુષાણોની સત્તા પ્રવર્તી છેક સમુદ્રગુપ્તના સમય સુધી ત્યાં દેવપુત્ર-ષાહિ-ષાહાનુષાહિ (કુષાણ સમ્રાટ)ની સત્તા પ્રવર્તતી હોવાની નોંધ લેવાતી.

કુષાણ રાજ્યના શાસન દરમ્યાન ભારતમાંના અનેક પ્રદેશો તેમ જ મધ્ય એશિયા સુધીના અનેક પડોશી દેશો એક સામ્રાજ્યની સત્તા નીચે સંકલિત થયા. કણિષ્કના વંશે મધ્ય અને પૂર્વ એશિયામાં ભારતીય સભ્યતાના પ્રસારનો માર્ગ મોકળો કર્યો. એટલું જ નહિ; વિદેશી સંસ્કૃતિઓની અસરથી ભારતીય ધર્મ, સાહિત્ય તથા કલાના ક્ષેત્રમાં પણ કેટલાક ગણનાપાત્ર સુધારાવધારા થયા. આમ ઉત્તર ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં કુષાણ વંશે નોંધપાત્ર ફાળો આપ્યો ગણાય.

## ૪. પશ્ચિમી ક્ષત્રપો

ઈસ્વી પૂર્વે પહેલી સદીમાં શકોએ અવન્તિમાં સ્થાપેલી સત્તાનો માલવ ગણના વીર વિક્રમાદિત્યે થોડા વખતમાં જ અંત આણ્યો હતો, પરંતુ તે પછીની સદી દરમ્યાન ત્યાં રાજા સત્રપ(ક્ષત્રપ) તરીકે શક કુલનું શાસન પ્રવર્ત્યું. ઉત્તર ભારતના ક્ષત્રપોને 'ઉત્તરી ક્ષત્રપો' તરીકે તથા પશ્ચિમ ભારતના ક્ષત્રપોને 'પશ્ચિમી ક્ષત્રપો' તરીકે ઓળખવામાં આવે છે.

### ક્ષહરાત ક્ષત્રપો

શરૂઆતના ક્ષત્રપ ક્ષહરાત કુલના હતા. આ કુલ શક જાતિનું હતું. આ ક્ષત્રપ ઉત્તરમાંથી આવેલા હતા.

### ભૂમક

ક્ષહરાત ક્ષત્રપ' વંશના રાજાઓમાં બે રાજાઓના સિક્કા મળે છે. એમાં પહેલા રાજાનું નામ ભૂમક છે. એણે તાંબાના સિક્કા પડાવેલા; તે ગુજરાત,

માળવા અને પુષ્કર પ્રદેશમાંથી મળ્યા છે. એની એક બાજુ પર બાણ, ચક્ર અને વજ્રનાં ચિહ્ન અને બીજી બાજુ પર સિંહ-શિખર અને ચક્રનાં ચિહ્ન હોય છે. પહેલી બાજુ પર ખરોષ્ઠીમાં અને બીજી બાજુ પર બ્રાહ્મીમાં ક્ષહરાત ક્ષત્રપ ભૂમકનું નામ લખેલું હોય છે. આ બંને લિપિઓના ઉપયોગ પરથી એનો પશ્ચિમ ભારત ઉપરાંત વાયવ્ય ભારત સાથેનો સંબંધ સૂચિત થાય છે.

**નહપાન**

ક્ષહરાત ક્ષત્રપ વંશનો બીજો રાજા નહપાન છે. એના સિક્કા ભૂમકના સિક્કાના અનુકાલીન હોઈ, આ રાજા ભૂમકનો ઉત્તરાધિકારી હોવાનું ફલિત થાય છે. પરંતુ એ બે રાજાઓ વચ્ચે પિતાપુત્રનો કે બીજો કોઈ સંબંધ હતો એ નક્કી કરવું મુશ્કેલ છે. નહપાને ખાસ કરીને ચાંદીના સિક્કા પડાવ્યા. ભૂમકના સિક્કાના અગ્રભાગ પરનાં ચિહ્ન એમાં પૃષ્ઠભાગ પર રાખવામાં આવ્યાં ને અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની આકૃતિ પાડવામાં આવી. અગ્રભાગ પર ગ્રીક લિપિમાં અને પૃષ્ઠભાગ પર બ્રાહ્મી લિપિમાં રાજા ક્ષહરાત નહપાનનું નામ આપેલું છે. આ સિક્કા પુષ્કર પ્રદેશથી માંડીને નાસિક પ્રદેશ સુધીના વિસ્તારમાં મળે છે.

નહપાનના સમયના કેટલાક અભિલેખ પણ મળે છે, જે મહારાષ્ટ્રમાંના નાસિક, કાર્લા અને જુન્નારની ગુફાઓમાં કોતરેલા છે. એમાં સામાન્યતઃ એને 'રાજા ક્ષહરાત ક્ષત્રપ' કહેલો છે. એમાંના એક લેખમાં વર્ષ ૪૧, ૪૨, અને ૪૫ નો ઉલ્લેખ આવે છે. વર્ષ ૪૬ ના લેખમાં નહપાનને 'રાજા મહાક્ષત્રપ સ્વામી' કહેવામાં આવ્યો છે. એ પરથી એ વર્ષે એ વધારે ઊંચી પદવી પામ્યો જણાય છે. ગમે તેમ એના સર્વ ગુફાલેખોમાં તથા સિક્કાલેખોમાં એને હમેશાં 'રાજા' કહેલો છે ને એમાં કયાંય એના કોઈ સ્વામીનો નિર્દેશ કરેલો નથી એ ખાસ નોંધપાત્ર છે.

નહપાનના જમાઈ ઉષવદાતે(ઋષભદત્તે) પ્રભાસ, ભરુકચ્છ (ભરૂચ), દશપુર(મંદસોર, માળવા) ગોવર્ધન(નાસિક), શૂર્પારક(સોપારા), પુષ્કર(અજમેર પાસે) વગેરે તીર્થસ્થાનોએ વિવિધ ધર્મદાન દીધાં હતાં. એની પુત્રી દક્ષમિત્રા અને એના અમાત્ય અર્યમાએ પણ ધર્મદાન દીધેલાં.

એના અભિલેખોમાં આપેલાં વર્ષ ૪૧ થી ૪૬ એના રાજ્ય કાલનાં લાગે છે. એણે ઈ. સ. ૭૮ પહેલાં ઓછામાં ઓછું ૪૬ વર્ષ અર્થાત્ ઈ. સ. ૩૨ થી ૭૮ સુધી રાજય કર્યું હોવાનું માલૂમ પડે છે. એના જમાઈનાં ધર્મદાનોનાં સ્થાનો પરથી તેમ જ એના સિક્કાઓનાં પ્રાપ્તિસ્થાનો પરથી એનું રાજ્ય

દક્ષિણમાં મહારાષ્ટ્ર સુધી અને ઉત્તરમાં પુષ્કર પ્રદેશ સુધી વિસ્તરેલું જણાય છે. કોંકણ, માળવા અને ગુજરાતનો એમાં થતો સમાવેશ થતો. નાસિક અને પૂણે જિલ્લામાં આવેલા પ્રદેશ ક્ષહરાતોએ દખ્ખણના સાતવાહન વંશના રાજાઓ પાસેથી જીતી લીધેલા જણાય છે. એના સમયના અભિલેખ આ બે પ્રદેશોમાં જ મળ્યા છે, પરંતુ નહપાન જૈન સાહિત્યમાં જણાવેલો નભોવાહન હોવા સંભવે છે. એ ગણતરીએ એની રાજધાની ભરુકચ્છમાં આવેલી હોવા સંભવે છે.

**ક્ષહરાત રાજ્યનો અંત**

નહપાનની કારકિર્દીનો અંત કેવી રીતે આવેલો તેની કંઈ માહિતી મળતી નથી, પરંતુ અન્ય રાજવંશોના અભિલેખો પરથી માલૂમ પડે છે કે સાતવાહન વંશના પ્રતાપી રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાત વંશનો નાશ કરીને ક્ષહરાત રાજ્યના પ્રદેશો પર પોતાની સત્તા જમાવી દીધી.

**કાર્દમક ક્ષત્રપો**

પરંતુ આથી પશ્ચિમ ભારતમાં શક ક્ષત્રપોની સત્તા સંદતર લુપ્ત થઈ નહિ. થોડા જ વખતમાં એક બીજા કુલના ક્ષત્રપોએ એમાંના કેટલાક પ્રદેશો પર પોતાની સત્તા જમાવી દીધી. આ ક્ષત્રપકુલનું નામ 'કાર્દમક' હતું. એ નામ બાહ્લિક દેશમાં આવેલ કર્દમ નદીના પ્રદેશના નામ પરથી પડેલું મનાય છે.

**ચાષ્ટન**

કાર્દમક કુલના ક્ષત્રપ વંશનો સ્થાપક ચાષ્ટન હતો. એના પિતાનું નામ ત્સામોતિક[1] હતું. એના ચાંદીના સિક્કા મળ્યા છે એના અગ્રભાગ પર રાજાનું ઉત્તરાંગ અને ગ્રીક-રોમન લિપિમાં લેખ હોય છે. પૃષ્ઠભાગ પર કેટલાક સિક્કાઓમાં ચંદ્ર અને સૂર્યનાં ચિહ્ન તથા બ્રાહ્મી અને ખરોષ્ઠીમાં લખાણ હોય છે, જ્યારે બીજા કેટલાક સિક્કાઓમાં ચંદ્ર અને સૂર્યની વચ્ચે ત્રિકૂટ પર્વતનું ચિહ્ન હોય છે, જેની ઉપર ચંદ્રનું અને નીચે સમુદ્રનું ચિહ્ન પણ હોય છે. આ બીજા પ્રકારના કેટલાક સિક્કાઓમાં ચાષ્ટનને 'રાજા ક્ષત્રપ' અને બીજા કેટલાક સિક્કાઓમાં 'રાજા મહાક્ષત્રપ' કહેવામાં આવ્યો છે. એ પરથી આ રાજાએ આગળ જતાં મહાક્ષત્રપની પદવી ધારણ કરી ઉપરાજ તરીકે ક્ષત્રપનું સંયુક્ત શાસન અપનાવ્યું હોવાનું સૂચિત થાય છે. એના ક્ષત્રપ તરીકે શરૂઆતમાં એના પુત્ર જયદામાએ અને એના પછી જયદામાના પુત્ર રુદ્રદામાએ સિક્કા પડાવેલા છે. આ પરથી જયદામા ચાષ્ટનના જયકરાલ દરમ્યાન અકાલ અવસાન પામ્યો હોવાનું ફલિત થાય છે. કચ્છમાં મળેલા યષ્ટિલેખોમાં એના સમયનો એક લેખ વર્ષ ૬ નો અને એક બીજો લેખ વર્ષ ૧૧ નો છે. એના રાજ્યકાલથી શરૂ થયેલો સંવત શક સંવત છે. આ પરથી એ ઈ. સ. ૭૮માં ગાદીએ

૧ 'ત્સ'ને ભારતીય લિપિમાં 'જ' પણ લખતા.

આવ્યો લાગે છે. વર્ષ ૫૨(ઈ. સ. ૧૩૦)ના યષ્ટિલેખમાં રાજા ચાષ્ટન અને રાજા રુદ્રદામાના સંયુક્ત શાસનનો ઉલ્લેખ આવે છે. ચાષ્ટનની યશસ્વી વિજય-સિદ્ધિમાં એના એ પ્રતાપી પૌત્રે મહત્ત્વનો ભાગ ભજવ્યો લાગે છે. ચાષ્ટનની સત્તા સંભવતઃ કચ્છમાં શરૂ થઈને સમય જતાં પૂર્વમાં માળવા સુધી વિસ્તરી. એની રાજધાની ઉજ્જયિની(ઉજ્જન)માં હતી.

### રુદ્રદામા ૧ લો

મહાક્ષત્રપ ચાષ્ટનના મૃત્યુ પછી એનો પૌત્ર રુદ્રદામા મહાક્ષત્રપ થયો. એના સર્વ સિક્કા 'મહાક્ષત્રપ' તરીકે પડાવેલા છે. એના સમયથી પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કાનું એવું સ્વરૂપ નિશ્ચિત થાય છે, જે લાંબા કાળ લગી લગભગ યથાતથ રહેવા પામે છે. અગ્રભાગ પર રાજાનું ઉત્તરાંગ અને એની આસપાસ ગ્રીક-રોમન અક્ષરો હોય છે, જે હવે માત્ર રૂઢિની રીતે ગમેતેમ ચાલુ રહી માત્ર શોભાત્મક કિનારની ગરજ સારે છે. પૃષ્ઠભાગ પર ચંદ્ર, સૂર્ય, પર્વત, સમુદ્ર વગેરે શાશ્વત પ્રકૃતિ-તત્ત્વોનાં ચિહ્ન અને એની આસપાસ બ્રાહ્મી લિપિમાં અને સંસ્કૃત-પ્રાકૃત મિશ્ર ભાષામાં રાજાનાં તથા તેના પિતાનાં નામ અને બિરુદ દર્શાવતું લખાણ હોય છે. મહાક્ષત્રપ રુદ્રદામાના સમયનો એક શૈલલેખ મળ્યો છે, જે અશોકના શૈલલેખોવાળા શૈલ(ખડક)ની બીજી બાજુ પર કોતરેલો છે. આ લેખ શુદ્ધ સંસ્કૃત ભાષામાં અને ઉચ્ચ ગદ્ય શૈલીમાં લખેલો છે. લેખનો મુખ્ય ઉદ્દેશ ગિરિનગર(જૂનાગઢ)ના સુદર્શન તળાવનો સેતુ(બંધ) વર્ષ ૭૨(ઈ.સ. ૧૫૦)માં અતિવૃષ્ટિને લઈને નદીઓમાં આવેલા ભારે પૂરને લઈને તૂટી જતાં ખાલીખમ થઈ જઈ દુર્દર્શન બનેલા એ જળાશયને આનર્ત-સુરાષ્ટ્રના સૂબા સુવિશાખની ભલામણથી રાજકોષમાંથી પુષ્કળ દ્રવ્ય વાપરીને વિના વિલંબે એનો મજબૂત બંધ બંધાવીને, પહેલાં હતું તેનાથીય વધુ સુદર્શન કરવામાં આવ્યું એ યશસ્વી ઘટના નોંધવાનો છે. આ ઉપરાંત એ લેખમાં રાજા રુદ્રદામા, અમાત્ય સુવિશાખ અને સુદર્શન તળાવ વિશે કેટલીક મહત્ત્વની વિગતો આપવામાં આવી છે. રાજા મહાક્ષત્રપ રુદ્રદામા એ સમયે આકર (પૂર્વ માળવા), અવન્તિ (પશ્ચિમ માળવા), અનૂપ (માહિષ્મતીની આસપાસનો પ્રદેશ), આનર્ત (ઉત્તર ગુજરાત), સુરાષ્ટ્ર(સૌરાષ્ટ્ર), શ્વભ્ર(સાબરકાંઠો), મરુ(મારવાડ), કચ્છ, સિંધુ, સૌવીર (સિંધ-મુલતાન), કુકુર(સિંધુ દેશની પૂર્વે)-અપરાંત[1]-નિષાદ(દક્ષિણ પંજાબ અને રાજસ્થાન) વગેરે પ્રદેશોનો સ્વામી હતો (આકૃતિ ૧૧). એણે વીરતાની

---

૧. 'અપરાંત' નામ આગળ જતાં ઉત્તર કોંકણ માટે પ્રયોજાયું છે; ને એનું પાટનગર શૂર્પારક(સોપારા) હતું, જે મહારાષ્ટ્રના થાણા જિલ્લામાં આવેલું છે, પરંતુ અહીં એ નામ ભારતની પશ્ચિમ સીમાના ઉત્તર ભાગમાં અર્થાત્ ઉત્તર-વાયવ્યમાં આવેલ પ્રદેશ માટે વપરાયું છે (ઉમાશંકર જોશી, પુરાણોમાં ગુજરાત, પૃ. ૧૧–૧૨).

નામનાથી છકી ગયેલા યૌધેયોનો ભારે પરાભવ કર્યો હતો તેમ જ દક્ષિણાપથના સ્વામી શાતકર્ણિને બબ્બે વાર હરાવીને નજીકના સંબંધને લઈને જવા દીધો હતો. આ ઉલ્લેખો પરથી ફલિત થાય છે કે રુદ્રદામાના સમયમાં ક્ષહરાત ક્ષત્રપ રાજ્યના સર્વ ઉત્તરી પ્રદેશ કાર્દમક ક્ષત્રપોની સત્તા નીચે આવી ગયા હતા ને ક્ષત્રપો તથા સાતવાહનો વચ્ચેના સંઘર્ષમાં રાજા મહાક્ષત્રપ રુદ્રદામાએ સાતવાહન રાજા શાતકર્ણિને બે વાર હરાવ્યો હતો. અમાત્ય સુવિશાખ પહ્લવ જાતિનો હતો.

સુદર્શન તળાવ ઊર્જયત (ગિરનાર) પર્વતમાંથી નીકળતી નદીઓના પ્રવાહ આડે બંધ બાંધીને ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં બાંધવામાં આવ્યું હતું ને એનો બંધ તૂટી જતાં જ્યારે મહાક્ષત્રપના સચિવોએ એ સમરાવવાની ના પાડી ત્યારે પૌરજનો તથા જાનપદ જનોમાં હાહાકાર વર્ત્યો હતો.




રુદ્રદામા ૧ લાના રાજ્ય પ્રદેશો

આકૃતિ ૧૧

## પછીના કાર્દમક મહાક્ષત્રપો

રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લાના મૃત્યુ પછી એનો પુત્ર દામઘ્સદ(દામજદ) મહાક્ષત્રપ થયો. અગાઉ એણે મહાક્ષત્રપ રુદ્રદામાની સાથે ક્ષત્રપ તરીકે પણ શાસન કર્યું હતું. ક્ષત્રપ રાજાઓમાં મહાક્ષત્રપ અને ક્ષત્રપના સંયુક્ત શાસનની આ પ્રથા લાંબો સમય ચાલુ રહી.

રુદ્રદામાના બીજા પુત્ર રુદ્રસિંહ ૧ લાના સમયથી સિક્કાઓ પર વર્ષની સંખ્યા દર્શાવવામાં આવી, જે અગ્રભાગ પરના રાજાના ઉત્તરાંગની પાછળ આપવામાં આવતી. રુદ્રસિંહે વર્ષ ૧૦૩(ઈ.સ. ૧૮૧)થી વર્ષ ૧૧૯(ઈ.સ. ૧૯૭) દરમ્યાન મહાક્ષત્રપ તરીકે સિક્કા પડાવ્યા છે.

રુદ્રસિંહ ૧ લા પછી એના મોટા ભાઈ દામજદશ્રી ૧ લાનો પુત્ર જીવદામા (ઈ.સ. ૧૯૭–૧૯૮) અને એના પછી રુદ્રસિંહનો પુત્ર રુદ્રસેન ૧ લો (ઈ.સ. ૨૦૦–૨૨૨) મહાક્ષત્રપ થયો. મહાક્ષત્રપ રુદ્રસેન ૧ લાની બહેન પ્રભુદમા વૈશાલીની મહાદેવી(મહારાણી) હતી.

રુદ્રસેન ૧ લા પછી એનો નાનો ભાઈ સંઘદામા(ઈ.સ. ૨૨૨–૨૨૩) અને એના પછી એનો નાનો ભાઈ દામસેન (ઈ.સ. ૨૨૩–૨૩૬) મહાક્ષત્રપ થયો. દામસેન પછી એના પુત્ર યશોદામા (ઈ.સ. ૨૩૮–૨૩૯), વિજયસેન(ઈ.સ. ૨૩૯–૨૫૦) અને દામજદશ્રી (ઈ.સ. ૨૫૦–૨૫૫) વારાફરતી મહાક્ષત્રપ થયા. એ પછી એમના મોટા ભાઈ વીરદામાનો પુત્ર રુદ્રસેન ૨ જો ગાદીએ આવ્યો. એના સંખ્યાબંધ સિક્કા મળ્યાં છે, જે વર્ષ ૧૭૭(ઈ.સ. ૨૫૫)થી વર્ષ ૧૯૯(ઈ.સ. ૨૭૭)ના છે એણે આન્ધ્ર દેશના ઇક્ષ્વાકુ રાજા વીર પુરુષદત્ત સાથે વિવાહ-સંબંધ બાંધ્યો હતો. રુદ્રસેન ૨ જા પછી એનો પુત્ર વિશ્વસિંહ (ઈ.સ. ૨૭૯ થી ૨૮૨) અને એના પછી એનો ભાઈ ભર્તૃદામા(ઈ.સ. ૨૮૨–૨૯૯) સત્તા પર આવ્યો. ભર્તૃદામાનો પુત્ર વિશ્વસેન ઈ.સ. ૨૯૩ થી ૩૦૪ સુધી ક્ષત્રપનો અધિકાર ધરાવતો; પરંતુ ઈ.સ. ૨૯૫ થી પચાસેક વર્ષ સુધી મહાક્ષત્રપનું પદ લુપ્ત રહ્યું લાગે છે. ચાષ્ટનના વંશજોની વંશાવળી ચોક્કસ રીતે વિશ્વસેન સુધી જાણવા મળે છે.

## પછીના અન્ય મહાક્ષત્રપ

વિશ્વસેન પછી ક્ષત્રપ તરીકે અન્ય કુલના ક્ષત્રપ સત્તા ધરાવતા. એમાં કોઈ સ્વામી જીવદામાના પુત્ર રુદ્રસિંહ ૨ જાનો અને એના પુત્ર યશોદામા ૨ જાનો સમાવેશ થાય છે. એમના સિક્કા ઈ.સ. ૩૦૪ થી ૩૩૨ના વર્ષના મળ્યા છે.

એ પછી સ્વામી રુદ્રદામા ૨ જો નામે રાજા મહાક્ષત્રપ થયો એના કુલ વિશે કંઈ માહિતી મળતી નથી. એના પુત્ર રુદ્રસેન ૩ જાએ મહાક્ષત્રપ તરીકે ઈ.સ. ૩૪૮થી ૩૮૦ સુધી પડાવેલા સિક્કા મળ્યા છે.

એના પછી એની બહેનનો પુત્ર સ્વામી સિંહસેન રાજા મહાક્ષત્રપ તરીકે સત્તારૂઢ થયો (લગ. ઈ.સ. ૩૮૧). એનો ઉત્તરાધિકાર એના પુત્ર સ્વામી રુદ્રસેન ૪ થાને મળ્યો (લગભગ ઈ.સ. ૩૮૪).

થોડા વખતમાં સ્વામી સત્યસિંહ નામે રાજા મહાક્ષત્રપ થયો. એને રુદ્રસેન ૪ થા સાથે કંઈ સંબંધ હોય, તો તે કેવા પ્રકારનો હતો તે વિશે કંઈ માહિતી મળતી નથી. મહાક્ષત્રપ સ્વામી સત્યસિંહનો ઉત્તરાધિકાર એના પુત્ર મહાક્ષત્રપ સ્વામી રુદ્રસિંહ ૩ જાને મળ્યો. એ ઈ.સ. ૩૮૮–૩૯૮ના અરસામાં રાજ્ય કરતો હતો.

આમ, ક્ષહરાત ક્ષત્રપોની સત્તાના અસ્ત પછી કાર્દમક અને અન્ય કુલોના ક્ષત્રપોએ ઈ. સ. ૭૮ થી લગભગ ૩૯૮ સુધી પશ્ચિમ ભારતના ઘણા પ્રદેશો પર શાસન કર્યું. એ દરમ્યાન ઈશ્વરદત્ત નામે કોઈ રાજાએ ઓછામાં ઓછાં બે વર્ષ લગી મહાક્ષત્રપ તરીકે સિક્કા પડાવેલા. એ રાજા પ્રાયઃ આભીર કુલનો હતો. એના શાસનકાલના નિર્ણય માટે અનેક મત-મતાંતર પ્રવર્તે છે.

વળી કોઈ શર્વ ભટ્ટારકે પણ રાજા મહાક્ષત્રપ તરીકે સિક્કા પડાવ્યા છે. એના પૃષ્ઠભાગ પર ત્રિશૂલનું ચિહ્ન રાખેલું છે. આ રાજા સ્પષ્ટતઃ શૈવ હતો ને ક્ષત્રપ કુલોના રાજાઓનો અનુગામી હતો. સંભવતઃ એ પછીના માહેશ્વર મૈત્રક રાજાઓનો પૂર્વજ હોઈ શકે. એના સિક્કા વર્ષ વગરના છે. પ્રાયઃ એણે ઈ.સ. ૪૦૦ થી ૪૧૫ સુધી રાજ્ય કર્યું હતું. ઈ. સ. ૪૦૦ના અરસામાં મગધના ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે માળવા જીતી લીધું હતું; ઈ. સ. ૪૧૫ના અરસામાં કુમારગુપ્ત મહેંદ્રાદિત્યે ગુજરાત જીત્યું.

### (૩) ઉત્તર ભારતનાં અન્ય રાજ્ય

આ સમય દરમ્યાન ભારતમાં કેટલાંક ગણતંત્ર રાજ્ય હતાં, જેમાં આર્જુનાયનો, યૌધેયો અને માલવો ખાસ નોંધપાત્ર છે.

## આર્જુનાયનો અને યૌધેયો

આર્જુનાયનો પૂર્વ રાજસ્થાનમાં રાજ્ય કરતા, જ્યારે યૌધેયો ઉત્તરપૂર્વ રાજસ્થાન, હરિયાણા અને પૂર્વ પંજાબમાં સત્તા ધરાવતા. યૌધેયોના ઘણા સિક્કાઓ પર કાર્તિકેયની આકૃતિ અને 'યૌધેયગણોનો જય' એવું લખાણ હોય છે. આર્જુનાયનોના સિક્કાઓ પર 'આર્જુનાયનોનો જય' લખ્યું હોય છે. ઈ.સ. પૂર્વે પહેલી સદીના મધ્યમાં ભારતીય-યવનોની સત્તા નબળી પડતાં આ બંને ગણરાજ્ય પ્રબળ બન્યાં, પરંતુ થોડા વખતમાં શકો અને કુષાણોની પ્રખર સત્તાને વશ થયાં. કુષાણોની સત્તાની પડતી થતાં તેમણે પોતાની સત્તાને પ્રબળ કરવા માંડી, પરંતુ ત્રીજી સદીમાં તેમનાં રાજ્યો પર મગધના ગુપ્ત સમ્રાટનું આધિપત્ય જામ્યું.

## માલવો

માલવો, જે નંદ વંશના સમય દરમ્યાન પંજાબમાં વસતા હતા, તે સમય જતાં ત્યાંથી દક્ષિણે સ્થળાંતર કરી પૂર્વ રાજસ્થાનમાં આવી વસ્યા. આગળ જતાં તેઓ ત્યાંથીય દક્ષિણમાં દશપુર (મંદસોર, મ. પ્ર.) તરફ ખસ્યા અને એ પ્રદેશ એમના નામ પરથી 'માલવક' (માળવા) નામે ઓળખાતો થયો. તેઓના સિક્કાઓ પર 'માલવોનો જય' એવું લખાણ હોય છે.

કાણ્વ વંશના અમલ દરમ્યાન આ માલવદેશમાં ગર્દભિલ્લ નામે વંશની સત્તા પ્રવર્તી. એ વંશના રાજા દર્પણે સરસ્વતી નામે કુલીન સ્ત્રીને બળાત્કારે અંતઃપુરમાં પૂરી, તેથી જૈનસૂરિ કાલકાચાર્ય ઈરાન જઈ શક ષાહિઓને ભારત પર આક્રમણ કરવા તેડી લાવ્યા. માર્ગમાં વરસાદને લઈને તેઓ સૌરાષ્ટ્રમાં રોકાયા. પછી ગર્દભિલ્લ રાજાની રાજધાની ઉજ્જયિની પર આક્રમણ કરી એ જુલમી રાજાનો નાશ કર્યો. ઉજ્જનમાં હવે વિદેશી શકોનું શાસન પ્રવર્ત્યું. થોડાં જ વર્ષમાં ગર્દભિલ્લ રાજાના પુત્ર વિક્રમાદિત્યે ત્યાંની શક સત્તા ઉથલાવી પાડી માલવદેશને વિદેશી શાસનમાંથી મુક્ત કર્યો. આ મહાન બનવાની સ્મૃતિમાં માલવ-ગણનો સળંગ સંવત શરૂ થયો (ઈ. પૂ. ૫૭). આગળ જતાં શકારિ વિક્રમાદિત્યના નામ પરથી એ વિક્રમ સંવત તરીકે જાણીતો થયો.

વિક્રમાદિત્યે અને એના ઉત્તરાધિકારીઓએ લગભગ દોઢસો વર્ષ રાજ્ય કર્યું. એ પછી ત્યાં શક ક્ષત્રપોનું શાસન પ્રવર્ત્યું, ને પશ્ચિમ ભારતમાં હવે માલવ-ગણ સંવતની જગ્યાએ શક સંવત પ્રચલિત થયો, જે ઈ. સ. ૭૮ માં અર્થાત્ માલવગણ સંવત પછી ૧૩૫ વર્ષે શરૂ થયો હતો.

### નાગ-રાજ્યો

કુષાણ–સત્તાની પડતી સમયે નાગ લોકોનાં કેટલાંક રાજ્ય નજરે પડે છે, જેમ કે મથુરા, પદ્માવતી[1] અને વિદિશામાં.[2] આ જાતિના લોકો નાગના ઉપાસક હતા, પોતાના મસ્તક પર નાગનું ચિહ્ન ધારણ કરતા ને પોતાનાં નામોમાંય 'નાગ' શબ્દનો સમાવેશ કરતા. પુરાણો પદ્માવતીમાં નવ અને મથુરામાં સાત નાગ રાજાઓ થયા હોવાનું જણાવે છે. પદ્માવતીના સિક્કા નાના છે; એના પર તે તે રાજાનું નામ અંકિત કરાતું.

ભારશિવ કુલના રાજાઓ શૈવ હતા.[3] તેઓ નાગ જાતિના હતા. એમણે પોતાની સત્તા ગંગા-પ્રદેશ પર પ્રસારી ને દસ અશ્વમેધ યજ્ઞ કર્યા.

### અહિચ્છત્ર

એ ઉત્તર પંચાલનું પાટનગર હતું. એનું સ્થળ હાલના ઉત્તર પ્રદેશના બરેલી જિલ્લામાં આવેલું રામનગર છે. પંચાલ પ્રદેશમાં જુદા જુદા રાજાઓના અનેક સિક્કા મળ્યા છે. એમાંના ઘણા રાજાઓનાં નામોને અંતે 'મિત્ર' શબ્દ આવે છે.[4] એમાં પૃષ્ઠભાગ પરનું ચિહ્ન ઘણું કરીને તે તે રાજાના નામનું સૂચન કરે છે. એમાંના બૃહત્સ્વાતિમિત્રનો ઉલ્લેખ પભોસા(પ્રયાગ પાસેના)ના ગુફા-લેખમાં પણ આવે છે.

### અયોધ્યા

કોસલ દેશની રાજધાની અયોધ્યામાં બે રાજવંશોના સિક્કા મળે છે. ધનદેવ, વિશાખદેવ, મૂલદેવ, વાયુદેવ વગેરે રાજાઓના સિક્કા ચોરસ અને ભારતીય ઢબના છે. એમાંનો ધનદેવ સેનાપતિ પુષ્યમિત્રનો (પ્રાયઃ માતૃપક્ષે) વંશજ હતો.

બીજા વંશના સિક્કા ગોળ અને નવી ઢબના છે. એ વંશના રાજાઓ સત્યમિત્ર, આયુમિત્ર, સંઘમિત્ર, વિજયમિત્ર, દેવમિત્ર ઇત્યાદિ છે.

---

૧. મધ્ય પ્ર.માં ગ્વાલિયર અને ઝાંસી વચ્ચે નરવર પાસે આવેલું પવાયા

૨. ભોપાલ (મ. પ્ર.) પાસે.

૩. તેઓ પોતાના ખભા પર શિવલિંગનો ભાર ધારણ કરતા, તેથી તેઓ 'ભારશિવ' કહેવાતા એવી અનુશ્રુતિ છે.

૪. દા. ત., સૂર્યમિત્ર, ભાનુમિત્ર, અગ્નિમિત્ર, વિષ્ણુમિત્ર, ઇન્દ્રમિત્ર, બૃહત્સ્વાતિમિત્ર ઇત્યાદિ.

### કૌશાંબી

વત્સદેશની આ રાજધાનીમાં અનેક પ્રકારના સિક્કા મળ્યા છે. શરૂઆતના સિક્કાઓ પર કૌશાંબીનું નામ લખાતું, જ્યારે પછીના સિક્કાઓ પર જુદા જુદા રાજાઓનાં નામ જોવા મળે છે. દા. ત. સુદેવ, બૃહત્સ્વાતિમિત્ર, અગ્નિમિત્ર, દેવમિત્ર, વરુણમિત્ર, વિજયમઘ, વૈશ્રવણ ઇત્યાદિ. પછીના આ રાજાઓ ઈ.પૂ. પહેલી સદીથી ઈસ્વી ચોથી સદી સુધીમાં થયા લાગે છે. એમાંના કેટલાક રાજાઓના અભિલેખ પણ મળે છે, જેની મિતિનાં વર્ષો પરથી ત્યાં કુષાણ રાજ્યનું આધિપત્ય પ્રવર્તતું જણાય છે.

## (૪) દક્ષિણાપથનો સાતવાહન (આન્ધ્ર) વંશ

પૌરાણિક અનુશ્રુતિ અનુસાર કાણ્વવંશના રાજા સુશર્માને આન્ધ્ર જાતિના શિમુકે મારી સત્તા હસ્તગત કરી હતી.

### આન્ધ્ર

આ એક પ્રાચીન પ્રજા હતી. એનો ઉલ્લેખ ઐતરેય બ્રાહ્મણમાં આવે છે. એ અનુસાર એની ઉત્પત્તિ ગોદાવરી–કૃષ્ણા પ્રદેશમાં જઈ વસેલા બ્રાહ્મણોના દ્રવિડ સ્ત્રીઓ સાથેના સંબંધમાંથી થઈ જણાય છે. ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં આન્ધ્રો પાસે મોટી પ્રબળ સેના હતી ને એમના રાજ્યમાં ત્રીસ નગર હતાં. અશોકના અભિલેખમાં એના સામ્રાજ્યની અંદર આન્ધ્રનો ઉલ્લેખ આવે છે. મગધની સત્તા નબળી પડતાં તેઓ પાછા સ્વતંત્ર થયા. તેઓનું પાટનગર કૃષ્ણા નદીના તટ પર આવેલું ધાન્યકટક (હાલના આન્ધ્ર પ્રદેશના વિજયવાડા પાસે) હતું.

### સાતવાહન

પુરાણોમાં જણાવેલા શિમુક અને એના વંશજોના જે અભિલેખ મળ્યા છે તેમાં તે રાજાઓને સાતવાહન કુલના કહ્યા છે ને તેમનો મુખ્ય પ્રદેશ મહારાષ્ટ્રમાં આવેલો જણાય છે. તેમનું પાટનગર ગોદાવરી નદીના તટ પર આવેલું પ્રતિષ્ઠાન હતું, જે મહારાષ્ટ્રના ઔરંગાબાદ જિલ્લામાં આવેલું છે. સાતવાહનો બ્રાહ્મણ હતા ને તેમના કુલમાં નાગ જાતિનું મિશ્રણ થયેલું હતું.

પૂર્વઘાટના પ્રદેશમાં રાજ્ય કરતા આન્ધ્ર વંશ અને મહારાષ્ટ્રમાં રાજ્ય કરતા સાતવાહન વંશ વચ્ચે શો સંબંધ હતો એ બાબતમાં ઇતિહાસકારોમાં ઠીકઠીક મતભેદ પ્રવર્તે છે. પુરાણોની અનુશ્રુતિ પ્રમાણે તો પ્રતિષ્ઠાનના રાજાઓ આન્ધ્ર જાતિના હતા. એ અનુસાર પ્રતિષ્ઠાનનું સાતવાહન રાજ્ય એ આન્ધ્ર પ્રદેશના આન્ધ્ર રાજ્યનું જ વિસ્તરણ ગણાય. આ મત મુજબ કેટલાક

ઇતિહાસકારો આન્ધ્ર પ્રદેશના આન્ધ્ર રાજાઓએ પોતાની સત્તા મહારાષ્ટ્રમાં પ્રસારી હોવાનું માને છે.

પરંતુ બીજા કેટલાક ઇતિહાસકારો સાતવાહનો આન્ધ્ર જાતિના હોવાનું શંકાસ્પદ ગણે છે. તેઓ માને છે કે સાતવાહનોનો મૂળ પ્રદેશ મહારાષ્ટ્રમાં જ હતો ને સમય જતાં તેમણે ત્યાંથી પોતાની સત્તા આન્ધ્ર પ્રદેશ પર પ્રસારી. આગળ જતાં એમણે ઉત્તરી અને પશ્ચિમી પ્રદેશ ગુમાવ્યા ને એમની સત્તા આન્ધ્ર પ્રદેશમાં ટકી રહી. ત્યારે તેઓનો સંબંધ આન્ધ્ર પ્રદેશ સાથે સીમિત રહેલો હોઈ, તેઓને આન્ધ્ર જાતિના માની લેવામાં આવ્યા, પરંતુ વસ્તુતઃ તેઓ આન્ધ્ર જાતિના નહોતા; પણ આન્ધ્ર પ્રદેશ પર શાસન કરતા સાતવાહનો જ હતા.

'સાતવાહન' એ શિમુકના કોઈ પૂર્વજનું નામ હશે. શિમુકના સમયથી એ કુલનામ તરીકે રૂઢ થયેલું જણાય છે. સંસ્કૃત સાહિત્યમાં એ નામ 'શાલિવાહન' રૂપે પ્રચલિત છે. આ વંશના રાજાઓમાં 'સાતકર્ણિ' (શાતકર્ણિ) નામ પણ ઠીકઠીક પ્રચલિત હતું.[૧]

પુરાણો પ્રમાણે આ રાજવંશમાં કુલ ૧૯ થી ૩૦ રાજા થયા ને તેમણે એકંદરે ૩૦૦ થી ૪૬૦ વર્ષ રાજ્ય કર્યું. ત્રીસ રાજા અને ૪૬૦ વર્ષની ગણતરીએ આ વંશનો આરંભ ઈ. પૂ. ૨૩૫ના અરસામાં ગણવામાં આવે છે ને કાણ્વ વંશનું ઉન્મૂલન કરનાર આન્ધ્ર રાજા આ વંશનો પહેલો રાજા શિમુક નહિ, પણ એનો કોઈ વંશજ હોવો જોઈએ એવું મનાય છે,[૨] પરંતુ એને બદલે ૧૯ રાજાઓ અને ૩૦૦ વર્ષની અનુશ્રુતિ સ્વીકારીએ, તો કાણ્વવંશના અંત સાથે આ વંશના આરંભનો મેળ મળી શકે છે. આથી આ વંશની મુખ્ય શાખામાં ૧૯ રાજા થયા ને એમણે કુલ ૩૦૦ વર્ષ રાજ્ય કર્યું એ ગણતરીએ એનો આરંભ કાણ્વવંશના અંત સમયે થયો હોવાનું બંધ બેસે છે. બીજા રાજાઓ કુન્તલ પ્રદેશની અવાંતર શાખામાં થયા ને એમનું રાજ્ય મુખ્ય વંશના અંત પછી દોઢસોએક વર્ષ લગી ચાલુ રહ્યું એવું માલૂમ પડે છે.[૩]

---

૧. આ બંને નામોમાં આવતા 'સાત'નો અર્થ કેટલાક સિંહ કરે છે; પરંતુ સપ્તિ–સાતિ–સાત એવી વ્યુત્પત્તિ અનુસાર એ શબ્દ 'અશ્વ'ના અર્થમાં પ્રયોજાયો હોવા સંભવે છે.

૨. 'સ્મિથકૃત હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ', પૃ. ૨૭૨.

૩. રાયચૌધરી, 'પોલિટિકલ હિસ્ટરી ઑફ એન્શ્યન્ટ ઇન્ડિયા,' પૃ. ૪૦૪–૪૦૯.

### શિમુક

સાતવાહન કુલનો શિમુક શરૂઆતમાં કાણ્વ રાજ્યનો ભૃત્ય (સેવક) હતો. એણે કાણ્વ રાજા સુશર્માને તથા શુંગોના રહ્યાસહ્યા વંશજને મારીને રાજ્ય મેળવ્યું એમ પુરાણો કહે છે. એનું રાજ્ય મહારાષ્ટ્ર, વિદર્ભ તથા મધ્ય પ્રદેશમાં આવેલું જણાય છે. એણે ૨૩ વર્ષ રાજ્ય કર્યું. પશ્ચિમઘાટમાં આવેલ નાનાઘાટ (જિ. પુણેમાં) એની શિલ્પાકૃતિ કોતરવામાં આવેલી.[1]

### કૃષ્ણ

શિમુક પછી એનો ભાઈ કૃષ્ણ ગાદીએ આવ્યો. એના એક મહામાત્રે નાસિકમાં ગુફા કરાવી. એણે ૧૮ વર્ષ રાજ્ય કર્યું.

### શાતકર્ણિ ૧ લો

એ કૃષ્ણનો પુત્ર હતો. એની પત્નીનું નામ નાગ-અનિકા (અર્થાત્ નાગા) હતું. એ પરથી એ સ્પષ્ટતઃ નાગકુલની હોવાનું માલૂમ પડે છે. એ ત્રાણક-આર્ય નામે મહારઠિની પુત્રી હતી.

આ રાજાએ માળવા અને માહિષ્મતીના પ્રદેશો પર પોતાની સત્તા પ્રસારી ને બે અશ્વમેધ તથા એક રાજસૂય યજ્ઞ કરી દક્ષિણાપથના સમ્રાટનું પદ પ્રાપ્ત કર્યું. સાંચીના મહાસ્તૂપના એક તોરણ પરના લેખમાં આ રાજાનો ઉલ્લેખ આવે છે. સાહિત્યમાં એને પ્રતિષ્ઠાનના રાજા શાલિવાહન તરીકે બિરદાવ્યો છે. કલિંગના સમકાલીન રાજા ખારવેલની સેનાએ શાતકર્ણિના રાજ્ય પર આક્રમણ કરેલું, એ પરથી એનું રાજ્ય પૂર્વમાં છેક કલિંગ (ઓરિસા) સુધી વિસ્તર્યું હોવાનું સૂચિત થાય છે. રાજા શાતકર્ણિ અને રાણી નાગ–અનિકાએ અનેક પ્રકારના મહાયજ્ઞ કર્યા હતા ને એ પ્રસંગોએ અનેકાનેક ગાયો, હાથીઓ, ઘોડા, ગામો, કાર્ષાપણો, અલંકારો ઇત્યાદિની દક્ષિણા દીધી હતી. આ રાજાનું રાજ્ય માત્ર નવદસ વર્ષ ચાલ્યું લાગે છે. એટલા ટૂંકા ગાળામાં એણે ઘણી સિદ્ધિ મેળવી ગણાય. એના મૃત્યુ બાદ રાણી નાગ-અનિકાએ કુમાર સ્કન્દશ્રી અને શક્તિશ્રીની સગીર અવસ્થામાં રાજમાતા તરીકે શાસન કરેલું. આમાંનો શક્તિશ્રી તે સાહિત્યમાં જણાવેલો શાલિવાહનનો પુત્ર શક્તિકુમાર હોવાનું માલૂમ પડે છે. નાનાઘાટમાં આ રાજકુટુંબના અનેક ગુફાલેખ કોતરેલા છે. આ વંશના ઘણા સિક્કા સીસાના અને તાંબાના છે. ઘણા સિક્કાઓના અગ્રભાગ પર હાથીની આકૃતિ હોય છે.

---

૧. ત્યાં આવી આઠ શિલ્પકૃતિઓ કોતરવામાં આવેલી, જે બહુધા ઘસાઈ ગઈ છે; પરંતુ એની ઉપરનાં ઘણાં નામ જળવાઈ રહ્યાં છે.

## સાતવાહન સત્તાનો હ્રાસ

શાતકર્ણિ ૧ લાનું રાજ્ય ઈસ્વી પહેલી સદીના પ્રથમ ચરણમાં થયું ગણાય. એ પછી એના વંશમાં અનેક રાજા થયા. એમાં શાતકર્ણિ ૨ જાએ લાંબો રાજ્યકાલ ભોગવ્યો લાગે છે. આ રાજકુલની કેટલીક અવાંતર શાખાઓ સ્થપાઈ. પુરાણોમાં ઘણી વાર એ શાખાઓના સમકાલીન રાજાઓને મુખ્ય શાખામાં ગણાવી ઉત્તરકાલીન રાજાઓ તરીકે રજૂ કરવામાં આવ્યા છે. એમાંનો હાલ નામે રાજા સાહિત્યરસિક હતો ને એણે પ્રાકૃત ગાથાઓનો એક સંગ્રહ તૈયાર કર્યો હતો.

પહેલી સદીમાં ક્ષહરાત ક્ષત્રપોએ ગુજરાત, માળવા અને મહારાષ્ટ્રના પ્રદેશો પર પોતાની રાજસત્તા જમાવી. પરિણામે સાતવાહન રાજવંશની સત્તા પોતાના ઉત્તરી પ્રદેશો પરથી ચાલી ગઈ[1] ને દક્ષિણી પ્રદેશો પૂરતી સીમિત થઈ ગઈ.[2] સાતવાહન સત્તાનો આ હ્રાસ પહેલી સદીના પહેલા ચરણ દરમ્યાન ચાલુ રહ્યો.

## ગૌતમીપુત્ર શાતકર્ણિ

પરંતુ ક્ષહરાતોની સત્તા લાંબો વખત ટકી નહિ. સાતવાહન વંશનો રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિ ભારે પરાક્રમી નીવડયો. એણે ક્ષહરાત વંશની સત્તાનો અંત આણ્યો ને સાતવાહન કુલના યશને પુનઃ પ્રતિષ્ઠિત કર્યો. એણે મહારાષ્ટ્ર, વિદર્ભ, માળવા, સુરાષ્ટ્ર અને રાજસ્થાનના પ્રદેશ જીતી લીધા ને સાતવાહનોની સત્તા વિંધ્યથી મલય(કેરલ) અને મહેન્દ્ર(પૂર્વઘાટ)થી સહ્ય (પશ્ચિમ ઘાટ) પર્યંત પ્રસારી. એણે પશ્ચિમ ભારતમાં શક, યવન અને પહ્‌લવ વગેરેની સત્તાનો પણ અંત આણ્યો. બ્રાહ્મણ વર્ણના આ પ્રતાપી રાજવીએ ક્ષત્રિયોના દર્પનું મર્દન કર્યું. મહારાષ્ટ્રમાં હવે સાતવાહનોના અભિલેખ ફરી દેખા દે છે. નાસિક પ્રદેશનો વહીવટ કરતા અમાત્યને ગૌતમીપુત્ર શાતકર્ણિએ રાજ્યકાલના વર્ષ ૧૮ અને ૨૪માં ત્રિરશ્મિ પર્વતમાં[3] આવેલી ગુફાઓમાં વસતા ભિક્ષુઓને આપેલા ભૂમિદાનને લગતાં શાસન ફરમાવ્યાં છે. પુરાણોમાં આ રાજાએ ૨૧ વર્ષ રાજ્ય કર્યું હોવાનું જણાવ્યું છે, પરંતુ ગુફાલેખો પરથી એણે ૨૪ વર્ષ રાજ્ય કર્યું જણાય છે.[4] ક્ષહરાત રાજા નહપાનના લેખોના સમય પરથી ગૌતમીપુત્ર

---

૧. પ્રાયઃ સુનંદન (સુંદર) શાતકર્ણિના સમયમાં.

૨. ખાસ કરીને બેલ્લારી પ્રદેશ(આન્ધ્ર રાજ્ય)માં.

૩. નાસિક પાસે આવેલો પર્વત, જેમાં બૌદ્ધ ગુફાઓ કરાવેલી છે. હાલ સ્થાનિક લોકો એને 'પાંડવોની ગુફાઓ' તરીકે ઓળખે છે.

૪. વર્ષ ૨૪ના લેખમાં એ વર્ષે રાજા સખત બીમાર હોય ને એના પુત્રને ઉત્તરધિકાર મળવાની તૈયારીમાં હોય એવો ધ્વનિ રહેલો છે.

શાતકર્ણિના યશસ્વી વિજય ઈ.સ. ૭૦ના અરસામાં થયા હોવાનું માલૂમ પડે છે. એના પોતાના લેખોમાં એનાં પરાક્રમોનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. પરંતુ એના ઉત્તરાધિકારીના નાસિકના એક ગુફાલેખમાં એની વિગતવાર પ્રશસ્તિ આપવામાં આવી છે, જેમાં એનાં યશસ્વી પરાક્રમો, અનેકાનેક રાજ્ય-પ્રદેશો તથા પ્રશસ્ય ચરિતનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એમાં એને 'રાજ-રાજ' (રાજાઓનો રાજા) કહ્યો છે ને એનું રાજ્ય ત્રણ સમુદ્રો પર્યંત વિસ્તરેલું જણાવ્યું છે. એમાં એની શૂરવીરતા તથા દાનશીલતાની પ્રશંસા કરી છે તેમ જ એને 'એક (અનન્ય) બ્રાહ્મણ' તરીકે બિરદાવ્યો છે. આ રાજાના સિક્કાઓમાં આકારનું તથા ચિહ્નોનું ઘણું વૈવિધ્ય રહેલું છે. હવે સાતવાહનોના સિક્કા મહારાષ્ટ્ર ઉપરાંત આંધ્ર પ્રદેશમાં પણ મળવા લાગે છે. એણે ક્ષહરાત રાજા નહપાનના ચાંદીના સિક્કાઓ પર પોતાના નામની છાપ પડાવી હતી.

એની માતા ગૌતમી બલશ્રી ધર્મિષ્ઠ હતી ને એણે ત્રિરશ્મિ પર્વત પર ગુફા કરાવી ભિક્ષુઓને દાનમાં દીધી હતી. એ સમયે એ રાજ-માતા નહિ પણ રાજ-પિતામહી હતી ને એના પૌત્ર વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના રાજ્યનું ૧૯મું વર્ષ ચાલતું હતું.

## વાસિષ્ઠીપુત્ર પુળુમાવિ

એ ગૌતમીપુત્ર શાતકર્ણિનો પુત્ર હતો. એના પિતાએ ક્ષહરાત ક્ષત્રપોની સત્તાનો અંત આણ્યો હતો, પરંતુ થોડાં જ વર્ષોમાં કાર્દમક ક્ષત્રપોએ કચ્છમાં પોતાની સત્તા જમાવી ને સુરાષ્ટ્ર, આનર્ત, માળવા, પુષ્કર તથા અનૂપ (માહિષ્મતી) વગેરે પ્રદેશ પણ જીતી લીધા. આ જીતો ઈ. સ. ૭૮ થી ૧૩૦ સુધીમાં થઈ હતી. આથી આ પ્રદેશ સાતવાહન રાજ્યે વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના સમયમાં ગુમાવ્યા હોવાનું માલૂમ પડે છે. રાજા મહાક્ષત્રપ રુદ્રદામાના ઈ. સ. ૧૫૦ના શૈલલેખમાં એણે દક્ષિણાપથના રાજા શાતકર્ણિને બે વાર હરાવ્યો હોવાનો ઉલ્લેખ આવે છે. આ રાજા સાતવાહન વંશનો પુળુમાવિ હોવો જોઈએ.[1] વાયુપુરાણની એક પ્રતમાં એના પછી શાતકર્ણિ નામે રાજા થયો હોવાનું જણાવ્યું છે ને કણ્હેરીના એક ગુફાલેખમાં વાસિષ્ઠીપુત્ર શાતકર્ણિનો

---

૧. એ શાતકર્ણિ તરીકે પણ ઓળખાતો એવો કોઈ સીધો ઉલ્લેખ મળતો નથી; પરંતુ આ વંશના બીજા અનેક રાજાઓ એ નામે ઓળખાતા, તે પરથી આ રાજા પણ ત્યારે ક્ષત્રપ રાજ્યમાં એ નામે ઓળખાતો હશે એવું માલૂમ પડે છે.

ઉલ્લેખ આવે છે, એ પરથી વાસિષ્ઠીપુત્ર પુળુમાવિને વાસિષ્ઠીપુત્ર શાતકર્ણિ નામે નાનો ભાઈ હોવાનું ફલિત થાય છે. એ શાતકર્ણિ મહાક્ષત્રપ રુદ્રદામાની પુત્રીનો પતિ થતો હતો. મહાક્ષત્રપ રુદ્રદામાના લેખમાં શાતકર્ણિ સાથેના નિકટ સંબંધનો ઉલ્લેખ આવે છે તે આ વિવાહસંબંધને સૂચવતો જણાય છે. છતાં એમાં જણાવેલો શાતકર્ણિ એ જમાઈ શાતકર્ણિ પોતે નહિ, પણ એનો મોટો ભાઈ પુળુમાવિ હોવો જોઈએ, કેમ કે ગૌતમીપુત્ર શાતકર્ણિના રાજ્યકાલ પછી ૨૮ વર્ષ સુધી વાસિષ્ઠીપુત્ર પુળુમાવિનું રાજ્ય રહ્યું હતું. રુદ્રદામાએ શરૂઆતમાં ગૌતમીપુત્ર શાતકર્ણિના નાના પુત્રને પોતાની કન્યા પરણાવી હશે, પરંતુ આગળ જતાં એને વાસિષ્ઠીપુત્ર પુળુમાવિ સાથે સંઘર્ષ થયો હશે. ગમે તેમ હો, ગૌતમીપુત્ર શાતકર્ણિએ ક્ષહરાત ક્ષત્રપોના જે પ્રદેશ જીતી લીધેલા, તેમાંના તમામ ઉત્તરી પ્રદેશ વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના સમયમાં કાર્દમક ક્ષત્રપોએ પાછા જીતી લીધા હતા; જ્યારે મહારાષ્ટ્ર વગેરે દક્ષિણી પ્રદેશો પર સાતવાહનોની સત્તા ચાલુ રહી. આન્ધ્ર પ્રદેશમાં એના સિક્કા અને એક અભિલેખ મળે છે. એ 'દક્ષિણાપથેશ્વર' કહેવાતો. કોરોમંડલ પ્રદેશમાં મળેલા એના સીસાના સિક્કાના અગ્રભાગ પર જહાજની આકૃતિ અંકિત કરી છે.

તુલુમાય(ટોલેમી) ની ભૂગોળમાં પ્રતિષ્ઠાનના આ રાજા પુળુમાવિનો ઉલ્લેખ આવે છે. આ રાજાએ પોતાના રાજ્યકાલના વર્ષ ૧૮ માં ત્રિરશ્મિ પર્વત પર પિતામહી ગૌતમી બલશ્રીએ દાન દીધેલ ગુફાના ઉત્કર્ષ માટે એક ગામનું દાન દીધું. પછી વર્ષ ૨૪ માં પણ એ પર્વતની ગુફામાં રહેતા ભિક્ષુઓને વિવિધ દાન દીધાં હતાં. એણે ૨૮ વર્ષ રાજ્ય કર્યું.

### યજ્ઞશ્રી શાતકર્ણિ

વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના ઉત્તરાધિકારીઓમાં સહુથી પ્રતાપી અને સમર્થ રાજા યજ્ઞશ્રી શાતકર્ણિ થયો. એના રાજ્યકાલના લેખ મહારાષ્ટ્ર, કોંકણ અને આન્ધ્ર પ્રદેશમાં મળ્યા છે. એ પ્રદેશોમાંથી એના સિક્કા પણ મળ્યા છે. એ સિક્કા પશ્ચિમ ભારતના ક્ષત્રપ સિક્કાઓના પ્રકારના છે.

### સાતવાહન સત્તાનો અંત

યજ્ઞશ્રી શાતકર્ણિના મૃત્યુ પછી સાતવાહન-સત્તાની પડતી થતી રહી. સાતવાહન રાજ્ય આન્ધ્રભૃત્યોના જુદા જુદા વંશોની સત્તા નીચે છિન્નભિન્ન થઈ ગયું. એના ઉત્તર-પશ્ચિમ પ્રદેશ પર આભીર રાજા ઈશ્વરસેનની સત્તા જામી. પૂર્વમાં ઇક્ષ્વાકુ વંશની અને દક્ષિણમાં પલ્લવ વંશની સત્તા સ્થપાઈ.

દક્ષિણ-પશ્ચિમ પ્રદેશમાં ચુટુ કુલની સત્તા પ્રવર્તી. વિદર્ભ અને મધ્યપ્રદેશમાં વાકાટકોની સત્તા સ્થપાઈ. દક્ષિણાપથના સાતવાહન વંશનો છેલ્લો રાજા પુળુમાવિ યજ્ઞશ્રીનો ત્રીજો ઉત્તરાધિકારી હતો. ત્રીજી સદીના મધ્યમાં દક્ષિણાપથમાં સાતવાહન-સત્તાનો અસ્ત થયો.

## (૫) કલિંગનો ચેદિવંશ

અશોક મૌર્યના શાસન બાદ મગધ સામ્રાજ્યની સત્તાનો હ્રાસ થતાં કલિંગ પાછું સ્વતંત્ર થયું. ઓરિસાના ભુવનેશ્વર પાસે આવેલા ઉદયગિરિ પર્વતની હાથીગુફામાં કોતરેલા અભિલેખ પરથી ખારવેલ નામે સ્થાનિક રાજવી વિશે વિપુલ માહિતી મળે છે. એ ચેદિ રાજવંશનો હતો ને એ વંશ રાજર્ષિ વસુ અર્થાત્ ચેદિરાજ ઉપરિકર વસુમાંથી ઉદ્ભવેલો ગણાતો. કલિંગનો આ રાજવંશ મહામેઘવાહન[1] વંશ તરીકે પણ ઓળખાતો. એ 'આર્ય' ગણાતો.

### ખારવેલ

આ રાજવંશમાં બબ્બે રાજાના સંયુક્ત શાસનની પ્રથા પ્રચલિત હતી. મહારાજ ખારવેલ ત્રીજી જોડીમાં થયા. એણે પહેલાં પંદર વર્ષ કુમાર તરીકે ક્રીડામાં ગાળ્યાં ને પછીનાં નવ વર્ષ યુવરાજ તરીકે ફરજ બજાવી. ચોવીસ વર્ષ પૂરાં થતાં એનો મહારાજ તરીકે અભિષેક થયો.

અભિષેક થતાંવેંત પહેલા વર્ષે ખારવેલે કલિંગનગરીનાં ગોપુર, પ્રાકાર વગેરે સમરાવ્યાં તથા તળાવ-બાગ વગેરેમાં સુધારાવધારા કરાવ્યા. બીજે વર્ષે શાતકર્ણિને લક્ષમાં લીધા વિના સૈન્યને પશ્ચિમ દિશામાં મોકલ્યું ને કૃષ્ણા નદીના તીરે આવેલ ઋષિકનગર પર ત્રાસ વર્તાવ્યો. આ શાતકર્ણિ તે સાતવાહન વંશનો શાતકર્ણિ ૧ લો હોવા સંભવે છે. ત્રીજે વર્ષે રાજધાનીમાં મલ્લયુદ્ધ ગીત વાદ્ય સાથેના ઉત્સવ-મેળાવડા રાખ્યા. ચોથે વર્ષે રાષ્ટ્રિકો અને ભોજકોને વશ કર્યા. પાંચમે વર્ષે ત્રણસો વર્ષ પહેલાં નંદ રાજાએ કરાવેલી નહેરને રાજધાની સુધી લંબાવી. છઠે વર્ષે લાખોનાં દાન દઈ રાજ-ઐશ્વર્ય દર્શાવ્યું.

આઠમે વર્ષે મગધના પાટનગર રાજગૃહને હેરાન કર્યું, જેથી યવન રાજા મથુરા ભાગી ગયો. આ દિમિત્ર નહિ પણ એના કોઈ વંશજની વાત લાગે છે. નવમે વર્ષે રાજાએ મહાવિજયપ્રાસાદ કરાવ્યો. એ સ્પષ્ટતઃ રાજગૃહ પરના યશસ્વી વિજયના સ્મારકરૂપે કરાવેલ લાગે છે. દશમે વર્ષે ફરી ભારતવર્ષ તરફ પ્રસ્થાન કર્યું.

---

૧. આ 'સાતવાહન' જેવું કુલ–નામ લાગે છે, સંભવતઃ એ મૂળમાં કુલ–સ્થાપક રાજાનું નામ હોઈ શકે.

અગિયારમે વર્ષે દક્ષિણમાં આવેલ પિથુડ-નગરનો નાશ કર્યો. બારમે વર્ષે ઉત્તરાપથના રાજાઓને, ખાસ કરીને મગધના રાજા બૃહત્સ્વાતિમિત્રને, વશ કર્યા ને નંદરાજા હરી ગયેલો તે કલિંગ-જિનની પ્રતિમા પાછી મેળવી. વળી દક્ષિણના પાંડ્ય રાજા પાસેથી મોતી–મણિ–રત્ન આણ્યાં.

તેરમે વર્ષે કુમારી પર્વત (ઉદયગિરિ) પર રહેતા અર્હતો (જૈન સાધુઓ) માટે ગુહાશ્રય કરાવ્યા. રાજા ખારવેલ પોતે જૈન સંપ્રદાયનો અનુયાયી હતો; પરંતુ એ સર્વ સંપ્રદાયોને માન આપતો.

આમ કલિંગાધિપતિ ખારવેલ એક ઘણો પ્રતાપી રાજવી હતો, જેણે ઉત્તરાપથ તથા દક્ષિણાપથનાં અનેક રાજ્યો પર પોતાનો પ્રભાવ પાડ્યો હતો તેમ જ કલિંગ દેશમાં, ખાસ કરીને કલિંગનગરીમાં, અનેક સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ આદરી હતી. એ ઈ.પૂ. પહેલી સદીના અંત ભાગમાં થયો લાગે છે. એના મૃત્યુ બાદ કલિંગમાં ચેદિવંશની સત્તા ક્યાં સુધી ટકી રહી એ જાણવા મળતું નથી.

### (૬) દખ્ખણના ઉત્તરકાલીન રાજવંશો

ત્રીજી સદીના મધ્યમાં સાતવાહન-સત્તાનો અસ્ત થતાં દખ્ખણમાં કેટલીક નવી સત્તાઓનો ઉદય થયો.

#### વિદર્ભના વાકાટકો

મધ્ય પ્રદેશ અને વિદર્ભમાં વાકાટક વંશની સત્તા પ્રવર્તી. વાકાટકો મૂળ પૂર્વ માળવા પાસે બુંદેલખંડ પ્રદેશમાં રહેતા હોય ને સાતવાહનોની સત્તાનો હ્રાસ થતાં મધ્યપ્રદેશ અને વિદર્ભમાં સત્તારૂઢ થયા હોય એવું લાગે છે. વાકાટકો વિષ્ણુવૃદ્ધ ગોત્રના બ્રાહ્મણ હતા.

આ વંશનો સ્થાપક વિંધ્યશક્તિ હતો. એનું રાજ્ય ત્રીજી સદીના મધ્યમાં શરૂ થયું લાગે છે. એનો પુત્ર પ્રવરસેન ૧ લો ઘણો પ્રતાપી હતો. એણે અનેક વાજપેય, અશ્વમેધ, અગ્નિષ્ટોમ આદિ વિવિધ શ્રૌતયજ્ઞ કર્યા ને 'સમ્રાટ' પદવી ધારણ કરી. એણે ઉત્તર ભારતના નાગ જાતિના ભારશિવ કુલના પ્રબળ રાજવી ભવનાગ સાથે વિવાહ-સંબંધ બાંધી દક્ષિણાપથમાં પોતાની સાર્વભૌમ સત્તા વર્તાવી. મગધમાં ગુપ્ત સત્તાનો ઉદય થયો ત્યારે દક્ષિણાપથમાં વાકાટક વંશની સત્તા ગણનાપાત્ર ગણાતી.

#### આન્ધ્રના ઇક્ષ્વાકુઓ

ગોદાવરી-કૃષ્ણાની વચ્ચે પૂર્વ ઘાટમાં આવેલા આન્ધ્રદેશમાં સાતવાહનોની સત્તાનો હ્રાસ થતાં ત્યાં ઇક્ષ્વાકુઓના એક કુલની રાજસત્તા જામી (લગભગ

ઈ. સ. ૨૨૫). પુરાણોમાં આ ઇક્ષ્વાકુઓને શ્રીપર્વતના આન્ધ્રભૃત્ય કહ્યા છે. આ ઇક્ષ્વાકુઓના પૂર્વજો ઉત્તર ભારતના કોસલ દેશના હોય ને એમના વંશજોએ ત્યાંથી દક્ષિણમાં સ્થળાંતર કર્યું હોય એવું લાગે છે. શરૂઆતમાં તેઓ મહાકોસલ પ્રદેશમાં વસીને ત્યાંથી આન્ધ્ર દેશના શ્રીપર્વત પ્રદેશમાં સ્થિર થયા જણાય છે.

આ રાજવંશનો સ્થાપક શાન્તમૂલ ૧ લો હતો. એ મહાસેન (કાર્તિકેય)નો ઉપાસક હતો. એણે અશ્વમેધ, વાજપેય ઇત્યાદિ શ્રૌતયજ્ઞ કર્યા. એના પછી એનો પુત્ર માઢરીપુત્ર વીરપુરુષદત્ત ગાદીએ આવ્યો. એની ત્રણ રાણીઓ એની ફોઈની દીકરીઓ હતી. રાણી રુદ્રધર-ભટ્ટારિકા ઉજ્જનના મહારાજાની, પ્રાયઃ મહાક્ષત્રપ રુદ્રસેન રાજાની, કુંવરી હતી. વીરપુરુષદત્તે પોતાની કુંવરી બનવાસીના મહારાજને, પ્રાયઃ કુન્તલદેશના ચુટુ-શાતકર્ણિ રાજાને, પરણાવી. વીરપુરુષદત્તના રાજ્યકાલના લેખ અમરાવતી જગ્ગય્યપેટ અને નાગાર્જુનીકોણ્ડનાં બૌદ્ધ સ્થાનોમાં મળ્યા છે. એમાં બૌદ્ધ ચૈત્યોને અપાયેલાં વિવિધ દાનોની હકીકત નોંધેલી છે. વીરપુરુષદત્ત પછી એનો પુત્ર શાન્તમૂલ ૨ જો ગાદીએ આવ્યો ને એના પછી રુળુપુરુષદત્ત નામે રાજા થયો. ત્રીજી સદીના અંતભાગમાં પલ્લવોએ આ રાજ્યની સ્વતંત્ર સત્તાનો હ્રાસ કર્યો.

## (૭) તમિળપ્રદેશનાં રાજ્ય

કૃષ્ણા નદીની દક્ષિણે આવેલા તમિળ (દ્રવિડ) પ્રદેશમાં મૌર્ય સમ્રાટ અશોકના સમયમાં ચોળ, પાંડ્ય, કેરલ વગેરે રાજ્ય હતાં. ચોળ રાજ્ય કૃષ્ણા અને કાવેરી નદીની વચ્ચે અને પાંડ્ય રાજ્ય કાવેરીની દક્ષિણે આવેલું હતું, જ્યારે કેરલ રાજ્ય પશ્ચિમઘાટના દક્ષિણ ભાગમાં આવ્યું હતું.

### ચોળ નરેશ કરિકાલ

ઈ.પૂ. ૧ લી સદીથી ઈ.સ. ૧ લી સદી સુધીના સમયમાં ચોળ રાજ્ય પ્રબળ હતું. ત્યાંના સુપ્રસિદ્ધ રાજા કરિકાલે પાંડ્ય અને કેરલ રાજ્યો પર આધિપત્ય જમાવ્યું. એણે શ્રીલંકા પર આક્રમણ કરી તે પ્રદેશ પર પણ વિજય મેળવ્યો ને ત્યાં હજારો માણસોને લઈ આવી તેમને કાવેરીના મુખ પર આવેલા પત્તનનો કિલ્લો બાંધવાના કામે લગાડ્યા. વળી એણે કાવેરીમાં બંધ બંધાવી નહેરો વાટે આસપાસના પ્રદેશને ફળદ્રુપ બનાવ્યો. એ કલા, ઉદ્યોગ અને વેપારને ઘણું ઉત્તેજન આપતો. બ્રાહ્મણધર્મ અને તમિળ સાહિત્યને એણે ઘણું

પ્રોત્સાહન આપેલું. એણે કાવેરીના ઉત્તરતટે આવેલા કાવેરીપત્તનમાં પાટનગર રાખ્યું. ઉરૈયૂર (પ્રાચીન ત્રિચિનાપોલી)[૧] અને તઞ્જાવૂર (તાંજોર)[૨] પણ ચોળ રાજ્યનાં પાટનગર થયેલાં.

### રોમ સાથેનો વેપાર

આ સમયે દક્ષિણ ભારત અને પશ્ચિમના રોમન સામ્રાજ્યના દેશો વચ્ચે ધમધોકાર વેપાર ચાલતો. રોમનો ભારત સાથે સીધો દરિયાઈ સંપર્ક સાધીને અહીંની અનેક કીમતી ચીજો આયાત કરતા ને એના બદલામાં સંખ્યાબંધ સુવર્ણસિક્કા નિકાસ કરતા. કાવેરીપત્તનમ અને પોંડિચેરીનાં બંદર ચોળ રાજ્યમાં આવેલાં હતાં. પોંડિચેરી પાસે રોમન અસરવાળી વસાહતના અવશેષ મળ્યા છે. રોમથી આયાત થયેલા સોનાના અને ચાંદીના ઘણા સિક્કા દક્ષિણ ભારતમાં ઠેકઠેકાણે મળે છે. રોમન ઢબના તાંબાના નાના સિક્કા પણ મળ્યા છે.

### પાંડ્ય રાજ્ય

પાંડ્ય રાજાઓમાં મુદુકુડુમિ પેરુવમુડિ પ્રસિદ્ધ છે. એણે ઘણા સંગ્રામ ખેલેલા તથા ઘણા યજ્ઞ કરેલા. એના વંશમાં આગળ જતાં નેડુંજેલિયન નામે રાજા થયો, જે એના કરતાંય વધારે પ્રતાપી નીવડ્યો. એણે ચોળ, ચેર (કેરલ) ઇત્યાદિ પ્રતિસ્પર્ધી રાજ્યોના સંગઠનનો સફળ સામનો કરીને એ સર્વ પર સંપૂર્ણ વિજય મેળવ્યો. 'તલૈયાલંગાનમના સંગ્રામમાં વિજયી' તરીકે એ ભારે યશ પામ્યો ને એની યશોગાથા શતકો સુધી ગવાતી રહી. એ પોતે કવિ હતો ને કવિઓને ઘણું પ્રોત્સાહન આપતો. એણે અનેક શ્રૌતયજ્ઞ કર્યા. પાંડ્ય રાજ્યનું પાટનગર મદુરા[૩] હતું., જ્યાં તમિળ સાહિત્યના ત્રીજા સંઘમને પ્રતિષ્ઠા મળી હતી.

### ચેર (કેરલ) રાજ્ય

ચેર રાજાઓ સંયોગો પ્રમાણે ક્યારેક ચોળ રાજાઓના પક્ષમાં અને ક્યારેક પાંડ્ય રાજાઓના પક્ષમાં ભળતા. ચોળ નરેશ કરિકાલ સાથેના વિગ્રહમાં ઘાયલ થઈ પરાજિત થયેલા પેરુમ-શેરલ-આદન નામે રાજાએ પ્રાયશ્ચિત્ત-રૂપે સમરાંગણમાં અનશન કરીને મૃત્યુને આવકાર્યું.

ચેર રાજાઓ સામાન્યતઃ ચોળ અને પાંડ્ય રાજાઓથી હારી જતા. એમાંના કોઈ પ્રતાપી નીવડતા. એમાં સેંગુટ્ટુવન (ઈ.સ. ૧૭૫–૨૦૦) ચેર રાજ્યનો પ્રબળ અને પ્રસિદ્ધ રાજા છે. નેડુંજેરલ આદન પણ ભારે પરાક્રમી

---

૧–૨ હાલના તમિળનાડુના મધ્યભાગમાં

૩. મદુરાઈ, હાલના તમિળનાડુના દક્ષિણ ભાગમાં

હતો. એણે યવન વેપારીઓને હરાવી કેદ કર્યા ને એમની પાસેથી હીરા વગેરે કીમતી ચીજોનાં માલ ભરેલાં વહાણ પડાવી લીધાં. વળી એણે કદંબ પ્રદેશ પણ જીતી લીધો. ચેર રાજ્યનું પાટનગર વંજી હતું, જે કોચીન[1] પાસે આવેલું હાલનું તિરુવંજિકુલમ છે.

મદુરાની ઉત્તરે (અને હાલના મદ્રાસની દક્ષિણે) કાંજીવરમ અર્થાત્ પ્રાચીન કાંચીપુરની આસપાસ આવેલા તો ણ્ડૈમણ્ડલમ (પલ્લવ-મંડલ) નામે પ્રદેશમાં ત્રીજી સદીના મધ્યમાં ત્યાંના પલ્લવ લોકોએ ત્યાં સાતવાહન સત્તાનો હ્રાસ થતાં પોતાની રાજસત્તા સ્થાપી પલ્લવ વંશે એ પ્રદેશમાં ઉત્તર ભારતની ભાષા અને સંસ્કૃતિ પ્રચલિત કરવામાં ભારે ફાળો આપ્યો.

તમિળપ્રદેશનાં રાજ્યોએ દ્રવિડ-સંસ્કૃતિને વિકસાવી તેમ જ ધીમે ધીમે એમાં આર્ય-સંસ્કૃતિનાં તત્ત્વ પણ અપનાવ્યાં. એમાં વેદ ધર્મ તથા બૌદ્ધ ધર્મે મહત્ત્વનો ભાગ ભજવ્યો. ભારતની દક્ષિણે આવેલા સિંહલદ્વીપ (સિલોન-શ્રીલંકા)-માં વ્યાપેલી ભારતીય સંસ્કૃતિના પ્રસારમાં પણ તમિળ દેશના પ્રદેશોનો ફાળો નોંધપાત્ર છે.

---

૧. કેરલના મધ્યભાગમાં સમુદ્રતટ પર

# ૭. અનુ-મૌર્ય કાલની સંસ્કૃતિ

મૌર્ય કાલ અને ગુપ્ત કાલ વચ્ચેના આ લગભગ પાંચ શતકના ગાળા દરમ્યાન ભારતીય સંસ્કૃતિનાં વિવિધ પાસાંમાં કેટલાંક નોંધપાત્ર પરિવર્તન નજરે પડે છે. રાજકીય વિઘટન છતાં કેટલાંક ક્ષેત્રોમાં પ્રશસ્ય પ્રગતિ સધાઈ છે.

**ભાષા**

ઋક્-સંહિતાની આર્ષ સંસ્કૃત ભાષાનું સ્વરૂપ સમય જતાં બદલાતું જતું હતું. બ્રાહ્મણો, પ્રાચીન ઉપનિષદો અને મહાભારતમાં આર્ષ પ્રયોગોનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટતું જણાય છે. પાણિનિએ પોતાના સમયની બોલાતી ભાષાને વ્યાકરણ-બદ્ધ કરી. પાણિનિ, કાત્યાયન અને પતંજલિ જેવા વૈયાકરણો દ્વારા સંસ્કૃત ભાષાએ સાહિત્યિક સ્વરૂપ ધારણ કર્યું. પુષ્યમિત્ર શુંગના સમકાલીન પતંજલિના સમયમાં આર્યાવર્તના બ્રાહ્મણોની ભાષા શિષ્ટ સંસ્કૃત ગણાવા લાગી. બ્રાહ્મણ ધર્મનું શિષ્ટ સાહિત્ય આ સંસ્કૃત ભાષામાં લખાતું રહ્યું.

બીજી બાજુ સમાજના સામાન્ય વર્ગોમાં બોલાતી ભાષાઓનો વિકાસ થતો રહ્યો. પ્રાકૃત(સામાન્ય) લોકોની એ ભાષાઓ 'પ્રાકૃત' કહેવાતી; એની સરખામણીએ શિષ્ટ વર્ગની ભાષા 'સંસ્કૃત'(સંસ્કારેલી) ગણાતી. ભારતીય-આર્ય ભાષાનું પ્રાચીન સ્વરૂપ ઉદીચ્ય આર્ય ભાષામાં સૌથી વધુ જળવાયું હતું. એ સ્વરૂપની અસર સરખામણીએ સહુથી ઓછી પ્રાચ્ય આર્ય ભાષામાં રહેલી હતી. ઉદીચ્ય આર્ય ભાષામાંથી પ્રાચીન ભારતીય-આર્યભાષા (સંસ્કૃત) ઘડાઈ, જ્યારે પ્રાચ્ય આર્યભાષામાંથી મધ્ય ભારતીય-આર્યભાષા (પ્રાકૃત) ઘડાઈ. ભગવાન બુદ્ધ અને મહાવીર સ્વામીના સંપ્રદાયોમાં વિદ્દ્ભોગ્ય સંસ્કૃતને બદલે લોકભોગ્ય પ્રાકૃતનું મહત્ત્વ વધતાં માગધી, શૌરસેની અને મહારાષ્ટ્રી જેવી પ્રાકૃત ભાષાઓ પણ સાહિત્યિક સ્વરૂપ પામતી ગઈ. જૈન આગમો અર્ધ-માગધીમાં અને બૌદ્ધ ત્રિપિટકો પાલિમાં લેખનારૂઢ થયાં. સંસ્કૃત નાટકોમાં શિષ્ટ-વર્ગનાં પાત્રો માટે સંસ્કૃતનો અને પ્રાકૃત વર્ગનાં પાત્રો માટે માગધી, શૌરસેની અને મહારાષ્ટ્રી જેવી પ્રાકૃત ભાષાઓનો પ્રયોગ કરવામાં આવતો. હવે કેટલુંક નવું સાહિત્ય પ્રાકૃત ભાષામાંય લખવા લાગ્યું.

દક્ષિણમાં દ્રવિડ કુલની તમિળ ભાષામાંય સાહિત્યકૃતિઓ રચાતી રહી.

## સાહિત્ય

ભારત–યુદ્ધમાં પાંડવોના થયેલા જય વિશે રચાયેલા 'જય' નામે મૂળ કાવ્યનો 'ભારત' નામે કાવ્યમાં વિસ્તાર થયો અને સમય જતાં એમાં અનેક આખ્યાનો અને ઉપાખ્યાનો ઉમેરાતાં એનો 'મહાભારત' સ્વરૂપે વિસ્તાર થયો. આમ હાલનું 'મહાભારત' તો ખરી રીતે અનેક શતકો દરમ્યાન થતા રહેલા ઉમેરાઓમાંથી પરિણમેલી બૃહદ્–આવૃત્તિ છે. એના વીરકાવ્યનો મૂળ ભાગ મૌર્ય કાલના આરંભ સુધીમાં લખાયો હશે અને એના મુખ્ય કથાનકનો બાકીનો વિસ્તાર મૌર્યકાલના અંત સુધીમાં થયો હશે એવું મનાય છે. શ્રીકૃષ્ણ વાસુદેવના દૈવી સ્વરૂપ તથા ભગવદ્ભક્તિના મહિમા વિશેનાં નિરૂપણ આ અનુ–મૌર્ય કાલ દરમ્યાન ઉમેરાયાં લાગે છે. મોટા ભાગનાં આખ્યાનોનું ઉમેરણ ઈસ્વી સનની આરંભિક સદીઓ દરમ્યાન થયું જણાય છે. એમાં થયેલા ભગવદ્ગીતાના સમાવેશથી તેમ જ એનાં અઢાર પર્વોને અંતે થયેલી 'હરિવંશ'ની પુરવણીથી મહાભારતના મહિમામાં અભિવૃદ્ધિ થઈ. અનેકાનેક ધાર્મિક આખ્યાનો તથા ઉપાખ્યાનોએ વળી એને ધાર્મિક સર્વસંગ્રહનું સ્વરૂપ આપ્યું. આમ અનેક શતકોના પરિપાકરૂપે પરિવર્ધિત થઈને એક લાખ શ્લોકોના દળદાર વિરાટકાવ્યમાં પરિણમેલું **મહાભારત** સાહિત્યિક વીરચરિતકાવ્ય ન રહેતાં ભાવિક જનસમાજનું લોકપ્રિય અને આદરણીય ધર્મશાસ્ત્ર બન્યું. હાલના મહાભારતમાં વ્યાસ–કૃત 'જય', વૈશંપાયન–કૃત 'ભારત' અને સૂતપૌરાણિક-કૃત 'મહાભારત'નો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે. એમાં ભાષા તેમ જ વિચારસરણીના અનેક ભિન્ન સ્તર નજરે પડે છે.

મહાભારતની સરખામણીએ રામાયણના મૂળ ભાગની રચના મોડી શરૂ થઈ લાગે છે. મહાભારતના પ્રાચીન ખંડોમાં આર્ષ પ્રયોગ ઠીકઠીક રહેલા છે, જ્યારે રામાયણ શુદ્ધ શિષ્ટ સંસ્કૃતમાં રચાયું છે. રામાયણનું મૂળ કથાનક એના બીજા કાંડથી છઠ્ઠા કાંડમાં નિરૂપાયું છે. એ કાંડોની સરખામણીએ પહેલો અને સાતમો કાંડ પછી લખાયા લાગે છે. એનું મૂળસ્વરૂપ પણ વીરચરિતકાવ્યનું હતું. રામચંદ્રના દૈવી સ્વરૂપનું તથા એની આરાધનાના મહિમાનું આલેખન પછી ઉમેરાયું જણાય છે. એનો મૂળ ભાગ મૌર્યકાલના અંતમાં કે અનુ-મૌર્ય કાલના આરંભમાં રચાયો ગણાય છે, જ્યારે એનું અંતિમ સ્વરૂપ બીજી સદીના અંત સુધીમાં ઘડાયું મનાય છે. શિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં વાલ્મીકિ આદ્ય–કવિનું સ્થાન ધરાવે છે ને રામાયણમાં સાહિત્યિક કોટિના

અનેક અંશ રહેલા છે. ધાર્મિક દષ્ટિએ **રામાયણ** માત્ર રામ-સંપ્રદાયના અનુયાયીઓમાં જ નહિ, હિંદુધર્મના સર્વ ભાવિક વર્ગોમાં રુચિકર તથા આદરણીય કથાકાવ્ય તરીકે લોકપ્રિય છે.

સર્જન, પ્રલય તથા પ્રાચીન યુગો અને રાજવંશોને લગતી પુરાણી અનુશ્રુતિઓ(પરંપરાગત વૃત્તાંતો)નું સાહિત્ય ગ્રંથસ્થ થવા લાગ્યું હતું. તેને 'પુરાણ' કહેતા. રામાયણ-મહાભારત જેવાં વીરચરિતોની ગણના 'ઇતિહાસ' તરીકે થતી. **ઇતિહાસ-પુરાણનું** સાહિત્ય વેદના વિવરણમાં ઉપકારક ગણાતું.

ધાર્મિક તથા સામાજિક તેમ જ રાજકીય વ્યવસ્થાને લગતા રિવાજો, નિયમો અને કાયદાઓનું, અર્થાત્ ચારેય વર્ણો તથા ચારેય આશ્રમોને લગતા વિધિનિષેધોનું નિરૂપણ અગાઉ કલ્પ-વેદાંગની અન્તર્ગત ધર્મસૂત્રોમાં કરવામાં આવતું. હવે એ પ્રાચીન ધર્મસૂત્રો પરથી શ્લોકબદ્ધ સ્મૃતિગ્રંથોની રચના થવા લાગી. શ્રુતિ(વેદ)નું સાહિત્ય પાયારૂપ હોવા છતાં દુર્બોધ બનતાં, હવે **સ્મૃતિનું** સાહિત્ય સુબોધ હોઈ સીધું ઉપયોગી નીવડતું. સમય જતાં સમાજના રીત-રિવાજોમાં જે પરિવર્તન થતાં જતાં તેને અનુલક્ષીને સ્મૃતિઓ પણ પોતાના નિયમોમાં સુધારાવધારા કરતી રહેતી.

સ્મૃતિગ્રન્થોમાં **મનુસ્મૃતિ** સહુથી પ્રાચીન અને સહુથી સુપ્રસિદ્ધ સ્મૃતિ છે. એની રચના ઈ.પૂ. ૨૦૦ થી ઈ. સ. ૨૦૦ સુધીમાં થઈ ગણાય છે. એમાં પણ અવારનવાર સુધારાવધારા થયા હોવાનું માલૂમ પડે છે. મનુસ્મૃતિમાં વર્ણાશ્રમ-ધર્મ, રાજધર્મ, દંપતીધર્મ, દીવાની તથા ફોજદારી કાયદા ઇત્યાદિ વિષયોનું નિરૂપણ કરેલું છે. વિષ્ણુસ્મૃતિની રચના મનુસ્મૃતિ પછી થોડા વખતમાં થઈ લાગે છે. યાજ્ઞવલ્કય-સ્મૃતિમાં મનુસ્મૃતિમાંની સામગ્રીને વધારે પદ્ધતિસર અને સંકલિત સ્વરૂપે ગોઠવવામાં આવી છે. એમાં મનુસ્મૃતિ કરતાં કેટલાક સુધારા-વધારા પણ કરવામાં આવ્યા છે. નારદ-સ્મૃતિમાં આ બંને સ્મૃતિઓની કેટલીક બાબતોનું વધારે વ્યવસ્થિત નિરૂપણ કરવામાં આવ્યું છે. આ ત્રણેય સ્મૃતિગ્રંથ ઈસ્વી સનની આરંભિક સદીઓમાં લખાયા લાગે છે.

સંસ્કૃતમાં 'કાવ્ય' શબ્દ લલિત સાહિત્યના વિશાળ અર્થમાં પ્રયોજાય છે. આથી એમાં મહાકાવ્ય, રૂપક, કથા, આખ્યાયિકા ઇત્યાદિનો સમાવેશ થાય છે. પ્રકૃતિ તથા સંસારના વિવિધ વર્ણનીય વિષયોનાં રોચક વર્ણનોથી સભર અને સુપ્રસિદ્ધ કથાનકને નિરૂપતા મોટા સર્ગબદ્ધ કાવ્યને 'મહાકાવ્ય' કહેતા; ને વિવિધ પ્રકારના નાટકને 'રૂપક' કહેતા. સંસ્કૃત **મહાકાવ્યની** તથા **રૂપકની** પ્રાચીનતમ કૃતિઓનું સર્જન અનુ-મૌર્ય કાલમાં થયું.

કુષાણ સમ્રાટ કણિષ્કના સમકાલીન કવિ **અશ્વઘોષ** એ શિષ્ટ સંસ્કૃત સાહિત્યના એક પ્રાચીન કવિ છે. મધ્ય એશિયાના તુર્ફાન પ્રદેશમાંથી ત્રણ રૂપકોની હસ્તપ્રત મળેલી, જેમાંનું 'શારિપુત્ર-પ્રકરણ' નામે રૂપક કવિ અશ્વઘોષે રચ્યું હોવાનો નિશ્ચિત ઉલ્લેખ મળે છે.[1] આ રૂપકમાં શારિપુત્રે (તથા મૌદ્‌ગલ્યાયને) ભગવાન બુદ્ધ પાસે તેમના ધર્મનો અંગીકાર કર્યો તે કથાવસ્તુ નિરૂપાયું છે. બીજાં બે રૂપક ખંડિત અને અપૂર્ણ છે, પરંતુ એ ત્રણેય રૂપક એક જ હસ્તપ્રતમાં લખાયાં હોઈ એ બે રૂપક પણ અશ્વઘોષની રચના હોવા સંભવે છે.

અશ્વઘોષે બે મહાકાવ્યોની પણ રચના કરી છે. સુંદરી નામે પત્નીમાં અનુરક્ત રહેલા (સુંદર) નંદ નામે શાક્ય કુમારને ભગવાન બુદ્ધ સ્ત્રીસૌન્દર્ય આદિ સુખોની અસારતા સમજાવીને પોતાતા ત્યાગપ્રધાન ધર્મ તરફ વાળ્યો તે વસ્તુ 'સૌન્દરનન્દ' નામના મહાકાવ્યમાં નિરૂપાયું છે. 'બુદ્ધચરિત' નામે બીજું મહાકાવ્ય હાલ અપૂર્ણ મળ્યું છે. પરંતુ ભગવાન બુદ્ધના ચરિતના વિવિધ પ્રસંગોનું રસપ્રદ નિરૂપણ કરતું એ મહાકાવ્ય સંસ્કૃત મહાકાવ્યોમાં ગણનાપાત્ર નીવડયું છે.

કવિવર કાલિદાસની પહેલાંના સંસ્કૃત કવિઓમાં કવિ **ભાસ** અગ્રિમ સ્થાન ધરાવે છે. ૧૯૧૨ માં તેર રૂપક હાથ લાગ્યાં છે, જેને ઘણા ભાસરચિત માને છે. એમાંનું 'સ્વપ્નવાસવદત્ત' સુપ્રસિદ્ધ છે. આ સંગ્રહનાં અન્ય રૂપક પણ એ જ શૈલીનાં છે. આ નાટકોનો સમય સામાન્યતઃ બીજી–ત્રીજી સદીનો આંકવામાં આવે છે. એનાં તેર રૂપકો પૈકી મધ્યમ-વ્યાયોગ,[2] દૂત-ઘટોત્કચ, કર્ણભાર, ઊરુભંગ, દૂતવાક્ય અને પંચરાત્રનું વસ્તુ મહાભારતના કથાનકને લગતું છે, બાલચરિત શ્રીકૃષ્ણની બાલલીલા નિરૂપે છે, પ્રતિમા-નાટક અનેઅભિષેક-નાટકનું વસ્તુ રામાયણના કથાનક સાથે સંબંધ ધરાવે છે, જ્યારે અવિ-મારક, ચારુદત્ત (અપૂર્ણ), પ્રતિજ્ઞાયૌગંધરાયણ અને સ્વપ્નવાસવદત્તનું વસ્તુ પ્રચલિત કથાસાહિત્યમાંથી લીધેલું લાગે છે. 'પ્રતિજ્ઞાયૌગંધરાયણ'માં અવંતિપતિ પ્રદ્યોત

---

૧. સંસ્કૃત રૂપકોનો માનીતો પ્રકાર 'નાટક'નો હતો, જેમાં નાયક તરીકે કોઈ ને કોઈ રાજાની પસંદગી કરવામાં આવતી. 'પ્રકરણ' નામે રૂપક–પ્રકારમાં નાયક તરીકે બ્રાહ્મણ. અમાત્ય કે વણિક જેવા કોઈ અન્ય કુલીન જનને પસંદ કરવામાં આવતો. શારિપુત્ર બ્રાહ્મણ હતો.

૨. વ્યાયોગ એ એકાંકી રૂપકનો એક પ્રકાર છે, જેનું વસ્તુ સંગ્રામને લગતું હોય છે. અહીં કુંતીપુત્રોમાં મધ્યમ(વચેટ) એવા ભીમને નહિ પિછાનતા એના પુત્ર ઘટોત્કચે પિતા ઉપર પોતાનું બળ અજમાવવાના કરેલ નિષ્ફળ પ્રયત્નનો પ્રસંગ નિરૂપાયો છે.

મહાસેનના કારાગારમાંથી વત્સરાજ ઉદયનને છોડાવવાની પ્રતિજ્ઞા એના મહામાત્ય યૌગંધરાયણે કેવી રીતે પાર પાડી અને વત્સરાજ અવંતિની રાજ-પુત્રી વાસવદત્તાને કેવી રીતે પરણ્યા તેનું રસપ્રદ કથાનક નિરૂપાયું છે, તો 'સ્વપ્નવાસવદત્ત'માં એ પ્રાણપ્રિય રાણી વાસવદત્તાને સ્વપ્નનો વિષય બનાવરાવી યૌગંધરાયણે વત્સરાજને મગધની કુંવરી પદ્માવતી સાથે પરણાવીને કેવી રીતે પ્રતાપી બનાવ્યા તેના પ્રસંગ આલેખાયા છે. 'સ્વપ્નવાસવદત્ત'ની ગણના સંસ્કૃત સાહિત્યનાં સર્વોત્તમ નાટકોમાં થાય છે.

અર્થસંપત્તિમાં ખાલીખમ થઈ ગયેલ ગુણસંપન્ન ચારુદત્ત અને એની કુલવધૂ થવા ઝંખતી ગણિકા વસંતસેના વિશેનું રસપ્રદ કથાવસ્તુ નિરૂપતું 'મૃચ્છકટિક'(માટીનું નાનકડું ગાડું) નામે પ્રકરણ-રૂપક તત્કાલીન સમાજનાં અનેક રસપ્રદ પાસાંનું તાદશ પ્રતિબિંબ પાડે છે. એનું કથાનક અવંતિના રાજા પાલક અને એના ભાઈ ગોપાલકના પુત્ર આર્યક સાથે સંકળાયેલું છે. એની પ્રસ્તાવનામાં આ રૂપક શૂદ્રક નામે રાજાએ રચ્યું હોવાનું જણાવેલું છે, પરંતુ એ રાજાના અભિજ્ઞાન તથા સમય વિશે કંઈ ચોક્કસ જાણવા મળતું નથી. આ રૂપકની રચના ઘણું કરીને કાલિદાસનાં નાટકો પહેલાં અને ઉપર્યુક્ત 'ચારુદત્ત' પછી થઈ લાગે છે.

આર્યશૂરે રચેલી **'જાતકમાલા'** પ્રાકૃત ત્રિપિટકમાંની જાતકકથાઓ[1] પરથી સંસ્કૃત ગદ્યપદ્યમાં લખાયેલ કથાસંગ્રહ છે.

એવી રીતે 'અવદાનશતક' અને 'દિવ્યાવદાન'માં પ્રાકૃત અવદાન-કથાઓ[2] પરથી સંસ્કૃતમાં લખાયેલ કથાસંગ્રહ જોવા મળે છે.

શાસ્ત્રીય વિષયોના સાહિત્યમાં શબ્દશાસ્ત્ર (વ્યાકરણ), નાટ્યશાસ્ત્ર અને છંદઃશાસ્ત્રનું ખેડાણ નોંધપાત્ર છે. સંસ્કૃત વ્યાકરણના સાહિત્યમાં પાણિનિ-કૃત અષ્ટાધ્યાયી 'સૂત્રગ્રંથ' પર પતંજલિએ લખેલું **'મહાભાષ્ય'** મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એના કર્તા પુષ્યમિત્ર શુંગના સમકાલીન જણાય છે ને એમના ગ્રંથમાં પાણિનિના સમય પછીનાં ભાષાકીય પરિવર્તનો અંગેના પૂરક નિયમો તેમ જ સમકાલીન જીવનને લગતાં ઉદાહરણો મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે. ભરત મુનિએ લખેલું ગણાતું **'નાટ્યશાસ્ત્ર'** એ ભારતીય નાટ્યશાસ્ત્રનું પ્રાચીનતમ પુસ્તક છે ને એની અન્તર્ગત રહેલા કાવ્યશાસ્ત્રને લગતા અધ્યાયોમાં ભારતીય કાવ્યશાસ્ત્રનું

---

૧. ભગવાન બુદ્ધના પૂર્વભવોની કથાઓ, જેમાં તેઓ પોતાના પૂર્વભવો દરમ્યાન વિવિધ પારમિતાઓ (પૂર્ણતાઓ) કેવી રીતે સંપાદિત કરતા રહ્યા તેનું નિરૂપણ આવે છે.

૨. અર્હતોનાં મહાન કાર્યોની કથાઓ.

પ્રાચીનતમ નિરૂપણ જોવા મળે છે. એમાં નાટચવેદનો મહિમા, કથાવસ્તુ, પાત્રો, રસ, અભિનય, રંગભૂમિ, કાવ્ય, છંદ, સંગીત, નૃત્ય ઇત્યાદિ અનેકવિધ વિષયોનું વિવેચન કરવામાં આવ્યું છે. એ કૃતિ પ્રાયઃ ત્રીજી સદીમાં રચાઈ ગણાય છે. ભરતના નાટચશાસ્ત્ર પછી થોડા વખતમાં લખાયેલ 'જયદેવ-છન્દસ્' એ છંદઃશાસ્ત્રનું પુસ્તક છે. ભરતે છંદનાં લક્ષણ તેમ જ ઉદાહરણ પણ આપેલાં, જ્યારે જયદેવ તે તે છંદમાં અપાતી તેના લક્ષણને લગતી પંક્તિને જ તેના ઉદાહરણ તરીકે પણ ઘટાવે છે. એમાં વર્ણવૃત્તો ઉપરાંત માત્રાવૃત્તોનાંય નામનિર્દેશ સાથે લક્ષણ આપેલાં છે.

આયુર્વેદને લગતા સાહિત્યમાં **'ચરક સંહિતા'** તથા **'સુશ્રુત-સંહિતા'** સુપ્રસિદ્ધ છે. એના મૂળ ભાગ આ કાલ દરમ્યાન લખાયા ગણાય છે,[1] પરંતુ હાલની આવૃત્તિઓ પછીના સુધારા-વધારા સાથેની છે.

પાલિ ભાષામાં ત્રિપિટક-ગ્રંથો અને એના પરની પ્રાચીન અટ્ઠ-કથા (અર્થકથા,ટીકા) મૌર્યકાલ સુધીમાં લખાયેલ લાગે છે. શાકલ(પંજાબ)ના રાજા મિલિન્દ (મિનેન્દર) અને થેર નાગસેન વચ્ચે થયેલી પ્રશ્નોત્તરીરૂપે બૌદ્ધધર્મને લગતા વિવિધ વિવાદ-ગ્રસ્ત પ્રશ્નોની છણાવટ કરતો **'મિલિન્દ-પ્રશ્ન'** નામે ગ્રંથ, જે મૂળમાં સંસ્કૃતમાં કે તે પ્રદેશના પ્રાકૃતમાં લખાયો લાગે છે, તેનો શ્રીલંકામાં પાલિ અનુવાદ[2] થયો.

સંસ્કૃત ત્રિપિટકોના મૂળ ગ્રંથ હાલ જૂજ પ્રમાણમાં જળવાઈ રહ્યા છે, પરંતુ અભિધર્મને લગતા વિભાષા-ગ્રંથો તથા પ્રજ્ઞાપારમિતા-ગ્રંથો લખાવા લાગ્યા, તેમ જ જાતક-કથાઓ અને અવદાન-કથાઓનું સાહિત્ય ખીલ્યું.

વેદના અર્થવિવરણ માટે જેવું યાસ્ક-કૃત નિરુક્ત(વેદાંગ) છે. તેવું પાલિ ત્રિપિટકના અર્થવિવરણ માટે 'નેત્તિ-પકરણ' છે, જેની પુરવણીરૂપે 'પેટકોપદેશ' લખાયું છે. એમાં ચાર આર્ય સત્યોને બૌદ્ધધર્મના તત્ત્વરૂપે રજૂ કરેલ છે.

ભદ્રબાહુસ્વામીના સમયમાં સંગૃહીત થયેલ જૈન શ્રુતની સ્મૃતિ સમય જતાં લુપ્ત થતી રહી. આથી ઈ. સ. ૩૦૦ના અરસામાં સ્કન્દિલ-આચાર્યની અધ્યક્ષતા નીચે મથુરામાં તેમ જ નાગાર્જુન-આચાર્યની અધ્યક્ષતા નીચે વલભીમાં[3] સંઘની સભા ભરાઈ ને એમાં આગમસૂત્રોને ગ્રન્થસ્થ કરવામાં આવ્યાં. આ સમયે એ સાહિત્યની ભાષા માગધી ન રહેતાં મહારાષ્ટ્રીને મળતી થઈ હોઈ, એને 'અર્ધ-માગધી' નામે ઓળખવામાં આવે છે. એ જૈન આગમોની માથુરી વાચનામાં તેમજ વાલભી વાચનામાં કેટલાક પાઠભેદ રહ્યા, પરંતુ એ બંનેમાં હાલના

---

૧. અનુશ્રુતિ અનુસાર ચરક કણિષ્કનો સમકાલીન ગણાય છે.
૨. એનું શીર્ષક 'મિલિન્દપઞ્હ' છે.
૩. સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં આવેલા વલભીપુરમાં.

આગમગ્રંથોમાંના ઘણાખરા ગ્રંથોનો સમાવેશ થતો, જેમાં ૧૧ અંગો,[1] ૧૨ ઉપાંગો, ૬ છેદસૂત્રો, ૪ મુલસૂત્રો, ૨ છૂટાં સૂત્રો અને ૧૦ પ્રકીર્ણો ગણાવી શકાય.

અનુ-મૌર્ય કાલ દરમ્યાન જૈન સંઘમાં કાલકાચાર્ય, ખપુટાચાર્ય અને પાદલિપ્તાચાર્ય જેવા પ્રભાવક થયા. **પાદલિપ્તાચાર્ય** મુરુંડ(શક) રાજાના સમયમાં થયા. તેઓ તીર્થયાત્રા કરતા કરતા ઉત્તર ભારતથી સૌરાષ્ટ્ર આવેલા ત્યારે તેમનો સમાગમ પામેલા નાગાર્જુનસૂરિએ શત્રુંજયગિરિની તળેટીમાં પાદલિપ્તપુર(પાલિતાણા) વસાવ્યું તેમ જ પર્વત પર તેમની પ્રતિમા સ્થાપી. એમણે જ્યોતિષકરંડક–વૃત્તિ, નિર્વાણકલિકા, પ્રશ્નપ્રકાશ ઇત્યાદિ શાસ્ત્રીય ગ્રંથો ઉપરાંત 'તરંગવતી' નામે પ્રાકૃત ધર્મકથા રચેલી, જે પ્રાકૃત કથાસાહિત્યમાં ખાસ નોંધપાત્ર છે.[2]

તમિળ સાહિત્ય પ્રાચીન કાલમાં 'સંગમ્'(સંઘ= વિદ્વત્સભા = અકાદમી)ના આશ્રયે ખીલતું. પ્રથમ સંગમ્ (સંઘ) પ્રાચીન મદુરા(જે હાલ સમુદ્રમાં ડૂબી ગયેલ છે તે)માં હતો, તેના સભાસદોની સંખ્યા ૫૪૯ ની હતી ને તેમાં ૪,૪૯૯ કર્તાઓની કૃતિઓ મંજૂર થઈ હતી. બીજો સંગમ્ (સંઘ) કપાતપુરમ્ ( જે પણ ડૂબી ગયેલ છે તે )માં હતો. તેને પાંડ્ય રાજાઓનો આશ્રય મળ્યો હતો ને તેણે ૩,૭૦૦ કવિઓની કૃતિઓ મંજૂર કરી હતી. ત્રીજો સંગમ્ (સંઘ) મદુરામાં હતો. તેમાં ૪૯ સભાસદ હતા ને તેમાં ૪૪૯ કવિઓની કૃતિઓને મંજૂરી મળી હતી. આ અનુશ્રુતિમાં આપેલી ખાસ કરીને પહેલા બે સંઘોને લગતી ઘણી હકીકત પૌરાણિક પ્રકારની છે, છતાં એમાં લગભગ ઈ.પૂ. ૫૦૦ થી ઈ.સ. ૫૦૦ ના કાલની તમિળ સાહિત્યની પ્રવૃત્તિઓના ઇતિહાસની સ્મૃતિ રહેલી હોવા સંભવે છે.

પ્રથમ સંઘની કોઈ કૃતિ ઉપલબ્ધ નથી. દ્વિતીય સંઘની કૃતિઓ પૈકી માત્ર 'તોલ્કાપ્પિયમ્' નામે વ્યાકરણગ્રંથ જળવાયો છે. એમાં ભાષા, કાવ્ય, છંદ ઇત્યાદિ અનેક વિવિધ વિષયોનું નિરૂપણ કરેલું છે.

તૃતીય સંઘની કૃતિઓમાં કેટલીક સંગ્રહરૂપે છે. 'પત્થુપ્પાત્તુ'માં દસ વર્ણનાત્મક કાવ્યોનો સંગ્રહ છે. એમાંનાં ઘણાંખરાં કાવ્ય જુદા જુદા રાજાઓની રચના હોવાનું મનાય છે. આ કાવ્ય બીજી સદીમાં રચાયાં લાગે છે. એમાં

---

૧. મૂળમાં બાર અંગ હતાં, તેમાંથી એક લુપ્ત થતાં અગિયાર રહ્યાં છે. લુપ્ત અંગમાં ૧૪ 'પૂર્વો' નો સમાવેશ થતો.

૨. હાલ મૂળ કથા લુપ્ત થઈ છે; એનો પદ્ય-સંક્ષેપ ઉપલબ્ધ છે.

પ્રકૃતિસૌન્દર્ય તથા માનવહૃદયનું સૂક્ષ્મ રસદર્શન નજરે પડે છે. 'એત્તુથોકઈ' વગેરે આઠ સંગ્રહોમાં સેંકડો નાનાં નાનાં ગીત સંગ્રહાયાં છે. એમાં ઉચ્ચકોટિની કાવ્યરચનાઓ ઉપરાંત તત્કાલીન સમાજને લગતી વિપુલ સામગ્રીનો પણ સમાવેશ થાય છે. અઢાર ગૌણ બોધકાવ્યોમાં તિરુવલ્લુવરનું **'કુરલ'** તમિળ સાહિત્યની એક સર્વોત્તમ કૃતિ તરીકે સુપ્રસિદ્ધ છે. એનો કર્તા બ્રહ્માનો અવતાર ગણાતો. આ કૃતિને ત્રીજા સંઘ પાસે મંજૂર કરાવતાં એને ઘણી મુશ્કેલી પડેલી, પરંતુ આખરે એ એક ઉત્તમ કૃતિ તરીકે ગણના પામી. દસદસ યુગ્મકોના ૧૧૩ ખંડોમાં કવિએ ગુણ, સંપત્તિ, પ્રીતિ, નીતિ, સમૃદ્ધિ, સુખ ઇત્યાદિ વિષયોને માધુર્ય, લાઘવ અને પૂર્ણતા સાથે નિરૂપ્યા છે. ગાગરમાં સાગર ભરવાનું કલાકૌશલ ધરાવતા આ કવિની એ કૃતિને 'નાનકડા વેદ' તરીકે નવાજવામાં આવી છે. એનો અનેક ભારતીય તથા યુરોપીય ભાષાઓમાં અનુવાદ થયો છે. એમાં જાપાની 'હાઇકુ'ના જેવાં અર્થઘન ધ્વન્યાત્મક સુભાષિત નજરે પડે છે.

બીજી સદીમાં તમિળ સાહિત્યનો સુવર્ણયુગ પ્રવર્તતો હતો. ત્રીજા સંઘના કવિઓમાં બૌદ્ધ, જૈન, શૈવ અને વૈષ્ણવ કવિઓનો સમાવેશ થતો. એનાં પંચ મહાકાવ્યોમાંનાં બે સ્પષ્ટતઃ આ સુવર્ણયુગમાં રચાયાં હતાં ને બાકીનાં ત્રણ મહાકાવ્ય તથા સંભવતઃ પંચ લઘુકાવ્ય તે પછી થોડા વખતમાં રચાયાં જણાય છે. **'સિલપ્પદિકારમ્'** રચનાર ઇલંગો 'મણિમેખલઈ' રચનાર સાત્તનારનો સમકાલીન હતો. સાત્તનાર બૌદ્ધ ગૃહસ્થ હતો; ને ઇલંગો હિંદુ સંન્યાસી હતો. બંને સિદ્ધહસ્ત કવિ હતા. એમની કૃતિઓ તમિળ સાહિત્યનાં 'ઇલિયડ' અને 'ઓડિસી' સમાન ગણાય છે. 'સિલપ્પદિકારમ્'માં દૈવદગ્ધ કોવલન અને એની સતી પત્ની કન્નકીના દામ્પત્યજીવનના કરુણ પલટા નિરૂપવામાં આવ્યા છે ને નિર્દોષ નાયકને દેહાંતદંડ દેનાર પાંડ્ય રાજા તથા તેની રાણી તેમજ રાજધાની (મદુરા)ના નાશનો શાપ વરસાવતી એ સતી સ્વર્ગમાં પોતાના પતિનો સમાગમ પામે છે એવા સુખદ અંત સાથે એ મહાકાવ્ય સમાપ્ત થાય છે.

'મણિમેખલઈ'માં નાયિકા મણિમેખલઈ માનવપ્રેમની નિઃસારતા અનુભવી બુદ્ધ, ધર્મ અને સંઘને શરણે જવાનો માર્ગ અંગીકાર કરે છે એવી ધર્મકથા આલેખવામાં આવી છે. એવી રીતે તિરુથક્કથેવરના 'જીવકચિન્તામણિ'માં રાજપુત્ર જીવક પોતાના પિતાએ ગુમાવેલું રાજ્ય પાછું મેળવીને અંતે દીક્ષા લઈ જૈન સાધુ તરીકે તપશ્ચર્યા કરી સિદ્ધિ પામે છે એવી ધર્મકથા દ્વારા જૈન ધર્મનો મહિમા દર્શાવવામાં આવ્યો છે.

**ધર્મ**

આ કાલ દરમ્યાન હિંદધર્મ, બૌદ્ધધર્મ તેમ જ જૈનધર્મનાં સ્વરૂપમાં કેટલાંક નોંધપાત્ર પરિવર્તન થયાં.

હિંદુધર્મમાં ભાગવત(વૈષ્ણવ) સંપ્રદાય તથા પાશુપત(શૈવ) સંપ્રદાયનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો.

**ભાગવત સંપ્રદાય**માં ભગવાન વાસુદેવ કૃષ્ણની ઉપાસનાનો મહિમા વધતો ગયો. મહાભારતમાં એમના દૈવી સ્વરૂપનું માહાત્મ્ય ઉત્તરોત્તર વધતું રહ્યું. પાંડવોના ચરિતના નિરૂપણમાંય જાણે શ્રીકૃષ્ણ વાસુદેવ કેન્દ્રસ્થાને રહેવા લાગ્યા. શ્રીકૃષ્ણનું બાકીનું ચરિત મહાભારતની પરિશિષ્ટરૂપે 'હરિવંશ'માં આલેખાયું.

વાસુદેવ કૃષ્ણની સાથે સાથે સંકર્ષણ (બલરામ), પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનીયે આરાધના થવા લાગી. એ ચાર આરાધ્ય દેવોના સમૂહને ચતુર્વ્યૂહ કહે છે. ભગવાન વાસુદેવની પ્રતિમારૂપે પૂજા થવા લાગી ને એમની પ્રતિમાની જાહેર દેવાલયોમાં પ્રતિષ્ઠા થવા લાગી. ભાગવત સંપ્રદાયમાં ઇષ્ટદેવના સગુણ સ્વરૂપની ભક્તિનો મહિમા વધતો ગયો. વાસુદેવની ભક્તિ યવનો જેવા વિદેશીઓનેય રુચિકર નીવડતી ને હેલિઓદોર જેવા યવનો ભાગવત સંપ્રદાયના અનુયાયી બનતા લાગ્યા. ભાગવત સંપ્રદાય મથુરા પ્રદેશમાં સીમિત ન રહેતાં પશ્ચિમ ભારત અને ઉત્તર દખ્ખણ સુધી પ્રસર્યો. દક્ષિણ ભારતમાં ઉત્તર ભારતના મથુરાને મળતું 'મદુરા' નામ રખાયું.[1]

**પાશુપત સંપ્રદાય**માં પશુપતિ શિવના અવતારોની માન્યતા પ્રવર્તી. એ અવતારોમાં નકુલીશ-લકુલીશનો અવતાર લોકપ્રિય જણાયો. એ અવતાર દક્ષિણ ગુજરાતમાં થયો. આથી એ સ્થળને 'કાયાવરોહણ' કહેતા; તે હાલના વડોદરા જિલ્લામાં (ડભોઈ અને મિયાગામ વચ્ચે) આવેલું છે.

રામાયણ તથા મહાભારતમાં શિવ-ઉપાસનાના ઉલ્લેખ ઉમેરાતા ગયા. કુષાણો જેવા વિદેશી કુલના રાજાઓ માહેશ્વર (શૈવ) સંપ્રદાય તરફ આદર દર્શાવવા લાગ્યા. શિવનો મહિમા છેક તમિળ સંગમ(સંઘ)ના સાહિત્યમાંય નજરે પડે છે. મદ્રાસ રાજ્યના ગુડિમલ્લમ્ નામે ગામમાં પૂજાતી પ્રાચીન લિંગ-પ્રતિમામાં પુરુષ-લિંગની તાદૃશ પ્રતિકૃતિ જોવા મળે છે. એની એક બાજુ

૧. 'મથુરા' અને 'મદુરા' બંનેમાં 'મધુરા' શબ્દ રહેલો છે.

પર ઊભા દ્વિભુજ શિવની આકૃતિ પણ કંડારેલી છે. આમ લિંગ-પૂજાનો શિવપૂજા સાથે સંકળાયેલો સંબંધ હવે સુનિશ્ચિત થયો જણાય છે.

આ કાલનાં શિલ્પોમાં શિવની સાથે નંદી અને પાર્વતીનો સંબંધ પણ નજરે પડે છે.

**બૌદ્ધ ધર્મ**માં થેરવાદી તથા મહાસંઘિક સંપ્રદાયમાં અવાંતર શાખાઓ પડવા લાગી. થેરવાદમાં સહુથી મહત્ત્વની શાખા સર્વાસ્તિવાદની છે. એ સંપ્રદાય ક્રમશઃ મથુરા, ગંધાર અને કાશ્મીરમાં પ્રવર્ત્યો. કણિષ્કના સમયમાં એ મધ્ય એશિયામાં અને ત્યાંથી ચીનમાં પ્રસર્યો. કુષાણોના સમયમાં એ ઉત્તર ભારતમાં ઘણો લોકપ્રિય હતો. એના પિટકો(સંગ્રહો) સંસ્કૃતમાં લખાયા છે. મિલિન્દ (મિનેન્દર) અને કણિષ્ક જેવા વિદેશી રાજાઓ બૌદ્ધધર્મના પરમ અનુરાગી હતા.

સર્વાસ્તિવાદમાં માનસિક તેમ જ બાહ્ય સર્વ સૃષ્ટિનું અસ્તિત્વ સ્વીકારાતું હતું. કણિષ્કના સમયમાં કાશ્મીરમાં બૌદ્ધ સંઘની ચોથી સંગીતિ મળી. એના અધ્યક્ષપદે વસુમિત્ર હતા. કાત્યાયની–પુત્રે રચેલું 'અભિધર્મ–જ્ઞાન પ્રસ્થાન' એ આ વાદનો પ્રથમ પ્રમાણગ્રંથ છે. એ ગ્રંથના વિવરણ–રૂપે 'અભિધર્મ મહાવિભાષા' નામે વિભાષા(વૃત્તિ) લખાઈ. સર્વાસ્તિવાદના કેટલાક અનુયાયીઓ સૂત્ર–પિટકના આધારે બાહ્ય પદાર્થો અનુમેય(અનુમાન દ્વારા જાણી શકાય તેવા) હોવાનું માનતા હતા, જ્યારે આ વિભાષાને અનુસરતા અનુયાયીઓ બાહ્ય પદાર્થો પ્રત્યક્ષ (પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા જાણી શકાય તેવા) હોવાનું માનતા. સૂત્રપિટકને અનુસરનાર વર્ગ 'સૌત્રાન્તિક' નામે અને વિભાષાને અનુસરનાર વર્ગ 'વૈભાષિક' નામે ઓળખાયો.

આ અરસામાં **મહાયાન** સંપ્રદાયને ઘણી પ્રતિષ્ઠા મળી. બૌદ્ધ ધર્મના મૂળ સિદ્ધાંત અનુસાર દરેક વ્યક્તિએ પોતાના નિર્વાણ માટે પોતે પૂરેપૂરો પુરુષાર્થ કરવાનો રહે છે, પરંતુ મહાસંઘિક મતના અનુયાયીઓ એમાં વિનયના કડક પાલનનું પ્રમાણ ઘટાડી ઉપાસના અને ભક્તિનું પ્રમાણ વધારી રહ્યા હતા; ને આ પ્રકારનો ધર્મ આમવર્ગમાં તેમ જ વિદેશી વર્ગોમાં લોકપ્રિય નીવડતો હતો. સ્તૂપો અને ચૈત્યોના પૂજનનો તથા બૌદ્ધ તીર્થધામોની યાત્રાનો મહિમા વધતો ગયો. દાન, શીલ, ક્ષાન્તિ ઇત્યાદિ પારમિતાઓ(પરમ ગુણોની પૂર્ણ પ્રાપ્તિ)નું માહાત્મ્ય સ્થપાયું ને એનાં દષ્ટાન્ત-રૂપે અનેકાનેક જાતક-કથાઓ તથા અવદાન-કથાઓ પ્રચલિત થઈ. આ પારમિતાઓ અનેક ભવ(જન્મ)ની સાધના વડે પ્રાપ્ત થાય છે. સાધક અવસ્થામાં રહેલા મુમુક્ષુને 'બોધિસત્ત્વ' કહે છે; બોધિ પામેલ સિદ્ધને 'બુદ્ધ' કહે છે. બુદ્ધો અને બોધિસત્ત્વો વિરલ હોય છે ને એમની કૃપા વડે સિદ્ધિ પામવી સરળ બને છે. એમની કૃપા માટે એમની આરાધના જરૂરી છે.

બુદ્ધો અને બોધિસત્ત્વોની આરાધના અને મંત્ર-જપનું 'પ્રજ્ઞાપારમિતા' નામે ગ્રંથોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ મત અનુસાર બૌદ્ધ ધર્મ ભક્તિપ્રધાન બન્યો. આ અનુયાયીઓએ પોતાના સંપ્રદાયને 'મહાયાન' (મોટો માર્ગ) તરીકે ઓળખાવ્યો; ને જૂના સંપ્રદાય માટે તેમણે 'હીનયાન' (ઊતરતો માર્ગ) નામ પ્રચલિત કર્યું.

મહાયાનનો ઉદય પ્રાયઃ ઈ.પૂ. ૧ લી સદીના અરસામાં આન્ધ્રદેશમાં થયો ને ઈ.સ. પહેલી-બીજી સદીમાં તે ઉત્તર ભારતમાં પ્રસર્યો. મહાયાન મતના સ્થાપક નાગાર્જુન વિદર્ભના વતની હતા. એ માધ્યમિક મતના પ્રવર્તક હતા. આ મતને 'શૂન્યવાદ' પણ કહે છે, પરંતુ અહીં 'શૂન્ય'નો અર્થ ગહન છે. એમાં ખરી રીતે સર્વાસ્તિવાદ અને સર્વશૂન્યવાદ એ બે નિતાન્ત મતોની વચ્ચેના મધ્યમ માર્ગનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે એમાં 'શૂન્ય' શબ્દનો પ્રયોગ ઉપનિષદોના નેતિ નેતિની જેમ સર્વવિકલ્પનિષેધના અર્થમાં કરવામાં આવ્યો છે. એમાં નિર્ગુણ-નિરાકાર-અવિકારી પરમાર્થ-સત્યની શૂન્યતા નહિ, પરંતુ એનાં બાહ્ય સ્વરૂપોની શૂન્યતા પ્રતિપાદિત કરવામાં આવી છે. નાગાર્જુન નાલંદા વિદ્યાપીઠના કુલપતિ હતા.

મહાયાનના મત મુજબ બોધિસત્ત્વનું ધ્યેય પોતાના નિર્વાણ પૂરતું સીમિત રહેલું નથી, પરંતુ એ અન્ય માનવોના નિર્વાણ માટે પ્રવૃત્ત રહેવાનું પરમ કર્તવ્ય માને છે. એનું ધ્યેય સ્વાર્થનું નહિ, પરમાર્થનું હોવું જોઈએ સર્વ સત્ત્વો તરફ મહાકરુણા ધરાવતા બોધિસત્ત્વો બોધિની પ્રાપ્તિ પણ સર્વ સત્ત્વોના નિર્વાણ માટે જ કરવા માગે છે. આથી ભગવાન બુદ્ધો અને બોધિસત્ત્વોની આરાધના બૌદ્ધ ઉપાસકો અને શ્રમણોની સિદ્ધિ માટે ઘણી ઉપકારક બની રહે છે. સાકાર-ઉપાસનાનો આ ભક્તિપ્રધાન સંપ્રદાય સહુ વર્ગમાં લોકપ્રિય બન્યો. ગંધાર તથા મથુરાના પ્રદેશોમાં બુદ્ધો અને બોધિસત્ત્વોની પ્રતિમાઓ ઘડાવા લાગી ને બૌદ્ધ ચૈત્યોમાં એની વિધિસર પૂજા થવા લાગી. પેશાવરથી માંડીને અમરાવતી અને નાગાર્જુનીકોણ્ડા જેવાં છેક દક્ષિણ ભારતનાં ધર્મસ્થળો સુધી બૌદ્ધ ધર્મનું એ સ્વરૂપ પ્રચલિત થયું; એટલું જ નહિ, યવનો, પહ્લવો, શકો અને કુષાણો દ્વારા એ સંપ્રદાય મધ્ય એશિયા, ચીન અને તિબેટ જેવા ઉત્તરી દેશોમાં પણ પ્રસર્યો.

બૌદ્ધ ધર્મની જેમ **જૈન ધર્મ**માં પણ બે સંપ્રદાય પડ્યા. દિગંબર અને શ્વેતાંબર સંપ્રદાયોનો ઉદય ઈ.સ. પહેલી સદીમાં થયો ગણાય છે. દિગંબરો દમન અને ત્યાગનો ચુસ્ત આગ્રહ ધરાવે છે, જ્યારે શ્વેતાંબરો લોકવ્યવહાર અને ધાર્મિક આચારવિચારનો જરૂરી મેળ મેળવે છે. અપરિગ્રહના મહાવ્રતમાં મહાવીર સ્વામીએ બ્રહ્મચર્યને અલગ મહત્ત્વ આપેલું તેમ પોતાના આચરણ

દ્વારા એમણે વસ્ત્રનોય પરિગ્રહ ન કરવાનું ઉપદેશ્યું છે એવું દિગંબરોનું મંતવ્ય છે. આથી એ સંપ્રદાયના સાધુઓ અચેલક(નિર્વસ્ત્ર) અવસ્થામાં રહે છે ને ફરે છે, જ્યારે શ્વેતાંબર સંપ્રદાયના સાધુઓ શ્વેત પટ(વસ્ત્ર)–શ્વેત અંબર(વસ્ત્ર) ધારણ કરે છે. આથી આ અચેલક સાધુઓને શ્વેતપટ કે **શ્વેતાંબર** કહે છે; જ્યારે અચેલક સાધુઓને **દિગંબર** (દિશારૂપી વસ્ત્રવાળા અર્થાત્ કોઈ પ્રકારનાં સ્થૂલ વસ્ત્રો વિનાના) તરીકે ઓળખવામાં આવે છે. વળી આ બે સંપ્રદાયોમાં કેટલાંક મંતવ્યોનોય મતભેદ રહેલો છે. દાખલા તરીકે, દિગંબરોના મત મુજબ સ્ત્રીયોનિમાં સિદ્ધિ મળી શકતી નથી, જ્યારે શ્વેતાંબરો એવો ભેદભાવ માનતા નથી. શ્વેતાંબર–પરંપરા પ્રમાણે તો ચોવીસ તીર્થંકરોમાંના મલ્લિનાથ સ્ત્રીયોનિમાં જન્મેલા હોવા છતાં સિદ્ધિ પામી તીર્થંકર થયા હતા. વળી દિગંબરો એવું માને છે કે કેવલજ્ઞાનની પ્રાપ્તિ પછી મનુષ્યને આહાર લેવાની જરૂર રહેતી નથી, જ્યારે શ્વેતાંબરો એવું માનતા નથી. મથુરા અને વલભીમાં ગ્રંથસ્થ થયેલા આગમગ્રંથોને શ્વેતાંબરો સપ્રમાણ માને છે, જ્યારે દિગંબરોના મત મુજબ મૂળ આગમગ્રંથો લુપ્ત થયેલા હોઈ હાલના એ ગ્રંથો પ્રમાણભૂત ગણાતા નથી. શ્વેતાંબરોના ઉપલબ્ધ શ્રુત–સાહિત્યમાં આચારાંગ આદિ ૧૧ અંગોનો, ઔપપાતિક આદિ ૧૨ ઉપાંગોનો, આવશ્યક આદિ ૪ મૂલસૂત્રોનો, નિશીથ આદિ ૬ છેદસૂત્રોનો અને ચતુઃશરણ આદિ ૧૦ પ્રકીર્ણકોનો સમાવેશ થાય છે.[૧]

આગળ જતાં આમાં નંદીસૂત્ર અને અનુયોગદ્વાર ઉમેરાતાં, આગમ–ગ્રંથોની સંખ્યા ૪૫ ની થઈ.

જૈન ધર્મમાં ઈશ્વરની માન્યતા રહેલી નથી, પરંતુ જિન(તીર્થંકર)ની આરાધના કરવામાં આવે છે. ઋષભદેવ આદિ તીર્થંકરોની પ્રતિમા ઘડાવી તેની દેવાલયોમાં પ્રતિષ્ઠા તથા પૂજા કરવામાં આવે છે. શિલ્પમાં ઘણાખરા તીર્થંકરોની આકૃતિ એકસરખી હોય છે, પરંતુ એમાંના દરેકને પોતપોતાના વિશિષ્ટ લાંછન (ચિહ્નિ) દ્વારા પિછાનવામાં આવે છે.[૨] જૈન દેવગણમાં આ ઉપરાંત યક્ષો તથા યક્ષિણીઓની પણ સાકાર સ્વરૂપે ઉપાસના થવા લાગી. આમ જૈન ધર્મ એ ઈશ્વર વિનાનો ભક્તિપ્રધાન ધર્મ છે.

---

૧. અંગોમાં ભગવતીસૂત્ર, મૂલસૂત્રોમાં ઉત્તરાધ્યયન અને છેદસૂત્રોમાં બૃહત્કલ્પ તથા દશાશ્રુતસ્કંધ (જેનું કલ્પસૂત્ર નામે અધ્યયન ઘણું લોકપ્રિય છે) પણ સુપ્રસિદ્ધ છે.

૨. જેમ કે ઋષભદેવને ઋષભનું, ચન્દ્રપ્રભને ચન્દ્રનું, શાન્તિનાથને હરણનું, મલ્લિનાથને કુંભનું, નેમિનાથને શંખનું, પાર્શ્વનાથને સર્પનું અને મહાવીર સ્વામીને સિંહનું લાંછન હોય છે.

જૈન દર્શનમાં સપ્તભંગીથી યુક્ત સ્યાદ્વાદનું[1] વિશિષ્ટ મહત્ત્વ રહેલું છે. એમાં જુદી જુદી સાત રીતે સાપેક્ષ આંશિક સત્યનો અર્થ સમજાવેલો છે. સ્યાદ્વાદ એ જૈન દર્શનનું વિશિષ્ટ પ્રદાન છે.

**કલા**

ધાર્મિક પ્રકારની ઇમારતોમાં બૌદ્ધ સ્તૂપ, ચૈત્યગૃહ અને વિહાર ખાસ નોંધપાત્ર છે. સાંચીમાં અશોકના સમયના ઈંટેરી સ્તૂપને શુંગ-કાલમાં પથ્થરના આચ્છાદન વડે કદમાં વિસ્તારવામાં આવ્યો અને સાતવાહન-કાલમાં એની વેદિકામાં ચાર દિશામાં ચાર તોરણ(કમાનવાળા દરવાજા) ઊભાં કરવામાં આવ્યાં (આકૃતિ ૧૨). આ તોરણોના જુદા જુદા ભાગ પર ભગવાન બુદ્ધના જીવનપ્રસંગો, એમના પૂર્વભવોને લગતી જાતક-કથાઓ, સાત બુદ્ધોનાં પ્રતીકો ઇત્યાદિ અનેકવિધ વિષયોને શિલ્પ દ્વારા નિરૂપવામાં આવ્યા છે (આકૃતિ ૧૩). એમાં ભગવાન બુદ્ધ કે બુદ્ધોની દેહાકૃતિ ક્યાંય આલેખાઈ નથી; બધે એમની રજૂઆત પત્ર, છત્ર, ચામર, ગજ, બોધિવૃક્ષ, સ્તૂપ ઇત્યાદિ પ્રતીકો કે ચિહ્નો દ્વારા જ કરવામાં આવી છે. આવો એક સુંદર સ્તૂપ ભરહુતમાં પણ હતો.

ગંધાર પ્રદેશમાં બૌદ્ધ સ્તૂપને ઘણો ઊંચો આકાર આપવામાં આવતો. કણિષ્કે પેશાવરમાં બંધાવેલો ઉત્તુંગ સ્તૂપ એશિયાભરમાં વિખ્યાત હતો. ગંધારમાં સ્તૂપની સાથે સાથે બુદ્ધ-પ્રતિમાની પણ અર્ચના થવા લાગી. ગુજરાતમાં જૂનાગઢ અને શામાળાજી પાસે ઈંટેરી સ્તૂપ બંધાયા, જેની અંદર પધરાવેલાં અસ્થિપાત્રો (આકૃતિ ૧૪) ખાસ નોંધપાત્ર છે. શામળાજી પાસે આવેલ દેવની મોરીના સ્તૂપમાં ભગવાન બુદ્ધની પ્રતિમાઓ પણ મળી છે. કોંકણમાં સોપારા પાસે સ્તૂપ મળ્યો છે. દક્ષિણ ભારતમાં અમરાવતી, નાગાર્જુનીકોણ્ડા, ભટ્ટિપ્રોળુ વગેરે સ્થળોએ પણ સ્તૂપ મળ્યા છે. આ સ્તૂપ આ કાલ દરમ્યાન બંધાયા જણાય છે. આ સ્તૂપો ઉપરથી તેમ જ આસપાસથી સાવ ખુલ્લા હોતા.

આગળ જતાં સ્તૂપની પાછળ સમાંતર ગોળ પછીત, આગળ ઊભો લંબચોરસ ખંડ અને એની ઉપર અર્ધનળાકાર છાપરું કરીને સ્તૂપરૂપી ચૈત્યને લાંબા વિશાળ ગૃહના પાછલા ભાગમાં ગોઠવવામાં આવ્યો. એવી ઇમારતને

---

૧. સ્યાત્ એટલે સંભવતઃ. એમાં સાત પ્રકારના સંભવ રહેલા છે. એ સપ્તભંગી આ પ્રમાણે છે: (૧) સંભવતઃ છે, (૨) સંભવતઃ નથી, (૩) સંભવતઃ છે અને નથી, (૪) સંભવતઃ અવક્તવ્ય, (૫) સંભવતઃ છે અને અવક્તવ્ય, (૬) સંભવતઃ નથી અને અવક્તવ્ય, અને (૭) સંભવતઃ છે, નથી અને અવક્તવ્ય.

'ચૈત્યગૃહ' કહે છે. નાસિક અને એની આસપાસ આવેલાં સ્થળો પાસે રહેલા પશ્ચિમઘાટના ડુંગરોમાં આવાં અનેક બૌદ્ધ ચૈત્યગૃહ કંડારવામાં આવ્યાં છે. આ શૈલ-ઉત્કીર્ણ ચૈત્યગૃહોનો સમય સાતવાહનોના કાળ દરમ્યાન ઈ.પૂ. બીજી સદીથી ઈ. સ. ની બીજી સદી સુધીનો હોવાનું માલૂમ પડે છે. એમાં અજંટાનાં બે ચૈત્યગૃહોનો સમાવેશ થાય છે, જે ગુફા નં. ૯ અને ૧૦ માં આવેલાં છે.[૧] આ કાલના ચૈત્યગૃહનો સહુથી સુંદર અને ભવ્ય નમૂનો (આકૃતિ ૧૫) પુણે જિલ્લાના કાર્લા ગામ પાસેના ડુંગરમાં જોવા મળે છે. એના પ્રવેશખંડની આગળ જાળીદાર પડદી કંડારેલી છે. મુખ્ય ખંડને ત્રણ પ્રવેશદ્વાર છે. વચલા મોટા પ્રવેશદ્વારથી એના મધ્યભાગમાં જવાય છે, જ્યારે બાજુનાં નાનાં પ્રવેશ-દ્વાર કક્ષભાગમાં લઈ જાય છે. મધ્યભાગ તથા દરેક કક્ષભાગની વચ્ચે પંદર-પંદર સ્તંભની હરોળ આવેલી છે. દરેક સ્તંભના સરામાં ગજારૂઢ યુગલની કલાત્મક શિલ્પકૃતિ નજરે પડે છે. પ્રવેશખંડના ઉપલા માળે રહેલી મોટી જાળી(પ્રકાશ-બારી)ને લઈને સામેના સ્તૂપ પર તેમજ સ્તંભોના(મધ્ય-ખંડ તરફના) ભાગ પર પૂરતો પ્રકાશ રહે છે. પાછળના સાત સ્તંભ સ્તૂપને સમાંતર અર્ધવૃત્તાકારે ગોઠવેલા છે ને તે ઘણા સાદા છે. મધ્યખંડની જેમ કક્ષખંડમાં પૂરતો પ્રકાશ આવતો નથી.

આ ચૈત્યગૃહ જ્યાં બૌદ્ધ ભિક્ષુઓની વસતિ હતી ત્યાં કંડારાયાં હતાં; આથી એની સમીપમાં કેટલાક બૌદ્ધ **વિહાર** પણ કંડારેલા છે. ચણતરી વિહાર-(મઠ)માં સામાન્ય રીતે વચ્ચે ખુલ્લો ચોક રાખવામાં આવતો ને એની આસપાસ રહેવાની ઓરડીઓ હરોળબંધ બાંધવામાં આવતી. શૈલમાં કંડારેલા વિહારોમાં ચોકનો ભાગ ખુલ્લો રાખી શકાતો ન હોઈ, એમાં પૂરતો પ્રકાશ રહેતો નહિ. ચોકના મોટા ખંડોમાં કેટલાક સ્તંભ કંડારવામાં આવતા. અજંટાની ગુફા નં. ૩૦[૨] ૮, ૧૨, અને ૧૩માંના વિહાર આ કાલના છે. એમાં સ્તંભો કે પ્રતિમાઓ હોતી નથી.

---

૧. આ ગુફાઓ ઔરંગાબાદ જિલ્લાના અજંટા શહેર પાસે આવેલ ફરદાપુર ગામ નજીકના ઇંધ્યાદ્રિ ડુંગરમાં કંડારેલી છે. અર્વાચીન કાળમાં આ ગુફાઓ ૧૯મી સદીમાં પ્રકાશમાં આવી છે. ગુફાઓના ક્રમાંક તેનાં હાલનાં સ્થાન પ્રમાણે એક છેડેથી શરૂ કરી આપવામાં આવ્યાં છે. આંતરિક અભ્યાસ પરથી એને રચનાક્રમ જુદી રીતનો માલૂમ પડે છે. ગુફાઓ ત્રીસેક છે.

૨. આ ગુફા ગુફા નં. ૧૬નો પ્રવેશમાર્ગ દુરસ્ત કરતાં છેક ૧૯૫૬માં નજરે પડી છે. અજંટાના વિહારોમાં એ સહુથી પ્રાચીન જણાય છે.

ઓરિસાના ઉદયગિરિ અને ખંડગિરિમાં જૈન સાધુઓ માટે રાજા ખારવેલે અને એના સંબંધીઓએ તથા અધિકારીઓએ આવી ગુફાઓ કોતરાવી હતી. એમાં હાથીગુફા અને રાણીગુફા ખાસ નોંધપાત્ર છે.

સૌરાષ્ટ્રમાં જૂનાગઢ પાસે આવી ગુફાઓ કંડારેલી છે. નજીકમાં ઈંટરી સ્તૂપ અને વિહાર પણ બંધાયા.

**શિલ્પકલામાં** પૂર્ણમૂર્ત તથા અર્ધમૂર્ત કે અલ્પમૂર્ત શિલ્પકૃતિની કલાનો વિકાસ થયો ગયો. મૌર્યકાલીન શિલ્પકલામાં વિદેશી અસર નીચે સ્ફુરેલી અને આમવર્ગને આંજી દેનારી રાજ-કલા વિકસી હતી. જ્યારે શુંગ-કાણ્વ કાલ દરમ્યાન ભારતીય ઢબની જીવનસ્પર્શી જનકલા ખીલી. આરંભમાં એક બાજુ આછી કોતરેલી રેખાઓ દ્વારા અલ્પમૂર્ત શિલ્પકૃતિઓ કંડારાઈ, તો બીજી બાજુ યક્ષો યક્ષિણીઓ દ્વારપાલો ઇત્યાદિની પૂર્ણમૂર્ત પ્રતિમાઓ પણ ઘડાઈ. આ બે વચ્ચેના સંક્રમણમાં ત્રીજું માન અર્થાત્ ઊંડાઈ શિલ્પમાં વ્યક્ત કરવાનો પ્રશ્ન ઉકેલાતો ગયો અને અર્ધમૂર્ત કે ઉચ્ચિત્ર શિલ્પાંકનની કલા સિદ્ધ થવા લાગી. આ પ્રક્રિયાનો આરંભિક તબક્કો સાંચીના સ્તૂપ નં. ૨ ની વેદિકામાં, ભરહુતની શિલ્પકૃતિઓમાં અને બુદ્ધગયાની વેદિકામાં જોવા મળે છે, જ્યારે એની વિકસિત અવસ્થા સાંચીના મહાસ્તૂપ (સ્તૂપ નં. ૩)ની શિલ્પકૃતિઓમાં નજરે પડે છે.

જ્યારે ધર્મ-સંપ્રદાયોમાં પ્રતિમા-પૂજા પ્રચલિત થઈ ત્યારે યક્ષો-યક્ષિણીઓની આદિમ પ્રતિમા-કૃતિઓની પૂર્ણમૂર્ત શિલ્પકલા વિકાસ પામી. પટના, પરખમ (મથુરા પાસે), બેસનગર(વિદિશા), પવાયા (પદ્માવતી-ગ્વાલિયર પાસે) અને દિદારગંજ( પટના ) જેવાં સ્થળોએ આ પ્રકારની પાષાણ-પ્રતિમાઓના સુંદર નમૂના મળ્યા છે.

શકો અને કુષાણોના અમલ દરમ્યાન ગંધાર પ્રદેશમાં એક વિશિષ્ટ શિલ્પશૈલી વિકસી, જેમાં ભારતીય શિલ્પકલાને યુનાની(ગ્રીક) કલાની શૈલીથી અલંકૃત કરવામાં આવી. આ કલાકૃતિઓ મુખ્યત્વે બૌદ્ધ પ્રતિમાઓને[1] લગતી હોઈ આ શૈલીને ગ્રીક-બૌદ્ધ કલા તરીકે ય ઓળખવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ એ ગ્રીક અસરવાળી ભારતીય કલાની પ્રાદેશિક શૈલી હોઈ અને **ગંધાર-શૈલીની** કલા તરીકે જ ઓળખવી ઉચિત છે. એમાં વ્યક્તિ તથા એનાં આસન, મુદ્રા, વસ્ત્ર ઇત્યાદિ લક્ષણો ભારતીય હોય છે, જ્યારે એનાં અંગવસ્ત્રાદિની અભિવ્યક્તિમાં ગ્રીક કલાકૌશલની અનોખી અસર તરી આવે છે. ગંધારની શિલ્પકૃતિઓમાં બુદ્ધ અને બોધિસત્ત્વોની પ્રતિમાઓ ખાસ નોંધપાત્ર છે.

---

૧. જુઓ આકૃતિ ૧૬.

એ અરસામાં મથુરા-પ્રદેશમાં એક બીજી શિલ્પશૈલી વિકસી. એને **મથુરા-શૈલી** કહે છે. ગંધારશૈલીની સરખામણીએ મથુરાશૈલી પૂરેપૂરી ભારતીય પરંપરાની છે. મથુરા-કલાની શિલ્પકૃતિઓ બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન એ ત્રણેય ધર્મપરંપરાઓને આવરી લે છે. આ કલાકૃતિઓમાં કદાવર તથા ભરાવદાર કાયામાં સરલ પાર્થિવ ભવ્યતાની અભિવ્યક્તિ તરી આવે છે (આકૃતિ ૧૭). કણિષ્ક અને ચાષ્ટન જેવા રાજાઓનાં બાવલાં અને એની વિદેશી વેશભૂષા પણ શિલ્પકલાની દૃષ્ટિએ નોંધપાત્ર છે.

અમરાવતી તથા નાગાર્જુનીકોણ્ડા જેવાં સ્થળોએ ખીલેલી આન્ધ્ર(કે વેંગી) શૈલીમાં શિલ્પકલાની ભવ્યતા તથા ઉત્કૃષ્ટતા નજરે પડે છે. સાંચીની કલામાં ઉત્કટ ભાવ અને ગતિ અભિવ્યક્ત થાય છે, જ્યારે પશ્ચિમ ઘાટની કલામાં પાર્થિવ સરળતા અને ગંભીરતાનું દર્શન થાય છે. અમરાવતી તથા મથુરાની કલામાં રોમન સામ્રાજ્ય સાથેના સંપર્કની આર્થિક તથા સાંસ્કૃતિક અસર રહેલી જણાય છે.

પાષાણ-શિલ્પકલાની સાથે સાથે પકવમૃત્તિકા-શિલ્પકલા પણ વિકસતી રહી. એમાં શુંગ-કાણ્વ રાજ્યની સ્ત્રી-પૂતળીઓ તથા શક-કુષાણ રાજ્યની પુરુષ-પૂતળીઓ ખાસ ઉલ્લેખનીય છે. એમાં ભિન્નભિન્ન માનવજાતિઓનાં દેહલક્ષણો તથા વેશ, કેશ અને આભુષણોના શણગારની ભિન્નભિન્ન શૈલીઓ વિશિષ્ટ લક્ષ ખેંચે છે.

**ચિત્રકલા**ના વિકાસના અનેક ઉલ્લેખ સાહિત્યમાં આવે છે. એના સુંદર પ્રત્યક્ષ નમૂના અજંટાની પ્રાચીન ગુફાઓની દીવાલો પર જોવા મળે છે. કુદરતી ખડકની દીવાલ પર ખાસ લીંપેલા થરની ભૂમિકા પર બૌદ્ધ કથાપ્રસંગોને યોજનાપુરઃસર ખાનાં પાડીને રેખા અને રંગ દ્વારા આલેખવામાં આવ્યા છે. ગુફા નં. ૯ અને ૧૦ માં અજંટાની ચિત્રશૈલીના પ્રાચીનતમ નમૂના રહેલા છે, છતાં તેમાં પરિપકવ કલાશૈલીની ઉત્કૃષ્ટતા નજરે પડે છે. આથી એમાં લાંબા કાળના વિકાસના પરાકાષ્ઠાનું જ દર્શન થાય છે. અહીં રેખા અને રૂપ પર અદ્ભુત કાબૂ જોવા મળે છે. ચિત્રોનું આયોજન પદ્ધતિસર થયેલું છે ને એના આલેખનમાં કલાકારની સંવેદના તેમ જ પીંછીની પ્રવાહી ગતિની નિષ્પત્તિ નજરે પડે છે. આલેખનના વિષય મુખ્યત્વે બૌદ્ધધર્મના, ખાસ કરીને જાતક-કથાઓના, પ્રસંગોને લગતા છે. ગુફા નં. ૧૦ માં આલેખાયેલા ષડ્દન્ત જાતક-કથાના પ્રસંગોમાં પ્રાણીસૃષ્ટિ, વનસ્પતિસૃષ્ટિ, રાજપ્રાસાદ તથા રાજપરિવારની ભૂમિકા સાથે ષડ્દન્ત ગજેન્દ્ર તરીકે જન્મેલા બોધિસત્ત્વની ઉદાત્ત ત્યાગ-ભાવના તેમ જ પોતાના પૂર્વભવના એ પતિને ઈર્ષાથી મારી નખાવવા માગતી રાણીને એ ગજેન્દ્રના વધના સૂચક ષડ્દન્તોના દર્શનથી થતી પશ્ચાત્તાપની સંવેદના

અભિવ્યક્ત કરવામાં ચિત્રકારે અદ્ભુત કલાકૌશલ દર્શાવ્યું છે (જુઓ આકૃતિ ૧૮). શ્યામજાતકના પ્રસંગોમાં શરસંધાન, દુઃખવેદના અને પશ્ચાત્તાપનાં તાદૃશ દૃશ્ય આલેખાયાં છે. ચિત્રોનું આલેખન આયોજનપૂર્વક કરેલું છે. રેખા અને રૂપના આલેખનમાં પ્રમાણ તથા અભિવ્યક્તિની અદ્ભુત કલાદૃષ્ટિ દેખા દે છે. રેખા અને રંગના ઘેરા-આછા પટ દ્વારા પદાર્થની નતોન્નતતા સૂચવીને તેની ઘનતા પણ દર્શાવાય છે. અહીં આ તબક્કામાં અમુક જ રંગ પ્રયોજાયા છે; ને તે છતાં પાત્રો તથા પ્રસંગોનું ભાવવાહી આલેખન કરાયું છે.

**સમાજ**

હિંદુ સમાજમાં વર્ણ અને આશ્રમની વ્યવસ્થા અગાઉ કરતાં ધીમેધીમે કંઈક ચુસ્ત થતી જાય છે. શૂદ્રની અવદશાનું પ્રતિબિંબ મનુસ્મૃતિમાં તથા જાતક-કથાઓમાં પડે છે. છતાં અસ્પૃશ્યતા તથા ભોજનવ્યવહાર-નિષેધની પ્રથા હજી વર્ણના પાયા પર પૂરી પ્રતિપાદિત થઈ જણાતી નથી. મિશ્ર જ્ઞાતિઓનું પ્રમાણ વધતું જાય છે. બૌદ્ધ અને જૈન ધર્મની પરંપરામાં બ્રાહ્મણને સ્થાને ક્ષત્રિયનો મહિમા મનાયો.

શ્રીમંત વર્ગમાં અનેકપત્નીવિવાહની પ્રથા પ્રચલિત હતી. એમાં સામાન્યતઃ પ્રથમ પત્ની પતિના વર્ણની અને પછીની પત્નીઓ અન્ય વર્ણની પણ હોતી. સવર્ણ પત્નીને તથા તેનાં સંતાનોને વારસાહક વગેરેમાં કેટલાક વિશિષ્ટ અધિકાર મળતા. સંયુક્ત કુટુંબમાં ક્યારેક સાસુ-વહુ વચ્ચે અણબનાવ થતો ને એમાંનાં કેટલાંક એકબીજાના ત્રાસથી છૂટવા સાધ્વી થવા લલચાતાં. લગ્ન માટેની કન્યાની વય ધીમેધીમે ઓછી થતી ગઈ. પુખ્ત વયની કન્યાને લાંબો વખત અવિવાહિત રાખવી તે અહિતાવહ ગણાતું; છતાં તેને ગમે તેવા ચારિત્ર્યહીન પુરુષ સાથે પરણાવી દેવાનું ઉચિત ગણાતું નહિ. લગ્નવય નીચે ઊતરતી જતાં સ્ત્રીના વેદશિક્ષણની તથા તેના સામાજિક અધિકારોની કક્ષા પણ નીચે ઊતરવા લાગી. સામાજિક જીવનમાં સ્ત્રીએ પિતા, પતિ કે પુત્રના રક્ષણ નીચે રહેવું રહ્યું એ દૃષ્ટિએ મનુસ્મૃતિમાં **न स्त्री स्वातंत्र्यमर्हति** જેવી ઉક્તિ નજરે પડે છે, તો બીજી બાજુએ ગૃહજીવનમાં એનું આદરભર્યું સ્થાન હોવું ઘટે એ દૃષ્ટિએ એમાં **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** જેવું સુભાષિત દેખા દે છે.

સ્ત્રીની શારીરિક પવિત્રતાનો આગ્રહ વધતાં છૂટાછેડા, પુનર્વિવાહ તથા નિયોગની છૂટ ઓછી થતી ગઈ અને વૈધવ્યપાલન તથા સહગમન (અનુમરણ)[1] ની પ્રથા વધુ પ્રચલિત થતી રહી.

---

૧. પતિની પાછળ મરણ પામી પતિની સાથે જવાની અર્થાત્ સતી થવાની પ્રથા.

વિદેશી પ્રજાઓના સંપર્ક વધતા ગયા. ભારતમાં આવી વસેલા ઘણા વિદેશીઓ ભારતીય ધર્મ અને સંસ્કૃતિ અપનાવવા લાગ્યા. મધ્ય એશિયા, તિબેટ અને ચીનમાં બૌદ્ધ ધર્મનો, ખાસ કરીને મહાયાનનો, પ્રસાર વધતો ગયો. શ્રીલંકા અને બર્મા જેવા પડોશી દેશોમાં બૌદ્ધ ધર્મનો, ખાસ કરીને હીનયાનનો, પ્રસાર વધતો રહ્યો. સાથેસાથે એ દેશોમાં ભારતીય સંસ્કૃતિનો પરિચય તથા પ્રભાવ પણ વધવા લાગ્યો. હિંદીચીનના અન્નામ (વિયેટનામ) તથા કંપુચિયામાં ચંપા અને કંબોજ નામે ભારતીય સંસ્થાન વસ્યાં તેમ જ ઇન્ડોનેશિયાના જાવા સુમાત્રા વગેરે ટાપુઓમાં પણ ભારતીય પ્રજાની વસાહતો સ્થપાઈ. પરિણામે આ દેશોમાં બૌદ્ધ, શૈવ, વૈષ્ણવ વગેરે ધર્મસંપ્રદાયોનો તેમ જ ભારતીય સંસ્કૃતિનો પ્રભાવ સ્થપાતો ગયો.

## વેપારવણજ

અઢાર શિલ્પ (હુન્નર) ખીલ્યા હતા. એમાં સુથાર, કંસારા, સોની, મોચી, સલાટ, વણકર, કુંભાર વગેરે વિવિધ પ્રકારના શિલ્પીઓની હુન્નરકલાઓનો સમાવેશ થતો. હુન્નરો અને ઉદ્યોગોની ખિલવણીની સાથે વેપાર-વણજ ખીલતા ગયા.

વેપારવણજમાં સ્થલમાર્ગ તથા જલમાર્ગના વેપારનો સમાવેશ થતો. જલમાર્ગના વેપારમાં દરિયાપારના દેશાવર સાથેનો વેપાર ખાસ નોંધપાત્ર છે. 'રાતા સમુદ્રના પેરિપ્લસ (ભોમિયા)' નામે ગ્રંથમાં ભારતની આયાતનિકાસ વિશે ઘણી માહિતી આપવામાં આવી છે. ભરુકચ્છ(ભરૂચ)ના બંદરથી ઈરાનના બંદર સાથે અને એની મારફતે રોમન સામ્રાજ્યનાં પાશ્ચાત્ય બંદરો સાથે ભારે વેપાર ચાલતો. રોમન સામ્રાજ્યે ભારત સાથે સીધો વેપાર ચલાવવા એડન કબજે કર્યું. ત્યાંથી કિનારેકિનારે ભારતનાં બંદરોએ આવતાંય ઘણી લાંબી સફર કરવી પડતી. મોસમી પવનોની શોધ થતાં યુરોપીય વહાણ સીધાં સમુદ્રમાં થઈ આવતાં થયાં ને સફરનો માર્ગ ટૂંકો અને ઝડપી બનતાં સરેરાશ રોજનું એક વહાણ રવાના થવા લાગ્યું.

એ સમયે યુરોપમાં હુન્નર-ઉદ્યોગ ઘણા ઓછા ખીલ્યા હતા. આથી પશ્ચિમના દેશોને ભારતની અનેકાનેક ચીજો આયાત કરવી પડતી. આ ચીજોની કિંમત મોટે ભાગે નાણામાં ચૂકવવી પડતી, કેમ કે ભારતમાં જેની માંગ હોય તેવી ચીજો ત્યાં જૂજ પ્રમાણમાં જ થતી. દર વર્ષે લગભગ પાંચ લાખ સ્ટર્લિંગ જેટલું નાણું રોમન સામ્રાજ્યમાંથી ભારતમાં તણાઈ આવતું. એના પુરાવામાં હાલ પણ ભારતમાં એ જમાનાના સંખ્યાબંધ દીનાર (સુવર્ણ-સિક્કા)

મળ્યા કરે છે. આ એક-તરફી વેપારને લઈને તણાઈ જતી સુવર્ણસંપત્તિના પ્રશ્ને રોમન સામ્રાજ્યના અર્થકારણમાં ભારે મૂંઝવણ કરી હતી. ભારતના વેપારીઓ અને એલચીઓ રોમ જતા અને રોમના વેપારીઓ અને એલચીઓ ભારત આવતા. મિસર(ઇજિપ્ત)માં આવેલું અલેક્ઝાંડ્રિયા બંદર આ અને બીજા અનેક દેશોના વાણિજ્યિક તથા સાંસ્કૃતિક સંપર્કોનું સંગમસ્થાન બની રહેતું. આમ ભારત ત્યારે પશ્ચિમના દેશો સાથે પણ ગાઢ વ્યવહાર ધરાવતું ને એ વ્યવહારને લઈને એ દેશો અને ભારતની વચ્ચે પરસ્પર સાંસ્કૃતિક અસરો પણ થયા કરતી.

## સિક્કા

ભારતમાં પ્રાચીન પરંપરા પ્રમાણે ૮૦ રતીભાર સુવર્ણ (સુવર્ણ-સિક્કો), ૩૨ રતીભાર પુરાણ (રૂપા-સિક્કો) અને ૮૦ રતીભાર કાર્પાપણ(તાંબા-સિક્કો)ના સિક્કા પ્રચલિત હતા. ભારતમાં વિદેશી વંશોની રાજસત્તા સ્થપાતાં અહીંની સિક્કા-પદ્ધતિમાં એ વિદેશો, ખાસ કરીને બાહ્લિક-ગ્રીક, સિક્કાપદ્ધતિની પ્રબળ અસર પ્રવર્તી. બાહ્લિક-ગ્રીક પદ્ધતિ પરથી ભારતીય-ગ્રીક સિક્કાનો નવો પ્રકાર પ્રચલિત થયો, જેમાં અગ્રભાગ પર રાજાનું મુખ અને ગ્રીક લખાણ હોય ને પૃષ્ઠભાગ પર કોઈ દેવદેવી કે પ્રતીક અને પ્રાકૃત લખાણ હોય. ભારતીય પહ્લવો, શકો અને કુષાણોના સિક્કાઓમાં આ ભારતીય-ગ્રીક સિક્કા-પદ્ધતિની મુખ્ય અસર ચાલુ રહી (આકૃતિ ૧૯). ભારતીય રાજવંશોના સિક્કાઓમાં પણ હવે રાજાના મુખની આકૃતિ તથા રાજાના નામના લખાણની પ્રથા દાખલ થઈ. ભારતીય સિક્કાઓનાં નામોમાં ગ્રીક 'દ્રમ્મ' તથા રોમન 'દીનાર' નામ પ્રચલિત થયું.

આમ અનુ-મૌર્ય કાલ રાજકીય સંગઠનની બાબતમાં અગાઉના મૌર્ય કાલની સિદ્ધિ ધરાવતો નથી. પરંતુ ધાર્મિક સાહિત્યિક તથા આર્થિક બાબતોમાં એ ગણનાપાત્ર પ્રગતિ દર્શાવે છે; એટલું જ નહિ, વિદેશો સાથેના વાણિજ્યિક, સાંસ્કૃતિક તથા સાંસ્થાનિક સંબંધોમાં વિશિષ્ટ ભાત પાડે છે.

# ૮. ગુપ્ત કાલનો ઇતિહાસ

મૌર્ય સામ્રાજ્યની પડતી પછી ભારતમાં અનેક જુદીજુદી રાજસત્તાઓ પ્રવર્તતી હતી. આ સ્થિતિ લગભગ પાંચ સદીઓ સુધી ચાલુ રહી. એ રાજ-સત્તાઓમાં યવનો, પહ્લવો, શકો અને કૃષાણો જેવી વિદેશી સત્તાઓનો પણ સમાવેશ થતો. શુંગ, કાણ્વ, સાતવાહન, યૌધેય, નાગ, આભીર, વાકાટક ઇત્યાદિ અનેક ભારતીય રાજસત્તાઓ પણ પ્રવર્તતી. ત્રીજી સદી દરમ્યાન કુષાણો તથા સાતવાહનોની સત્તાનો હ્રાસ થતાં, પૂર્વ ભારતમાં એક નવા રાજવંશનો ઉદય થયો ને ચોથી સદીમાં એ રાજવંશે પોતાનાં પરાક્રમો વડે મગધ સામ્રાજ્યની પુનઃસ્થાપના કરી; એટલું જ નહિ, ભારતના (ખાસ કરીને ઉત્તર ભારતના) રાજકીય તેમ જ સાંસ્કૃતિક અભ્યુદય દ્વારા સુવર્ણયુગ પ્રવર્તાવ્યો.

## ગુપ્ત સામ્રાજ્ય

### ગુપ્ત વંશની ઉત્પત્તિ તથા સ્થાપના

ગુપ્ત નામે કુલનો અને 'ગુપ્ત' નામાન્તવાળાં નામોનો ઉલ્લેખ શુંગ-સાત-વાહન કાલના અભિલેખોમાં આવે છે. પરંતુ એ કુલો વચ્ચે સીધો પરસ્પર સંબંધ રહેલો હતો કે કેમ એ નક્કી કરવું મુશ્કેલ છે.

પુરાણોમાં ઉત્તર ભારતના ગુપ્ત રાજ્યની અરંભિક કારકિર્દીનો ઉલ્લેખ આવે છે એમાં ગુપ્તવંશના રાજાઓ પ્રયાગ, સાકેત (અયોધ્યા) અને મગધનાં જનપદો પર રાજ્ય કરશે એવો મોઘમ નિર્દેશ કરેલો છે, પરંતુ એ વંશના કોઈ રાજાઓની નામ કે રાજ્યકાળ સાથે કંઈ માહિતી આપી નથી.

### ગુપ્ત

ગુપ્ત વંશના અભિલેખોમાં મહારાજાધિરાજ શ્રી ચન્દ્રગુપ્તના પિતા મહારાજ શ્રી ઘટોત્કચગુપ્તનો તથા શ્રી ઘટોત્કચગુપ્તના પિતા મહારાજ શ્રી ગુપ્તનો ઉલ્લેખ આવે છે.[1] આ પરથી માલૂમ પડે છે કે એ રાજવંશમાં અગાઉ ગુપ્ત

---

૧. 'શ્રી' એ માનવાચક પૂર્વપદ આ સર્વ વિશેષ નામોને લગાડેલું હોઈ. ચન્દ્રગુપ્તના પિતામહનું નામ 'ગુપ્ત' હોવાનું સ્પષ્ટ થાય છે. દત્ત, ગુપ્ત, રક્ષિત ઇત્યાદિ શબ્દ સામાન્યતઃ મનુષ્ય-નામોનાં ઉત્તર-પદ તરીકે પ્રયોજાતા, છતાં કયારેક મનુષ્યનામોના મુખ્ય શબ્દ તરીકે પણ વપરાતા.

અને ઘટોત્કચગુપ્ત નામે બે રાજા થયા અને તેઓ સામન્ત કે સામાન્ય રાજા હતા. પરંતુ તેઓના રાજ્યનો પ્રદેશ તથા વિસ્તાર નક્કી કરવો મુશ્કેલ છે. ઇ-ત્સિંગ (૭મી સદી) જણાવે છે કે પાંચસો વર્ષ પર મહારાજા શ્રીગુપ્તે ચીની શ્રમણો માટે એક ચૈત્ય બંધાવ્યું હતું ને એના નિર્વાહ માટે ચોવીસ ગામ દાનમાં દીધાં હતાં. આ ચીની ચૈત્ય નાલંદાની પૂર્વે ૪૦ યોજન પર આવેલું રહતું. આ શ્રીગુપ્ત તે ચન્દ્રગુપ્ત ૧ લાના પિતામહ ગુપ્ત હોવા સંભવે છે; પરંતુ એ અંગે 'પાંચસો વર્ષ'ના ઉલ્લેખમાં વિગતદોષ રહેલો હોવાનું માનવું પડે. કેમ કે એ ઉલ્લેખ અનુસાર એ શ્રી ગુપ્ત બીજી સદીમાં થયો ગણાય, જ્યારે અભિલેખોમાં જણાવેલો શ્રી ગુપ્ત ત્રીજી સદીમાં થયો. ચીની ચૈત્યનું સ્થાન બિહારમાં નહિ, પણ બંગાળમાં આવ્યું જણાય છે. એ પરથી ગુપ્તનું રાજ્ય મગધમાં નહિ પણ બંગદેશમાં આવ્યું હોવા સંભવે છે. શ્રીગુપ્ત ગુપ્તવંશનો સ્થાપક ગણાય.

### ઘટોત્કચગુપ્ત

એના પછી એનો પુત્ર ઘટોત્કચગુપ્ત ગાદીએ આવ્યો. વાકાટક રાજ્યના અભિલેખોમાં એને 'ગુપ્તોનો આદિ-રાજ' (આદ્ય રાજા) જણાવીને ગુપ્ત રાજવંશનો પરિચય એ રાજાથી શરૂ કર્યો છે. એ પરથી ઘટોત્કચગુપ્ત આ વંશનો પહેલો પ્રતાપી રાજા હોવાનું ફલિત થાય છે. ગુપ્તવંશની સત્તા મગધ પર આ રાજાએ પ્રસારી હોવા સંભવે છે. આ ઘટના ઈ. સ. ૩૦૦ના અરસામાં બની હોવાનું જણાય છે.

### ચન્દ્રગુપ્ત ૧ લો

પૂર્વ ભારતમાં સ્થપાયેલા નાના ગુપ્ત રાજ્યને વિશાળ સામ્રાજ્યમાં વિકસાવવાનો પ્રારંભ ઘટોત્કચગુપ્તના પુત્ર ચન્દ્રગુપ્ત ૧ લાના સમયમાં થયો. અગાઉના રાજાઓ માત્ર 'મહારાજ'નું સાદું બિરુદ ધરાવતા, જ્યારે ચન્દ્રગુપ્ત ૧ લો તથા એના વંશજો 'મહારાજાધિરાજ'નું મહાબિરુદ ધરાવે છે.

પુરાણોમાં ગુપ્ત રાજાઓનું શાસન પ્રયાગ, સાકેત અને મગધ પર હોવાનો જે ઉલ્લેખ આવે છે તે આ રાજાના સમયનો હોવાનું જણાય છે. ચન્દ્રગુપ્તે આ પ્રદેશો પર પોતાની સત્તા કેવી રીતે પ્રસારી તે વિશે કંઈ માહિતી ઉપલબ્ધ નથી.

સંસ્કૃત સાહિત્યમાં 'કૌમુદીમહોત્સવ' નામે એક પંચાંકી નાટક છે એમાં નિરૂપેલ કથાવસ્તુનો સાર આ પ્રમાણે છે: મગધમાં સુંદરવર્મા નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પુત્ર નહોતો. આથી એણે ચણ્ડસેન (કે ચન્દ્રસેન) નામે યુવાનને

દત્તક લીધો. એ મગધ-કુલનો હતો અને એની પત્ની લિચ્છવિ જાતિની હતી. એને દત્તક લીધા પછી સુંદરવર્માને એક ઔરસ પુત્ર થયો, એનું નામ કલ્યાણવર્મા હતું. હવે સુંદરવર્મા અને ચન્દ્રસેન વચ્ચે સંઘર્ષ થયો. ચન્દ્રસેને પાટલિપુત્ર પર આક્રમણ કર્યું. એ વિગ્રહમાં રાજા સુંદરવર્મા મૃત્યુ પામ્યા ને ચન્દ્રસેન રાજા થયા. પરંતુ મહામાત્ય અને પુલિન્દોએ કરેલો બળવો શમાવવા ચન્દ્રસેનને રાજધાનીની બહાર જવું પડયું ત્યારે તેઓએ કલ્યાણવર્માને તેડાવી ગાદીએ બેસાડી દીધો. કલ્યાણવર્મા મથુરાના રાજા કીર્તિષેણની કુંવરીને પરણ્યો હતો. એણે પોતાના રાજ્યારોહણ પ્રસંગે કૌમુદી-મહોત્સવ કરાવ્યો.

કેટલાક ઇતિહાસકારો આ નાટકમાં જણાવેલો મગધરાજ ચન્દ્રસેન તે ગુપ્ત વંશનો ચન્દ્રગુપ્ત ૧ લો હોવાનું માનતા. આ બંને રાજા લિચ્છવિ કુંવરીને પરણેલા એ વિગત પરથી આ મતને સમર્થન મળતું. પરંતુ નાટકનું મુખ્ય વસ્તુ તો ચન્દ્રસેનનો પરાભવ અને કલ્યાણવર્માનો વિજય સૂચવે છે. વળી એમાં લિચ્છવિઓને મ્લેચ્છ તરીકે અને ચંડસેનને પાટસ્કર (લૂંટારા) તરીકે રજૂ કરવામાં આવ્યા છે. આથી આ નાટકનું કથાવસ્તુ ચંદ્રગુપ્તના મગધ-વિજયને લાગુ પડી શકતું નથી. નથી. વસ્તુતઃ એમાંનો ચણ્ડસેન (કે ચંદ્રસેન) અને આ ચંદ્રગુપ્ત જુદા હોવાનું જણાય છે એવું હવે ઘણાખરા ઇતિહાસકારો માને છે.

ચંદ્રગુપ્ત ૧ લાના સમયથી ગુપ્ત રજ્યના સિક્કા પ્રચલિત થયા હોવાનું જાણવા મળે છે. આ સિક્કા સોનાના છે. એના અગ્રભાગ પર રાજા અને રાણીની ઊભેલી આકૃતિઓ કોતરેલી છે. રાજા રાણીને કંઈ ભેટ આપતો હોય તેવું જણાય છે.[1] રાજાનું નામ 'ચન્દ્રગુપ્ત' અને રાણીનું નામ 'કુમારદેવી' આપવામાં આવ્યું છે. સિક્કાના પૃષ્ઠભાગ પર સિંહવાહિની દેવીની આકૃતિ અને 'લિચ્છવિ'ઓનો નામનિર્દેશ કરતો લેખ કોતરેલ છે. આ પરથી ચંદ્રગુપ્તે લિચ્છવિ કુલની કુમારદેવી સાથે લગ્ન કર્યું હોવાનું તેમ જ એના ભાગ્યોદયમાં લિચ્છવિઓ સાથેના એ સંબંધનો મહત્ત્વનો ફાળો હોવાનું સૂચિત થાય છે. ચંદ્રગુપ્તના વંશજોના અભિલેખોમાં એના પુત્ર સમુદ્રગુપ્તનો મહાદેવી કુમારદેવીના પુત્ર ઉપરાંત લિચ્છવિ-દૌહિત્ર તરીકે પરિચય આપવામાં આવે છે એ પરથી પણ આ સૂચનને સમર્થન મળે છે. આ લિચ્છવિઓ મગધની ઉત્તરે આવેલા વૈશાલી

---

૧. ભેટમાં અપાતી વસ્તુ પ્રાયઃ વીંટી હોવાનું અને એ પ્રસંગ લગ્નસંબંધ સૂચવતો હોવાનું મનાય છે.

પ્રદેશમાં સત્તા ધરાવતા હશે અને આ લગ્ન-સંબંધ દ્વારા મગધ અને વૈશાલીનાં રાજ્યોનું રાજકીય સંગઠન સધાયું હશે એવું આ સિક્કાઓ પરથી સૂચિત થાય છે.

ચંદ્રગુપ્તના મિતિવાળા કોઈ અભિલેખ મળ્યા નથી, પરંતુ એના ઉત્તરાધિકારીઓના અભિલેખોની મિતિઓ 'ગુપ્ત કાલ' નામે સંવતનાં વર્ષોમાં આપવામાં આવી છે. એ સંવતનો આરંભ ચંદ્રગુપ્તના રાજ્યકાલનાં વર્ષોથી થયો લાગે છે. ગુપ્ત-સંવતનો આરંભ શક સંવતના આરંભ પછી ૨૪૧ વર્ષે અર્થાત્ ઈ. સ. ૩૧૯થી થયો હોવાનું માલૂમ પડયું છે. આ પરથી મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત ૧ લાનું રાજ્યારોહણ ઈ. સ. ૩૧૯ માં થયું જણાય છે.

### સમુદ્રગુપ્ત–પરાક્રમાંક

ચંદ્રગુપ્ત ૧ લા પછી એનો પુત્ર સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો. એ કુમારદેવીનો પુત્ર હોઈ લિચ્છવિઓનો દૌહિત્ર હતો.

કોસમ–અલાહાબાદ સ્તંભ–લેખ[1]માં આપેલી પ્રશસ્તિમાંના ઉલ્લેખ પરથી એવું જણાય છે કે પોતાના ઉત્તરાધિકારી તરીકે એના પિતાએ રાજસભામાં એની પસંદગી કરી હતી અને એ પસંદગીથી બીજા રાજપુત્રો નારાજ થયા હતા. પ્રાયઃ ચંદ્રગુપ્તે એનો રાજ્યાભિષેક કરાવી નિવૃત્તિ લીધી હતી ને સમુદ્રગુપ્તને પોતાના રાજ્યારોહણનો વિરોધ કરતા પ્રતિસ્પર્ધાઓનો સામનો કરવો પડયો હતો. ગુપ્ત રાજાઓના સુવર્ણ-સિક્કાઓમાં 'સર્વરાજોચ્છેત્તા' તરીકે ખ્યાતિ પામેલા કાચ નામે રાજાના સિક્કા મળ્યા છે. કેટલાક આ કાચગુપ્તને સમુદ્રગુપ્તનો જ્યેષ્ઠ બંધુ અને મુખ્ય પ્રતિસ્પર્ધી માને છે, જ્યારે બીજા કેટલાક કાચ અને સમુદ્રગુપ્ત એક જ હોવાનું માને છે. આ બીજા મત અનુસાર 'કાચ' એ એનું મૂળ નામ હતું અને આગળ જતાં એણે સમુદ્ર પર્યંત દિગ્વિજય કર્યો ત્યારે તે 'સમુદ્રગુપ્ત' તરીકે ખ્યાતિ પામ્યો.[2]

### દિગ્વિજય

સમુદ્રગુપ્તના દિગ્વિજયની પ્રશસ્તિ હરિષેણ નામે અધિકારીએ સુંદર પદ્યગદ્ય શૈલીમાં રચી છે ને એ પ્રશસ્તિ કૌશાંબીમાં આવેલા અશોક-સ્થંભ પર

---

૧. આ સ્તંભ અશોકે કરાવેલો ને એના પર પોતાના લેખ કોતરાવેલા. હવે એના પર સમુદ્રગુપ્તની પ્રશસ્તિ ઉમેરવામાં આવી. કૌશામ્બી એ વત્સદેશની રાજધાની હતી. કાળબળે એની પડતી થતાં એ કોસમ નામે નાનું ગામ બની વિસારે પડી. ૧૪મી સદીમાં ફીરોઝશાહ તગલકે આ પ્રાચીન સ્તંભ કોસમથી ખસેડી અલાહાબાદમાં સ્થાપ્યો.

૨. ડૉ. અળતેકર કાચને સમુદ્રગુપ્તનો ઉત્તરાધિકારી રામગુપ્ત માને છે, પરંતુ આ સમીકરણ પણ શંકાસ્પદ જણાય છે.

કોતરવામાં આવી છે.[1] એમાં પહેલાં આઠ શ્લોક આપવામાં આવ્યા છે, જેનો કેટલોક ભાગ હાલ ખંડિત છે. એમાં ચંદ્રગુપ્તના રાજ્યારોહણ પછી અચ્યુત, નાગસેન અને ગણપતિનાગ નામે રાજાઓના ઉન્મૂલનનો તેમ જ પુષ્પપુર-(પાટલિપુત્ર)ના કોતકુલના રાજાના પરાજયનો ઉલ્લેખ આવે છે. પછી ગદ્યમાં પરાક્રમાંક મહારાજાધિરાજ સમુદ્રગુપ્તની વિગતવાર પ્રશસ્તિ આપેલી છે, જેની પંક્તિઓ અખંડિત રહેલી છે. એમાં એનાં અનેક પરાક્રમ જણાવેલાં છે :—

(૧) (દક્ષિણ) કોસલનો મહેન્દ્ર, મહાકાન્તારનો વ્યાઘ્રરાજ, કૌરાળનો મંટરાજ, પિષ્ટપુરનો મહેન્દ્રગિરિ, કોટ્ટરનો સ્વામિદત્ત, એરંડપલ્લનો દમન, કાંચીનો વિષ્ણુગોપ, અવમુક્તનો નીલરાજ, વેંગીનો હસ્તિવર્મા, પાલક્કનો ઉગ્રસેન, દેવરાષ્ટ્રનો કુબેર, કુસ્થલપુરનો ધનંજય ઇત્યાદિ સર્વ દક્ષિણાપથ-રાજાઓને પકડી છોડી મૂકચા. અર્થાત્ તેમને તેના સામન્તો તરીકે પોતપોતાના રાજ્યમાં શાસન કરવાની છૂટ આપી.

આ પ્રદેશોના સ્થળનિર્ણય પરથી માલૂમ પડે છે કે સમુદ્રગુપ્તે મધ્ય પ્રદેશના પૂર્વ તથા દક્ષિણ ભાગમાં થઈને ઓરિસાને રસ્તે પૂર્વસમુદ્રના તટ પર આવેલાં રાજ્યો જીતતાં જીતતાં કૃષ્ણા નદીની પાર આવેલા કાંચીના પલ્લવ રાજ્ય પર્યંત વિજયકૂચ કરી. આથી દક્ષિણાપથના પૂર્વ ભાગમાં આવેલાં અનેક રાજ્યો પર એનું આધિપત્ય પ્રવર્ત્યું.

દક્ષિણાપથના મધ્ય તથા પશ્ચિમ ભાગ પર ત્યારે વાકાટક વંશની સત્તા પ્રવર્તતી હતી.

(૨) ઉત્તરાપથમાં આવેલ આર્યાવર્તમાં રુદ્રદેવ, મતિલ, નાગદત્ત, ચંદ્રવર્મા, ગણપતિનાગ, નાગસેન, અચ્યુત, નન્દિ, બલવર્મા ઇત્યાદિ અનેક રાજાઓની સત્તાનું ઉન્મૂલન કર્યું.

રુદ્રદેવ એ વાકાટક વંશનો રુદ્રસેન નહિ, તેમ પશ્ચિમી ક્ષત્રપ વંશનો રુદ્રસેન ૩ જો પણ ભાગ્યે જ હોઈ શકે. ગણપતિનાગ અને નાગસેન એ નાગ જાતિના રાજા હતા. નાગ જાતિના રાજાઓની સત્તા મથુરા, પદ્માવતી(ગ્વાલિયર પાસે) અને વિદિશા(પૂર્વ માળવા)માં પ્રવર્તતી. અચ્યુત એ પંચાલ દેશના અહિચ્છત્ર-(ઉત્તર પ્રદેશ)નો રાજા હતો બાકીના રાજાઓ સમસ્ત ઉત્તર ભારતને આવરી લેતા આર્યાવર્તના બીજા પ્રદેશોમાં રાજ્ય કરતા હતા. આમ, સમુદ્રગુપ્તે ઉત્તર ભારતનાં સર્વ રાજ્યોને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધાં.

---

૧. હરિષેણ સાન્ધિવિગ્રહિક, કુમારામાત્ય અને મહાદંડનાયકનો હોદ્દો ધરાવતો.

(૩) સર્વ આટવિક રાજાઓને પોતાના સેવક બનાવ્યા. આ અટવી (જંગલ) ગાઝીપુર(ઉ. પ્ર.)થી જબલપુર (મ. પ્ર.) સુધી વિસ્તરતી.

(૪) સમતટ ડવાક, કામરૂપ, નેપાલ, કર્તૃપુર વગેરે સીમાન્ત રાજ્યોના રાજાઓને પોતાના શાસન નીચે આણ્યા. આમાંનો સમતટ તે અગ્નિ બંગાળનો સપાટ પ્રદેશ છે; ડવાક અને કામરૂપ એ આસામના ભાગ છે; અને નેપાલ એ નેપાળ છે. કર્તૃપુર પૂર્વ પંજાબમાં આવ્યું હતું.

આ ઉલ્લેખ પરથી સમુદ્રગુપ્તનું સામ્રાજ્ય પૂર્વમાં બંગાળ અને આસામ સુધી, ઉત્તરમાં નેપાળ સુધી અને વાયવ્યમાં પૂર્વ પંજાબ સુધી વિસ્તર્યું હોવાનું માલૂમ પડે છે.

(૫) માલવ, આર્જુનાયન, યૌધેય, માદ્રક, આભીર, પ્રાર્જુન, સનકાનીક, કાક, ખરપરિક આદિ ગણરાજ્યો પર પોતાનું શાસન પ્રવર્તાવ્યું.

માલવો ત્યારે પૂર્વ રાજસ્થાનમાં આવેલ માળવામાં રહેતા હતા. આર્જુનાયનો પ્રાયઃ મથુરા–જયપુર પ્રદેશમાં વસતા, યૌધેયો સતલજ નદીના બંને તટ પર રહેતા, જ્યારે માદ્રકો ઉત્તરે રાવી–ચીનાબ પ્રદેશમાં વસતા.

આભીરો વગેરે બાકીના લોકો માલવોની પૂર્વે મધ્ય પ્રદેશના જુદા જુદા ભાગમાં રહેતા હોવાનું જણાય છે.

(૬) દૈવપુત્ર ષાહાનુષાહિ અર્થાત્ વાયવ્યનો કુષાણ નરેશ તેમજ શક–મુરુણ્ડો અર્થાત્ ઉત્તર કે પશ્ચિમ ભારતના શક-સ્વામીઓ સમુદ્રગુપ્તની કૃપા યાચવા લાગ્યા.

ગુપ્તોએ કુષાણ સિક્કાઓના પ્રકારના સિક્કા પડાવ્યા હતા. ક્ષત્રપો તરીકે ઓળખાતા શક રાજાઓનું શાસન ચાલુ રહ્યું. પરંતુ આ સર્વ વિદેશી રાજાઓ સમુદ્રગુપ્તનું આધિપત્ય સ્વીકારતા.

(૭) સિંહળ આદિ સર્વ દ્વીપોના લોકોએ પણ સમુદ્રગુપ્તનો અનુગ્રહ યાચ્યો.

સિંહળ (સિંહલ) અર્થાત્ શ્રીલંકાના દ્વીપમાં ત્યારે મેઘવર્ણ નામે રાજા રાજ્ય કરતો હતો. એણે સમુદ્રગુપ્તની અનુમતિ લઈ બોધિગયામાં સિંહલદેશના બૌદ્ધ યાત્રિકો માટે એક વિહાર બંધાવ્યો.

અન્ય દ્વીપોમાં મલાયેશિયાના (અગ્નિ એશિયાના) દ્વીપોનો ઉલ્લેખ હોવા સંભવે છે. કુષાણ, શક, સિંહલ વગેરે પ્રદેશોના રાજાઓ આત્મ–નિવેદન, કન્યા-ઉપાયન(ભેટ)–દાન તેમ જ એના ગરુડ–ચિહ્ન–અંકિત શાસનના યાચન વડે સમુદ્રગુપ્તને પ્રસન્ન કરતા.

આ પ્રશસ્તિમાં થયેલા ઉલ્લેખો પરથી સમુદ્રગુપ્ત પોતાના યશસ્વી દિગ્વિજય દ્વારા મગધના રાજ્યને એક વિશાળ સામ્રાજ્યમાં વિસ્તાર્યું હોવાનું

સ્પષ્ટ થાય છે (જુઓ આકૃતિ નં. ૨૦). એમાં ઉત્તર ભારતનો ઘણો ખરો ભાગ એના સીધા શાસન નીચે આવી ગયો, જ્યારે તેના પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર,




આકૃતિ ૨૦. સમુદ્રગુપ્તનો દિગ્વજય

ઈશાન અને પૂર્વના સીમાન્તો પર તેમ જ દક્ષિણ ભારતના પૂર્વ ભાગમાં આવેલાં રાજ્યો તથા શ્રીલંકા વગેરે ટાપુઓ પર એનું રાજાધિરાજ તરીકે આધિપત્ય પ્રવર્ત્યું.

દક્ષિણ ભારતના મધ્ય તથા પશ્ચિમ ભાગમાં ત્યારે પ્રવર્તતી વાકાટક સમ્રાટ પ્રવરસેન અને એના અનુગામી રુદ્રસેનની સત્તા ચાલુ રહી. છતાં ભારતના બાકીના બધા વિશાળ ભાગ પર સમુદ્રગુપ્તની આણ પ્રવર્તી એ એની ઘણી મોટી સિદ્ધિ ગણાય.

પોતાનાં યશસ્વી પરાક્રમો વડે સમુદ્ર પર્યંત દિગ્વિજય કરી ભારતવર્ષના મોટા ભાગમાં પોતાનું શાસન પ્રવર્તાવનાર મહારાજાધિરાજ સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞ કરીને પોતાનું ચક્રવર્તિત્વ સ્થાપિત કર્યું. અશ્વમેધના ગરવા પ્રસંગની યાદગીરીના સિક્કા પણ પડાવ્યા. આમ સમુદ્રગુપ્ત ગુપ્ત વંશનો પ્રતાપી મહારાજાધિરાજ છે, જેણે પોતાના દિગ્વિજય દ્વારા ગુપ્ત સામ્રાજ્યને ચોમેર વિસ્તાર્યું અને પોતાનું આધિપત્ય સમુદ્ર પર્યંત પ્રસારી 'સમુદ્રગુપ્ત' નામને સાર્થક કર્યું.

## ચરિત્ર-ચિત્રણ

હરિષેણે રચેલી પ્રશસ્તિમાં મહારાજાધિરાજ સમુદ્રગુપ્તના દિગ્વિજય ઉપરાંત એના યશસ્વી ચરિતનાં બીજાં વિવિધ પાસાં વિશે પણ માહિતી મળે છે.

સમુદ્રગુપ્ત પ્રજ્ઞાવાન હતો, શાસ્ત્રના તત્ત્વાર્થનો જાણકાર હતો. રાજા હોવા છતાં વિદ્યાનુરાગી હતો, વિદ્વાનોમાં કવિતાની કીર્તિ ધરાવતો. એના પિતાએ એને 'આર્ય' (ઉમદા) તરીકે બિરદાવી એને પોતાના ઉત્તરાધિકારી તરીકે જાહેર કર્યો હતો.

એણે અનેકાનેક યુદ્ધોમાં ઊતરી દક્ષતા દાખવી હતી. પોતાના બાહુબળ વડે પરાક્રમ કરવામાં એ એવો એક્કો હતો કે 'પરાક્રમાંક' તરીકે ખ્યાતિ પામ્યો હતો. અનેકવિધ શસ્ત્રો તથા અસ્ત્રોના સેંકડો પ્રહાર ઝીલતો કવચથી એ શોભતો હતો. કેટલાક પ્રતિસ્પર્ધીઓનું એ ઉન્મૂલન કરતો, કેટલાકને કેદ કરી છોડી મૂકતો, કેટલાકને પોતાના પરિચારક બનાવતો, કેટલાક પર પોતાનું શાસન જમાવતો, કેટલાકને પદભ્રષ્ટ કરી પુનઃ પ્રતિષ્ઠિત કરતો, કેટલાકની પાસેથી ભેટ-નજરાણાં લેતો. આમ સંયોગાનુસાર વિવિધ નીતિ અપનાવીને એ પોતાનું શાસન ચોમેર પ્રવર્તાવતો.

એનું સુચરિત અનેક ગુણોથી અલંકૃત હતું. જે એના તરફ ભક્તિ દાખવે તેના પર એ મૃદુ હૃદય વડે અનુકંપા કરતો. લાખો ગાયોનું દાન દેતો. દીન તથા અનાથ જનો પર અનુગ્રહ કરતો લોકો માટેનો એ જાણે દેહધારી અનુગ્રહ હતો.

એ કુશાગ્ર બુદ્ધિ ધરાવતો. ગાંધર્વ(સંગીત)માં અતિ-વિશારદ હતો. વિદ્વાનોને એ કાવ્ય-રચનામાં પ્રોત્સાહન આપતો. પોતે 'કવિરાજ' તરીકે ખ્યાતિ પામ્યો હતો. એનું ઉદાર ચરિત ઘણું અદ્દભુત હતું.

એની કીર્તિ અખિલ અવનિમાં પ્રસરી હતી. આ સ્તંભ જાણે એ કીર્તિને સ્વર્ગલોકમાં પ્રસારતો પૃથ્વીનો બાહુ હતો.

મધ્ય પ્રદેશના એરણ ગામમાં રહેલા શિલાસ્તંભ પરના લેખમાં સમુદ્રગુપ્તના તેમજ તેની રાણી દત્તદેવીના ઉદાત્ત ચરિતની પ્રશસ્તિ કરેલી છે.

એના વંશજોના લેખોમાં એને 'સર્વ રાજાઓનો ઉચ્છેદ કરનાર, ચાર સમુદ્ર સુધી યશ ધરાવનાર, કુબેર–વરુણ–ઇન્દ્ર–યમ સમાન, મૃત્યુદેવના પરશુ રૂપ, ધર્મથી મેળવેલ અનેક કોટિ ગાયો તથા હિરણ્યનું દાન દેનાર તથા લાંબા વખતથી અટકી પડેલ અશ્વમેધ કરનાર' તરીકે નવાજવામાં આવ્યો છે.

ચંદ્રગુપ્તના નામનાં બે તામ્રશાસન મળ્યાં છે, જેમાં તેણે કરેલાં બે ભૂમિદાન નોંધવામાં આવ્યાં છે. એક દાનશાસન વર્ષ ૫નું અને બીજું વર્ષ ૯નું છે. એ અનુસાર ગુપ્ત સંવતનો આરંભ સમુદ્રગુપ્તના રાજ્યકાલથી થયો ગણાય. પરંતુ આ તામ્રશાસનો બનાવટી હોવાનું માલૂમ પડયું છે. આથી આ વર્ષો પ્રમાણભૂત છે નહિ. કોસમ-અલાહાબાદ સ્તંભલેખમાં મિતિ આપેલી નથી. પરંતુ સમુદ્રગુપ્તના પુત્ર ચંદ્રગુપ્ત ૨ જાનું રાજ્યારોહણ ગુપ્ત વર્ષ ૫૭ (ઈ.સ. ૩૭૬–૭૭) માં થયેલું હોઈ, સમુદ્રગુપ્તનું રાજ્ય ગુપ્ત વર્ષ ૧ જેટલું વહેલું શરૂ થયું હોવા ભાગ્યે જ સંભવે. આથી ગુપ્ત સંવતનો આરંભ ગુપ્ત–વંશના પ્રથમ મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત ૧ લાના રાજ્યકાલથી થયો હોવાનો સંભવ જ વધારે સ્વીકાર્ય રહે છે. એ અનુસાર ચંદ્રગુપ્તનું ૧ લાનું રાજ્ય આશરે ઈ.સ. ૩૧૯ માં શરૂ થયું હોવાનું અને ચંદ્રગુપ્તનું રાજ્ય આશરે ઈ. સ. ૩૩૦ થી ઈ. સ. ૩૭૬ સુધી ચાલ્યું હોવાનું જણાય છે.

સમુદ્રગુપ્તે પોતાના પિતાની જેમ સોનાના સિક્કા પડાવ્યા; એટલું જ નહિ એમાં વિપુલ વૈવિધ્ય પણ દાખવ્યું. એના વિવિધ પ્રકારોમાં ધ્વજદંડધારી પ્રકાર સહુથી વધુ પ્રચલિત હતો. એના અગ્રભાગ પર વામાભિમુખ ઊભેલા રાજાની આકૃતિ હોય છે. એણે ડાબા હાથમાં ધ્વજ-દંડ ધારણ કર્યો છે; જમણા હાથ વડે એ વેદીમાં હોમ કરે છે. આ આકૃતિ કુષાણ સિક્કાની સ્પષ્ટ અસર સૂચવે છે. વેદીની પાછળ ગરુડધ્વજ છે. સિક્કાના પૃષ્ઠભાગ પર સિંહાસન પર બેઠેલાં લક્ષ્મીદેવીની આકૃતિ હોય છે. અગ્રભાગ પર સમુદ્રગુપ્તના નામનું લખાણ અને પૃષ્ઠભાગ પર 'પરાક્રમ' બિરુદ હોય છે.

કેટલાક સિક્કાઓમાં રાજાને જમણા હાથમાં બાણ અને ડાબા હાથમાં ધનુષ ધારણ કરેલો નિરૂપ્યો છે. કેટલાક સિક્કાઓમાં તેને જમણો હાથ કટિ પર રાખી ડાબા હાથમાં પરશુ ધારણ કરી ઊભેલો બતાવ્યો છે. પૃષ્ઠભાગ પર 'કૃતાંત-પરશુ' બિરુદ આપેલું છે. ક્યારેક ધનુર્ધારી રાજાને વાઘને હણતો બતાવ્યો છે. તેમાં તેનું બિરુદ 'વ્યાઘ્ર-પરાક્રમ' છે.

અશ્વમેધના સ્મરણમાં પડાવેલા સિક્કાના અગ્રભાગ પર યજ્ઞના અશ્વની આકૃતિ અને અશ્વમેધને લગતું લખાણ હોય છે, જ્યારે પૃષ્ઠભાગ પર રાણીની આકૃતિ અને 'અશ્વમેધ-પરાક્રમ' બિરુદ નજરે પડે છે. કેટલાક સિક્કાઓમાં રાજાને પલંગ પર બેસી વીણા વગાડતો દર્શાવ્યો છે. પૃષ્ઠભાગ પર 'સમુદ્રગુપ્ત' નામ દેખા દે છે.

આમ સમુદ્રગુપ્તના અનેક પ્રકારના સુવર્ણસિક્કા (આકૃતિ ૨૧) મળે છે ને એ પ્રકારો પરથી એ ઘણો પરાક્રમી હોવાના, એણે અશ્વમેધ યજ્ઞ કર્યો હોવાના તથા એ સંગીતમાં વિશારદ હોવાના ઉલ્લેખને સંગીન સમર્થન મળે છે.

આ રીતે મહારાજાધિરાજ સમુદ્રગુપ્તે પોતાનાં પરાક્રમો વડે મગધના ગુપ્ત રાજ્યને ભારતના મોટા સામ્રાજ્યમાં વિસ્તારીને તેમ જ એ ઉપરાંત વિદ્યા, કાવ્ય(સાહિત્ય), સંગીત, દાન ઇત્યાદિની અભિરુચિથી સંપન્ન એવા સુચરિત વડે ભારતીય સંસ્કૃતિનો અભ્યુદય કરીને ભારતના પ્રાચીન યશસ્વી રાજવીઓમાં ગરવું પ્રથાન પ્રાપ્ત કર્યું છે.

એની રાણીનું નામ દત્તદેવી હતું ને એનાથી એને ચંદ્રગુપ્ત નામે પુત્ર હતો. ગુપ્તવંશના ઉત્તરકાલીન અભિલેખોમાં સમુદ્રગુપ્તના પુત્ર તરીકે સીધો ચંદ્ર-ગુપ્તનો ઉલ્લેખ આવે છે, પરંતુ ઇતર ઉલ્લેખો પરથી ચંદ્રગુપ્તની પહેલાં રામગુપ્ત નામે રાજા થયો હોવાનું માલૂમ પડે છે.

## રામગુપ્ત

વિશાખદત્તે રચેલા 'દેવીચંદ્રગુપ્ત' નામે નાટકમાં રામગુપ્ત–ધ્રુવદેવી–ચંદ્ર-ગુપ્તને લગતા પ્રસંગ નિરૂપાયા છે, પરંતુ મૂળ નાટક ઉપલબ્ધ નથી. છતાં એના કેટલાક છૂટાછવાયા અંશ પછીના ગ્રંથોમાં ઉદાહૃત થયા છે; એ પરથી પ્રસંગોનો કેટલોક ખ્યાલ આવે છે. વળી અન્ય સાહિત્ય તથા અભિલેખોમાં આવતા પ્રાસંગિક ઉલ્લેખો પણ એ વાતનું સમર્થન કરે છે.[1]

---

૧. શ્રી કનૈયાલાલ મુનશીએ આ વિશે 'ધ્રુવસ્વામિની દેવી' નામે નાટક લખ્યું છે. હિન્દીમાં પણ શ્રી જયશંકર પ્રસાદનું 'ધ્રુવસ્વામિની' નાટક ઉપલબ્ધ

આ કથાનો સાર આ પ્રમાણે છે: રામગુપ્તનો શકો વડે ભારે પરાભવ થયો. વિજેતા શક રાજાએ પરાજિત રામગુપ્ત પાસે તેની રાણીની માગણી કરી. રામગુપ્તે તે માગણીના સ્વીકારનો ઉત્તર મોકલ્યો, જ્યારે રાણી ધ્રુવદેવીએ પતિની એ કાયરતા માટે ભારે નારાજી દર્શાવી. રામગુપ્તના નાના ભાઈ ચંદ્રગુપ્તને પણ આ પગલું હીણપતભર્યું લાગ્યું. કુમાર ચંદ્રગુપ્ત રાણી ધ્રુવદેવીના વેશમાં શક રાજાના શિબિરમાં ગયો ને ત્યાં તેણે એ જાલિમ રાજાનો જાન લીધો. રાણીની, રાજકુલની તથા રાજ્યની ચાલી જતી પ્રતિષ્ઠા પાછી મેળવાઈ. નિર્માલ્ય રામગુપ્તનું માન ઊતરી ગયું ને પરાક્રમી ચંદ્રગુપ્ત બહુમાન પામ્યો. ઈર્ષાનો ભોગ બની ચંદ્રગુપ્તને પાગલપણાનો પાઠ ભજવવો પડચો. આખરે રામગુપ્તની હત્યા થઈ. અને ચંદ્રગુપ્તને તેની ગાદી તેમ જ રાણી પ્રાપ્ત થઈ.

આ કથાનકની ઐતિહાસિકતા ઘણી વિવાદાસ્પદ ગણાય છે. ચંદ્રગુપ્ત અને ધ્રુવદેવીનો ઉલ્લેખ ગુપ્ત અભિલેખોમાં આવે છે, પરંતુ તેઓના કે તેઓના વંશજોના કોઈ અભિલેખોમાં રામગુપ્તનો કંઈ ઉલ્લેખ આવતો નથી; તેમ જ રામગુપ્તના કોઈ સુવર્ણ-સિક્કા પણ મળ્યા નથી. બયાના નિધિમાં ગુપ્ત રાજાઓના સેંકડો સિક્કા મળ્યા, તેમાં પણ રામગુપ્તનો એકેય સિક્કો રહેલો નથી. કાચગુપ્તના નામના સુવર્ણસિક્કા મળે છે, તે રામગુપ્તના હોવા સંભવે છે એવું એક સૂચન થયેલું છે. પરંતુ સર્વરાજોચ્છેત્તા કાચગુપ્ત ને આવો નિર્માલ્ય રામગુપ્ત

---

છે, જેમાં આરંભિક 'સૂચના'માં શરૂમાં જ એમણે ઉલ્લેખ કર્યો છે: વિશાખદત્ત દ્વારા રચિત 'દેવીચંદ્રગુપ્ત' નાટકના કેટલાક અંશ, 'શૃંગારપ્રકાશ' અને 'નાટચદર્પણ'માંથી સને ૧૯૨૩ની ઐતિહાસિક પત્રિકાઓમાં ઉદ્ધૃત થયા.'...'પ્રયાગની પ્રશસ્તિમાં સમુદ્રગુપ્તની સામ્રાજ્ય-નીતિમાં વિજિત રાજાઓનાં 'આત્મનિવેદન' 'કન્યોપાયન દાન' ઇત્યાદિનો ઉલ્લેખ છે.'—આનો આધાર શ્રી પ્રસાદજીએ લીધો છે. અને રામગુપ્ત વિશેનાં પ્રમાણ પણ આપ્યાં છે.

'દેવીચંદ્રગુપ્ત'ના અંશ ખાસ કરીને ભોજ-કૃત 'શૃંગારપ્રકાશ' તથા રામચંદ્ર-ગુણચંદ્ર-કૃત 'નાટચદર્પણ'માં ઉદાહૃત થયેલાં છે.

છૂટાછવાયા ઉલ્લેખ બાણભટ્ટના 'હર્ષચરિત'માં તેમ જ રાષ્ટ્રકૂટોના અભિલેખોમાં આવે છે.

અબુલ હસન અલીએ ફારસીમાં અનુવાદેલી એક અરબી કૃતિ 'વર્ક-મારિસ'વાળી કથામાં પણ લગભગ આવું જ કથાનક આપેલું છે.

એક હોવાનું ભાગ્યે જ સંભવિત ગણાય. 'રામ' અને 'રામગુપ્ત' નામવાળા તાંબાના સિક્કા માળવામાં મળ્યા છે, પરંતુ એ સિક્કા ગુપ્ત રાજાધિરાજ રામગુપ્તના હોવાનું અનિશ્ચિત ગણાતું. સંભવ છે કે રામગુપ્તનું રાજ્ય ઘણું ટૂંકું નીવડયું હોય ને એને પોતાના નામના સુવર્ણસિક્કા પડાવવાની ભાગ્યે જ તક મળી હોય. એના ઉત્તરાધિકારીઓના અભિલેખોમાં એનો નામનિર્દેશ નથી આવતો એ ખરું છે, પરંતુ એનું કારણ એ છે કે ગુપ્ત રાજાઓ પોતાના પૂર્વજોમાં માત્ર પોતાના સીધા પૂર્વજ (પિતા, પિતામહ વગેરે) ગણાવતા હતા, સર્વ પૂર્વાધિકારીઓ ગણાવતા નહિ ને રામગુપ્ત પછી ગાદી વારસો એના ભાઈ ચંદ્રગુપ્ત ૨ જાના વંશમાં ગયો હોઈ એના વંશજોના અભિલેખોમાં રામગુપ્તનો ઉલ્લેખ આવતો નહિ. નિર્માલ્ય રાજાની હત્યાની અને વીર દિયર સાથે રાણીએ કરેલા પુનર્વિવાહની ઘટના અસામાન્ય છતાં અસંભવિત ન ગણાય. સમકાલીન પ્રમાણના અભાવે રામગુપ્તની ઐતિહાસિકતા શંકાસ્પદ ગણાતી, પરંતુ ૧૯૬૯માં વિદિશા પાસેથી રામગુપ્તને લગતા ત્રણ પ્રતિમાલેખ મળ્યા છે, જેમાં રામગુપ્તને 'મહારાજાધિરાજ' કહેલો છે. આ અભિલેખોની શોધ પરથી રામગુપ્તની ઐતિહાસિકતાને લગતો વિવાદગ્રસ્ત પ્રશ્ન ઊકલી ગયો છે ને હવે રામગુપ્તની ઐતિહાસિકતા સિદ્ધ થઈ ગણાય છે. રામગુપ્તે જૈન પ્રતિમાઓ કરાવેલી એ મુદ્દો પણ નોંધપાત્ર છે.

### ચંદ્રગુપ્ત ૨ જો—વિક્રમાદિત્ય

સમુદ્રગુપ્ત પરાક્રમાંકનો આ પુત્ર એના પિતા કરતાંય વધારે પ્રતાપી નીવડ્યો. એનું નામ 'દેવગુપ્ત' પણ હતું, પરંતુ એ સામાન્યતઃ એના પિતામહની જેમ 'ચંદ્રગુપ્ત' તરીકે ઓળખાતો.

એ ગુપ્ત સંવત ૫૭(ઈ. સ. ૩૭૬–૭૭)માં ગાદીએ આવ્યો. રામગુપ્ત અને ધ્રુવદેવીને લગતા પ્રસંગ પરથી માલૂમ પડે છે કે ચંદ્રગુપ્ત પહેલેથી વીર અને પ્રતાપી હતો; અને એને લઈને એને ધ્રુવદેવી તેમ જ રાજ્યશ્રી વરી હતી.

ઈ. સ. ૪૦૦ ના અરસામાં ચંદ્રગુપ્તે માળવાના રાજ્ય પર ચડાઈ કરી. એની સાથે એના અનેક અમાત્યો અને સેનાપતિઓ આવ્યા જણાય છે. એમાંના વીરસેન નામે સાન્ધિવિગ્રહિકે વિદિશા નગરી પાસે આવેલ ઉદયગિરિમાં ભગવાન શંભુની ગુહા કરાવી છે. માળવામાં લગભગ અઢી–ત્રણ સદીથી પશ્ચિમી ક્ષત્રપ કુલના શક રાજાઓનું શાસન પ્રવર્તતું હતું. આ સમયે તે વંશમાં રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેન ૩ જો રાજ્ય કરતો હતો. એના સિક્કાઓમાં (શક સંવતનાં) વર્ષ ૩૦૨ (ઈ. સ. ૩૮૦–૮૧) સુધીનાં વર્ષ મળ્યાં છે. ચંદ્રગુપ્તે

માળવામાં પોતાના જીવનનાં છેલ્લાં ઘણાં વર્ષ ગાળ્યાં એવું ત્યાંના એના ગુ. સં. ૮૨ (ઈ. સ. ૪૦૧) અને ગુ. સં. ૯૩(ઈ. સ. ૪૧૨)ના અભિલેખો પરથી માલૂમ પડે છે. સંભવતઃ ગુજરાતમાં ત્યારે ક્ષત્રપવંશની જગ્યાએ શર્વ ભટ્ટારક નામે શૈવ રાજાની સત્તા પ્રવર્તી હતી પરંતુ ચંદ્રગુપ્તે માળવા પર પણ પોતાની સત્તા પ્રસારી દીધી. માળવાના વિજયથી ગુપ્ત સામ્રાજ્યનું શાસન હવે પશ્ચિમ ભારત પર્યંત પ્રસર્યું. ચંદ્રગુપ્ત વર્ષો સુધી અવંતિમાં રહ્યો ને ઉજ્જયિની જાણે એની બીજી રાજધાની બની રહી. પ્રતાપી ચંદ્રગુપ્તે પરાક્રમાંક સમુદ્રગુપ્તની જેમ 'વિક્રમાદિત્ય' એવું અપર નામ ધારણ કર્યું ઉજ્જનમાં જાણે પ્રસિદ્ધ પ્રાચીન વિક્રમાદિત્યની સ્મૃતિ તાજી થઈ. સંસ્કૃત સાહિત્યના કવિકુલગુરુ કાલિદાસ પ્રાયઃ આ વિક્રમાદિત્યની ઉજ્જનની રાજસભાના રાજકવિ હતા.[1]

સાન્ધિવિગ્રહિક વીરસેનના લેખમાં રાજાધિરાજ ચંદ્રગુપ્તના દિગ્વિજયનો ઉલ્લેખ આવે છે. દિલ્હી પાસે મેહરૌલીમાં આવેલા કુતુબમિનારની નજીકમાં રહેલા લોહસ્તંભ પરના લેખમાં 'ચન્દ્ર' નામે રાજાનાં પરાક્રમોની પ્રશસ્તિ કરેલી છે. એ રાજાએ(પૂર્વમાં) વંગ (બંગ) દેશ પર્યંત,(પશ્ચિમમાં) સિંધુનાં સાત મુખ પર્યંત, (ઉત્તરમાં) વાહ્લિક(બલ્ખ) દેશ પર્યંત, અને (દક્ષિણમાં) દક્ષિણ સમુદ્ર પર્યંત દિગ્વિજય કર્યો હોવાનું એમાં જણાવેલું છે. આ રાજા ચંદ્ર તે ગુપ્તવંશનો ચન્દ્રગુપ્ત ૨ જો હોવો જોઈએ એવો ઘણો સંભવ મનાય છે. આ અનુસાર પરાક્રમાંક સમુદ્રગુપ્તનો પુત્ર ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય વિક્રમ(પરાક્રમ)માં પિતાથી સવાયો નીવડચો ગણાય.

ચંદ્રગુપ્તને ધ્રુવદેવી ઉપરાંત કુબેરનાગા નામે એક બીજી રાણી હતી એ સ્પષ્ટતઃ નાગ-કુલની હોઈ એ લગ્નસંબંધ દ્વારા નાગકુલ સાથે ઘનિષ્ટ સંબંધ બંધાયો હશે. કુબેરનાગાની કુંવરી પ્રભાવતી-ગુપ્તાને વાકાટક નરેશ રુદ્રસેન ૨ જા વેરે પરણાવીને ચંદ્રગુપ્તે દક્ષિણ ભારતના એ પ્રબળ રાજ્ય સાથે પણ ગાઢ સંબંધ બાંધ્યો. વાકાટક રાજાઓ આ સંબંધ માટે ગૌરવ અનુભવતા. કદમ્બ વંશના રાજા કાકુત્સ્થ વર્માએ પોતાની પુત્રી ગુપ્ત રાજાને પરણાવતાં ગુપ્તકુલ અને કદંબ-

---

૧. 'રઘુવંશ'માં કાલિદાસે નિરૂપેલા રઘુના દિગ્વિજયમાં સમુદ્રગુપ્તના દિગ્વિજયનું, 'વિક્રમોવર્શીય'માંના સહેતુક 'વિક્રમ' શબ્દ-પ્રયોગમાં આ વિક્રમાદિત્યનું અને 'કુમારસંભવ'માં ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને ત્યાં થયેલા કુમારગુપ્તના જન્મના પ્રસંગનું પ્રતિબિંબ પડતું હોવા સંભવે છે.

કુલ વચ્ચે પણ સગાઈનો સંબંધ બંધાયો.[1] આમ, ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્તે યુદ્ધ-વિજયો ઉપરાંત લગ્નસંબંધો દ્વારા પણ પોતાનું વર્ચસ વિસ્તાર્યું.

સમુદ્રગુપ્તની જેમ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સુવર્ણસિક્કા પણ રાજચરિતનાં વિવિધ પાસાંનું પ્રતિબિંબ પાડે છે. એમાં વૈવિધ્ય વધારે વિપુલ પ્રમાણમાં નજરે પડે છે. ચંદ્રગુપ્તના સુવર્ણસિક્કાઓમાં સહુથી વધુ પ્રમાણ ધનુર્ધારી પ્રકારના સિક્કાઓનું રહેલું છે. (આકૃતિ ૨૨). એમાં સામાન્યત અગ્રભાગ પર 'શ્રી મહારાજાધીરાજ ચન્દ્રગુપ્ત' અને પૃષ્ઠભાગ પર 'શ્રીવિક્રમ' નામ નજરે પડે છે. આ પ્રકારના સિક્કાઓમાં અનેક ઉપ-પ્રકાર જોવા મળે છે.

સમુદ્રગુપ્ત 'વ્યાઘ્ર-પરાક્રમ' હતો, તો ચંદ્રગુપ્ત 'સિંહ-વિક્રમ' હતો. આ બિરુદવાળા અનેક સિક્કા મળે છે ને એના પણ અનેક ઉપ-પ્રકાર રહેલા છે.

જેના અગ્રભાગ પર અશ્વારોહી રાજાની આકૃતિ હોય તેવા સિક્કા એક નવો પ્રકાર રજૂ કરે છે. એના અગ્રભાગ પર 'પરમભાગવત મહારાજાધિરાજ શ્રી ચન્દ્રગુપ્ત' અને પૃષ્ઠભાગ પર 'અજિત-વિક્રમ' લખેલું હોય છે. છત્રધારી અનુચર સાથેની આકૃતિવાળા સિક્કા પણ નવા પ્રકારના છે. એના પૃષ્ઠભાગ પર 'વિક્રમાદિત્ય' બિરુદ આવે છે. સમુદ્રગુપ્તની જેમ ચંદ્રગુપ્ત પણ પર્યંક પર બેઠેલ હોય તેવી આકૃતિવાળા સિક્કા મળે છે, પરંતુ રાજાના હાથમાં વીણાને બદલે પુષ્પ જોવામાં આવે છે. એના પૃષ્ઠભાગ પર 'શ્રીવિક્રમ' લખેલું હોય છે. આ બધા પ્રકારના સિક્કાઓના પૃષ્ઠભાગ પર દેવીની, પ્રાયઃ લક્ષ્મીદેવીની, આકૃતિ હોય છે.

પરંતુ એક બીજા પ્રકારના સિક્કાઓના પૃષ્ઠભાગ પર એને બદલે પર્યંક પર બેઠેલાં રાજા-રાણીની આકૃતિ આપેલી છે. ચંદ્રગુપ્ત ૧ લાની જેમ ચંદ્રગુપ્ત ૨ જો પણ રાણીને કંઈક ગોળ વસ્તુ આપતો જણાય છે. એના પૃષ્ઠભાગ પર 'શ્રીવિક્રમ' બિરુદ આપેલું છે.

ધ્વજદંડધારી આકૃતિવાળો સિક્કા-પ્રકાર સમુદ્રગુપ્તના સમયમાં સહુથી વધુ પ્રચલિત હતો, પરંતુ આ રાજાના સમયમાં એ જવલ્લે જ દેખા દે છે. ચંદ્રગુપ્ત પરમભાગવત તરીકે ભગવાન વિષ્ણુનો પરમ ભક્ત હતો. એના એક નવા પ્રકારના સિક્કાના અગ્રભાગ પર ભગવાન વિષ્ણુ રાજાને કંઈક આપતા હોય તેવી આકૃતિ

---

૧. આ ગુપ્ત રાજા ચંદ્રગુપ્ત ૨ જો કે એનો પુત્ર કુમારગુપ્ત ૧ લો હતો. કાકુત્સ્થવર્માના લેખમાં એ રાજાનું નામ જણાવ્યું નથી.

કોતરેલી છે, એના પૃષ્ઠભાગ પર 'ચક્ર–વિક્રમ' બિરુદ આપેલું છે. ભગવાન વિષ્ણુએ એને પોતાનું ચક્ર આપ્યું અને એ ચક્રવર્તી બન્યો એવો એનો અર્થ અભિપ્રેત લાગે છે.

ચંદ્રગુપ્તે માળવાના નવા જીતેલા પ્રાંત માટે તે પ્રદેશમાં શતકોથી પ્રચલિત એવા ચાંદીના ક્ષત્રપ–સિક્કાના જેવા ચાંદીના સિક્કા પડાવ્યા. એના અગ્રભાગ પર રાજાના મુખની પાછળ સિક્કા પાડયાનું વર્ષ આપવામાં આવતું, પરંતુ હવે શક સંવતને બદલે ગુપ્ત સંવતનું વર્ષ અપાતું. પૃષ્ઠભાગમાં પર્વતની જગ્યાએ ગરુડનું ચિહ્ન હોય છે ને એની આસપાસ 'પરમ ભાગવત મહારાજાધિરાજ શ્રી ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્ય' એવું લખાણ હોય છે.

છત્રધારી, ધનુર્ધારી ઇત્યાદિ પ્રકારના કેટલાક તાંબાના સિક્કા પણ મળે છે.

આમ, ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સિક્કાઓમાં વિપુલ વૈવિધ્ય રહેલું છે. આકૃતિઓના આલેખનમાં તથા લેખરચનાની શૈલીમાં કલા–કૌશલ પણ નજરે પડે છે.

ચીની પ્રવાસી ફા-હ્યાન જે લગભગ ઈ.સ. ૪૦૦ થી ૪૧૧ સુધી ભારતનો પ્રવાસ કરીને એના સમયની ધાર્મિક તથા સામાજિક સ્થિતિ નિરૂપે છે, તે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના રાજ્યકાલને લાગુ પડે છે. એમાં એણે આ રાજાધિરાજનો નામનિર્દેશ કર્યો નથી, પરંતુ મધ્યદેશ(પ્રયાગની આસપાસ)ની પ્રજાનાં સુખશાંતિનો ઉલ્લેખ કર્યો છે તે ખાસ નોંધપાત્ર છે. પરાક્રમાંક સમુદ્રગુપ્તના સમયમાં અભ્યુદય પામેલો ગુપ્ત સામ્રાજ્યનો પ્રતાપ વિક્રમાદિત્ય ચંદ્રગુપ્તના સમયમાં પૂર્ણકલાએ પ્રકાશ્યો; અને ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં ગુપ્તકાલ એ સુવર્ણકાલ તરીકે સ્થાન પામ્યો.

ચંદ્રગુપ્તે ઈ.સ. ૩૭૬ થી લગભગ ૪૧૪ સુધી, અર્થાત્ લગભગ ૩૮ વર્ષ લગી રાજ્ય કર્યું. પછી ધ્રુવદેવીનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો.

ચંદ્રગુપ્ત–ધ્રુવદેવીને ગોવિંદગુપ્ત નામે પુત્ર હતો. હરિગુપ્ત નામે રાજાના તાંબાના સિક્કા મળ્યા છે, તે એના લાગે છે.

### કુમારગુપ્ત ૧ લો–મહેન્દ્રાદિત્ય

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય અને મહાદેવી ધ્રુવદેવીનો પુત્ર કુમારગુપ્ત ૧ લો મહેન્દ્રાદિત્ય તરીકે પણ ઓળખાતો. એના સમયના અનેક અભિલેખ મળ્યા છે, જેની મિતિ ગુ.સં ઓછામાં ઓછાં ૯૬(ઈ.સ. ૪૧૫–૧૬)થી ગુ.સં. ૧૩૦(ઈ.સ. ૪૪૯–૫૦)ની છે. આ પરથી એણે પાંત્રીસેક વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય કર્યું જણાય છે. પોતાના પિતા તથા પિતામહની જેમ એને નવાં પરાક્રમ કરવાની ભાગ્યે જ જરૂર પડી. બે પ્રતાપી પુરોગામીઓએ મૂકેલા વિશાળ સામ્રાજ્યના

વારસાને યથાતથ સંભાળી રાખવામાં એ ઘણે અંશે સમર્થ નીવડયો. અલબત્ત ગુજરાત પર ગુપ્તવંશની સત્તા એણે પ્રસારી.

પોતાના સિક્કાઓમાં એણે, પોતાનું નામ જેમના નામ પરથી પાડવામાં આવેલું તેવા કુમાર-કાર્ત્તિકેયને મહત્ત્વનું સ્થાન આપ્યું. એના અગ્રભાગ પર મોરને ચણ આપતા રાજાની તથા પૃષ્ઠભાગ પર મયૂરારૂઢ કાર્ત્તિકેયની આકૃતિ કોતરેલી છે. લખાણમાં 'મહેન્દ્રકુમાર' બિરુદ આપેલું છે.

કુમારગુપ્તના સિક્કાઓમાં પ્રકારનું વૈવિધ્ય સહુથી વિપુલ પ્રમાણમાં જોવા મળે છે. એમાં એણે પોતાના ત્રણેય પુરોગામીઓના કેટલાક પ્રકાર અપનાવ્યા છે – જેમ કે ચંદ્રગુપ્ત ૧ લાનો રાજા-રાણી પ્રકાર, સમુદ્રગુપ્તનો વ્યાઘ્ર-નિહન્તા પ્રકાર, અશ્વમેધ પ્રકાર તથા વીણાવાદક પ્રકાર, તેમ જ ચંદ્રગુપ્ત ૨ જાનો ધનુર્ધારી પ્રકાર, અશ્વારોહી પ્રકાર, છત્રધારી પ્રકાર તથા સિંહ-નિહન્તા પ્રકાર. આ ઉપરાંત કેટલાક નવા પણ પ્રકાર પ્રયોજ્યા છે – જેમ કે ઉપર જણાવેલો કાર્ત્તિકેય પ્રકાર, ખડ્ગધારી પ્રકાર, ગજારોહી પ્રકાર, ગજારૂઢ-સિંહનિહન્તા પ્રકાર, ખડ્ગ-નિહન્તા પ્રકાર, અપ્રતિઘ(અજેય) પ્રકાર, અને ગરુડ પ્રકાર. એના લેખોમાં કુમારગુપ્ત, મહેન્દ્ર, અજિત-મહેન્દ્ર, સિંહ-મહેન્દ્ર કે મહેન્દ્ર-સિંહ, વ્યાઘ્રબલ-પરાક્રમ મહેન્દ્ર-ગજ, સિંહનિહન્તા, મહેન્દ્ર-ખડ્ગ,[1] અશ્વમેધ-મહેન્દ્ર, મહેન્દ્ર-કુમાર, મહેન્દ્રાદિત્ય, અપ્રતિઘ ઇત્યાદિ બિરુદોનો સમાવેશ થાય છે. આ વિવિધ પ્રકારો પરથી કુમારગુપ્ત અશ્વારોહી તથા ગજારોહી તરીકે, ધનુર્ધારી તથા ખડ્ગધારી તરીકે, સિંહનિહંતા વ્યાઘ્રનિહંતા તથા ખડ્ગનિહંતા તરીકે, છત્રપતિ અપ્રતિઘ અને અશ્વમેધ-કર્તા તરીકે-એમ વિવિધ સ્વરૂપે કુમાર (કાર્ત્તિકેય) સમાન પરાક્રમી અને મહેન્દ્ર સમાન પ્રતાપી હોવાનું સ્પષ્ટ થાય છે.

કુમારગુપ્તના દીર્ઘ રાજ્યકાલ દરમ્યાન પડાયેલા એના ચાંદીના સિક્કા પણ ઘણી મોટી સંખ્યા ધરાવે છે. પશ્ચિમ ભારતમાં, ખાસ કરીને ગુજરાતમાં, એના સંખ્યાબંધ સિક્કા મળે છે. એમાં 'પરમ ભાગવત મહારાજાધિરાજ શ્રી કુમારગુપ્ત મહેન્દ્રાદિત્ય'નું લખાણ હોય છે; અને રાજચિહ્ન તરીકે ગરુડની આકૃતિ હોય છે. કુમારગુપ્તના સમયમાં ચાંદીના સિક્કા મધ્યદેશ(ગંગાખીણ)માં પણ પ્રચલિત થયા. એમા રાજચિહ્ન તરીકે ગરુડને બદલે મોરની આકૃતિ હોય છે.[2] આ રાજાના ચાંદીના ઢોળ ચઢાવેલા તાંબાના સિક્કા પણ મળે છે.

---

૧. ખડ્ગ એટલે ગેંડો. 'ખડ્ગ-ત્રાતા' વિશેષણમાં શ્લેષ છે : (૧) ખડ્ગ(તલવાર) વડે રક્ષણ કરનાર; (૨) ખડ્ગ(ગેંડો)ના ભયથી રક્ષણ કરનાર.

૨. મોર અહીં કુમાર(કાર્ત્તિકેય)ના પ્રતીક તરીકે છે.

કુમારગુપ્તના સમયના શિલાલેખો તથા તામ્રલેખો પણ મળે છે. એ લેખો પરથી એના સમયના સુવિહિત રાજ્યતંત્રની તેમ જ એના સામ્રાજ્યની શક્તિ તથા સ્થિરતાની પ્રતીતિ થાય છે. આ લેખો ઉત્તર પ્રદેશ, બંગાળ અને માળવામાં મળ્યા છે. એના સમયમાં માળવાનું પાટનગર દશપુર(મંદસોર) હતું ને ત્યાં બંધુવર્મા નામે સામંત રાજ્ય કરતો હતો. એના સમયમાં ત્યાં પટ્ટવાયો(પટોળાં વણનારાઓ)ની શ્રેણી તરફથી સંવત ૪૯૩(ઈ.સ. ૪૩૬)માં સૂર્યનું ભવ્ય મંદિર બાંધવામાં આવ્યું હતું. આ શિલ્પીઓ કારીગરો) લાટ(ગુજરાત)થી આવેલા હતા.

કુમારગુપ્તના રાજ્યકાલના છેવટના ભાગમાં ગુપ્ત સામ્રાજ્યમાં શત્રુના આક્રમણનો ઉપદ્રવ થયો. એ આક્રમણ કરનાર પ્રાયઃ પુષ્યમિત્રો હતા. આ આક્રમકો વિપુલ બલ(સૈન્ય)-શક્તિ તથા કોશ-શક્તિ ધરાવતા હોઈ, ગુપ્ત સમ્રાટની કુલલક્ષ્મી ભારે ભયમાં મુકાઈ ગઈ. વયોવૃદ્ધ કુમારગુપ્તની એ રાજ-લક્ષ્મીનો ઉદ્ધાર કરવા મથતા યુવાન રાજપુત્ર સ્કન્દગુપ્તને એક આખી રાત ખુલ્લી ભોંય પર ગાળવી પડેલી. અથાગ પરિશ્રમને અંતે રાજપુત્રને પોતાના પુરુષાર્થમાં સફળતા મળી; એના પરાક્રમની શત્રુઓએ પણ પ્રશંસા કરી. બાહુબળ વડે રિપુઓ પર વિજય પ્રાપ્ત કરી અને વિપ્લુત વંશલક્ષ્મીની પુનઃ પ્રતિષ્ઠા કરી એ રાજધાનીમાં પાછો ફર્યો, ત્યારે કુમારગુપ્ત દેવલોક પામ્યા હતા અને વિજયના સમાચાર આંસુ સારતી માતાને આપવાના રહ્યા. આ બનાવ ગુપ્ત સંવત ૧૩૦–૧૩૬ (ઈ.સ. ૪૫૦–૪૫૫) દરમ્યાન બન્યો. દરમ્યાન ઘટોત્કચગુપ્ત (૨ જા) ક્રમાદિત્ય નામે રાજાએ થોડો વખત રાજ્ય કરેલું.

આમ કુમારગુપ્તે સુરક્ષિત રાખેલું ગુપ્ત સામ્રાજ્ય તેના અંતિમ દિવસોમાં ભયનાં મુકાયું હોવા છતાં ટૂંક વખતમાં ભયમુક્ત બન્યું.

### સ્કન્દગુપ્ત– ક્રમાદિત્ય

કુમારગુપ્ત મહેન્દ્રાદિત્યના અંતિમ દિવસોમાં ગુપ્ત સામ્રાજ્યને સુરક્ષિત રાખવાનો જશ તેના પુત્ર સ્કન્દગુપ્તને મળ્યો. આથી કુમારગુપ્તના મૃત્યુ પછી રાજગાદીનો વારસો તેને પ્રાપ્ત થયો.

સ્કન્દગુપ્તના કેટલાક અભિલેખોમાં એના ગણેય પુરોગામીઓની માતાઓનાં નામ આપેલાં છે, પરંતુ એની પોતાની માતાનું નામ આપવામાં આવ્યું નથી. વળી કેટલીક રાજમુદ્રાઓમાં કુમારગુપ્તના ઉત્તરાધિકારી તરીકે તેના પુત્ર પૂરુગુપ્તનું નામ આપેલું છે ને એમાં માતા અનન્તદેવીનું નામ પણ જણાવેલું છે. આ પરથી સ્કન્દગુપ્ત કુમારગુપ્તની પટરાણીનો પુત્ર ન હોવાનું અને રાજગાદીનો ખરો

ઉત્તરાધિકાર પટરાણી અનન્તદેવીના પુત્રનો હોવાનું ફલિત થાય છે. બીજા બધા કુમારોને અવગણીને રાજલક્ષ્મીએ સ્વયં સ્કન્દગુપ્તની વરણી કરી એ ઉલ્લેખ આ અનુમાનને સમર્થન આપે છે. આ પરથી કુમારગુપ્તના ઉત્તરાધિકાર અંગે રાજકુમારોમાં કંઈ સ્પર્ધા થઈ હોવા સંભવે છે.

કેટલાક માને છે કે કુમારગુપ્તના મૃત્યુ પછી પૂરુગુપ્તે રાજા થવા કોશિશ કરેલી, પણ તે સ્કન્દગુપ્ત સામે સફળ થયો નહિ; તો વળી બીજા કેટલાક એવું ધારે છે કે કુમારગુપ્તના મૃત્યુ પછી એના સામ્રાજ્યના ભાગલા પડચા ને એ બે રાજપુત્રોની બે સમાંતર શાખા પ્રવર્તી. પરંતુ આમાંનો એકેય સંભવ પૂરતા પ્રમાણથી પ્રતિપાદિત થયો નથી. ઉપલબ્ધ માહિતીને આધારે હાલ તો એ સહુથી વધુ સંભવિત લાગે છે કે કુમારગુપ્તના મૃત્યુ પછી તેનો રાજવારસો તેના પરાક્રમી પુત્ર સ્કન્દગુપ્તને મળ્યો ને સ્કન્દગુપ્તના મૃત્યુ પછી પૂરુગુપ્તને પોતાનો ઉત્તરાધિકાર પ્રાપ્ત થયો.

રાજ્યારોહણ થતાંવેંત સ્કન્દગુપ્તે સામ્રાજ્યના સર્વ પ્રદેશોમાં ગોપ્તાઓ-(રાજ્યપાલો)ની નિમણૂક કરી. સુરાષ્ટ્રમાં પર્ણદત્ત નામે ગોપ્તા નિમાયો. એના પુત્ર ચક્રપાલિતને સુરાષ્ટ્રના વડા મથક ગિરિનગર(જૂનાગઢ)નો નગરપાલક નીમવામાં આવ્યો. પહેલે વર્ષે (ઈ.સ. ૪૫૫ માં) ગિરિનગરના સુદર્શન જળાશયનો સેતુ (બંધ) અતિવૃષ્ટિ અને પૂરને લઈને તૂટી જતાં તેને બીજે વર્ષે સમરાવવામાં આવ્યો. એને લગતો લેખ અશોકના ધર્મલેખોવાળા શૈલની એક બીજી બાજુ પર કોતરવામાં આવ્યો છે. ત્રીજે વર્ષે (ઈ.સ. ૪૫૭ માં) ચક્રપાલિતે ત્યાં ચક્રધારી વિષ્ણુનું ઉત્તુંગ દેવાલય બંધાવ્યું અને એને લગતી હકીકત આ શૈલલેખમાં પુરવણીરૂપે ઉમેરવામાં આવી છે.

ગુ. સં. ૧૪૧(ઈ. સ. ૪૬૦)ના શિલાસ્તંભલેખમાં યશસ્વી ગુપ્ત રાજા-ધિરાજ સ્કન્દગુપ્તના રાજ્યનું એ વર્ષ શાન્તિમય હોવાનું જણાવેલું છે પરંતુ એ પહેલાં કે પછી સ્કન્દગુપ્તને એક પ્રબળ વિદેશી આક્રમણનો સામનો કરવો પડચો. હૂણોની એક શાખાએ યુરોપમાં વિજયકૂચ કરી રોમન સામ્રાજ્યના પાયા હચમચાવી દીધા હતા અને બીજી શાખાએ ગંધાર પ્રદેશ જીતી લેતાં ગુપ્ત સામ્રાજ્ય પર હૂણ આક્રમણનો ભારે ભય તોળાઈ રહ્યો હતો. વીર સ્કન્દગુપ્તે હૂણોનો સખત પરાજય કરી ગુપ્ત સામ્રાજ્યને વિદેશી આક્રમણના પ્રબળ પૂરમાંથી ઉગારી લીધું. હૂણો પાછા ઈરાન તરફ વળ્યા અને ત્યાંના પાદશાહને હરાવી એમણે બલ્ખની આસપાસ વિશાળ રાજ્ય જમાવ્યું. હૂણોને હરાવીને સ્કન્દગુપ્તે ગુપ્ત સામ્રાજ્યને જ નહિ, સમસ્ત ભારતવર્ષને સુરક્ષિત રાખ્યું. પોતાના પુરોગામીઓની જેમ સ્કન્દગુપ્ત પણ પરાક્રમી તરીકે વિખ્યાત

થયો. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો એ પ્રતાપી પૌત્ર વિશેષતઃ 'ક્રમાદિત્ય' તરીકે અને ક્વચિત્ 'વિક્રમાદિત્ય' તરીકે પણ ઓળખાતો.[1]

આ સાંગ્રામિક સંજોગોમાં ગુપ્ત સામ્રાજ્યનાં સુખશાંતિમાં તથા તેની આર્થિક સંપત્તિમાં ઓટ આવ્યાં. એની અસર સ્કન્દગુપ્તના સિક્કાઓમાં પણ નજરે પડે છે. સોનાના સિક્કાઓમાં હલકી ધાતુનું પ્રમાણ વધ્યું અને એની સંખ્યા તથા વિવિધતામાં પણ ઘણો ઘટાડો થયો. એના માત્ર ત્રણચાર પ્રકાર જ મળે છે ને એમાં કોઈ નવો પ્રકાર ઉમેરાયો નથી. એના સુવર્ણસિક્કાઓમાં ધનુર્ધારી પ્રકાર સહુથી વધુ પ્રચલિત હતો. છત્રધારી અનુચર સાથેની રાજાની આકૃતિવાળો એક જ સિક્કો મળ્યો છે. અશ્વારોહી પ્રકારનો પણ એક જ સિક્કો ઉપલબ્ધ છે. એક બીજા પ્રકારના સિક્કાઓના અગ્રભાગ પર રાજાની આકૃતિ સાથે કોઈ સ્ત્રીની આકૃતિ કોતરેલી છે. એ આકૃતિ રાણીની કે લક્ષ્મીની હશે એ નક્કી કરવું મુશ્કેલ છે.

કુમારગુપ્તની જેમ સ્કન્દગુપ્તે પણ પશ્ચિમ ભારત માટે તથા મધ્યદેશ માટે ચાંદીના સિક્કા પડાવ્યા. પશ્ચિમ ભારતના સિક્કાઓમાં ગરુડ ઉપરાંત નંદીના તથા વેદીના ચિહ્નવાળા પ્રકાર પણ મળે છે મધ્યદેશના સિક્કાઓ મયૂર-ચિહ્નથી અંકિત છે કુમારગુપ્તની જેમ સ્કંદગુપ્તનું નામ પણ કાર્ત્તિકસ્વામીનું નામ સૂચવતું હોઈ તેમના વાહન મયૂરનું ચિહ્ન આ બંને રાજાઓના મધ્યદેશ માટેના સિક્કાઓ પર પસંદ કરાયું છે.

સ્કન્દગુપ્ત-ક્રમાદિત્યના રાજ્યનો જ્ઞાત સમય ગુ. સં. ૧૪૮(ઈ.સ. ૪૬૭-૬૮) સુધીનો છે. વિષમ સંજોગોમાંય સામ્રાજ્યને સુરક્ષિત રાખવામાં સ્કન્દગુપ્તે સિદ્ધિ મેળવી. એના અનુગામીઓની અપેક્ષાએ એ ગુપ્તવંશનો છેલ્લો પ્રતાપી રાજાધિરાજ ગણાય છે. એના મૃત્યુ પછી ગુપ્ત સામ્રાજ્યની પડતી શરૂ થઈ.

### સ્કન્દગુપ્તના ઉત્તરાધિકારીઓ

સ્કન્દગુપ્તના ઉત્તરાધિકારીઓનો ક્રમ, સંબંધ અને સમય અટપટો હોઈ તેના નિશ્ચિત અંકોડા બંધ બેસાડવા મુશ્કેલ છે.

### પૂરુગુપ્ત

સ્કંદગુપ્ત પછી પૂરુગુપ્ત ગાદીએ આવ્યો. એના કોઈ સિક્કા મળ્યા નથી,[2] આથી એણે બહુ થોડો વખત રાજ્ય ભોગવ્યું લાગે છે. એની રાણીનું નામ વત્સદેવી (કે ચન્દ્રદેવી) હતું. એને બુધગુપ્ત, વૈન્યગુપ્ત અને નરસિંહગુપ્ત નામે ત્રણ પુત્ર હતા.

---

૧. ક્રમ, વિક્રમ અને પરાક્રમ એ ત્રણેય શબ્દ સમાન અર્થ ધરાવે છે.

૨. અગાઉ કેટલાક સિક્કા પુરગુપ્ત(પૂરુગુપ્ત)ના હોવાનું ધારવામાં આવેલું, પરંતુ ખરેખર એ બુધગુપ્તના હોવાનું માલૂમ પડ્યું છે.

### કુમારગુપ્ત ૨ જો

સ્કંદગુપ્ત (ગુ.સં. ૧૩૬–૧૪૮) અને બુધગુપ્ત(ગુ.સં. ૧૫૭–૧૭૫)ની વચ્ચે કુમારગુપ્ત ૨ જો નામે રાજા થયો; સારનાથનો ગુ.સં ૧૫૪(ઈ.સ. ૪૭૩)નો બુદ્ધપ્રતિમાલેખ એના સમયનો છે. ગુપ્તવંશ સાથેનો એનો ચોક્કસ સંબંધ નક્કી કરી શકાયો નથી.

ગુ. સં. ૧૫૪( ઈ. સ. ૪૭૩ )માં અભયમિત્ર નામે ભિક્ષુએ ભગવાન બુદ્ધની પ્રતિમા કરાવી ત્યારે એ પાષાણ-પ્રતિમા પર એને લગતો લેખ કોતરાવ્યો, તેમાં તે સમયે કુમારગુપ્તનું રાજ્ય ચાલતું હોવાનું જણાવ્યું છે. સારનાથની બૌદ્ધ પાષાણ-પ્રતિમા પરના આ લેખમાં જણાવેલો કુમારગુપ્ત અને ભિટારી મુદ્રામાં જણાવેલો કુમારગુપ્ત ૨ જો ભિન્ન લાગે છે.

આ રાજાના અનેક સુવર્ણસિક્કા મળ્યા છે. એમાં એનું 'ક્રમાદિત્ય' એવું અપરનામ આપેલું છે, જે સ્કન્દગુપ્તના અપરનામની યાદ આપે છે. આ સિક્કા ધનુર્ધારી પ્રકારના જ છે, પરંતુ એના બે ઉપ-પ્રકાર જોવા મળે છે. પહેલો પ્રકાર શુદ્ધ સોનાનો છે, જ્યારે બીજો પ્રકાર મિશ્રિત ધાતુનો છે.

સારનાથની બૌદ્ધ પ્રતિમાઓ પરના લેખોમાં ગુ.સં. ૧૫૪માં કુમારગુપ્તના અને ગુ.સં. ૧૫૭માં બુધગુપ્તના રાજ્યનો નિર્દેશ આવે છે એ પરથી કુમારગુપ્તે ઘણું ટૂંકું રાજ્ય ભોગવ્યું જણાય છે.

### બુધગુપ્ત

બુધગુપ્ત, મહારાજાધિરાજ પૂરુગુપ્ત અને મહાદેવી ચન્દ્રદેવીનો પુત્ર હતો. એના સમયના અનેક અભિલેખ ઉપલબ્ધ છે.

બુધગુપ્તના સમયના શિલાલેખ ગુ. સં. ૧૫૭(ઈ.સ. ૪૭૬)થી ગુ. સં. ૧૬૫(ઈ. સ. ૪૮૮) સુધીના મળ્યા છે. એના ચાંદીના સિક્કાઓ પર વર્ષ ૧૭૫(ઈ. સ. ૪૯૪–૯૫) આપેલું છે. આ પરથી બુધગુપ્તે વીસ-પચીસ વર્ષ જેટલું રાજ્ય ભોગવ્યું જણાય છે.

ગુ. સં. ૧૫૭ ઈ.સ. ૪૭૬)માં બૌદ્ધ ભિક્ષુ અભયમિત્રે સારનાથમાં બીજી બૌદ્ધ પ્રતિમા કરાવી ત્યારે બુધગુપ્તનું શાસન પ્રવર્તતું હતું. ઉત્તર બંગાળમાં આવેલ પુણ્ડ્રવર્ધન ભુક્તિ પર પણ એની સત્તા પ્રવર્તતી હતી એવું એના રાજ્યકાલનાં બે તામ્રશાસનો[1] પરથી જાણવા મળે છે. એમાં એને પરમભટ્ટારક

1. એમાંના એકની મિતિ ગુ.સં. ૧૬૩(ઈ.સ. ૪૮૨)ની છે; બીજાની મિતિમાં વર્ષની સંખ્યા અવાચ્ય છે.

મહારાજાધિરાજ કહેલો છે. ગુ. સં. ૧૬૫(ઈ.સ. ૪૮૪)ના એરણ(મધ્ય પ્રદેશ) શિલાસ્તંભ લેખમાં બુધગુપ્તના સામ્રાજ્યમાં યમુના અને નર્મદાની વચ્ચે આવેલા પ્રદેશમાં સુરશ્મિચંદ્ર નામે રાજાનું શાસન હોવાનું અને એની અંદર આવેલા એ સ્થાને મહારાજ માતૃવિષ્ણુ અને એના અનુજ ધન્યવિષ્ણુએ ભગવાન વિષ્ણુનો ધ્વજસ્તંભ ઊભો કરાવ્યો હોવાનું જણાવેલું છે. આમ આ અભિલેખો પરથી મહારાજાધિરાજ બુધગુપ્તનું શાસન પશ્ચિમમાં સારનાથ(કાશી), પૂર્વમાં પુણ્ડ્રવર્ધન(બંગાળ) અને દક્ષિણમાં છેક નર્મદા નદી પર્યંત પ્રવર્તતું હોવાનું સ્પષ્ટ થાય છે.

બુધગુપ્તના સુવર્ણસિક્કા ધનુર્ધારી પ્રકારના છે. એના પૃષ્ઠભાગ પર 'શ્રી વિક્રમ' લખેલું છે જે એનું અપરનામ હોવાનું માલૂમ પડે છે. આ બિરુદ ચંદ્રગુપ્ત રજાના અપરનામની યાદ આપે છે. સ્કંદગુપ્તના અનુંગામીઓમાં બુધગુપ્ત સહુથી વધુ પ્રતાપી હોઈ એનું આ અપરનામ ઘણે અંશે સાર્થક ગણાય. એણે સોનાના સિક્કા ઉપરાંત ચાંદીના સિક્કા પણ પડાવ્યા છે, પરંતુ એ કેવળ મધ્યદેશ માટેના છે, પશ્ચિમ ભારત માટે નહિ. આ સિક્કા કુમારગુપ્ત ૧લા અને સ્કંદગુપ્તના એ પ્રકારના સિક્કાઓની જેમ મયૂરચિહ્નથી અંકિત છે ને એમાં વર્ષ પણ આપેલું હોય છે. સ્કંદગુપ્તના મૃત્યુ પછી ચાંદીના સિક્કા પડાતા બંધ થયેલા, તે બુધગુપ્તે ચાલુ કર્યા લાગે છે.

આમ મહારાજાધિરાજ બુધગુપ્તે ગુપ્ત સામ્રાજ્યની જાહોજલાલી ઘણે અંશે પાછી આણી જણાય છે. એના રાજ્યારોહણ પહેલાંના દસકા દરમ્યાન ગુપ્ત સામ્રાજ્યના કેટલાક સીમાન્ત પ્રદેશ સ્વતંત્ર થઈ ગયા હતા, તે પણ એનું ઔપચારિક આધિપત્ય સ્વીકારતા હતા એવું માલૂમ પડે છે. સુરાષ્ટમાં મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું, પરંતુ એણે તથા એના અનુગામી ધરસેન ૧ લાએ સત્તાવાર રાજ-પદવી ધારણ કરી નહોતી. ધરસેનના ઉત્તરાધિકારી દ્રોણસિંહનો સત્તાવાર રાજ્યાભિષેક કરવામાં આવ્યો ને એ રાજ્યાભિષેકને પરમસ્વામીએ અર્થાત્ ગુપ્ત મહારાજાધિરાજે અનુજ્ઞા આપી. દ્રોણસિંહે 'મહારાજ' તરીકે ભૂમિદાનનું રાજશાસન ઈ. સ. ૫૦૨માં ફરમાવ્યું હોઈ આ બનાવ ઈ.સ. ૫૦૦ સુધીમાં બન્યો હોવાનું જણાય છે. એ અનુસાર વલભીના મૈત્રક રાજા દ્રોણસિંહનો પરમસ્વામી બુધગુપ્ત હોવાનું મનાય છે. એ સીમાન્ત પ્રદેશના સ્વતંત્ર થઈ ગયેલા રાજકુલને સત્તાવાર અનુજ્ઞા આપીને બુધગુપ્તે તેનો રાજાને પોતાના સામંત બનાવવામાં અદ્ભુત રાજનીતિ દાખવી ગણાય. મૈત્રક રાજાઓ પોતાનાં શાસનોમાં ગુપ્ત રાજાધિરાજનો પોતાના પરમ-

ભટ્ટારક (પરમસ્વામી) તરીકે ઉલ્લેખ કરતા રહ્યા એ હકીકત આ દૃષ્ટિએ સૂચક ગણાય.

બુંદેલખંડમાં પરિવ્રાજક વંશના મહારાજા હસ્તી પણ પરમભટ્ટારકનો સામાન્ય નિર્દેશ કરી પોતાના નામનાં દાનશાસન ફરમાવતો. આવાં બીજાં પણ અનેક રાજ્યોએ ધીમે ધીમે પોતાની સ્વતંત્રતા જમાવી હતી. દક્ષિણમાં વાકાટક નરેશ નરેન્દ્રસેને કોસલ, મેકલ અને માલવ પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યું. આમ પાંચમી સદીના અંતભાગમાં ગુપ્ત સામ્રાજ્ય કેટલાંક રાજ્યો પર સીધું આધિપત્ય ધરાવતું, જ્યારે બીજાં કેટલાંક રાજ્ય તેના આધિપત્યનો માત્ર ઔપચારિક નિર્દેશ કરતાં.

## વૈન્યગુપ્ત–દ્વાદશાદિત્ય

ગુપ્તવંશના અભિલેખોમાં તે પછી વૈન્યગુપ્તનો ગુ. સં. ૧૮૮ (ઈ.સ. ૫૦૭)નો તામ્રપત્ર–લેખ આવે છે. એમાં એને 'મહારાજ' કહ્યો છે, પરંતુ એ મહાસામન્ત અને મહારાજાઓનો ઉપરી હોઈ વસ્તુતઃ મહારાજાધિરાજ હતો. નાલંદાની એક મુદ્રામાં એને 'મહારાજધિરાજ' તરીકે જ જણાવેલો છે; ને એમાં એને સ્પષ્ટતઃ પૂરુગુપ્તનો પુત્ર કહ્યો છે. એણે દાનમાં આપેલ ભૂમિ દક્ષિણ બંગાળમાં આવેલી હતી. એના ધનુર્ધારી પ્રકારના સુવર્ણસિક્કા મળે છે. એમાં એનું અપરનામ 'દ્વાદશાદિત્ય' આપેલું છે.

યુઅન શ્વાંગના જીવનચરિત અનુસાર બુધગુપ્ત પછી તથાગતગુપ્ત ગાદીએ આવ્યો હતો. અભિલેખોમાં એવું કોઈ નામ દેખા દેતું નથી. આથી તથાગતગુપ્ત એ વૈન્યગુપ્ત હોવા સંભવે છે. કેટલાક વૈન્યગુપ્તને માત્ર બંગાળનો રાજા માને છે, પરંતુ એ મહારાજાધિરાજ હોઈ ગુપ્તકુલના મુખ્ય રાજવંશમાં થયો જણાય છે.

## નરસિંહગુપ્ત–બાલાદિત્ય

એ પછી પૂરુગુપ્તનો નાનો પુત્ર નરસિંહગુપ્ત ગાદીએ આવ્યો. એના ધનુર્ધારી પ્રકારના સુવર્ણસિક્કા મળે છે. એના પૃષ્ઠભાગ પર લખેલું 'બાલાદિત્ય' નામ એનું અપરનામ દર્શાવે છે.

યુઅન શ્વાંગના જીવનચરિતમાં તથાગતગુપ્તનો ઉત્તરાધિકારી બાલાદિત્ય હોવાનું જણાવેલું છે.

એરણ( જિલ્લો સાગર, મધ્યપ્રદેશ )માંથી જેમ બુધગુપ્તનો ગુ. સં. ૧૬૫( ઈ.સ. ૪૮૪)નો સ્તંભલેખ મળ્યો છે તેમ ભાનુગુપ્તનો ગુ. સં. ૧૯૧ ( ઈ.સ. ૫૧૦ )નો સ્તંભલેખ મળ્યો છે. આ લેખમાં જણાવ્યું છે કે પાર્થ (અર્જુન) સમાન શૂરવીર ભાનુગુપ્તની[1] સાથે આવી તેના સહાયક તરીકે યુદ્ધ કરતાં ગોપરાજ નામે રાજા વીરગતિ પામ્યો ને એની પાછળ એની પત્ની સતી થઈ. આ યુદ્ધ કોની સાથે થયું હતું તેની માહિતી આપી નથી. પરંતુ એરણની વરાહ-પ્રતિમા પરના લેખમાં ત્યાં મહારાજાધિરાજ તોરમાણનું શાસન પ્રવર્તતું હોવાનું જણાવેલું છે. વળી એમાં મહારાજ માતૃવિષ્ણુ, જે ત્યારે દેવલોક પામેલા હતા, તેના અનુજ ધન્યવિષ્ણુએ એ વરાહમૂર્તિનો શિલા-પ્રાસાદ બંધાવ્યો હોવાનું જણાવ્યું છે. ગુ. સં. ૧૬૫ના લેખમાં જણાવેલ ધ્વજસ્તંભ કરાવતી વખતે માતૃવિષ્ણુ પણ હયાત હતા, તેથી આ વરાહમૂર્તિવાળો લેખ ઈ. સ. ૫૦૦ની આસપાસનો હોવો જોઈએ. આ લેખ તોરમાણના રાજ્યકાલના પ્રથમ વર્ષનો હોઈ, આ પ્રદેશમાં તોરમાણનું શાસન તાજું સ્થપાયું જણાય છે. તોરમાણ હૂણોનો સરદાર હતો; અને મધ્યપ્રદેશમાં હૂણોએ પોતાની સત્તા સ્થાપી ત્યાં ઓછામાં ઓછું સોળેક વર્ષ સુધી પોતાનું શાસન પ્રવર્તાવ્યું હતું. આ પરથી ગોપરાજના મૃત્યુને લગતા સ્તંભલેખમાં જણાવેલું યુદ્ધ હૂણોના આક્રમણ સાથે સંકળાયેલું હોવાનું ફલિત થાય છે. એ યુદ્ધમાં હૂણોનો વિજય થયો હોવાનું અને ત્યાં તેમના અધિપતિ તોરમાણનું તથા તેના પછી તેના પુત્ર મિહિરકુલનું શાસન પ્રવર્ત્યું હોવાનું માલૂમ પડે છે. તોરમાણનો ૧ લા વર્ષનો અને મિહિર-કુલનો ૧૫ મા વર્ષનો લેખ મળ્યો છે. હૂણોનું રાજ્ય અહીં ઈ. સ. ૫૧૦માં સ્થપાયું હોય, તો તે ઓછામાં ઓછું ઈ.સ. ૫૨૬ સુધી ચાલુ રહ્યું.

પાંચમી સદીના અંતભાગમાં હૂણોએ બલ્ખની આસપાસ પોતાનું વિશાળ રાજ્ય જમાવ્યું હતું. સ્કંદગુપ્ત ક્રમાદિત્યે ત્યારે તેમના આક્રમણને ખાળી રાખ્યું હતું; પરંતુ બુધગુપ્તના મૃત્યુ પછી હૂણ સરદાર તોરમાણે ગંધાર પ્રદેશ ઓળંગીને રાજસ્થાન અને મધ્યપ્રદેશ પર્યંત પોતાની સત્તા પ્રસારી. આ હૂણ રાજ્યનું વડું મથક પ્રાયઃ શાકલ(શિયાલકોટ)માં હતું. મિહિરકુલ શંભુ સિવાય કોઈને મસ્તક નમાવતો નહિ ને એનું શાસન હિમગિરિ પર્યંત પ્રવર્તતું. ગુપ્ત રાજા બાલાદિત્ય પાસેથી પણ તે ખંડણી લેતો; પરંતુ એનું આ પ્રબળ શાસન ઝાઝો વખત ટક્યું નહિ.

---

૧. ભાનુગુપ્ત ગુપ્તવંશ સાથે શો સંબંધ ધરાવતો એ જાણવા મળ્યું નથી. કદાચ એ નરસિંહગુપ્તનો પુત્ર હોય એવી અટકળ કરાઈ છે.

દશપુર(મંદસોર)માં યશોધર્મા નામે પ્રતાપી રાજા હતો. તેણે એ મિહિરકુલને નમાવ્યો અને ગુપ્ત રાજાઓ તથા હૂણ રાજાઓ કરતાંય વધારે વિશાળ શાસન પ્રવર્તાવવા માંડ્યું.

મિહિરકુલ બૌદ્ધધર્મના અનુયાયીઓને રંજાડવા લાગ્યો હતો. આથી મગધપતિ બાલાદિત્યે તેને ખંડણી આપવા ના પાડી. મિહિરકુલે એના રાજ્ય પર આક્રમણ કર્યું બાલાદિત્ય સૈન્ય સાથે એક ટાપુમાં જઈ ભરાયો. મિહિરકુલ થોડા સૈનિકો લઈ એ ટાપુમાં ઊતર્યો. ત્યાં બાલાદિત્યની સેનાએ એને ઘેરી લઈ કેદ કર્યો. બાલાદિત્ય તેને દેહાંતદંડ દેવા માગતો હતો, પરંતુ તેની માતાની વિનવણીને લઈને એણે એને મુક્ત કર્યો. ત્યાંથી એ કાશ્મીર ગયો ને ત્યાંનો રાજા થયો.

આમ નરસિંહગુપ્ત બાલાદિત્યે શરૂઆતમાં પરાજય વડે ઝાંખી પડેલી પોતાની કીર્તિને છેવટે પોતાના આ યશસ્વી પરાક્રમ વડે પુનઃ પ્રકાશિત કરી ગણાય. મિહિરકુલે ઓછામાં ઓછું ઈ. સ. ૫૨૬ સુધી રાજ્ય કર્યું હતું અને યશોધર્માનો આ લેખ મિતિ વિનાનો છે, પરંતુ એક બીજો લેખ સં. ૫૮૯(ઈ. સ. ૫૩૨)નો છે એ પરથી મિહિરકુલનો પરાભવ ઈ. સ. ૫૩૦ના અરસામાં થયો હોવાનું માલૂમ પડે છે.

આ રાજાએ નાલંદામાં એક બૌદ્ધ સંઘારામ (વિહાર) બંધાવ્યો હતો. એની રાણીનું નામ મિત્રદેવી હતું.

### કુમારગુપ્ત ૩ જો

નરસિંહગુપ્ત પછી એનો પુત્ર કુમારગુપ્ત ૩ જો ગાદીએ આવ્યો. એનું અપરનામ પણ 'ક્રમાદિત્ય' હતું એવું એના સિક્કાઓ પરથી માલૂમ પડે છે. એના સિક્કા મોટી સંખ્યામાં મળ્યા છે.

### વિષ્ણુગુપ્ત

કુમારગુપ્ત ૩ જાનો રાજવારસો એના પુત્ર વિષ્ણુગુપ્તને પ્રાપ્ત થયો. નાલંદા મુદ્રામાં એની માતાનું નામ આવ્યું છે, પરંતુ એ પૂરું વંચાતું નથી. એના સિક્કાઓ પર એને 'ચન્દ્રાદિત્ય' પણ કહ્યો છે. ઉત્તર બંગાળને લગતું તામ્રપત્ર મહારાજાધિરાજ વિષ્ણુગુપ્તનું લાગે છે. એ ગુ. સં. ૨૨૪(ઈ.સ. ૫૪૩)નું છે. વિષ્ણુગુપ્તના સિક્કા પણ ધનુર્ધારી પ્રકારના જ છે. નાલંદામાં વિષ્ણુગુપ્તની રાજમુદ્રા મળી છે.

## અન્ય રાજાઓ

ચંદ્રગુપ્ત–વિક્રમાદિત્યના નામવાળા ઉત્તરકાલીન સિક્કા ચંદ્રગુપ્ત ૩ જાના ગણાય છે. એ બુધગુપ્તની પછીના અને વૈન્યગુપ્તની પહેલાંના છે. ચંદ્રગુપ્ત ૩ જો તેઓનો શો સગો થતો એ જાણવા મળતું નથી.

'પ્રકાશાદિત્ય' એવું અપર નામ ધરાવતા ગુપ્ત સમ્રાટના સુવર્ણસિક્કા મળ્યા છે, પરંતુ એમાં એનું મૂળ નામ અવાચ્ય છે. એ સિક્કા બુધગુપ્તની પછીના અને નરસિંહગુપ્તની પહેલાંના કોઈ રાજાના લાગે છે.

સમુદ્રગુપ્ત નામે રાજાનો ઉત્તરકાલીન સિક્કો મળ્યો છે, તે સમુદ્રગુપ્ત ૨ જાનો લાગે છે. એ રાજા સ્કંદગુપ્ત અને વૈન્યગુપ્ત વચ્ચે થયો લાગે છે, પરંતુ એનો ગુપ્તવંશ સાથેનો ચોક્કસ સંબંધ જાણવા મળતો નથી.

યુઅન શ્વાંગ બાલાદિત્યનો ઉત્તરાધિકારી વજ્ર હોવાનું જણાવે છે, જ્યારે 'આર્યમંજુશ્રીમૂલકલ્પ' ગ્રંથ અનુસાર બાલ (બાલાદિત્ય) પછી કુમાર (કુમાર-ગુપ્ત), એ પછી વ (વિષ્ણુગુપ્ત) અને એ પછી દેવ (દેવગુપ્ત), ચંદ્ર અને દ્વાદશ ગાદીએ આવેલા. આમ ગુપ્ત સમ્રાટોની વંશાવલિમાં હજી કેટલીક અસ્પષ્ટતાઓ રહેલી છે.

ગમે તેમ હો, એટલું નિશ્ચિત છે કે સ્કંદગુપ્ત ક્રમાદિત્યના મૃત્યુ પછી ગુપ્ત સામ્રાજ્યની પડતી શરૂ થઈ હતી તે બાલાદિત્યના મૃત્યુ પછી લગભગ પૂરી થઈ. ગુપ્તોનું સીમિત પ્રાદેશિક રાજ્ય ઈ. સ. ૫૩૦ પછી લગભગ બસો વર્ષ લગી ચાલુ રહ્યું. પરંતુ ગુપ્તોના સામ્રાજ્યનું તો વિલોપન થઈ ગયું. આમ ગુપ્તોનું સામ્રાજ્ય લગભગ બે શતક પ્રવર્ત્યું ગણાય.

સ્કંદગુપ્તના સમય પછી ગુપ્તવંશમાં સમુદ્રગુપ્ત પરાક્રમાંક, ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય, કુમારગુપ્ત મહેન્દ્રાદિત્ય અને સ્કંદગુપ્ત ક્રમાદિત્ય જેવા પ્રતાપી અને પ્રબળ રાજાઓ ભાગ્યે જ થયા. રાજગાદીના વારસદારોમાં પણ ભારે વિખવાદ રહ્યા કર્યો ને કદાચ એક સંગઠિત સર્વોપરી સત્તાને સ્થાને અનેક અવાંતર સત્તાઓ પ્રવર્તવા લાગી. આ સ્થિતિમાં મગધના સામ્રાજ્યના વારસદારો દૂરના અનેક પ્રાંતો પરનું શાસન ગુમાવતા ગયા. એવામાં વળી પંજાબ તરફથી લડાયક હૂણ લોકોના હુમલા થયા ને એમણે છેક મધ્યપ્રદેશ સુધી પોતાનું શાસન પ્રસારી ગુપ્ત સામ્રાજ્યના પાયા હચમચાવી દીધા. યશોધર્મા જેવા પ્રતાપી રાજવીના અભ્યુદયે પણ ગુપ્ત સામ્રાજ્યની પ્રતિષ્ઠાને ઝાંખી પાડી. આમ આંતરિક તથા બાહ્ય પ્રકારનાં અનેક કારણોને લઈને ગુપ્ત સામ્રાજ્યની સત્તા તથા જાહોજલાલી ઉત્તરોત્તર ઘટતી રહી ને છઠ્ઠી સદીના પૂર્વાર્ધ દરમ્યાન એ સામ્રાજ્ય સ્પષ્ટતઃ એક પ્રાદેશિક રાજ્યમાં સીમિત થઈ ગયું.

## સમકાલીન રાજ્યો

ગુપ્ત રાજવીઓના શાસનકાલ દરમ્યાન ઉત્તર ભારતમાં કુષાણો અને શકોની જૂની વિદેશી સત્તાઓનો અંત આવ્યો અને હૂણોની સત્તા ગંધારમાં સ્થપાઈ મધ્ય ભારતમાં પ્રસરી ને પાછી થોડા જ વખતમાં વાયવ્ય ભારતમાં સીમિત થઈ. ઉત્તર ભારતમાં તેમ જ દક્ષિણ ભારતમાં અનેક સ્થાનિક સત્તાઓ પ્રવર્તી, જે ઓછેવત્તે અંશે ગુપ્ત સામ્રાજ્યના શાસનને કે પ્રભાવને અંગીકાર કરતી.

### (૧) ગંધારના કુષાણો

કણિષ્કના વંશની સત્તા ઈ. સ. ૨૪૦ ના અરસામાં અસ્ત પામી, પછી કુષાણોની સત્તા ગંધાર પ્રદેશમાં ચાલુ રહી હતી. ત્રીજી સદીના પૂર્વાર્ધમાં ઈરાનમાં સાસાની વંશની સત્તા પ્રબળ રીતે પ્રસરી ને સાસાની સમ્રાટો કુષાણોના ષાહાનુષાહિ (શહેનશાહ) ગણાવા લાગ્યા. સમય જતાં બલ્ખ અને (પશ્ચિમ) પંજાબમાં તેમની સત્તા લુપ્ત થઈ, પરંતુ કાબુલ પ્રદેશમાં એ લાંબા વખત લગી ચાલુ રહી. કિદાર નામે કુષાણ રાજાએ પોતાની સત્તાને પ્રબળ બનાવી; ઈરાનના સાસાની રાજાને પણ એનો ડર લાગતો. સમુદ્રગુપ્તે આ ષાહાનુષાહિ પર પોતાનો પ્રભાવ પાડચો જણાય છે. કિદારના અનુગામીઓ સાસાની શહેનશાહોના આધિપત્ય નીચે મુકાયા. પાંચમી સદીના મધ્યભાગોમાં હૂણોએ ગંધાર દેશમાં પોતાની સત્તા જમાવી ને ત્યાં કુષાણોની રહીસહી સત્તાનો અંત આવ્યો.

### (૨) પશ્ચિમ ભારતના શકો

પશ્ચિમ ભારતમાં, ખાસ કરીને માળવા અને ગુજરાતમાં, કાર્દમક કુલના ક્ષત્રપ રાજાઓની સત્તા પ્રવર્તતી હતી. ચાષ્ટન વંશની એ સત્તા ઈ. સ. ૩૦૪ માં અસ્ત પામી લાગે છે. તે પછી ત્રીસેક વર્ષ લગી એક બીજા રાજકુલની સત્તા પ્રવર્તી. તે કુલના રાજાઓ માત્ર 'રાજા ક્ષત્રપ' કહેવાતા.

ઈ. સ. ૩૪૦ના અરસામાં વળી એક ત્રીજા ક્ષત્રપકુલની સત્તા શરૂ થઈ. એ કુલના રાજાઓ 'રાજા સ્વામી મહાક્ષત્રપ' કહેવાતા. ગુપ્ત રાજાધિરાજ સમુદ્રગુપ્તનો સમકાલીન શક રાજા પ્રાયઃ મહાક્ષત્રપ રુદ્રસેન ૩ જો (જેના સિક્કા ઈ.સ. ૩૪૮ થી ૩૮૦ ના મળ્યા છે) હતો. એના પછી એનો ભાણેજ સિંહસેન ગાદીએ આવ્યો.

ઈ.સ. ૩૮૫ ના અરસામાં રાજસત્તા સત્યસિંહ નામે મહાક્ષત્રપને મળી. એનો પુત્ર રુદ્રસિંહ ૩ જો એ પશ્ચિમી ક્ષત્રપોમાં છેલ્લો જ્ઞાત રાજા છે. એના સિક્કા વર્ષ ૩૨૦ (ઈ. સ. ૩૯૮ ) સુધીના મળ્યા છે. એ સમયે મગધના

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનું આધિપત્ય પ્રવર્તતું. ઈ.સ. ૪૦૧-૧૨ દરમ્યાન એણે પોતાનું શાસન માળવામાં પ્રસાર્યું જણાય છે. પશ્ચિમ ભારતના એણે જીતેલા પ્રદેશોમાં ગુજરાતનો સમાવેશ થયો ન હોતો. એ સમયે ત્યાં ક્ષત્રપ વંશની અસરવાળા શર્વ ભટ્ટારક નામે શૈવ રાજાની સત્તા પ્રવર્તતી. એના ત્રિશૂલ-ચિહ્નવાળા સિક્કા મળે છે. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે પશ્ચિમ ભારત માટે ક્ષત્રપોના ચાંદીના સિક્કા જેવા ચાંદીના સિક્કા પડાવ્યા ને એમાં ગરુડનું ચિહ્ન રખાવ્યું. કુમારગુપ્ત ૧ લાના રાજ્યમાં ગુજરાત પર પણ ગુપ્તસત્તા પ્રવર્તી.

## ગુજરાતના મૈત્રકો

ગુજરાતમાં ગુપ્ત સમ્રાટોનું આધિપત્ય સ્કંદગુપ્ત ક્રમાદિત્યના સમય (ઈ. સ. ૪૫૫-૪૬૭) સુધી ચાલુ રહ્યું. એ પછી થોડા જ વખતમાં મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે વલભીપુરમાં પોતાની રાજસત્તા સ્થાપી. વલભીપુર સુરાષ્ટ્રના પૂર્વ ભાગમાં સમુદ્રતટ પર આવેલું પ્રાચીન નગર હતું. ભટાર્ક પરમ માહેશ્વર (શિવ) હતો ને સંભવતઃ શર્વ ભટ્ટારકનો વંશજ હતો. એની રાજમુદ્રા શિવના વાહન વૃષભના ચિહ્નથી અંકિત હતી (આકૃતિ ૨૩).



૨૩. ભટાર્કની રાજમુદ્રા

સેનાપતિ ભટાર્કે તેમ જ તેના અનુગામી ધરસેન ૧ લાએ પરંપરાગત સ્વામીની (અર્થાત્ ગુપ્ત રાજાધિરાજની) આમાન્યા રાખી સત્તાવાર રાજપદવી ધારણ કરી નહિ, પરંતુ ત્રીજા રાજા દ્રોણસિંહના રાજ્યારોહણ પ્રસંગે તે સમયના પરમ સ્વામીએ અર્થાત્ મહારાજાધિરાજ બુધગુપ્તે એના રાજ્યાભિષેકને અનુમતિ આપતાં દ્રોણસિંહના સમયથી સત્તાવાર રાજ-પદવી ધારણ કરવામાં આવી (લગભગ ઈ.સ. ૫૦૦). મૈત્રક મહારાજાઓ પોતાનાં રાજશાસનોમાં પરમભટ્ટારક(પરમ સ્વામી)નો ઔપચારિક નિર્દેશ કરતા ને પોતાને તેમના મહાસામંત તરીકે ગણાવતા. દ્રોણસિંહના અનુગામી ધ્રુવસેન ૧ લાએ લગભગ ઈ.સ. ૫૨૦ થી ૫૫૦ સુધી રાજ્ય કર્યું. એ પરમ ભાગવત હતો. એણે અનેક ભૂમિદાન દીધાં છે. એની ભાણેજી દુડ્ડાએ વલભીમાં બૌદ્ધ ભિક્ષુઓ માટે એક મહાવિહાર બંધાવ્યો. મૈત્રક રાજાઓ લગભગ સમસ્ત ગુજરાત પર સત્તા ધરાવતા.

## હૂણ રાજ્ય

ભારતમાં બાહ્લિક યવનો, શક-પહ્લવો અને કુષાણોનું આગમન થયું તેને લગતી હિલચાલોના મૂળમાં હૂણ/લોકોએ ઈ. પૂ. ૨ જી સદીમાં યૂચી લોકોને વાયવ્ય ચીન પાસેથી હાંકી કાઢ્યા તે કારણ રહેલું હતું. આગળ જતાં એ હૂણ લોકો પોતે પણ પશ્ચિમ તરફ ખસવા લાગ્યા. એમના બે ફાંટા પડ્યા. એક શાખાએ યુરોપના દેશો પર આક્રમણ કરી ત્યાં કેર વર્તાવ્યો. એ 'કાળા હૂણ' કહેવાય છે. બીજી શાખા દક્ષિણ તરફ વળી. એણે ઈરાનમાં પોતાની સત્તા જમાવવા માંડી. એ 'સફેદ હૂણ' કહેવાય છે. પાંચમી સદીમાં તેમણે ત્યાંના સાસાની સામ્રાજ્યના પાયા હચમચાવી દીધા તેમ જ હિંદુકુશ ઓળંગી ભારત પર પણ આક્રમણ કરવા માંડયું. સ્કંદગુપ્તે તેમની સત્તાને ગંધાર દેશમાં સીમિત રાખી. પાંચમી સદીના અંતભાગમાં ઈરાનમાં હૂણોનું સામ્રાજ્ય પ્રવર્ત્યું, જેની રાજધાની બલ્ખમાં રહી.

ગુપ્ત સામ્રાજ્યની શક્તિનો હ્રાસ થતાં, હૂણોએ તોરમાણ નામે રાજાના નેતૃત્વ નીચે મધ્ય પ્રદેશ તરફ વિજયકૂચ કરી અને ત્યાં પોતાની સત્તા પ્રસારી. એરણ(જિ. સાગર)માંની એક વરાહમૂર્તિ પર સ્વર્ગસ્થ મહારાજ માતૃવિષ્ણુના અનુજ ધન્યવિષ્ણુનો લેખ કોતરેલો છે તેમાં મહારાજાધિરાજ તોરમાણના રાજ્યના વર્ષ ૧ નો ઉલ્લેખ કરેલો છે. એમાં જણાવેલ મહારાજ માતૃવિષ્ણુ બુધગુપ્તના સમયમાં ઈ.સ. ૪૮૪માં હયાત હતા, તે પરથી વરાહમૂર્તિને લગતો લેખ ઈ.સ. ૫૦૦ના અરસાનો ગણાય. એરણના સ્તંભલેખમાં ભાનુગુપ્તની સાથે રહી સમરાંગણમાં લઢતાં ગોપરાજનું મૃત્યુ ગુ. સં. ૧૯૧(ઈ.સ ૫૧૦)માં થયું હોવાનો ઉલ્લેખ આવે છે, એ પરથી તોરમાણની સત્તા આ પ્રદેશમાં ઈ. સ. ૫૧૦માં સ્થપાઈ હોવાનું સૂચિત થાય છે તોરમાણના સિક્કા વિદેશી ઢબના છે ને એનું ચલણ ઉત્તર પ્રદેશ, રાજસ્થાન. પંજાબ અને કાશ્મીરમાં હતું. તોરમાણ પ્રાયઃ ગંધારના હૂણો સાથે સંબંધ ધરાવતો હતો. કુવલયમાલા (૮મી સદી) અનુસાર તોરમાણ જૈનધર્મનો અનુયાયી થઈ ચિનાબ નદી પર આવેલ પવૈયા ગામમાં રહેતો હતો. તેણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું એ જાણવા મળતું નથી પરંતુ એનો રાજ્યકાલ ઘણો ટૂંકો હોવા સંભવે છે.

તોરમાણ પછી તેનો પુત્ર મિહિરકુલ ગાદીએ આવ્યો (લગભગ ઈ.સ ૫૧૫). એની રાજધાની શાકલ(શિયાલકોટ)માં હતી, એ કાશ્મીર તથા ગંધાર પર સત્તા ધરાવતો હતો. શરૂઆતમાં એનું શાસન સિંધુની પશ્ચિમે પ્રવર્તતું, પરંતુ આગળ જતાં તેણે પૂર્વના પ્રદેશો પર પોતાની આણ પ્રસારી. ગ્વાલિયરમાં એના રાજ્ય-

કાલના ૧૫ મા વર્ષનો શિલાલેખ છે. તેમાં તેને પશુપતિનો ઉપાસક જણાવ્યો છે. યશોધર્માના સ્તંભલેખમાં પણ મિહિરકુલ શિવ સિવાય કોઈને નમતો નહિ તેવો ઉલ્લેખ આવે છે.

મિહિરકુલે સમસ્ત ભારત પર શાસન પ્રવર્તાવ્યું એવો ઉલ્લેખ આવે છે તેમાં અતિશયોક્તિ હોવા સંભવે છે, પરંતુ એ પરથી એણે પોતાની સત્તા ભારતના ઘણા પ્રદેશો પર પ્રવર્તાવી હોવાનું સૂચિત થાય છે. મગધના ગુપ્ત રાજ્ય પર પણ એણે પોતાનું આધિપત્ય પ્રવર્તાવેલું. યશોધર્માના મંદસોર સ્તંભલેખ પરથી માલૂમ પડે છે કે એ પ્રતાપી રાજાએ ગર્વિષ્ઠ મિહિરકુલને વશ કર્યો ને જ્યાં હૂણ રાજાઓ આણ વર્તાવી ન શક્યા તેવા પ્રદેશોમાં પોતાનું શાસન પ્રવર્તાવ્યું. આ સ્તંભલેખ મિતિ વિનાનો છે, પરંતુ મંદસોરમાં મળેલો એ રાજાનો શિલાલેખ ઈ.સ. ૫૩૨ નો હોઈ, યશોધર્માએ કરેલો મિહિરકુલનો પરાભવ ઈ.સ. ૫૩૦ ના અરસામાં બન્યો હોવા સંભવે છે.

મિહિરકુલ શરૂઆતમાં બૌદ્ધધર્મ તરફ અનુરાગ ધરાવતો, પરંતુ આગળ જતાં એ બૌદ્ધધર્મનો પ્રખર વિરોધી બની એ ધર્મના અનુયાયીઓ પર ઘણો અત્યાચાર કરવા લાગ્યો. મગધપતિ બાલાદિત્યે એના આ અત્યાચારની ખબર જાણી પોતાના રાજ્યની સીમાઓને સુરક્ષિત કરી દીધી અને એને કર આપવાની ના પાડી. મિહિરકુલે એના રાજ્ય પર આક્રમણ કર્યું. બાલાદિત્ય પોતાની સેના સાથે એક દ્વીપમાં ભરાયો. પોતાની સેનાનો મોટો ભાગ પોતાના નાના ભાઈને સોંપી, મિહિરકુલ થોડા સૈનિકો સાથે હોડીઓ વાટે એ દ્વીપમાં પહોંચ્યો. એક સાંકડા ઘાટમાં બાલાદિત્યના સૈનિકોએ એને ઘેરી લીધો ને કેદ કર્યો. બાલાદિત્યે મિહિરકુલનો વધ કરવાનું નક્કી કર્યું, પરંતુ પોતાની માતાની વિનવણીને લઈને એને મુક્ત કર્યો.

પાછા ફરતાં મિહિરકુલને માલૂમ પડ્યું કે એના ભાઈએ પાછા ફરી એનું સિંહાસન કબજે કરી દીધું હતું. આથી એણે કાશ્મીરમાં આશ્રય માગ્યો ને મેળવ્યો, પછી ત્યાં એણે બળવો કરી રાજાનો વધ કર્યો ને પોતે કાશ્મીરની ગાદી પર બેઠો. આગળ જતાં એણે ગંધારના રાજાને મારી નાખી, તેના કુલનો અંત આણ્યો; ત્યાંના સ્તૂપો તથા સંઘાલયો(વિહારો)નો નાશ કર્યો ને ત્યાંની સંપત્તિ લૂંટી તે પાછો ફર્યો. પરંતુ એક વર્ષમાં તે મૃત્યુ પામ્યો.

મિહિરકુલના પરાભવ પછી ભારતમાં હૂણોની સત્તાનો હ્રાસ થયો. ઈ. સ. ૫૬૫ ના અરસામાં ઈરાનમાં રહેલી હૂણ સત્તાનો પણ પરાભવ થયો.

### (૫) યશોધર્મા

પાંચમી સદીના પૂર્વાર્ધમાં માળવાના ઔલિકર વંશમાં નરવર્મા, વિશ્વવર્મા અને બંધુવર્મા નામે રાજાઓ થયા. એ પછી બહુ રાજાઓ થઈ ગયા. છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં યશોધર્મા નામે એક પ્રતાપી રાજા થયો, એ પણ ઔલિકર કુલનો હતો. એની યશસ્વી કારકિર્દી અને સિદ્ધિઓનું નિરૂપણ મંદસોરના શિલાલેખ તથા શિલાસ્તંભલેખમાં કરેલું છે. શિલાલેખ માલવગણ સંવત (અર્થાત્ વિક્રમ સંવત) ૫૮૯(ઈ. સ. ૫૩૨)નો છે. એમાં યશોધર્માનો વિષ્ણુવર્ધન એવા બીજા નામે પણ ઉલ્લેખ કર્યો છે ને એને જનેન્દ્ર (નરેન્દ્ર), નરાધિપતિ, રાજાધિરાજ અને પરમેશ્વર કહ્યો છે. એણે શત્રુઓ સાથે સંગ્રામ ખેલી અનેક પ્રહાર ઝીલી યશસ્વી વિજય પ્રાપ્ત કરેલા, ખાસ કરીને પૂર્વના અને ઉત્તરના રાજાઓ પર એનું આધિપત્ય પ્રવર્તતું. એણે જે પ્રદેશ ગુપ્ત સમ્રાટો કે હૂણ રાજાઓ જીતી નહિ શકેલા તે પ્રદેશો પર પોતાની સત્તા પ્રસારી હતી. એનું આધિપત્ય પૂર્વમાં લૌહિત્ય(બ્રહ્મપુત્ર), દક્ષિણમાં મહેન્દ્રગિરિ, પશ્ચિમમાં પશ્ચિમ સમુદ્ર અને ઉત્તરમાં 'હિમગિરિ સુધી પ્રવર્તતું' એવો એના સ્તંભલેખમાં દાવો કરવામાં આવ્યો છે. હૂણ નરેશ મિહિરકુલ, જે શંકર સિવાય કોઈને નમતો નહિ, તેને યશોધર્માએ પોતાને પગે પડવાની ફરજ પાડી હતી. એની આ પ્રશસ્તિમાં અતિશયોક્તિ હોવા સંભવે છે, છતાં એ મધ્ય ભારતનો પ્રતાપી રાજાધિરાજ હતો, એણે હૂણ રાજા મિહિરકુલને હરાવ્યો હતો ને ગુપ્ત સામ્રાજ્યના ભોગે ઉત્તર તથા મધ્ય ભારતમાં પોતાનું આધિપત્ય પ્રસારવામાં ઘણી સફળતા મેળવી હતી એટલું ચોક્કસ છે. પરંતુ એની એ પ્રબળ મહાસત્તા લાંબો વખત ટકી નહિ. એની સત્તાના ઉદયની જેમ એનો અસ્ત પણ કેવી રીતે થયો તે જાણવા મળતું નથી. મધ્ય ભારત અને એની આસપાસના પ્રદેશોમાં એ ધૂમકેતુની જેમ આવ્યો ને ધૂમકેતુની જેમ અદૃશ્ય થયો.

### (૬) નેપાલના લિચ્છવિઓ

નેપાલમાં ગોપાલ, આભીર અને કિરાત વંશની પછી નિમિષ નામે રાજાનો વંશ પ્રવર્ત્યો હતો. તે પછી ત્યાં લિચ્છવિ વંશની સત્તા સ્થપાઈ. વૈશાલીના લિચ્છવિઓ સંયોગાનુસાર ઉત્તરે નેપાલમાં જઈ વસ્યા લાગે છે. ત્યાં એમની સત્તા પહેલી–બીજી સદીમાં સ્થપાઈ જણાય છે. ચંદ્રગુપ્ત ૧ લાના રાજ્યાભ્યુદયમાં લિચ્છવિઓએ મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

આ લિચ્છવિ વંશમાં વૃષદેવ પરમ સૌગત(બૌદ્ધ) હતો ને એણે અનેક વિહાર બંધાવ્યા. એનો પુત્ર શંકરદેવ પરમ પાશુપત હતો; એણે પશુપતિ મંદિરને

દાન આપ્યાં ને પાટલિપુત્રમાં બ્રાહ્મણનો મઠ બંધાવ્યો. એનો પુત્ર ધર્મદેવ પણ પરમ પાશુપત હતો.

ધર્મદેવનો પુત્ર માલદેવ ઘણો પ્રતાપી હતો. એણે પોતાની માતાને સતી થવા દીધી નહિ. એણે આસપાસના સામંતોને વશ કર્યા, જેમાં મલ્લ રાજ્યનો સમાવેશ થતો. એના સમયના અભિલેખ મળ્યા છે, તે પરથી એનું રાજ્ય ઈ.સ. ૪૬૦–૫૦૦ ના સુમારમાં થયું હોવાનું મનાય છે. માનદેવે માનવિહાર નામે વિહાર તેમ જ માનગૃહ નામે પ્રાસાદ બંધાવ્યો. એના પુત્ર વસંતદેવના સમયમાં લિચ્છવિ સત્તાનો હ્રાસ થયો.

## (૭) કામરૂપના રાજાઓ

સમુદ્રગુપ્તના સમયમાં કામરૂપ(આસામ)માં પુષ્યવર્મા નામે રાજા રાજ્ય કરતો હોવાનું જણાય છે. આ વંશના રાજા પોતાને પાંડવોના સમયના નરકાસુર અને એના પુત્ર ભગદત્તના વંશજ ગણાવતા.

પુષ્યવર્માએ પોતાના પુત્રનું નામ 'સમુદ્રવર્મા' રાખ્યું ને સમુદ્રવર્માની પત્નીનું નામ દત્તદેવી હતું એ હકીકત ગુપ્ત રાજાધિરાજ સમુદ્રગુપ્તની પ્રબળ અસર દર્શાવે છે. આ રાજવંશના લેખોમાં પ્રયોજાતો ગુપ્ત સંવત પણ ગુપ્ત સમ્રાટોનો પ્રભાવ સૂચવે છે.

પુષ્યવર્માના સમયથી આ વંશના રાજાઓ ગુપ્ત સમ્રાટોના સામંત રહ્યા લાગે છે, પરંતુ ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં, તેઓ પોતાનું પ્રાબલ્ય જમાવવા મંડ્યા. નારાયણવર્માએ બે અશ્વમેધ યજ્ઞ કર્યા. એના પુત્ર ભૂતિવર્માએ પોતાની સત્તા આસપાસ વિસ્તારી. આ રાજા ઈ.સ. ૫૫૦ ના અરસામાં થયો.

## (૮) દખ્ખણના વાકાટકો

વાકાટકો ગુપ્ત રાજાઓના પ્રતિસ્પર્ધી હતા. વાકાટક વંશની સત્તા ઈ.સ. ૨૫૦ના અરસામાં વિન્ધ્ય પ્રદેશમાં સ્થપાઈ હતી ને પ્રવરસેન ૧ લાના સમય-(લગભગ ઈ.સ. ૨૭૫–૩૩૫)માં છેક બુંદેલખંડથી હૈદરાબાદ સુધી વિસ્તરી હતી. એણે ચાર અશ્વમેધ અને એક વાજપેય યજ્ઞ કર્યો હતો તેમ જ 'સમ્રાટ' બિરુદ ધારણ કર્યું હતું. એનો જ્યેષ્ઠ પુત્ર ગૌતમીપુત્ર એની હયાતી દરમ્યાન અકાલ અવસાન પામતાં, એના પછી એનો પૌત્ર રુદ્રસેન ગાદીએ આવ્યો.

જેમ સમુદ્રગુપ્તના સબંધમાં લિચ્છવિઓનો ખાસ ઉલ્લેખ આવે છે તેમ આ રુદ્રસેનના લેખોમાં ભારશિવોનો ખાસ નિર્દેશ કરવામાં આવે છે. આ પરથી વાકાટકોના રાજ્યાભ્યુદયમાં ભારશિવોનો ગણનાપાત્ર ફાળો રહેલો હોવાનું ફલિત

થાય છે. રુદ્રસેન ભારશિવ રાજા ભવનાગનો દૌહિત્ર હતો. ભારશિવોએ ગંગાતટે દસ અશ્વમેધ કર્યા હતા. ભારશિવો શૈવ હતા ને રુદ્રસેન પણ શૈવ હતો. સમુદ્રગુપ્તે દક્ષિણ ભારત તથા મધ્ય ભારત પર પોતાની સત્તા પ્રસારવા દંડયાત્રા કરી, ત્યારે તે તેના પૂર્વભાગમાં જ દિગ્વિજય કરી શકેલો, જ્યારે વાટાટકોની સત્તા અબાધિત રહી હતી. સમુદ્રગુપ્તના પ્રાબલ્યને લઈને રુદ્રસેન પોતાના પિતામહની જેમ વાજપેય જેવા મહાયાગ કરી 'સમ્રાટ' પદ ધારણ કરી શક્યો નહિ, પરંતુ પરાક્રમાંક સમુદ્રગુપ્તનો દિગ્વિજય વાકાટકોના મહાન રાજ્યની સીમા બહાર સીમિત રહ્યો એ એની સિદ્ધિ નાનીસૂની ન ગણાય.

રુદ્રસેન પછી એનો પુત્ર પૃથ્વીષેણ ગાદીએ આવ્યો. એ પરમ માહેશ્વર હતો. એ ધર્મરાજ જેવો ધર્મવિજયી ગણાતો. ગુપ્ત નરેશ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે પોતાની કુંવરી પ્રભાવતીગુપ્તા પૃથ્વીષેણના પુત્ર રુદ્રસેન સાથે પરણાવી વાકાટક વંશ સાથે મૈત્રી સાધી.

રુદ્રસેન ૨ જો ઈ. સ. ૩૮૫ ના અરસામાં ગાદીએ આવ્યો. એના પર શ્વસુર-કુલનો ઘણો પ્રભાવ રહેલો હતો. એ ગુપ્ત રાજાઓની જેમ પરમ ભાગવત બન્યો. એના સમયથી વાકાટક રાજાઓ ગુપ્ત રાજવીઓનું વર્ચસ સ્વીકારતા થયા. એમના અભિલેખોમાં હવે એમનો માત્ર 'મહારાજ' તરીકે ને ગુપ્ત રાજાઓનો 'મહારાજાધિરાજ' તરીકે ઉલ્લેખ થવા લાગ્યો. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને વાકાટકોના પીઠબળની અપેક્ષા રહેલી હશે; પરંતુ રુદ્રસેન ૨ જો એવામાં અકાળ અવસાન પામ્યો.

એના પુત્ર એ સમયે સગીર વયના હતા. યુવરાજ દિવાકરસેનના વાલી તરીકે રાજમાતા પ્રભાવતીગુપ્તાએ સત્તાનાં સૂત્ર સંભાળી લીધાં. એના તેરમા રાજ્યવર્ષનું તામ્રશાસન મળ્યું છે. પરંતુ એ પછી થોડા વખતમાં દિવાકરસેન અકાળ અવસાન પામ્યો ને એનો નાનો ભાઈ દામોદરસેન ગાદીએ આવ્યો. એ સગીર હતો ત્યાં સુધી સત્તાનાં સૂત્ર રાજમાતા પ્રભાવતીગુપ્તાના હાથમાં રહ્યાં. દામોદરસેનનું અપર નામ 'પ્રવરસેન' હતું. આ પ્રવરસેન ૨ જાએ અનેક ભૂમિદાન દીધાં છે. એ સાહિત્યરસિક હતો. એણે પ્રાકૃતમાં 'સેતુબંધ' નામે કાવ્ય રચ્યું છે, જેમાં તેણે રામે લંકા જવા માટે કરેલા સેતુબંધનો વિષય નિરૂપ્યો છે. તેણે પોતાના નામ પરથી પ્રવરપુર નામે નવું નગર વસાવ્યું. એના પુત્રનો વિવાહ કુંતલ રાજકન્યા સાથે થતાં વાકાટકોના અને કદમ્બોના રાજકુલ વચ્ચે સંબંધ યોજાયો. પ્રવરસેને લગભગ ત્રીસેક વર્ષ રાજ્ય કર્યું.

પ્રવરસેન પછી એનો પુત્ર નરેન્દ્રસેન ગાદીએ આવ્યો. એના સમયમાં વાકાટક રાજ્ય પર આપત્તિ આવી; પણ થોડા વખતમાં નરેન્દ્રસેન એમાં પાર ઊતર્યો.

કુન્તલદેશના કદંબ રાજ્ય સાથેનો સંબંધ એને ઉપકારક નીવડયો. એણે કોસલ, મેકલ અને માલવ પર પોતાની આણ વર્તાવી. નરેન્દ્રસેનનો પુત્ર પૃથ્વીષેણ ૨ જો એ આ વંશનો છેલ્લો નોંધપાત્ર રાજા છે. એનું રાજ્ય લગભગ ઈ.સ. ૪૮૦ માં સમાપ્ત થયું.

વાકાટક વંશની એક બીજી શાખા પ્રવરસેન ૧ લાના પુત્ર સર્વસેને વત્સ-ગુલ્મ(બાસીમ) નામે નગરમાં સ્થાપી હતી. એના પુત્ર વિંધ્યશક્તિ ૨ જાએ ચાળીસેક વર્ષો રાજ્ય કર્યું. એણે કુન્તલ નરેશને અર્થાત્ વનવાસીના કદંબ રાજાને પરાજિત કરી પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. એના પછી એનો પુત્ર પ્રવરસેન ૨ જો રાજા થયો. એનું રાજ્ય થોડાં વર્ષ ચાલ્યું લાગે છે. એના પછી એનો પુત્ર આઠ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો. એનો ઉલ્લેખ અજંટાના એક અભિ-લેખમાં આવે છે, પરંતુ એમાં એનું નામ લુપ્ત થઈ ગયું છે. એના પછી એનો પુત્ર દેવસેન રાજા થયો. એણે પોતાની રાજકાજની જવાબદારી હિસ્તભોજ નામે સમર્થ મંત્રીને સોંપી. દેવસેનનો ઉત્તરાધિકાર તેના પુત્ર હરિષેણને મળ્યો. એ ઘણો પરાક્રમી હતો. એણે કુંતલ, અવંતિ, કલિંગ, કોસલ, ત્રિકૂટ, લાટ, આંધ્ર ઇત્યાદિ અનેક પ્રદેશો પર પોતાનું વર્ચસ જમાવ્યું એવું એના સમયના અજંટા અભિલેખમાં જણાવેલું છે. એના મંત્રી વરાહદેવે અજંટાની એ ગુફા કંડારાવી હતી. હરિષેણના મૃત્યુ બાદ અર્થાત્ છઠ્ઠી સદીના આરંભ પછી આ વંશ વિશે કંઈ માહિતી મળતી નથી. એ પછી બેત્રણ દસકામાં આ રાજસત્તા અસ્ત પામી જણાય છે.

એકંદરે જોતાં દખ્ખણમાં વાટાટકોની રાજકીય કારકિર્દી ઘણી ગણના-પાત્ર ગણાય.

### (૯) ત્રૈકૂટકો

આ રાજાઓનું મૂળ વતન અપરાન્ત(ઉત્તર કોંકણ)માં આવેલ ત્રિકૂટ પર્વત હોવાનું માલૂમ પડે છે. એમની સત્તા કન્હેરી (મુંબઈ પાસે) ઉપરાંત દક્ષિણ ગુજરાત પર પ્રસરી. એમણે વિ.સં. ૩૦૫(ઈ.સ. ૨૪૮-૪૯)ના આરંભ-વાળો સંવત વાપર્યો, જે અપરાન્તના આભીરોએ શરૂ કર્યો હોવા સંભવે છે.

ઇન્દ્રદત્ત વિશે વિશેષ માહિતી મળતી નથી. એના પુત્ર દહસેને ઈ. સ. ૪૫૫-૫૬માં અને એના પુત્ર વ્યાઘ્રસેને ઈ.સ. ૪૮૯-૯૦માં ભૂમિદાન દીધેલું છે. દહસેને અશ્વમેધ કર્યો હતો. બંને રાજા પરમ વૈષ્ણવ હતા. એમના સિક્કા ઘણે અંશે ક્ષત્રપોના સિક્કાને મળતા આવે છે; પરંતુ એમાં વર્ષ આપવામાં આવતું નહિ.

## (૧૦) પૂર્વના ગંગો

કલિંગમાં ગંગ વંશની એક શાખા સ્થપાઈ, જેનું પાટનગર કલિંગનગર (ગંજામ જિલ્લાનું મુખલિંગમ્) હતું. આ વંશના રાજાઓ પૂર્વના ગંગો તરીકે ઓળખાય છે. તેઓ મહેન્દ્રગિરિના શિખર ઉપર સ્થપાયેલા ગોકર્ણેશ્વર મહાદેવના ઉપાસક હતા.

આ રાજવંશનો સ્થાપક મહારાજ ઇન્દ્રવર્મા હતો. એના વંશજોએ એના રાજ્યાભિષેકના વર્ષથી સળંગ સંવત ચલાવ્યો. એ સંવતનો આરંભ ઈ. સ. ૪૯૬ થી ગણાય છે. ઇન્દ્રવર્માએ ચાળીસેક વર્ષ (અર્થાત્ લગભગ ઈ. સ. ૫૩૬ સુધી) રાજ્ય કર્યું જણાય છે.

## (૧૧) સાલંકાયનો

એ રાજાઓ ગોદાવરી અને કૃષ્ણાના મુખની વચ્ચે આવેલા આન્ધ્રદેશમાં વેંગી નગરમાં રાજ્ય કરતા હતા. આ વંશના રાજા હસ્તિવર્માને પરાક્રમાંક સમુદ્રગુપ્તે હરાવ્યો હતો. હસ્તિવર્મા પછી નંદિવર્મા ૧ લો, હસ્તિવર્મા ૨ જો, સ્કન્દવર્મા, ચંડવર્મા, નંદિવર્મા ૨ જો વગેરે રાજા થયા. એમની સત્તા ઈ. સ. ૫૦૦ના અરસામાં અસ્ત પામી. 'સાલંકાયન' શબ્દનો અર્થ નંદી થાય છે ને એમની રાજમુદ્રા નંદીના ચિહ્નથી અંકિત હતી. એમના કુલદેવ ચિત્રરથ(સૂર્ય) સ્વામી હતા.

## (૧૨) વિષ્ણુકુંડીઓ

શ્રીશૈલ પાસે આવેલા વિષ્ણુકુંડના વતનને લઈને વિષ્ણુકુંડી તરીકે જાણીતા આ કુલના રાજાઓ શ્રીપર્વત-સ્વામીના ઉપાસક હતા. એમની રાજમુદ્રા પર સિંહનું ચિહ્ન જતું. મહારાજ માધવવર્મા ૧ લાએ અગિયાર અશ્વમેધ અને એક હજાર અગ્નિષ્ટોમ કર્યા. એના પિતામહ વિક્રમેન્દ્ર ઈ. સ. ૫૦૦ના અરસામાં થયા લાગે છે. એમના પુત્ર ગોવિંદવર્માનો પુત્ર માધવવર્મા ઈ. સ. ૫૩૫–૫૮૫માં થયો. એ 'જનાશ્રય' તરીકે પણ ઓળખાતો. એણે હિરણ્યગર્ભ મહાદાન પણ કર્યું હતું. એણે કરેલા અનેક મહાયજ્ઞોનો ઉલ્લેખ આ વંશના સર્વ લેખોમાં આવે છે. એ વાકાટક વંશની કુંવરીને પરણ્યો હતો ને એને વિક્રમેન્દ્રવર્મા નામે પુત્ર હતો.

## (૧૩) પલ્લવો

પલ્લવ વંશના અભિલેખ શરૂઆતમાં પ્રાકૃતમાં અને પછી સંસ્કૃતમાં લખેલા છે. આ પલ્લવો ઈરાનના પહ્લવોથી ભિન્ન છે. તોણ્ડમંડલ નામે પ્રદેશમાં

તેઓ વસ્યા એ કારણે 'તોણ્ડ'નું પ્રાકૃત-સંસ્કૃત રૂપાંતર 'પલ્લવ' પ્રયોજાયું હોવા સંભવે છે. સાતવાહનોની સત્તાનો હ્રાસ થતાં કાંચીપુર(કાંજીવરમ)ની આસપાસના પ્રદેશમાં પલ્લવોની સત્તા પ્રસરી. તેઓ ભારદ્વાજ ગોત્રના ગણાતા.

સિંહવર્મા, શિવસ્કન્દવર્મા અને સ્કંદવર્માના લેખ પ્રાકૃતમાં છે. શિવસ્કંદવર્માએ અશ્વમેધાદિ અનેક યજ્ઞ કર્યા. એની સત્તા કૃષ્ણા-ગોદાવરી ખીણ ઉપરાંત કુંતલ અને ગંગ પ્રદેશમાં પ્રવર્તતી.

સમુદ્રગુપ્તના સમયમાં કાંચીપુરમાં વિષ્ણુગોપ નામે રાજા હતો. પછીના સંસ્કૃત લેખોમાં સોળેક રાજાઓનો ઉલ્લેખ આવે છે. સિંહવર્મા ૧ લા(ઈ. સ. ૪૫૮)થી સિંહવર્મા ૨ જા (ઈ.સ. ૫૭૫) સુધીના રાજાઓ વિશે ઘણી ઓછી માહિતી મળે છે. આ કાલ દરમ્યાન કાંચીમાં બૌદ્ધ ધર્મનો અભ્યુદય થયો જણાય છે.

## (૧૪) પશ્ચિમના ગંગો

કલિંગનગરના ગંગો(પૂર્વના ગંગો) માયસોરના ગંગોમાંથી ઊતરી આવેલા મનાતા. માયસોરના આ ગંગો પશ્ચિમના ગંગો તરીકે ઓળખાય છે. તેઓ પોતાને ઇક્ષ્વાકુ વંશના ગણાવતા. એમનો પ્રદેશ 'ગંગવાડી' કહેવાતો.

આ વંશનો સ્થાપક કોંગુણિવર્મા કે માધવ ૧ લો સમુદ્રગુપ્તના સમયમાં અર્થાત ઈ. સ. ૩૫૦-૪૦૦માં થયો જણાય છે. માધવ ૨ જો (ઈ.સ. ૪૦૦-૪૩૫) નીતિશાસ્ત્ર તથા ઉપનિષદોમાં નિષ્ણાત હતો. એણે દત્તકનાં કામસૂત્ર પર વૃત્તિ લખી. હરિવર્મા(ઈ.સ. ૪૫૦-૪૬૦)નો રાજ્યાભિષેક પલ્લવનરેશ સિંહવર્મા ૧ લાએ કરાવ્યો હતો.

ઘણા ગંગ રાજાઓ જૈન હતા, પણ વિષ્ણુગોપ વૈષ્ણવ હતો. માધવ ૩ જો(ઈ.સ. ૪૬૦-૫૦૦) શૈવ હતો અને બ્રાહ્મણો, જૈનો તથા બૌદ્ધોને દાન દેતો. એ પણ પલ્લવોના વર્ચસ નીચે હતો. અવિનીત (ઈ.સ. ૫૦૦-૫૪૦) જૈન હતો અને જૈનોને તેમ જ બ્રાહ્મણોને દાન દેતો.

## (૧૫) કદંબો

કુન્તલ દેશમાં પલ્લવ-સત્તા શિથિલ થતાં ત્યાં કદંબોની સત્તા સ્થપાઈ. એ માનવ્ય ગોત્રના બ્રાહ્મણ હતા. પલ્લવોના લેખોની જેમ કદંબોના લેખ પણ પહેલાં પ્રાકૃતમાં અને પછી સંસ્કૃતમાં લખાયા છે.

કદંબ-કુલના મૂળ પુરુષ મયૂરશર્માએ કાંચીના વિદ્યા-ધામમાં ત્યાંના એક અશ્વારોહ વડે પોતાનું અપમાન થતાં કુશને બદલે ખડ્ગ ધારણ કરી પલ્લવોના

અન્તપાલોને પરાજિત કર્યા અને શ્રીશૈલ(શ્રીપર્વત)ની આસપાસનો પ્રદેશ સર કર્યો. વૈજયન્તી (વનવાસી) એ કદંબોનું પાટનગર હતું.

મયૂરશર્મા સમુદ્રગુપ્તના સમયમાં થયો લાગે છે. એને સમુદ્રગુપ્તની દંડયાત્રાથી દક્ષિણ ભારતમાં થયેલી વિષમ પરિસ્થિતિનો લાભ મળ્યો મનાય છે. એણે અઢાર અશ્વમેધ કર્યા હતા એવું એના વંશજો જણાવે છે.

એનો પુત્ર કંગવર્મા સ્કન્દવર્મા ઈ. સ. ૩૭૦-૩૯૫ માં રાજ્ય કરતો. એણે પોતાના નામાન્તમા 'શર્મા' ને બદલે 'વર્મા' રાખી 'ધર્મમહારાજાધિરાજ' બિરુદ ધારણ કર્યું. એના સમયમાં વાકાટક નરેશ વિન્ધ્યસેને કુન્તલનો કેટલોક પ્રદેશ જીતી લીધો. એનો પુત્ર ભગીરથ (ઈ.સ. ૩૯૫–૪૨૦) રાજા વિક્રમાદિત્યનો અને કવિ કાલિદાસનો સમકાલીન જણાય છે. એના પુત્ર કાકુત્સ્થ વર્મા(ઈ.સ. ૪૩૦-૪૫૦)એ ગુપ્તો, વાકાટકો અને પશ્ચિમના ગંગો સાગે લગ્ન-સંબંધ બાંધ્યા.

એના મૃત્યુ પછી એના પુત્ર શાન્તિવર્માએ અને કૃષ્ણવર્માએ કદંબ રાજ્યના ભાગલા પાડચા. શાન્તિવર્માના પુત્ર મૃગેશવર્મા(ઈ.સ. ૪૭૫–૪૯૦)એ પલ્લવો અને ગંગાનો સફળ સામનો કર્યો. એ વિદ્વાન હતો. અશ્વપાલન અને ગજપાલનની વિદ્યામાં કુશળ હતો ને જૈન તરફ અનુરાગ ધરાવતો. એના પુત્ર રવિવર્મા-(ઈ.સ. ૪૯૭–૫૩૭)એ વિષ્ણુવર્મા વગેરે પ્રતિસ્પર્ધીઓને પરાજિત કરી કદંબ સત્તાને સ્થિર કરી.

ચોળ, પાંડય અને કેરલ પ્રદેશનાં રાજ્યોનો આ કાલનો ઇતિહાસ ઘણો અસ્પષ્ટ રહેલો છે.

આમ ગુપ્ત સમ્રાટોના સમયમાં ઉત્તર ભારતનો ઘણો ખરો પ્રદેશ મગધની સત્તા નીચે હતો; પશ્ચિમ ભારત અને દક્ષિણ ભારતના પૂર્વ ભાગમાં પણ એ સમ્રાટોનો પ્રભાવ પ્રવર્તતો, પરંતુ ગુપ્ત સામ્રાજ્યનું વર્ચસ શિથિલ થતાં અનેક પ્રદેશોમાં પ્રાદેશિક સત્તાઓ પ્રબળ થવા લાગી.

# ૯. ગુપ્તકાલીન સંસ્કૃતિ

ઉત્તર ભારત પર ગુપ્ત સામ્રાજ્યનું શાસન પ્રવર્તતું. દક્ષિણ ભારતના પૂર્વ ભાગ પર એનું આધિપત્ય પ્રસરેલું. આગળ જતાં વાકાટકોના પ્રબળ રાજ્ય પર પણ ગુપ્ત સમ્રાટોનું વર્ચસ જામ્યું. આથી દક્ષિણ ભારતનાં કેટલાંક રાજ્યો પર ગુપ્ત સામ્રાજ્યનું શાસન કે આધિપત્ય પ્રસર્યું ન હોવા છતાં સમસ્ત ભારતમાં ગુપ્ત સામ્રાજ્ય સહુથી વિશાળ અને સહુથી પ્રભાવશાળી રાજ્ય હતું ને એથી ભારતીય ઇતિહાસમાં ગુપ્ત સામ્રાજ્યના કાલને ગુપ્તકાલ તરીકે ઓળખવામાં આવે છે. આ ગુપ્ત કાલ દરમ્યાન ભારતીય સંસ્કૃતિ વિવિધ ક્ષેત્રોમાં એવો અભ્યુદય પામી કે ભારતીય ઇતિહાસમાં ગુપ્ત કાલને સુવર્ણકાલ તરીકે ગણવામાં આવે છે.

## રાજનીતિ અને રાજ્યતંત્ર

રાજનીતિને લગતા સ્મૃતિ–સાહિત્યમાં કાત્યાયન, વ્યાસ, પરાશર ઇત્યાદિની સ્મૃતિઓ આ કાલ દરમ્યાન લખાઈ લાગે છે. કાત્યાયન રાજાની દૈવી ઉત્પત્તિને લગતી માન્યતાને એવી રીતે ઘટાવે છે કે તેમાં યથાર્થ રાજધર્મ પણ લક્ષમાં રહે. ન્યાયને લગતા કામકાજમાં રાજા કે ન્યાયાધીશની મદદમાં સભ્યો ઉપરાંત શ્રેષ્ઠીઓનો પણ સમાવેશ થતો. અદાલતી કામને લગતાં વિધિવિધાનનો પૂર્ણ વિકાસ થયો. વાદી તથા પ્રતિવાદીની જેમ જુબાની તથા ઊલટ–તપાસનું કામ ઝીણવટથી ચાલતું. પુરાવામાં લખાણ, સાક્ષી અને ભોગવટાનું સવિશેષ મહત્ત્વ મનાતું. ફોજદારી ગુનામાં વળતર કરતાં દંડ પર વિશેષ ધ્યાન અપાતું. બ્રાહ્મણને ગમે તેટલા ગંભીર ગુના માટે પણ દેહાંતદંડની સજા થતી નહિ; એને માટે ભારેમાં ભારે સજા દેશનિકાલની હતી. પરંતુ ફોજદારી ગુના માટે શૂદ્ર કરતાં ક્ષત્રિયને બમણી અને બ્રાહ્મણને ચારગણી સજા થતી. પુરુષ કરતાં સ્ત્રીને ઓછી સજા ફરમાવવામાં આવતી. વડીલોપાર્જિત મિલકતમાં પિતા તથા પુત્રોની સરખી માલિકી ગણાતી. પરંતુ સ્વોપાર્જિત મિલકતમાં પુત્રોની માલિકી ગણાતી નહિ. પિતા, માતા અને પુત્રોના સરખા ભાગ પડતા. અપરિણીત પુત્રીઓને ચોથો ભાગ મળતો. અપુત્ર ગૃહસ્થની મિલકત એની વિધવાને મળતી. સ્ત્રીધનની ટોચ-મર્યાદા ૨,૦૦૦ પણની હતી. એમાં સ્થાવર મિલકત અપાતી નહિ. સ્ત્રીધન પર સ્ત્રીનો પૂર્ણ અને અબાધિત હક રહેતો. એનો વારસો એને અપરિણીત પુત્રી

હોય, તો તેને મળતો; નહિ તો પરિણીત પુત્રીઓ અને પુત્રોને મળતો. વ્યાજનો દર રાજ્યે ઠરાવેલા દર કરતાં વધારે લઈ શકાતો, પરંતુ વ્યાજની કુલ રકમ મુદ્દલની રકમ કરતાં વધી શકતી નહિ.

રાજનીતિની સરખામણીએ પ્રશાસન (રાજ્યતંત્ર) વિશે વિશેષ માહિતી મળે છે. જેમ મૌર્યકાલના રાજ્યતંત્ર વિશે કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' અને મેગસ્થનીસની નોંધ જેવાં સીધાં વિપુલ સાધન છે, તેમ ગુપ્તકાલના રાજ્યતંત્ર વિશે સીધું સાહિત્ય ઉપલબ્ધ નથી. છતાં તે કાલના અભિલેખો પરથી એ વિશે ઠીકઠીક માહિતી મળે છે.

ગુપ્ત કાલમાં રાજતંત્ર એ પ્રશાસનનું પ્રચલિત સ્વરૂપ હતું. પંજાબ-રાજસ્થાનમાં મદ્રો, કુણિંદો, યૌધેયો, આર્જુનાયનો, માલવો ઇત્યાદિ પ્રજાઓનાં ગણતંત્ર પ્રવર્તતાં, પરંતુ આ કાલ દરમ્યાન ધીમેધીમે તે રહ્યાંસહ્યાં ગણતંત્ર પણ લુપ્ત થઈ ગયાં.

રાજ્યતંત્રમાં સર્વોપરિ રાજા હતો ને રાજ્યની અંતિમ સત્તા તેના હાથમાં રહેતી. સામાન્ય રાજા 'મહારાજ'ની રાજપદવી ધરાવતો. ગુપ્ત સમ્રાટો જેવા રાજાધિરાજ 'મહારાજાધિરાજ' જેવાં મહાબિરુદ ધરાવતા. વળી તેઓ 'પરમ-દૈવત'(પરમદેવતા) અને 'પરમભટ્ટારક'(પરમસ્વામી) જેવાં મહાબિરુદ પણ ધારણ કરતા. પટરાણીને સામાન્યતઃ 'મહાદેવી' કહેતા. સામાન્ય રીતે યુવરાજ તરીકે જયેષ્ઠ રાજપુત્રની પસંદગી થતી, પરંતુ કેટલીક વાર રાજા અન્ય સમર્થ રાજપુત્રનેય પોતાના ઉત્તરાધિકારી તરીકે પસંદ કરતો.

રાજનીતિ, પ્રશાસન, સેના, કોશ, ન્યાય ઇત્યાદિ સર્વ ક્ષેત્રોમાં રાજા સર્વોપરિ અધિકાર ધરાવતો. કેન્દ્રના તથા પ્રાંતોના મુખ્ય અધિકારીઓની નિમણૂક રાજા કરતો અને એ સર્વ રાજાને જવાબદાર રહેતા. વાસ્તવમાં રાજા પોતાના મંત્રીઓની તેમ જ મંત્રી-પરિષદની સલાહને લક્ષમાં લેતો. રાજ્યના મુખ્ય મંત્રી કે અમાત્ય ઉપરાંત જુદાં જુદાં અધિકરણો(ખાતાં)માં આધિકરણિક (ખાતાના વડા), કુમારામાત્ય ઇત્યાદિ અધિકારીઓ નિમાતા.

મહાસેનાપતિ, મહાદંડનાયક અને મહાબલાધિકૃત એ સેના-દંડ-બલ(સૈન્ય) ખાતાના વડા અધિકારીઓ હતા. પદાતિદળ, અશ્વદળ અને ગજદળ એ સેનાનાં મુખ્ય અંગ હતાં.

અન્ય રાજ્યો સાથેનાં સંધિ અને વિગ્રહની નીતિનું ખાતું મહાસાંધિવિગ્રહિક સંભાળતો. મહાક્ષપટલિક રાજ્યનાં અક્ષપટલો(દફતરો)નું ખાતું સંભાળતો.

મહાપ્રતીહાર પ્રતીહાર(દ્વારપાલ) ખાતાનો વડો હતો. રાજાના અંગત સંપર્કનો મુખ્ય અધિકાર કંચુકીને સોંપાતો.

કુમારામાત્ય, ઉપરિક અને રાજસ્થાનીય એ રાજ્યના કેન્દ્રીય તંત્રના વડા અધિકારી હતા. કુમારામાત્ય એટલે કુમાર(રાજપુત્ર)ના અમાત્ય (મંત્રી) કે અમાત્ય તરીકે નિમાતા કુમાર(રાજપુત્ર). ઉપરિક એ વહીવટી તથા અદાલતી ખાતાનો વડો અધિકારી હતો. રાજસ્થાનીય એ અન્ય રાજ્યો સાથેના સંબંધ સંભાળતો. આયુક્તક અને વિનિયુક્તક એ મહેસૂલખાતાના હિસાબીનીશ અધિકારી હતા. દશાપરાધિક, દંડપાશિક, ચૌરોદ્ધરણિક વગેરે પોલીસ ખાતાના અમલદાર હતા. ન્યાય ખાતાનો મુખ્ય અધિકારી પ્રમાતા હતો.

રાજ્યના 'વિષય'(જિલ્લા) નામે વહીવટી વિભાગો પાડવામાં આવતા. એનો વહીવટ કરનાર વડો અધિકારી 'વિષયપતિ' કહેવાતો. કેટલાક વિષયોને 'ભુક્તિ' નામે મોટા વિભાગમાં સંયુક્ત કરવામાં આવતા; એના વડા અધિકારીને 'ભોગિક' કે 'ભોગપતિ' કહેતા. રાષ્ટ્ર(પ્રાંત)ના રક્ષકને 'ગોપ્તા' કહેતા. એ હાલના રાજ્યપાલને મળતો આવે છે. કુમારામાત્ય અને ઉપરિક પણ ગોપ્તા, ભોગિક કે વિષયપતિનો હોદ્દો સંભાળતા. એ અધિકારીઓને વહીવટી કામમાં સલાહ આપવા માટે તે તે વિભાગના મહત્તમ(મોટેરા) તથા વેપાર ઉદ્યોગ વગેરે ધંધાઓનાં મહાજનોના વડાઓની નિયુક્તિ થતી. નગરો અને ગ્રામોના સ્થાનિક વહીવટ માટે પણ હાલની મ્યુનિસિપાલિટીઓ અને પંચાયતો જેવો પ્રબંધ હતો. નગરપાલિકાના વડાને 'પુરપાલ' કે નગર-રક્ષક' કહેતા. એની સમિતિમાં નગર-શ્રેષ્ઠી(નગરશેઠ), સાર્થવાહ (વેપારીઓનો વડો), પ્રથમકુલિક (શિલ્પીઓનો વડો) અને પ્રથમ કાયસ્થ (લહિયાઓનો વડો) નિમાતા. ગ્રામનો વહીવટ પંચમંડલી કરતી. એના વડાને 'ગ્રામિક' કહેતા.

રાજ્ય-મહેસૂલ(આવક)નું મુખ્ય સાધન જમીન-મહેસૂલ હતું. ખેડૂતો પાસેથી ઉઘરાવી લેનાર જમીનદાર પાસેથી વસૂલ કરવામાં આવતા સામટા જમીન-મહેસૂલને 'ઉદ્રંગ' કહેતા; જ્યારે માલિકી-હક ન ધરાવતા ખેડૂતો ઉપર નાખેલા ભૂમિ-કરને 'ઉપરિ-કર' કહેતા. જમીન-મહેસૂલ ઉત્પન્ન થતા ધાન્યના નિયત ભાગરૂપે અથવા સુવર્ણ(સિક્કા)ના રૂપે અપાતું. ઉત્પાદન તથા આયાત પર જકાતવેરો લેવાતો. કાનૂની ગુનાઓની સજારૂપે થતા દંડની રકમ પણ એક મહત્ત્વનું આવક-સાધન હતું. જમીનની માલિકી કાયદેસર રાજાની ગણાતી ને ભૂમિદાનનો હક સામાન્યતઃ રાજાનો રહેતો. પડતર જમીનને ખેડવા આપવામાં આવતી ત્યારે તેને કર-મુક્ત રાખવામાં આવતી. આથી જે ભૂમિ કર-મુક્તનો રૂએ ધર્માદાય (ધર્માદા)

તરીકે દાનમાં દેવામાં આવે તેના ભોગવટાનો હક પુત્રપૌત્રાદિ વંશજો પર્યંત અપાતો. આ પ્રકારના ભૂમિદાનને 'ભૂમિચ્છિદ્રન્યાય'થી અપાતું દાન કહેતા. જે ભૂમિ પર માત્ર ભોગવટાનો જ હક રહે તે હક ભૂમિ લેનાર પોતાના જીવન પર્યંતનો રહેતો. એને 'અક્ષય-નીવી'ના ન્યાયે અપાતું દાન કહેતા. અક્ષય-નીવી એટલે જેમાં મૂળ મૂડી અકબંધ રહે તેવી થાપણ. ભૂમિદાન દ્વારા બ્રાહ્મણો, મંદિરો અને મઠોને આવકના કાયમી અને સલામત સાધનનો લાભ મળતો અને તે દાન દેનાર રાજાને ઘણું પુણ્ય પ્રાપ્ત થતું, તેમજ તેના યશમાં અભિવૃદ્ધિ થતી. ભૂમિદાનની બાબતમાં વિધિસર રાજશાસનનું ખત લખાતું ને તેને તામ્રપત્રો પર કોતરાવીને દાન લેનારને આપવામાં આવતું. એમાં દાતા, ગ્રહીતા, ભૂમિ, મિતિ, સ્થાન, પ્રયોજન ઇત્યાદિ સર્વ વિગતો આપવામાં આવતી.

### સિક્કા

આટલા વિશાળ તથા સમૃદ્ધ સામ્રાજ્યના નાણા-વ્યવહાર માટે ગુપ્ત સમ્રાટો અનેક પ્રકારના સિક્કા પડાવતા. એમાંના સોનાના તથા તાંબાના સિક્કાઓ પર કુષાણ રાજાઓના સિક્કાઓની અને ચાંદીના સિક્કાઓ પર પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કાઓની અસર રહેલી છે, પરંતુ આ સિક્કા, ખાસ કરીને સુવર્ણસિક્કા, મૌલિકતા, વિવિધતા અને કલાત્મકતામાં સમસ્ત ભારતીય સિક્કાઓમાં અનોખી ભાત પાડે છે.

આ સિક્કા આકારમાં ગોળ હોય છે.

ભારતના પ્રાચીન સુવર્ણસિક્કા ૮૦ રતી(૯.૩૩ ગ્રેન)નો તોલ ધરાવતા, જ્યારે કુષાણ વંશના સિક્કા રોમના સુવર્ણસિક્કાની જેમ લગભગ ૮ ગ્રામનો તોલ ધરાવતા. ગુપ્ત સમ્રાટોના શરૂઆતના સુવર્ણસિક્કા કુષાણોના સુવર્ણસિક્કાનો તોલ ધરાવતા. સમય જતાં ગુપ્ત સમ્રાટો આ સિક્કાઓનો તોલ વધારતા રહ્યા ને સ્કંદગુપ્તના સમયમાં ૮૦ રતીના ભારતીય તોલ સુધી પહોંચી ગયા. પરંતુ સાથેસાથે આ સુવર્ણસિક્કાઓમાં હલકી ધાતુનું પ્રમાણ જે શરૂઆતમાં ૧૦ ટકા જેટલું હતું તે વધતું વધતું ૨૫ ટકા સુધી પહોંચ્યું. આથી એમાં સોનાનું પ્રમાણ તો લગભગ એકસરખું (૭.૩૨ ગ્રામ જેટલું) રહ્યું. સોનાના સિક્કાને 'દીનાર' કે 'સુવર્ણ' કહેતા. અર્ધા દીનારના થોડા નમૂના મળે છે; પરંતુ બે દીનાર કે પા દીનારના મળતા નથી.

ચાંદીના સિક્કા ક્ષત્રપોના સિક્કાઓની જેમ યુનાની અર્ધા દ્રમ્મના તોલના હતા, અર્થાત્ લગભગ ૨ ગ્રામની આસપાસના તોલના. તાંબાના સિક્કા

.૫૬ થી ૧.૨ ગ્રેનના હોય છે ને તેમાં ભારતનો કે વિદેશનો તોલ માલૂમ પડતો નથી.

ભારતીય-યુનાની રાજાઓના સિક્કાઓના અગ્રભાગ પર રાજાની મુખાકૃતિ કે અશ્વારૂઢ આકૃતિ દેખા દે છે ને કુષાણોના સિક્કાના અગ્રભાગ પર રાજાની ઊભી આકૃતિ નજરે પડે છે. પરંતુ ગુપ્ત સમ્રાટોના સિક્કાઓ પર, ખાસ કરીને સુવર્ણસિક્કાઓ પર, વિપુલ વૈવિધ્ય જોવા મળે છે (આકૃતિ ૨૧–૨૨). દંડધારી, ધનુર્ધારી, પરશુધારી, ખડ્ગનિહંતા, છત્રધર-સહિત, પર્યંકસ્થ, વીણાવાદક, અશ્વમેધ-યાજી, યુગલસ્થ ઇત્યાદિ અનેક પ્રકારની આકૃતિઓ આલેખાઈ છે. પૃષ્ઠભાગ પર પ્રાયઃ લક્ષ્મીદેવીની આકૃતિ કોતરેલી છે, જે એ પરમ-ભાગવત રાજાઓના ઇષ્ટદેવ ભગવાન વિષ્ણુનાં પત્ની છે. આમ ગુપ્ત સિક્કાઓ પરની આકૃતિઓમાં એ રાજાઓનાં વિવિધ પરાક્રમો ચરિતો, વૈભવ, ધર્મસંપ્રદાય ઇત્યાદિ અનેક બાબતોનું નિરૂપણ જોવા મળે છે.

એવી રીતે અગ્રભાગ પર વચલી આકૃતિની આસપાસ કોતરેલા લખાણમાં પણ શબ્દોનું વૈવિધ્ય, કાવ્યમય શૈલી અને છંદોબદ્ધ પદ્યરચના નોંધપાત્ર છે. ચાંદીના સિક્કાઓ પર ક્ષત્રપ સિક્કાઓના અનુકરણની રૂએ રાજાની મુખાકૃતિ, ગરુડ કે મોરનું ચિહ્ન અને સીધુંસાદું ગદ્ય લખાણ દેખા દે છે. સુવર્ણસિક્કાના પૃષ્ઠભાગ પર ડાબા ઉપલા ભાગમાં જે રેખાત્મક મુદ્રાચિહ્ન કોતરેલું હોય છે, તેમાં પણ વિપુલ વિવિધતા નજરે પડે છે.

ગુપ્ત સમ્રાટોના સુવર્ણસિક્કાઓના નાના નાના નિધિ ઉત્તર ભારતમાં અનેક સ્થળોએ મળ્યા છે. નવ સિક્કાઓનો એક નિધિ ગુજરાતમાં વીરમગામ તાલુકામાં મળ્યો છે. રાજસ્થાનના બયાના નગર પાસે ૧૯૪૬માં બે હજાર ઉપરાંત સુવર્ણસિક્કાઓનો એક મોટો નિધિ મળેલો, તે સર્વ નિધિઓમાં સહુથી વધુ મહત્ત્વનો છે. ગુપ્ત સમ્રાટોના ચાંદીના સિક્કા ગુજરાતમાં તથા ઉત્તર પ્રદેશમાં મળે છે.

## સામાજિક સ્થિતિ

ભારતીય સમાજમાં ચાતુર્વર્ણ્યની પ્રથા વધારે દૃઢમૂલ બની. બ્રાહ્મણોની સર્વોચ્ચતા અને શૂદ્રોની અધમતા વધારે પ્રમાણમાં પ્રતિપાદિત થઈ. છતાં કેટલીક વાર ધંધારોજગારમાં વર્ણપરંપરાનું ઉલ્લંઘન પણ થતું. આંતર-વર્ણ વિવાહોમાં અનુલોમ વિવાહના ઘણા દાખલા જાણવા મળે છે; રાજકુલોમાં ક્યારેક પ્રતિલોમ વિવાહ પણ થતા. કાનૂની બાબતોમાં સ્મૃતિએ જણાવેલા બ્રાહ્મણવર્ણના વિશિષ્ટ અધિકારનો વ્યવહારમાં અમલ થતો એવા દાખલા પણ જાણવા મળે છે.[1]

૧. ક્લાસિકલ એઇજ, પૃ. ૫૫૫–૫૭

ચંડાલોને નગર અને ગામની બહાર અલગ રહેવું પડતું ને નગર કે ગામની અંદર જતી વખતે લાકડી ઠોકતા જવું પડતું, જેથી સવર્ણ લોકો તેમનો સ્પર્શ ન થાય તે બાબતમાં સાવધ રહે.[1]

અગાઉ કોઈ આર્યને દાસ (ગુલામ) બનાવી ન શકાય તેવો આગ્રહ હતો તેને બદલે હવે એ આગ્રહ બ્રાહ્મણવર્ણ પૂરતો મર્યાદિત થયો. અર્થાત્ ક્ષત્રિય અને વૈશ્યને દાસત્વ(ગુલામી)ની સજા થઈ શકતી. દાસને પરણતી સ્ત્રીને આપોઆપ દાસત્વ લાગુ પડતું, જ્યારે સ્વામી (માલિક) વડે સંતાનને જન્મ આપતી દાસી દાસત્વમાંથી તરત જ મુક્ત થતી. દ્યૂત વગેરેમાં થયેલું ઋણ ચૂકવવા માટે કેટલાકને જાતે દાસ બનવું પડતું. આવા દાસ કે દાસીને એની ઠરાવેલી રકમ ચૂકવીને મુક્ત કરાવી શકાતી. ગણિકાને ગૃહસ્થના ઘરના અંદરના ખંડમાં જવાની મનાઈ હતી. એને વિવાહ કરી વધૂ( વહુ ) બનવાની ભાગ્યે જ છૂટ મળતી.[2]

લગ્નની બાબતમાં કન્યાની વય નીચે ઊતરતી જતી. કન્યા વર કરતાં ઉંમરમાં ઘણી નાની, બને તો ઋતુધર્મ પામતાં પહેલાંની, હોય તે ઇષ્ટ ગણાવા લાગ્યું. લગ્ન-સંબંધ મોટે ભાગે વડીલો યોજતા; છતાં ક્યારેક વર કે કન્યા પણ પોતાની પસંદગી કરે કે પ્રીતિ-પ્રસંગો પ્રયોજી પરણવાનું નક્કી કરે તેવું જોવા મળે છે.[3]

સ્ત્રીઓને વેદના અભ્યાસની તથા વેદમંત્રના ઉચ્ચારણની છૂટ ઘણા સમયથી ચાલી ગઈ હતી, પરંતુ સ્ત્રીઓને ગીત વાદ્ય નૃત્ય ઇત્યાદિ લલિત કલાઓનું શિક્ષણ અપાતું. ઉચ્ચકુલની કન્યાઓ શાસ્ત્રો જેવી ઇતર વિદ્યાઓનુંય શિક્ષણ પામતી.

પત્ની ગૃહિણી તરીકે તમામ ગૃહ-કારભાર સંભાળે, પતિની તથા તેના સગાઓની સેવામાં રહે, પતિને પરમેશ્વર માની તેની આજ્ઞામાં રહે, પતિની પ્રસન્નતાને માટે સતત પ્રવૃત્ત રહે, પતિના વિયોગ દરમ્યાન સાદું સંયમી જીવન ગાળે અને પતિની હયાતી બાદ વૈધવ્ય પાળી તેને વફાદાર રહે તે ભારતીય નારીનો આદર્શ મનાતો. છતાં સાધનસંપન્ન કુટુંબોમાં અનેકપત્નીવિવાહની પ્રથા પ્રચલિત હોઈ, પતિની પ્રીતિથી વંચિત રહેતી અણમાનીતી પત્ની પરપુરુષ સાથે ગુપ્ત સંબંધ ધરાવે તેવા કિસ્સા બનતા. સમાન્યતઃ સ્મૃતિઓ પણ આવા વ્યભિચારને

---

૧. એજન, પૃ. ૫૫૭–૫૮
૨. એજન, પૃ. ૫૫૮–૫૯
૩. એજન, પૃ. ૫૫૯–૬૨

માત્ર ઉપ-પાતક( ગૌણ પાપ ) ગણી એ અંગે હળવું પ્રાયશ્ચિત્ત દર્શાવતી. મોટે ભાગે એ માત્ર ઋતુકાલ કે પ્રસૂતિકાલ સુધી જ અશુદ્ધ ગણાતી.

પતિના મૃત્યુ બાદ કોઈ સ્ત્રીઓ સતી થતી, તો ઘણી સ્ત્રીઓ સંયમપૂર્વક વૈધવ્ય પાળતી. કયારેક વિધવા થયા બાદ તે પુનર્વિવાહ પણ કરતી.[1] કોઈ વિધવાઓ અન્ય પુરુષની ઉપપત્ની બની રહેતી. પુનર્વિવાહ કરતી સ્ત્રીને 'પુનર્ભૂ' કહેતા. એને પ્રથમ પતિથી થયેલાં સંતાનોના વારસા-ભાગ અંગે તથા પ્રથમ પતિ પાસેથી મળેલા ધન અંગે સ્મૃતિઓમાં સ્પષ્ટતા કરવામાં આવતી. કોઈ સ્ત્રીઓ ઉજ્જનના મહાકાલ મંદિર જેવાં મંદિરોમાં દેવદાસીઓ બની રહેતી.

સ્ત્રીનો સામાજિક દરજ્જો અગાઉ કરતાં નીચો ઊતરતો ગયો તેની સાથે તેને મિલકતમાં વધારે હક આપવામાં આવ્યા. દુષ્ટોના અત્યાચારનો ભોગ બનેલ સ્ત્રીને સમાજમાં તેની પ્રતિષ્ઠા પાછી મળતી. સ્ત્રી જરૂર પડતાં જાહેર જીવનમાં સક્રિય ભાગ લઈ શકતી.[2]

રાજકુલોમાં તેમ જ અન્ય સાધનસંપન્ન કુલોમાં વસ્ત્રાભૂષણ, અંગરાગ, ખાનપાન, અવાસ, રાચરચીલું ઇત્યાદિ જીવન-વ્યવહારનું ધોરણ એકંદરે ઘણું ઊંચું હતું. ખાનપાનમાં અમુક વર્ગમાં માંસાહાર તથા મદિરાપાનની સામાન્ય છૂટ હતી, જ્યારે અમુક વર્ગમાં તેને વર્જ્ય ગણવાની વૃત્તિ પ્રચલિત હતી. ડુંગળી તથા લસણનો ઉપયોગ પણ નિષિદ્ધ ગણાતો જતો હતો. સમાજમાં શુકન-અપશુકન, શુભાશુભ લક્ષણો, સરાંનરસાં સ્વપ્ન, ગ્રહયોગ-ફલાદેશ, મંત્રતંત્ર ઇત્યાદિ માન્યતાઓ અને વહેમો ઠીકઠીક પ્રચલિત હતા. મંતતંત્રની તો બૌદ્ધ ધર્મમાં પણ પ્રબલ અસર પ્રવર્તી. એકંદરે જોતાં આ કાલના શિષ્ટ નાગરક(નાગરિક)નું જીવન ઘણું વ્યવસ્થિત, સંસ્કારી, આનંદ-પ્રમોદવાળું અને કર્તવ્યપરાયણ હતું. ધર્મ, અર્થ અને કામ એ ત્રણેય પુરુષાર્થોની પૂરતી ઉપાસના થતી ને એકંદરે ઐહિક જીવન પણ સુખસંપન્ન અને ઉત્સાહમય રહેતું. આર્થિક ધોરણ એકંદરે ઊંચું હતું ને મોજશોખનું ધોરણ પણ ઊંચું રહેતું.

### આર્થિક સ્થિતિ

કૃષિ, શિલ્પ અને વાણિજ્ય એ ગુપ્તકાલના મુખ્ય ધંધા-રોજગાર હતા. ભારતના ઘણા પ્રદેશ ફળદ્રુપ હતા ને ત્યાંની સુજલા-સુફલા ધરતીમાં ધાન્ય-ઉત્પાદન

---

૧. દા. ત., રામગુપ્તની રાણી ધ્રુવદેવીએ ચંદ્રગુપ્ત સાથે પુનર્વિવાહ કરેલો.

૨. દા. ત., ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની પુત્રી અને વાકાટક રાજા રુદ્રસેનની પટરાણી પ્રભાવતીગુપ્તા, વિધવા થયા બાદ, પોતાના સગીર પુત્રો વતી રાજવહીવટ સંભાળતી.

તથા ફલ-ઉત્પાદનની વિપુલતા રહેતી. આથી વસ્તી અને વસાહતોનું પ્રમાણ પણ ઘણું હોવાનું માલૂમ પડે છે. વિવિધ શિલ્પો(હુન્નરો)માં વસ્ત્ર તથા આભૂષણને લગતાં શિલ્પ ખાસ નોંધપાત્ર છે. ભાતભાતનાં કીમતી વસ્ત્રો તથા આભૂષણોનો શોખ એટલો બધો વ્યાપક હતો કે તેને લગતી હુન્નરકલાઓ પૂરબહારમાં ખીલી હતી. વણકરો, ખાસ કરીને પટોળાં વણનારાઓ તથા સોની, ઝવેરી, મણિયાર વગેરે કારીગરોની શ્રેણીઓની સાધનસંપત્તિ ગણનાપાત્ર હતી. અંતર્દેશીય વેપારવણજ માટે અનેક મોટા માર્ગ (મહાપથ) હતા, જે અનેકાનેક પ્રદેશોનાં વેપારી મથકોને સાંકળી લેતા. બંગદેશનું તામ્રલિપ્તિ એ પૂર્વ ભારતનું સહુથી મોટું બંદર હતું. પૂર્વસમુદ્રતટ પર આવેલાં બંદરો વાટે હિંદીચીન અને ઇન્ડોનેશિયાના દેશો સાથે ધમધોકાર દરિયાઈ વેપાર ખેડાતો. પશ્ચિમ સમુદ્રતટ પરનાં બંદરો પૂર્વના દેશો સાથે શ્રીલંકાને માર્ગે વેપાર ખેડતાં. સિંધ કોંકણ અને મલબારનાં બંદરો ખાસ કરીને પશ્ચિમના દેશો સાથે ઘણી આયાતનિકાસ કરતાં. વાણિજકોની શ્રેણીઓ અને તેમના નિગમોની સમાજમાં તથા રાજવહીવટમાં ઘણી પ્રતિષ્ઠા ગણાતી. વ્યાજના દર ધીરધાર માટેનાં જુદાં જુદાં દ્રવ્યો મુજબ વત્તાઓછા રહેતા; જંગલ અને દરિયાઈ સફર જેવા વિકટ સંજોગો માટે એના દર ઘણા ભારે રહેતા, છતાં કોઈ સંજોગોમાં વ્યાજ પેટે મુદ્દલ કરતાં વધારે રકમ લઈ શકાતી નહિ.

સમકાલીન સાહિત્ય તથા પ્રવાસીઓના પ્રત્યક્ષ અવલોકનની નોંધ પરથી માલૂમ પડે છે તેમ આ કાલની પ્રજા એકંદરે ઘણી સાધનસપન્ન હતી ને સમાજના મોટા વર્ગનું જીવનધોરણ એકંદરે ઘણું ઊંચું હતું.

## ધાર્મિક સ્થિતિ

વેદધર્મના અનુયાયીઓમાં શ્રુતિનું મહત્ત્વ સ્વાધ્યાય અને કેટલાક ક્રિયાકાંડમાં જળવાઈ રહ્યું હતું, પરંતુ હવે પુરાણોનું મહત્ત્વ વિપુલ પ્રમાણમાં સ્થપાયું હતું. વૈદિક દેવો અને પૌરાણિક દેવો વચ્ચે ઘણો ફરક પડી ગયો હતો. પૌરાણિક દેવામાં સંસારના સર્જક તરીકે બ્રહ્માની, પાલક તરીકે વિષ્ણુની અને સંહારક તરીકે શિવની આરાધના થતી. એમાં વિષ્ણુ અને શિવના ઉપાસકોના સંપ્રદાય ઘણા વ્યાપક હતા. અન્ય દેવો—ઇન્દ્ર જેવા મહાન વૈદિક દેવો પણ—તેમની આરાધના કરતા એવું મનાતું. પૌરાણિક સંપ્રદાયોમાં બીજાં અનેક ગૌણ દેવદેવીઓની કથાઓ તથા ઉપાસના પ્રચલિત હતી.

ગુપ્ત સમ્રાટો પરમ ભાગવત હતા ને તેથી ગુપ્તકાલમાં ભાગવત (વૈષ્ણવ) સંપ્રદાયને ઘણું પ્રોત્સહન મળ્યું. લક્ષ્મી અને ગરુડનાં પ્રતીક તેમના સિક્કાઓ

પર દેખા દે છે. ભગવાન વિષ્ણુના અવતારોની માન્યતા વધારે પ્રચલિત બની. એમાં વરાહ, નરસિંહ, વામન–ત્રિવિક્રમ, રામ અને કૃષ્ણના અવતાર ખાસ નોંધપાત્ર છે. ભાગવત સંપ્રદાયમાં ચતુર્વ્યૂહની સ્વતંત્ર ઉપાસના હજી પ્રચલિત થઈ નહોતી. લક્ષ્મી અને પૃથ્વી વિષ્ણુની પત્ની ગણાવા લાગ્યાં. વિષ્ણુના તથા શ્રીકૃષ્ણના ચરિતને લગતા અનેક પ્રસંગોની કથાઓ પ્રચલિત થઈ. ભાગવત સંપ્રદાય દક્ષિણમાં છેક તામિલનાડ સુધી વ્યાપ્યો. આળવારો નારાયણ તથા શ્રીકૃષ્ણનાં ભજન ગાતા. ગોપીભાવે થતી શ્રીકૃષ્ણની ભક્તિ પણ દ્રાવિડ દેશમાં લોકપ્રિય બની. ભગવાન વિષ્ણુ અને એમના અવતારોની અનેક પ્રતિમાઓ ગુપ્તકાલીન શિલ્પ-કૃતિઓમાં મળી આવી છે. એમાં શ્રીકૃષ્ણનાં વિવિધ સ્વરૂપ ખાસ નોંધપાત્ર છે. દા. ત., ગોવર્ધનધારી શ્રીકૃષ્ણની એક સુંદર પ્રતિમા સારનાથમાં મળી છે.

ગુપ્તકાલના બીજા અનેક રાજવંશ માહેશ્વર (શૈવ) સંપ્રદાયના અનુયાયી હતા. વાયુ-પુરાણ તથા મત્સ્ય-પુરાણમાં શિવનો મહિમા પ્રતિપાદિત થયો છે. કાલિદાસ અને ભવભૂતિ જેવા મહાકવિઓના ઇષ્ટદેવ પણ મહાદેવ હતા. મિહિરકુલ જેવો હૂણ રાજા પણ પશુપતિનો ઉપાસક હતો. ગુપ્તકુલના રાજાઓ શિવના પુત્ર કુમાર-સ્કંદ (કાર્ત્તિકેય)ને ઇષ્ટદેવ ગણતા. દક્ષિણ ભારતમાં શૈવધર્મ જૈનધર્મની પ્રબળ પ્રતિસ્પર્ધા કરતો. નાયનમારો(અડિયારો)ની વાણી શૈવધર્મને લોકપ્રિય કરવામાં મહત્ત્વનો ભાગ ભજવતી. તેઓમાં તિરુમૂલર ગુપ્ત કાલના અંતભાગમાં થયા. તેમણે શુદ્ધ શૈવ સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે.

શિવાલયોમાં મુખ્યતઃ શિવલિંગની પ્રતિષ્ઠા થતી. એમાં ક્યારેક લિંગોદ્ભવ મૂર્તિ અને મુખલિંગ દ્વારા શિવની દેહાકૃતિ પણ રજૂ થતી. લિંગોદ્ભવ મૂર્તિનું સ્વરૂપ બ્રહ્મા અને વિષ્ણુ પણ જેનો પાર પામી ન શકે તેવો શિવ-મહિમા વ્યક્ત કરે છે. ગુપ્તકાલીન શિલ્પકૃતિઓમાં શિવનાં અનેકવિધ અખિલ દેહસ્વરૂપ પણ નજરે પડે છે. ઉમા-મહેશ્વરનું યુગલ-સ્વરૂપ પણ નોંધપાત્ર છે.

ઇતર દેવોમાં બ્રહ્માનો મહિમા ગૌણ દેવ તરીકે જ રહ્યો. એમની અનેક ચતુર્મુખ પ્રતિમાઓ મળે છે. સૂર્યનાં દેવાલય બંધાતાં રહ્યાં. સૂર્યની મૂર્તિનું સ્વરૂપ અને એની પૂજાની વિધિમાં ઈરાની અસર દાખલ થઈ. શ્રીકૃષ્ણના પુત્ર સામ્બે શકદ્વીપમાંથી મગ લોકોને તેડાવી ઈરાની ઢબની સૂર્યપૂજા પ્રચલિત કરી મનાય છે. મૂળસ્થાન (મુલતાન) એનું એક મુખ્ય કેન્દ્ર હતું. માળવામાં દશપુરમાં એક ભવ્ય સૂર્યમંદિર બંધાયું હતું. મગ લોકોને બ્રાહ્મણો તરીકે અપનાવી લેવામાં આવ્યા. તેમની વસ્તી શ્રીમાલ (ભિલ્લમાલ[1])માં ઘણી હતી.

---

૧. હાલનું ભીનમાલ (દક્ષિણ-પશ્ચિમ રાજસ્થાનમાં, આબુની ઉત્તર-પૂર્વે)

ઈરાની ઢબના સૂર્યસ્વરૂપની અસર ઉત્તર ભારતમાં પ્રવર્તી, જ્યારે દક્ષિણ ભારતમાં ભારતીય ઢબનું સૂર્યસ્વરૂપ પ્રચલિત રહ્યું.

શક્તિનાં સૌમ્ય સ્વરૂપોમાં પાર્વતી, લક્ષ્મી અને સરસ્વતી નોંધપાત્ર છે, જ્યારે એનાં ઉગ્ર સ્વરૂપોમાં કાલી, દુર્ગા અને ચંડી નોંધપાત્ર છે. એમાંય મહિષાસુર-મર્દિની-સ્વરૂપ વિશેષ લોકપ્રિય છે. એનાં માતૃકાસ્વરૂપોમાં અંબાનું સ્વરૂપ સુપ્રસિદ્ધ છે. એક બાજુ શક્તિ અને શિવ વચ્ચેનો સંબંધ ગાઢ થતો ગયો ને બીજી બાજુ શક્તિનો મહિમા વધતો ગયો. શિવના પરિવારમાં કાર્તિકેય અને ગણેશનો મહિમા સ્થપાવા લાગ્યો.

કેટલાક વૈદિક દેવોની ગણના દિક્પાલો તરીકે થવા લાગી. ઇન્દ્ર, યમ, વરુણ અને કુબેર એ અનુક્રમે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાના પાલક ગણાયા. ઈશાન (શિવ), અગ્નિ, નિર્ઋતિ અને વાયુ એ ચાર ખૂણાઓના રક્ષક ગણાયા. ગંગા અને યમુનાની મૂર્તિઓ દેવાલયના ગર્ભગૃહની દ્વારશાખા (બારસાખ)માં કંડારાતી.

## ભાષા અને સાહિત્ય

પ્રાગ્-ગુપ્ત કાલ દરમ્યાન ઘણા અભિલેખ અને ગ્રંથ પ્રાકૃત ભાષાઓમાં લખાતા, જ્યારે ગુપ્ત કાલ દરમ્યાન સંસ્કૃત ભાષાનો મહિમા સ્થપાયો. ગુપ્ત સમ્રાટોના શિલાલેખ, તામ્રપત્રલેખ તથા સિક્કાલેખ શુદ્ધ સંસ્કૃતમાં લખાયા છે. એમાંના કેટલાકમાં પદ્યબદ્ધ કાવ્યની સુંદર રચનાઓ જોવા મળે છે. કોસમ-અલ્લાહાબાદ સ્તંભ પર કોતરેલી સમુદ્રગુપ્ત-પ્રશસ્તિ, દિલ્હીના કુતુબમિનાર પાસે આવેલ લોહસ્તંભ પર કોતરેલી રાજા ચંદ્રની પ્રશસ્તિ, મંદસોરના શિલાલેખમાં આપેલી દશપુરના સૂર્યમંદિરની પ્રશસ્તિ, જૂનાગઢના શૈલલેખમાં આપેલી સુદર્શનના સેતુના સંસ્કાર (સમારકામ) વિશેની પ્રશસ્તિ અને મંદસોરના અભિલેખોમાં આપેલી યશોધર્માની પ્રશસ્તિ એ આવી કાવ્યરચનાઓના નોંધપાત્ર નમૂના ગણાય.

લલિત સાહિત્યમાં કવિકુલગુરુ કાલિદાસની કૃતિઓએ સંસ્કૃત સાહિત્યને ઉત્તમ કાવ્યરચનાથી સમૃદ્ધ બનાવ્યું, કવિવર કાલિદાસના 'મેઘદૂત' કાવ્યે સંસ્કૃત કાવ્યોમાં અનોખી ભાત પાડી અને એમાંથી દૂત-કાવ્યોનું નવું સ્વરૂપ પ્રગટયું. મહાકાવ્યોમાં એનાં 'કુમારસંભવ' તથા 'રઘુવંશ' પ્રશિષ્ટ ગણાયાં. એમાંના રતિ-વિલાપ તથા અજવિલાપના નિરૂપણે સંસ્કૃત સાહિત્યમાં પત્નીવિલાપ તથા પતિ-વિલાપ દ્વારા દામ્પત્યપ્રેમની ઉત્કૃષ્ટ ભાવના વ્યક્ત કરી. એનાં 'માલવિકાગ્નિમિત્ર'

અને 'વિક્રમોર્વશીયં' નામે નાટકોએ એને નાટચકાર-કવિ તરીકે નામાંકિત કર્યો; એનું 'અભિજ્ઞાન-શાકુન્તલ' નાટક એ એની સર્વોત્તમ કૃતિ છે, જેણે એને કવિકુલગુરુની પ્રતિષ્ઠા અપાવી. સમુદ્રગુપ્તના દિગ્વિજયને અનુલક્ષીને 'રઘુવંશ'માં રઘુનો દિગ્વિજય નિરૂપનાર, 'વિક્રમોર્વશીય'ના શીર્ષકમાં તેમ જ તેની અંદરનાં અનેક વાકયોમાં હેતુપુરઃસર 'વિક્રમ' શબ્દ પ્રયોજી વિક્રમાદિત્ય(ચંદ્રગુપ્ત-૨ જો)નું નામ સૂચવનાર અને કુમારગુપ્તના જન્મને અનુલક્ષી 'કુમારસંભવ' નામે મહાકાવ્ય રચનાર આ મહાકવિ ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની રાજસભાના સર્વોત્તમ કવિ તરીકે જ નહિ, સમસ્ત સંસ્કૃત સાહિત્યમાંય પ્રથમ પંક્તિની પ્રથમ સંખ્યાના સિદ્ધ કવિ તરીકેય પ્રસિદ્ધ છે.

'પંચતંત્ર' એ ભારતીય લોકસાહિત્યમાંની નીતિકથાઓનો એક ઘણો લોકપ્રિય સંગ્રહ છે. એમાં કિશોર રાજપુત્રોને મનુષ્યો તથા પ્રાણીઓની વાર્તાઓ દ્વારા રાજનીતિના સિદ્ધાંતોનો ઉપદેશ દેવાનો ઉદ્દેશ રહેલો હોય તે રીતે એનું સંકલન કરેલું છે. મૂલ 'પંચતંત્ર' હાલ ઉપલબ્ધ નથી, પરંતુ ઈ.સ. ૫૫૦ ના અરસામાં ઈરાનના રાજા ખુશરૂ નૌશીરવાંની સૂચનાથી એનું પહ્‌લવી ભાષાંતર કરવામાં આવેલું એ પરથી વર્તમાન 'પંચતંત્ર'ની રચના ગુપ્તકાલ સુધીમાં થઈ હોવાનું સ્પષ્ટ છે.

પ્રાકૃત સાહિત્યમાં પાદલિપ્ત આચાર્યની તરંગવતી-કથા, ધર્મદાસ અને સંઘદાસની 'વસુદેવહિંડી'(વસુદેવ-ચરિત) અને પ્રવરસેનનું 'સેતુબંધ' (અથવા 'રાવણવધ') કાવ્ય આ કાલમાં રચાયાં છે.

તમિળ સાહિત્યમાં શૈવ નાયનમારો અને વૈષ્ણવ આળવારોનાં ભક્તગીતો દ્વારા ભક્તિસાહિત્યનો વિકાસ સધાયો.

મહાભારત અને એના પરિશિષ્ટ રૂપે રચાયેલ હરિવંશને અંતિમ સ્વરૂપ અપાયું. પુરાણોમાં વાયુ, બ્રહ્માંડ, મત્સ્ય, બ્રહ્મ, વિષ્ણુ અને માર્કંડેય જેવાં કેટલાંક પુરાણ આ કાલ દરમ્યાન લખાયાં લાગે છે. પુરાણોમાં સૂતો અને પૌરાણિકોએ વંશપરંપરાગત રીતે જાળવેલી અને ઉમેરેલી અનુશ્રુતિઓ આપી હોય છે. એમાં સર્જન, પ્રલય અને પુનઃસર્જનની તથા જુદાજુદા મનુઓના યુગોને લગતી અનુશ્રુતિઓનો સમાવેશ થાય છે. એમાં આપેલી દેવો, ઋષિઓ અને રાજાઓની વંશાવળીઓ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની છે. એમાંની રાજવંશાવલીઓની પહેલી યાદી ભારત યુદ્ધ પછી પાંચેક પેઢીએ તૈયાર થયેલી, પરંતુ તે પછી 'ભવિષ્યના રાજાઓ' તરીકે તેમાં તે પછીના કેટલાક નવા રાજવંશ ઉમેરાયા. આ પુરવણી ગુપ્તકાલના આરંભ પર્યંતની છે.

સ્મૃતિગ્રંથોમાં કાત્યાયન-સ્મૃતિ એ આ કાલની મુખ્ય રચના છે, પરંતુ મૂળગ્રંથ ઉપલબ્ધ નથી. દેવલ-સ્મૃતિનું પણ તેવું જ છે. વ્યાસસ્મૃતિ પણ ગુપ્તકાલમાં રચાઈ લાગે છે. આ સ્મૃતિઓના શ્લોક અપરાર્ક જેવા અનુકાલીન લેખકોના ગ્રંથોમાં ઉદાહૃત થયેલા છે. પરાશર-સ્મૃતિનું વર્તમાન સ્વરૂપ ઈ. સ. ૫૦૦ સુધીમાં ઘડાયું લાગે છે. પુલસ્ત્ય, પિતામહ અને હારીત સ્મૃતિઓ હાલ ઉપલબ્ધ નથી, પરંતુ ઈ. સ. ૪૦૦ થી ૭૦૦ સુધીમાં લખાઈ જણાય છે.

દર્શનગ્રંથોમાં આ કાલ દરમ્યાન ઠીક ઉમેરો થયો. 'સાંખ્યકારિકા'ના કર્તા ઈશ્વરકૃષ્ણ ચોથી સદીમાં થયા ગણાય છે. 'ન્યાયસૂત્ર'ના ભાષ્યકાર વાત્સ્યાયન પણ એ સદીમાં થયા લાગે છે. 'વૈશેષિકસૂત્ર' પર પ્રશસ્તપાદે લખેલ 'પદાર્થધર્મસંગ્રહ' પાંચમી સદીમાં લખાયું લાગે છે. આમ દાર્શનિક સાહિત્યમાં સૂત્રગ્રંથોના ભાષ્યરૂપે કેટલાક ગ્રંથ લખાવા લાગ્યા.

શાસ્ત્રીય વિષયોમાં જ્યોતિઃશાસ્ત્રનો આ કાલમાં ઠીક વિકાસ થયો. વરાહમિહિરે 'પંચસિદ્ધાન્તિકા'માં પૈતામહ, રોમક, પૌલિશ, વાસિષ્ઠ અને સૂર્ય એ નામના પાંચ જ્યોતિષ-સિદ્ધાન્તો(પરંપરાઓ)નો પરિચય આપ્યો છે. આમાં ગ્રીક તથા રોમન પરંપરાઓનો પણ સમાવેશ થાય છે. આ પંચસિદ્ધાંતોના મૂળગ્રંથ ઈ. સ. ૩૦૦-૫૦૦ દરમ્યાન લખાયા જણાય છે.

વરાહમિહિરની પહેલાં થયેલા જ્યોતિઃશાસ્ત્રીઓમાં આર્યભટ ૧લા ખાસ નોંધપાત્ર છે. એ કુસુમપુર(પાટલિપુત્ર)ના હતા. એમનો ગ્રંથ 'આર્યભટીય' તરીકે ઓળખાય છે; તે ઈ. સ. ૪૯૯માં લખાયો છે. એ ગ્રંથમાં ગણિત, ભૂગોળ અને ખગોળના કેટલાક સિદ્ધાન્તોનું સૂક્ષ્મ અવલોકન થયેલું છે. દા. ત., ક્ષેત્રફળ અને ઘનફળ, સમીકરણો વગેરે. $\pi$નું મૂલ્ય એમાં ૩.૧૪૧૬ જેટલું સૂક્ષ્મ શોધાયું હતું. આર્યભટે સ્પષ્ટ જણાવ્યું છે કે પૃથ્વી ગોળ છે ને પોતાની ધરી પર ફરે છે અને ગ્રહણો પૃથ્વીની છાયા વડે થાય છે. વળી સંખ્યા દર્શાવવામાં એકમ, દશક, શતક ઇત્યાદિ સ્થાન પ્રમાણે અંકોનું ઉત્તરોત્તર દશગણું મૂલ્ય ગણવાની સરળ સંક્ષિપ્ત પદ્ધતિ પણ પહેલીવહેલી આર્યભટના ગ્રંથમાં જોવા મળે છે. આમ પાંચમી સદી જેટલા પ્રાચીન સમયમાં આર્યભટે ગણિત, ભૂગોળ અને ખગોળની વિદ્યાઓમાં કેટલાક ગણનાપાત્ર સિદ્ધાન્ત નિરૂપેલા છે.

વરાહમિહિર છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થયો. એ જ્યોતિઃશાસ્ત્રના તન્ત્ર (ખગોળ અને ગણિત), હોરા(કુંડળી) અને સંહિતા(ફલિત) એવા વિભાગ પાડે છે. એણે પોતાના સમયના પ્રચલિત પાંચ સિદ્ધાંતોને 'પંચસિદ્ધાન્તિકા'માં સંગૃહીત કર્યા છે એટલું જ નહિ, કેટલાક સ્વતંત્ર ગ્રંથ પણ લખ્યા છે. 'બૃહદ્-વિવાહપટલ' અને 'સ્વલ્પવિવાહપટલ' એ વિવાહ-મુહૂર્તને લગતા મોટા અને નાના

પટલગ્રંથ છે. 'યોગયાત્રા'માં વિજયી દંડયાત્રા માટેના શુભ યોગ નિરૂપ્યા છે. એવી રીતે 'લઘુજાતક' અને 'બૃહજ્જાતક' એ ફલાદેશને લગતા નાનો અને મોટો ગ્રંથ છે. એમાં યુનાની જ્યોતિષની કેટલીક અસર નજરે પડે છે. 'બૃહત્સંહિતા' એ વરાહમિહિરનો સુપ્રસિદ્ધ મહાગ્રંથ છે, જેમાં જ્યોતિષની દૃષ્ટિએ અનેકવિધ વિષયોનો જ્ઞાનસંગ્રહ કરેલો છે. ગ્રહો, પૃથ્વી, વાસ્તુવિદ્યા, પ્રતિમાવિધાન, જલાશયો, પુરુષપરીક્ષા, સ્ત્રીપરીક્ષા, અશ્વપરીક્ષા, રત્નપરીક્ષા, શકુનલક્ષણ, વિવાહ ઇત્યાદિ અનેક વિવિધ વિષયો વિશે એમાં વિપુલ માહિતી આપેલી છે.

વાત્સ્યાયન–રચિત 'કામસૂત્ર' એ કામશાસ્ત્રને લગતું સહુથી સુપ્રસિદ્ધ પુસ્તક છે. એ વિષય પર લખાયેલાં એની પહેલાંનાં પુસ્તક હાલ લુપ્ત હોઈ, એ કામશાસ્ત્રને લગતું સહુથી પ્રાચીન ઉપલબ્ધ પુસ્તક છે. વાત્સ્યાયનના સમયાંકન વિશે ઠીકઠીક મતભેદ પ્રવર્તે છે. કેટલાક એને અનુ-મૌર્ય કાલમાં મૂકે છે, તો ઘણા એને ગુપ્તકાલમાં ગણે છે. આ ગ્રંથની રચના સૂત્ર-શૈલીએ થયેલી છે, પરંતુ એમાં સંક્ષિપ્ત વિવરણ પણ આપેલું છે. આ ગ્રંથની પ્રસ્તાવનામાં ત્રણ પુરુષાર્થોમાં રહેલું કામનું મહત્ત્વ સમજાવ્યું છે. એમાં એક આદર્શ નાગરકે(નાગરિકે) સંસારમાં કેવું આનંદપ્રમોદભર્યું જીવન ગાળવું તેનું ખૂબ ઝીણવટભર્યું નિરૂપણ કરેલું છે; અને એમાં સ્ત્રીપુરુષ વચ્ચેના મધુર સંબંધની જુદીજુદી અવસ્થાઓ અને પ્રક્રિયાઓ વિશે વ્યાવહારિક માર્ગદર્શન આપેલું છે. જીવનની પ્રફુલ્લતા તથા નારીની પ્રસન્નતા વિશે અનેકાનેક સૂચન આપેલાં છે. આ પુસ્તકમાં તે સમયની સાંસારિક જીવનરીતિ તથા સાંસ્કૃતિક સ્થિતિ વિશે વિપુલ સાધન-સામગ્રી મળી રહે છે.

પ્રાકૃત સાહિત્યમાં જૈન આગમોની સમીક્ષિત વાચના(લિખિત આવૃત્તિ) તૈયાર થઈ તે ખાસ નોંધપાત્ર છે. ઈ. સ. ૩૦૦ના અરસામાં તૈયાર થયેલ માથુરી વાચના અને વાલભી વાચના વચ્ચે કેટલોક પાઠભેદ રહી ગયો હોઈ, માથુરી વાચનાના પાઠમાં તે તે સ્થાને નાગાર્જુનીય વાલભી વાચનામાં રહેલા પાઠભેદ નોંધીને દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે પાંચમી સદીના ઉત્તરાર્ધમાં વલભીમાં વાચના તૈયાર કરી, તે ભારતના સર્વ શ્વેતાંબરોમાં અદ્યાપિ પ્રચલિત છે.[1]

શ્વેતાંબરોમાં સિદ્ધસેન દિવાકરે સંસ્કૃત 'ન્યાયાવતાર' અને પ્રાકૃત 'સમ્મતિપ્રકરણ' દ્વારા જૈન ન્યાયના પ્રમાણ-શાસ્ત્રનો પાયો નાખ્યો, એવી રીતે દિગંબરોમાં આચાર્ય સમન્તભદ્રે 'આપ્તમીમાંસા' દ્વારા સ્યાદ્વાદનું સમર્થન

૧. દિગંબરો આ ગ્રંથોને મૂળ આગમ ગ્રંથો તરીકે માન્ય કરતા નથી.

કરતી તર્કપદ્ધતિનું બીજારોપણ કર્યું. વલભીના મલ્લવાદી નામે સૂરિએ 'દ્વાદશાર-નયચક્ર' નામે ગ્રંથ લખી પરવાદનું ખંડન તથા નયવાદ અને સ્યાદ્વાદનું પ્રતિપાદન કર્યું. આમ જૈન સાહિત્યમાં ન્યાય(તર્કશાસ્ત્ર)ના ક્ષેત્રમાં મહત્ત્વનાં પ્રદાન થયાં.

એવી રીતે બૌદ્ધ સાહિત્યમાં પણ ન્યાયવિદ્યાનું સારું ખેડાણ થયું. વસુબંધુએ વિભાષાઓનું અધ્યયન કરી 'અભિધર્મકોશ' નામે ગ્રંથ અને એના પર ભાષ્ય લખ્યું. બૌદ્ધોમાં આ ગ્રંથને ઘણું મહત્ત્વનું સ્થાન મળ્યું. આ ગ્રંથના ચીની ભાષામાં અનુવાદ થયા અને ચીનમાં એના પરથી 'કોશ સંપ્રદાય' નામે સંપ્રદાય શરૂ થયો. ચીન અને જાપાનમાં એનો સૂક્ષ્મ અભ્યાસ થાય છે. 'પરમાર્થસપ્તતિ'માં વસુબંધુએ સાંખ્ય મતનું ખંડન કર્યું. વસુબંધુના શિષ્ય ગુણપ્રભે મહાયાન મત તજી વૈભાષિક મતનો અંગીકાર કર્યો.

કુમારજીવ, જેમણે અનેક બૌદ્ધ ગ્રંથોનો સંસ્કૃતમાંથી ચીની ભાષામાં અનુવાદ કર્યો તે, માધ્યમિક મતના અનુયાયી હતા. નાલંદામાં સંઘરક્ષિતના શિષ્ય બુદ્ધપાલિત અને ભાવવિવેક પણ આ મતના પ્રતિપાદક હતા. બુદ્ધપાલિતે નાગાર્જુનના 'મૂલમાધ્યમકસૂત્ર' પર ભાષ્ય લખ્યું ને શૂન્યતાનું પ્રતિપાદન કર્યું. ભાવવિવેકે નાગાર્જુનના એ ગ્રંથ પર 'પ્રજ્ઞાપ્રદીપ' નામે વિવરણ-ગ્રંથ લખ્યો. વળી તેણે 'માધ્યમિક-હૃદય' નામે સ્વતંત્ર ગ્રંથ પણ લખ્યો ને એના પર 'તર્કજ્વાલા' નામે વૃત્તિ લખી.

મૈત્રેયનાથે માધ્યમિક મતમાં થોડો સુધારો કરી વિજ્ઞાનવાદનું પ્રતિપાદન કર્યું. એમણે 'અભિસમયાલંકાર-કારિકા', 'મધ્યાન્ત-વિભાગ' અને 'બોધિસત્ત્વભૂમિ' નામે સંસ્કૃત ગ્રંથ લખ્યા છે. એમના શિષ્ય અસંગે 'સપ્તદશભૂમિશાસ્ત્ર', 'મહાયાનસંગ્રહ,' 'અભિધર્મસમુચ્ચય' ઇત્યાદિ ગ્રંથ લખ્યા. એમના નાના ભાઈ વસુબંધુ સર્વાસ્તિવાદી હતા. અસંગે વસુબંધુને વિજ્ઞાનવાદ-યોગાચાર મતના અનુયાયી બનાવ્યા. વસુબંધુએ 'વિજ્ઞપ્તિમાત્રતાસિદ્ધિ' નામે ગ્રંથ લખ્યો, જે વિજ્ઞાનવાદ વિશેનો મહત્ત્વનો ગ્રંથ છે. વળી એણે 'વાદહૃદય', 'વાદવિધિ' અને 'વાદવિધાન' જેવા વાદ-વિષયક ગ્રંથ લખ્યા અને ન્યાયવિદ્યામાં મહત્ત્વનો ફાળો આપ્યો. વસુબંધુ નાલંદા વિહારના આચાર્ય હતા.

એમના શિષ્યોમાંના કેટલાક શિષ્યો પણ પ્રસિદ્ધ છે. ગુણમતિએ 'અભિધર્મકોશ' પર વૃત્તિ લખી દ્વૈતમતનું તેમજ માધ્યમિક મતનું ખંડન કર્યું. એમના શિષ્ય પરમાર્થે ગુણમતિના 'લક્ષણાનુસારશાસ્ત્ર'નો ચીની ભાષામાં અનુવાદ કર્યો.

સ્થિરમતિએ વસુબંધુના 'અભિધર્મકોશ,' 'અભિધર્મસમુચ્ચય' ઇત્યાદિ ગ્રંથો પર વૃત્તિ લખી.

દિઙ્નાગ એ વસુબંધુના વિખ્યાત શિષ્ય છે. તેઓ મૂળ કાંચીના બ્રાહ્મણ હતા, પણ વસુબંધુના શિષ્ય બની વિજ્ઞાનવાદી થયા હતા. એમણે ન્યાયવિદ્યાને વાદવિદ્યાથી છૂટી પાડી શુદ્ધ સ્વરૂપ આપ્યું. એમણે ન્યાય વિશે અનેક ગ્રંથ લખ્યા છે, જેમાં પ્રમાણ–સમુચ્ચય સર્વોત્તમ ગણાય છે. 'ન્યાયપ્રવેશ' અને 'પ્રજ્ઞાપારમિતાપિંડાર્થ' એ બે ગ્રંથ મૂળ સંસ્કૃતમાં ઉપલબ્ધ છે, જ્યારે એમના કેટલાક ગ્રંથોના ચીની અનુવાદ જ જળવાયા છે.

અસંગ, વસુબંધુ અને દિઙ્નાગ જેવા વિદ્વાનો દ્વારા બૌદ્ધ ન્યાયનો ઘણો વિકાસ થયો.

આમ સાહિત્યના ક્ષેત્રમાં ગુપ્તકાલ દરમ્યાન જે વિવિધ સ્વરૂપો અને વિષયોનું ખેડાણ થયું, તેમાં કાવ્યો, રૂપકો, પુરાણો અને દર્શનગ્રંથો તથા ન્યાયગ્રંથો અનોખી ભાત પાડે છે.

**સ્થાપત્ય**

ગુપ્તકાલ દરમ્યાન સ્થાપત્ય, શિલ્પકલા તથા ચિત્રકલામાં કેટલોક મહત્ત્વનો વિકાસ સધાયો.

બૌદ્ધ સ્થાપત્યમાં ચણેલા સ્તૂપોમાં તેમ જ શૈલઉત્કીર્ણ ચૈત્યગૃહો તથા વિહારોના અનેક નમૂના મળે છે.

પશ્ચિમ ઘાટના ડુંગરોમાં મહાયાન ચૈત્યગૃહ તથા વિહાર કંડારાયા. અજંટાની[૧] ગુફાઓમાં ચારપાંચ ચૈત્યગૃહોનો સમાવેશ થાય છે.[૨] ગુફા નં. ૯ અને ૧૦માંનાં પ્રાક્કાલીન ચૈત્યગૃહ હીનયાનનાં હતાં, જ્યારે ગુફા નં. ૧૯ અને ૨૬માંનાં અનુકાલીન ચૈત્યગૃહ મહાયાનનાં છે. આમાંની ગુફા નં. ૧૯ છઠ્ઠી સદીના આરંભમાં કંડારાયેલી જણાય છે. એમાં અગાઉના ચૈત્યગૃહની જેમ ગોળ પછીતવાળા લંબચોરસ ખંડની અંદર પાછલા ભાગમાં સ્તૂપ છે ને એની આગળના ભાગમાં બે ઊભી સ્તંભાવલી છે. સ્તૂપના અંડની નીચે ઊંચી પીઠિકા કરેલી છે ને એના અગ્રભાગની વચ્ચે ગોખલામાં ઊભેલા બુદ્ધની પ્રતિમા કંડારેલી છે (આકૃતિ ૨૪). અંડ પરની હર્મિકા પર ત્રણ છત્રની છત્રાવલી છે,

---

૧. આ ડુંગરમાં અગાઉ અનુ-મૌર્યકાલમાં હીનયાન ભિક્ષુઓ રહેલા, તે પછી ત્રણેક સદીઓ બાદ અહીં મહાયાન ભિક્ષુઓ રહેવા લાગ્યા. તેમને માટેનાં શૈલગૃહ વાકાટક રાજાઓના સમયમાં શરૂ થયાં.

૨. ગુફા નં. ૨૯માં ચૈત્યગૃહ કંડારાવું શરૂ થઈ અધૂરું રહેલું છે.

જેના પરનો કલશ છતને અડે છે ચૈત્યખંડના આગલા ભાગમાં સુશોભિત પ્રવેશ-ખંડ છે; ટોચના વચલા ભાગમાં જાળીવાળી મોટી ચૈત્યબારી નોંધપાત્ર છે. ઠેકઠેકાણે દર્શનીય મૂર્તિશિલ્પો અને સુશોભન-આકૃતિઓ દેખા દે છે. દીવાલો પર ભગવાન બુદ્ધને લગતાં સુંદર ચિત્રો આલેખાયાં છે.

સ્તંભોની કુંભીઓ સાદી અને ચોરસ છે. સ્તંભોનો મધ્યભાગ અષ્ટકોણ અને ઉપલો ભાગ ગોળ છે. એની આમલક ઘાટની શિરાવટીઓ તથા એના પરની બુદ્ધપ્રતિમાઓ તેમ જ ગંધર્વો અને અશ્વો તથા ગજોના સુશોભિત ઘાટ જોવાલાયક છે. શિરાવટીઓમાં કંડારેલ વિવિધ શિલ્પકૃતિઓ પણ દર્શનીય છે.

આમ ચૈત્યગૃહમાં પહેલાં ચૈત્ય(પૂજવાના પદાર્થ) તરીકે સ્તૂપનું મહત્ત્વ હતું, જ્યારે હવે મહાયાનના ચૈત્યગૃહમાં એને બદલે બુદ્ધપ્રતિમાને અગ્રિમ સ્થાન અપાયું. પરિણામે સ્તૂપની સમાધિ તરીકેની મૂળ ભાવના લુપ્ત થઈ ને તેને સ્થાને બુદ્ધિપ્રતિમાનું મહત્ત્વ સ્થપાયું. ચૈત્યગૃહ હવે પ્રતિમાલય બનવા લાગ્યું.

મહાયાનની આ અસર એના વિહારોમાં પણ નજરે પડે છે. અજંટાના વિહારોમાં વચલા ખંડમાં હવે સ્તંભ ઉમેરાતા જાય છે.[1] ગુફા નં. ૧૧માં વચ્ચે ચાર સ્તંભ ઉમેરાયા મધ્યખંડની આગળ પ્રવેશખંડ હોય છે. ને ચોકની ત્રણ બાજુએ હરોળબંધ આવાસ-ખંડો હોય છે. પાછલી હરોળના વચલા ખંડમાં ભગવાન બુદ્ધની પ્રતિમા કંડારાતી. ગુફા નં. ૭માં ચાર-ચાર સ્તંભની બે ચોકી કંડારેલી છે. ગુફા નં. ૬નો વિહાર બે મજલાનો એકમાત્ર વિહાર છે. નીચલા મજલામાં ચાર સ્તંભોની આસપાસ ચાર ચાર સ્તંભોની સ્તંભાવલી કરેલી છે; ઉપલા મજલામાં મધ્યખંડમાં માત્ર ચાર બાજુઓએ એની સ્તંભા-વલી કરવામાં આવી છે. આ રચના પછીના વિહારોમાં ચાલુ રહી.

ગુફા નં, ૧૬ અને નં. ૧૭માંના વિહાર વાકાટક-નરેશ હરિષેણના સમયમાં (અર્થાત્ ઈ. સ. ૪૭૫-૫૦૦માં) કંડારાયા ને સ્થાપત્યની દૃષ્ટિએ ખાસ નોંધપાત્ર છે.[2] ગુફા નં. ૧૬ના ચોકમાં ૨૦ સ્તંભ આવેલા છે. એની

---

૧. અગાઉના વિહારોના ચોક સ્તંભ વિનાના હતા (દા. ત., ગુફા નં. ૧૨ અને ૧૩માં). ચણતરના વિહારોમાં આ મધ્યખંડ ખુલ્લા ચોકના સ્વરૂપનો હોય છે, પરંતુ ડુંગરોમાં કંડારેલા વિહારમાં એની છત રખાતી હોવાથી એમાં પૂરતો પ્રકાશ રહેતો નથી.

૨. ગુફા નં. ૧૬ના વરંડામાં એક સંસ્કૃત લેખ કોતરેલો છે, તેમાં આ લયન (ગુફા) રાજા હરિષેણના સચિવ વરાહદાસે માતાપિતાના શ્રેય અર્થે કરાવી બૌદ્ધ ભિક્ષુસંઘને અર્પણ કરાવ્યાનું જણાવ્યું છે.

ત્રણ બાજુએ કુલ ૧૪ આવાસખંડ કંડારેલા છે. પાછલી હરોળમાં પ્રલંબ-પાદાસનમાં[1] બેઠેલા ભગવાન બુદ્ધની પ્રતિમાવાળું ગર્ભગૃહ છે. આગળ પાંચ સ્તંભવાળો રવેશ છે. ગુફા નં. ૧૭ની રચના લગભગ તેવી જ છે. આ બંને વિહારોમાં સ્તંભના ઘાટનું વિપુલ વૈવિધ્ય તેમજ મૂર્તિશિલ્પો તથા સુશોભન-શિલ્પોનું પ્રચુર કલાકૌશલ નોંધપાત્ર છે. વળી આ ગુફાઓમાં સુંદર ચિત્ર આલેખવામાં આવ્યાં છે. ગુફા નં. ૧૫ માં સિંહાસન પર બેઠેલા બુદ્ધની અને ગુફા નં. ૨૦ માં વ્યાખ્યાન આપતા બુદ્ધની પ્રતિમા નજરે પડે છે. આ ગુફાઓનાં ચિત્ર લુપ્ત થયાં છે. ગુફા નં. ૧૮ નાની અને સાદી છે; તેમાંથી ગુફા નં. ૧૯ના ચૈત્યગૃહમાં જવાય છે.

માળવામાં દાહોદ પાસે બાઘ નદીને કાંઠે બાઘ ગામની પાસે આવેલ ડુંગરના શૈલમાં કંડારેલી ગુફાઓ ગુપ્તકાલના અંતભાગની અને અનુ-ગુપ્તકાલની અજંટા ગુફાઓની સમકાલીન છે. એમાંનાં અનેક શૈલગૃહ ખડકના નરમ પ્રકારને લઈને ઘણાં ઘસાઈ ગયાં છે. ગુફા નં. ૧ માં ચાર સ્તંભવાળો એક સાદો ખંડ રહેલો છે. આગળનો રવેશ નષ્ટ થયો છે. ગુફા નં. ૨ ના મધ્યખંડમાં અજંટાની ગુફા નં. ૧૬ની જેમ કુલ ૨૦ સ્તંભોનો ચોરસ રચેલો છે, પરંતુ એની અંદર વચ્ચે ચાર ગોળ સ્તંભોનો નાનો ચોરસ ઉમેર્યો છે. મુખ્ય સ્તંભ સમચોરસ બેસણીવાળા છે. એના દંડ સમચોરસ, અષ્ટકોણ, દ્વાદશકોણ, ષોડશ-કોણ અને ચતુર્વિંશતિકોણ જેવા અનેકવિધ આકાર ધરાવે છે. આ ગુફાને હાલ 'પાંડવોની ગુફા' કહે છે. આ ગુફાનું સ્વરૂપ આગળ જતાં ગુફા નં. ૪ માં વિકસ્યું છે. પાછલા ચૈત્યગૃહમાં સ્તૂપ કંડારેલો છે. અહીં ચૈત્ય તરીકે સ્તૂપ સ્થાપતા, પ્રતિમા નહિ. મધ્યખંડની ત્રણ બાજુએ કુલ ૨૦ આવાસ-કુટિઓ કરી છે.

શૈલ-સ્થાપત્યની સાથે સાથે ઇમારતી સ્થાપત્યનો પણ વિકાસ થતો ગયો. ઈંટેરી સ્તૂપો અને વિહારોના નમૂના પ્રાગ્-ગુપ્તકાલના પણ મળે છે.[2] પરંતુ ઈંટેરી ચૈત્યગૃહના નમૂના ગુપ્તકાલમાં દેખા દે છે. તેર (જિ. શોલાપુર) અને ચેઝરલા (જિ. કૃષ્ણા) ગામમાં એના નાના પણ મોજૂદ નમૂના રહેલા છે,

ગુફા નં. ૧૭ ના વરંડામાં પણ એક સંસ્કૃત અભિલેખ છે, જેમાં એ ગુફા રાજા હરિષેણના સ્થાનિક સામંતે કરાવી હોવાનું જણાવ્યું છે.

૧. નીચે લટકતા પગ રાખીને બેઠેલા.

૨. ગુજરાતમાં શામળાજી પાસે મળેલાં બૌદ્ધ સ્તૂપ અને વિહાર ચોથી સદીનાં ઈંટેરી સ્મારક છે.

જે ચોથી-પાંચમી સદીના જણાય છે. એની પછીત ગોળ છે અને બાકીનો ભાગ લંબચોરસ છે. એની મૂળ છત અર્ધનળાકાર છે. આમ આ ઈંટેરી ચૈત્યગૃહનો ઘાટ શૈલ-ચૈત્યગૃહના ઘાટ જેવો જ છે.[1] ઐહોળી[2](ધારવાડ)ના દુર્ગામંદિરનું તલમાન પણ આ પ્રકારનું છે. પરંતુ એનું છાવણ સપાટ છે અને એના પાછલી ભાગ પર શિખર ઉમેરાયું છે. ભીતરગાંવ(જિ. કાનપુર)નું દેવાલય અને તેરનાં બીજાં બે શિવાલય સળંગ શિખરવાળાં ઈંટેરી દેવાલય છે. કપિલવસ્તુ, બુદ્ધગયા, સારનાથ,[3] કુશિનગર, રાજગૃહ[4] અને નાલંદાના સ્તૂપ, વિહાર અને ચૈત્યગૃહ પણ ઈંટેરી છે. સિંધમાં ૫મી–૬ઠ્ઠી સદીમાં ઈંટેરી સ્તૂપો અને વિહારો બંધાયા. એમાં મીરપુર ખાસ પાસેનાં ખંડેરોના ખોદકામમાં ઈંટેરી સ્તૂપનો સુંદર નમૂનો મળ્યો છે. એની પીઠિકાના પશ્ચિમ ભાગમાં ત્રણ ચૈત્ય કરેલાં છે.

ગુપ્તકાલ દરમ્યાન બ્રાહ્મણધર્મનાં કેટલાંક શૈલગૃહ પણ કંડારાયાં. મધ્યપ્રદેશમાં ભીલસા પાસે આવેલ ઉદયગિરિમાં કેટલાંક શૈલગૃહ આવેલાં છે. એ અંશતઃ શૈલ-ઉત્કીર્ણ અને અંશતઃ શિલા-રચિત છે, કેમ કે એમાં મુખ્ય ખંડ શૈલમાંથી કંડારી કાઢેલો હોય છે ને એની આગળનો રવેશ શિલાથી ચણેલો હોય છે. બે શૈલગૃહોમાં લેખ કોતરેલા છે, જે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયના (લગભગ ઈ.સ. ૪૦૧ ના) છે. આ શૈલ-દેવાલયોમાં ગર્ભગૃહ અને એની આગળની ચોકી-વાળા પ્રાચીન દેવાલય-સ્વરૂપની ઝાંખી થાય છે.

પુરાતન પર્ણકુટીઓના પ્રકારનાં દેવાલય ટકાઉ નહોતાં, જ્યારે શૈલ-ઉત્કીર્ણ દેવાલયોમાં પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા થઈ શકતી નહિ. આથી દેવાલયો માટે ઈંટો તથા પથ્થરનાં ઇમારતી બાંધકામ પ્રચલિત થયાં. આ પ્રકારના દેવાલયનું સ્થાપત્યસ્વરૂપ ગુપ્તકાલમાં ઘડાયું. આથી ગુપ્તકાલે ભારતીય સ્થાપત્યના ઇતિહાસમાં એક નવો યુગ આરંભ્યો ગણાય છે.

સપાટ છતવાળું ચોરસ ગર્ભગૃહ અને એની આગળ સપાટ છતવાળી ચોકી એ આવા ભારતીય દેવાલયનું આરંભિક સ્વરૂપ છે. આ પ્રકારનો એક નમૂનો

---

૧. આગળ જતાં એમાં બ્રાહ્મણધર્મના દેવની પ્રતિમા પધરાવીને અને એની આગળ મંડપ ઉમેરીને એને દેવાલયનું સ્વરૂપ આપવામાં આવ્યું છે.

૨. એ ચાલુક્ય રાજાઓની, વાતાપિ પહેલાંની, રાજધાની હતી.

૩. સારનાથનો ધામેખ સ્તૂપ છઠ્ઠી સદીનો છે. એની પીઠિકામાં આઠ પ્રલંબ કાઢેલા છે ને એ દરેકમાં મૂર્તિ માટેનો ગોખલો છે. પીઠિકા પર નળાકાર મજલો અને એના પર ગોળાર્ધ અંડ છે.

૪. 'જરાસંધ-બેઠક'માંના બે સ્તૂપ ઊંચા ઊંચા લાઈટટાવર જેવા લાગે છે' એમાંનો એક સારનાથના ધામેખ સ્તૂપના આકારનો અને સમયનો છે.

સાંચીના સ્મારક નં. ૧૭ માં જોવા મળે છે. આ મંદિર નાનું પણ નમૂનેદાર છે. એનું ગર્ભગૃહ સમચોરસ તલમાન ધરાવે છે, એને એક જ પ્રવેશદ્વાર છે અને એનું છાવણ સપાટ છે. એની દીવાલો પથ્થરની અને સાવ સાદી છે. ફક્ત ઉપરના ભાગમાં એક થર બહાર કાઢવામાં આવ્યો છે ને ઉપલી પાળીમાં વરસાદના પાણીના નિકાલ માટે બહાર પડતી નીકો કાઢવામાં આવી છે. એનું છાવણ લંબચોરસ શિલાઓનું બનેલું છે ને ઉપરથી પણ છેક સપાટ છે. ગર્ભગૃહના પ્રવેશદ્વારનું ચોકઠું તથા એને બે છેડે ગોઠવેલા અર્ધસ્તંભ સુશોભનોથી અલંકૃત છે. એની આગળના ભાગમાં થોડે અંતરે ચાર સુશોભિત સ્તંભ ઊભા કરી એક લંબચોરસ ચોકી રચવામાં આવી છે. છેડા પરના સ્તંભો કરતાં વચ્ચેના સ્તંભો વચ્ચે વિશેષ અંતર રાખેલું છે. વચલા સ્તંભાંતરની આગળ પગથિયાં કરવામાં આવ્યાં છે. તિગાવા(જિ. જબલપુર)નું કંકાલી દેવીનું મંદિર તથા એરણ(જિ. સાગર, મધ્યપ્રદેશ)નું વિષ્ણુ-મંદિર પણ આ પ્રકારનું છે. એરણમાં ગર્ભગૃહનું તલમાન લંબચોરસ છે.

આગળ જતાં ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણા-માર્ગ રખાયો. એ બધાને એક મોટા ચોરસમાં ગોઠવીને એના ઉપર સપાટ છાવણ કરતા. આથી પ્રદક્ષિણા-માર્ગ પણ છતથી ઢંકાતો. મોટા ખંડની આગળ કંઈક નાની લંબચોરસ ચોકી હોય છે ને એની આગળ પગથિયાં હોય છે. ચોકી ત્રણ બાજુએ ખુલ્લી હોય છે, જ્યારે ગર્ભગૃહ તથા એને સમાવતો મોટો ખંડ દીવાલોથી ઢંકાયેલાં હોય છે. બીજું, અંદરના ગર્ભગૃહની છત ઉપર કેટલીક વાર ઉપલો મજલો કરવામાં આવતો. ગર્ભગૃહ પર ઊંચું શિખર કરવાની લાંબી ક્રમિક પ્રક્રિયામાં આ પહેલું પગથિયું ગણાય. આ પ્રકારના દેવાલયનો નમૂનો મધ્ય પ્રદેશના નાચના કુઠારા નામે ગામના પાર્વતી-મંદિરમાં જોવા મળે છે. એમાં ગર્ભગૃહની છત ઉપર મજલો કરેલો છે.

નાગોડ પાસે આવેલા ભૂમરા ગામના શિવાલયમાં પ્રદક્ષિણા-માર્ગને ઉપરથી ખુલ્લો રાખેલો છે. એનાં પ્રવેશદ્વાર, દીવાલોની ટોચ અને છતની અંદર તેમ જ સ્તંભો પર ગુપ્તકાલીન શિલ્પકૃતિઓનું સુશોભન વિપુલ પ્રમાણ ધરાવે છે. આ દેવાલયને ઉપલો મજલો નથી, પરંતુ એનાં પગથિયાંની બે બાજુએ બે નાની દેરીઓ કરેલી છે. ઐહોળીના હુચ્ચીમલ્લીગુડી મંદિરમાં ગર્ભગૃહની સપાટ છત પર મજલો કરેલો છે.

ઐહોળી(જિ. ધારવાડ)ના લાડખાન મંદિરમાં તથા કોંત-ગુડી મદિરમાં દીવાલોની અંદર સ્તંભોની વચ્ચે વચ્ચે જાળીઓ કરેલી છે. એમાં પણ ગર્ભ-ગૃહની ઉપર ઉપલો મજલો કરેલો છે (આકૃતિ ૨૫).

શિખરવાળા દેવાલયના ઉલ્લેખ પાંચમી સદીથી થયેલા મળે છે, પરંતુ હાલ એનો સહુથી પ્રાચીન ઉપલબ્ધ નમૂનો છઠ્ઠી સદીનો છે. એ છે ઝાંસી જિલ્લાના દેવગઢનું દશાવતાર મંદિર, જે પથ્થરનું બાંધેલું છે. એની પીઠિકાની ચારેય બાજુએ વચ્ચે પગથિયાં કરેલાં છે ને એની ચારેય દીવાલને ફરતો મૂર્તિશિલ્પવાળા ગોખલાઓનો થર કંડારેલો છે. ગર્ભગૃહની ચારેય બાજુ ચાર-ચાર સ્તંભોની હરોળવાળી એકેક ચોકી કાઢેલી છે. ગર્ભગૃહનું પ્રવેશદ્વાર વિવિધ શિલ્પકૃતિઓથી વિભૂષિત છે. એની બાકીની ત્રણ દીવાલોમાં પણ સુંદર મૂર્તિશિલ્પવાળા ગોખલા કાઢેલા છે. દીવાલોની ટોચ પાસે નાના કમાનદાર ગોખલાઓનો પટો કરેલો છે. ગર્ભગૃહની ઉપર ધીમેધીમે સાંકડા થતા થરોવાળું પિરામિડ ઘાટનું શિખર નજરે પડે છે. હાલ એ ભગ્ન હાલતમાં છે. એનો ટોચનો ભાગ તૂટી ગયેલો છે. છતાં હવે દેવાલયના ગર્ભગૃહ ઉપર સળંગ શિખર કરવાનાં પગરણ થયાં હોવાનું સ્પષ્ટ માલૂમ પડે છે.

સૌરાષ્ટ્રમાં ગોપ(જિ. જામનગર)ના મંદિરમાં ગર્ભગૃહ, એને ફરતો પ્રદક્ષિણા-પથવાળો મંડપ અને ગર્ભગૃહ પર ચૈત્યબારીની ભાતવાળું પિરામિડ ઘાટનું નાનું શિખર જોવા મળે છે. ગુજરાતનું એ સહુથી પ્રાચીન ઉપલબ્ધ મંદિર (આકૃતિ ૪૨) છે. થાન(જિ. સુરેન્દ્રનગર)ના જૂના મંદિરની રચના એને મળતી છે. કદવાર(જિ. જૂનાગઢ) અને કલસાર(જિ. ભાવનગર)ના મંદિરમાં શિખર થાનના જૂના મંદિરના શિખર જેવાં છે, પરંતુ એનાં ગર્ભ-ગૃહ આડા લંબચોરસ આકારનાં છે. પોરબંદર પાસે આવેલ વિસાવાડા અને બીલેશ્વરનાં પ્રાચીન મંદિરોમાં શિખરના આ પિરામિડ ઘાટનો ઉત્તરોત્તર વિકાસ જોવા મળે છે.

પઠારીનું પ્રાચીન મંદિર[1] દેવગઢના દશાવતાર મંદિર જેવું છે. ભીતરગાંવ-(જિ. કાનપુર)નું ઈંટેરી મંદિર, તેરનાં ઉત્તરેશ્વર અને કાલેશ્વર મંદિર તથા બુદ્ધગયાનું અસલ મંદિર પણ આ પ્રકારનાં ઇંટેરી મંદિર છે. આ મંદિરોના શિખરમાં ઉત્તર ભારતની નાગરશૈલીનાં પગરણ થયાં છે.

## શિલ્પકલા

મથુરા અને અમરાવતીની શિલ્પકૃતિઓમાં માનવ-શિલ્પનું પ્રાધાન્ય ખીલેલું છે. યુવકો અને યુવતીઓના દેહસૌષ્ઠવ અને સૂક્ષ્મવેશ દ્વારા કલાકાર સ્વાભાવિકતા તો દર્શાવે છે; તે ઉપરાંત અંતર્ધ્યાન અને ચિંતનશીલતા દ્વારા માનવની

---

૧. એમાં પહોળાઈ કરતાં ઊંચાઈ બમણી હોવાનો, શિલ્પશાસ્ત્રમાં જણાવેલો, નિયમ બરાબર જળવાયો છે.

અંતર્મુખતા પણ વ્યક્ત કરે છે. તનની તથા મનની સ્થિરતા અને સમતુલા અભિવ્યક્ત થાય છે. નેત્ર અને ઓષ્ઠની ચંચલતાને સ્થાને એની નિશ્ચલતા માનવની માનસિક શમતાનો ભાવ વ્યક્ત કરે છે. કાયાનું વિશાળ કદ, વસ્ત્રાભૂષણનો ઠઠારો ને ઉત્તેજિત ક્રિયા કે ઊર્મિનું અહીં કંઈ મહત્ત્વ રહેલું નથી. પ્રાણીઓ અને વનસ્પતિના સાહચર્યની પણ અહીં આવશ્યકતા રહી નથી. અહીં તો સ્થિર અને સ્વતંત્ર, ધીર અને શાંત એવા મહાનુભાવ માનવને મૂર્ત કરવામાં આવતો.[2]

મથુરા-કલા અનુ-મૌર્ય કાલથી ખીલી હતી ને એની અસર શ્રાવસ્તી, પ્રયાગ, સારનાથ વગેરે સ્થળોએ પ્રસરી હતી. આ કલાનો વિકાસ ગુપ્ત-કાલ દરમ્યાન ચાલુ રહ્યો. બુદ્ધો અને બોધિસત્ત્વોની પ્રતિમાઓમાં શારીરિક સ્થિરતા ઉપરાંત માનસિક શમતાની પણ અભિવ્યક્તિ થવા લાગી. જ્યાં ભગવાન બુદ્ધે ધર્મચક્ર-પ્રવર્તન કરેલું તે સારનાથમાં તેમની વ્યાખ્યાનમુદ્રાવાળી શાંત ભવ્ય પ્રતિમા (આકૃતિ ૨૬) ઘડાઈ. એની સરખામણીએ મથુરાની પ્રતિમાઓમાં અતીન્દ્રિય ભવ્યતા તથા આધ્યાત્મિક શમતાની ભાગ્યે જ ઝાંખી થાય છે.

ગંગા-યમુના પ્રદેશમાં તથા માલવદેશમાં સારનાથ અને મથુરાની શિલ્પશૈલી કેટલીક શિલ્પકૃતિઓમાં નજરે પડે છે, તો બીજી કેટલીક કૃતિઓમાં પ્રાદેશિક પ્રાચીનશૈલી પણ દેખા દે છે. આ સ્થાનિક શૈલીમાં શારીરિક સ્થૂલતાનું વિશેષ પ્રમાણ રહેલું હોય છે. એમાં ઉદયગિરિનું વરાહાવતાર શિલ્પ અનોખી ભાત પાડે છે.

પૂર્વભારતની ગુપ્તકાલીન શિલ્પકૃતિઓમાં સારનાથ-શૈલીની અલૌકિકતા તથા માનવ-ભાવની લૌકિકતાનું અદ્ભુત સંયોજન જોવા મળે છે.

દખ્ખણની શિલ્પકૃતિઓમાં શમતા અને સ્થિરતાની સાથે અંતર્મુખ ઉત્સાહ, જ્ઞાન અને પરમસુખની અનુભૂતિ થતી નથી. ઐહોળાની શિલ્પકૃતિઓમાં આન્ધ્ર અને પલ્લવ શૈલીની કેટલીક સ્પષ્ટ અસર રહેલી છે.

પ્રાણીઓની આકૃતિઓને તથા ફૂલવેલની તેમજ ભૂમિતિની આકૃતિઓને હવે મનુષ્યશિલ્પને છેડે કે દીવાલોના પટાઓમાં સ્થાન અપાયું. પરંતુ એના રેખાંકનમાં પણ કલાકારનું કૌશલ સ્પષ્ટતઃ વિકસ્યું. ગંગા-યમુના પ્રદેશમાં તથા પ્રાચ્યદેશમાં એ વિપુલ પ્રમાણમાં પ્રયોજાય છે. દખ્ખણમાં વનસ્પતિની આકૃતિઓ જવલ્લે જ જોવા મળે છે.

---

૨. કલાસિકલ એઇજ, પૃ. ૫૧૬–૧૮

આર્યાવર્તમાં પૌરાણિક માન્યતાઓના પ્રચારને લઈને સર્જન, સ્થિતિ અને સંહારના પ્રસંગોના નિરૂપણ દ્વારા નવા સનાતનધર્મનો વિકાસ થયો ને ગુપ્તકાલીન શિલ્પકૃતિઓમાં તેનું પ્રતિબિંબ પડે છે.

ગુપ્તકાલીન શિલ્પકલા ઘણે અંશે વિકાસની ઉત્કૃષ્ટ અવસ્થા દર્શાવે છે.

**ચિત્રકલા**

ગુપ્તકાલ દરમ્યાન લલિત કલાઓમાં ચિત્રકલા મહત્ત્વનું સ્થાન ધરાવતી. સંસ્કૃત સાહિત્યમાં લેખ્યચિત્રો તથા લેપ્યચિત્રો(ફલકચિત્રો તથા ભિત્તિચિત્રો)નો, ચિત્રશાળાઓનો, ચિત્રકલાનાં સાધનોનો, ભિત્તિચિત્રોની ભૂમિકા માટે તૈયાર કરવાના વજ્રલેપનો, વિવિધ રંગોનો, ભાવના અને ચેતનાની અભિવ્યક્તિનો અને ચિત્રના પ્રકારોનો ઉલ્લેખ આવે છે.

આ કાલમાં રાજાઓનાં તથા સામાન્ય ગૃહસ્થોનાં મકાનોમાં આલેખાયેલાં ચિત્રોના નમુના મળતા નથી, પરંતુ કેટલાંક ધર્મસ્થાનોનાં ભિત્તિચિત્ર જળવાઈ રહ્યાં છે. કણ્હેરી, ઔરંગાબાદ અને પીતલખોડાની ગુફાઓનાં ભિત્તિચિત્રોની આછી નિશાનીઓ જ રહી છે, પરંતુ અજંટાની અમુક ગુફાઓમાં ગુપ્તકાલીન ચિત્ર ઘણે અંશે જળવાયાં છે. શૈલની સખત અને છિદ્રાળુ સપાટી પર પથ્થરના કણ માટી, છાણ, અને કુશકી વગેરેના મિશ્રણમાંથી તૈયાર કરેલ જાડો અને સરખો લેપ લગાડવામાં આવતો. પછી એને ઘસીને સપાટ અને સુંવાળો કરવામાં આવતો અને એ લીલો (ભીનો) હોય તે દરમ્યાન તેના પર ચૂનાનો થર લગાડવામાં આવતો. એના પર પહેલાં લાલ ગેરુથી ચિત્રની રૂપરેખા આલેખવામાં આવતી. પછી જુદાજુદા રંગ પુરાતા; ત્યાર પછી રૂપરેખાને કોઈ ઘેરા રંગમાં પુનઃ આલેખતા. રેખા તેમજ રંગની બાબતમાં ચિત્રકાર એવું કલાકૌશલ દાખવતો કે ચિત્રકૃતિમાં ઘન પદાર્થના ત્રીજા માન(માપ)નોય ભાસ થતો. રંગોમાં મુખ્યતઃ ધાતુરાગ(લાલ રંગ), કુંકુમરંગ, સિંદૂરરંગ, હરિતાલ (પીળો રંગ), નીલરંગ, વૈદૂર્ય રંગ, કાજલ (કાળો રંગ) ખડી માટી (સફેદ રંગ), ગેરુ માટી અને લીલો રંગ પ્રયોજાતો. ક્વચિત મિશ્રિત રંગ પણ વપરાતા. ચિત્રકારનું કૌશલ રંગોના વૈવિધ્યમાં નહિ. પરંતુ પ્રયુક્ત રંગોની તરેહતરેહની તેજછાયામાં પ્રદર્શિત થતું. આલેખાતા ચિત્રમાં આકૃતિઓની ઉદ્દિષ્ટ ભાવના તથા ચેતના મૂર્ત થાય એ કલાકારનું મુખ્ય ધ્યેય રહેતું.

અજંટાની ગુફાઓમાં આલેખાયેલાં ચિત્રો પૈકી હાલ જૂજ ચિત્ર જળવાઈ રહ્યાં છે. ગુફા નં. ૧૬ અને ૧૭નાં ચિત્ર ગુપ્તકાલનાં છે. એ ચિત્રોમાં દેવો, અપ્સરાઓ, ગંધર્વો, બુદ્ધો, બોધિસત્ત્વો, રાજાઓ, ગૃહસ્થો અને વનસ્પતિનાં

મૃદુ અને ભવ્ય, ઉદાત્ત અને સંસ્કૃત આલેખનોની પ્રતીતિ થયા કરે છે. રાજા તથા પ્રજા, અમાત્યો અને સૈનિકો, સાધુઓ અને ભિક્ષુઓ—એ સહુ ભિન્નભિન્ન વર્ગનાં નરનારી, નગરો અને પ્રાસાદો, રાજસભાઓ અને અરણ્યો તથા માર્ગો અને ઉદ્યાનોમાં જે ઉમંગભર્યું વિવિધરંગી જીવન જીવતાં હોય, તેનું અહીં ચેતનાત્મક છતાં ઉદાત્ત ભાવથી અંકિત એવું આલેખન જોવા મળે છે. આ બૌદ્ધ વિહારોમાં ભગવાન ગૌતમ બુદ્ધના જીવનપ્રસંગો (દા. ત., ધર્મચક્રપ્રવર્તન ને કપિલવસ્તુમાં પુનરાગમન – જુઓ આકૃતિ ૨૭), સાત ભગવાન બુદ્ધો તથા કેટલીક જાતકકથાઓ (ભગવાન બુદ્ધના પૂર્વભાવોની કથાઓ) જેવી કે ષડ્દંત ગજની, સુતસોમની, મહાકપિની, મહાહંસની માતૃપોષકની, નાલગિરિ હસ્તીની પિતૃભક્ત શ્યામની, રુરુનાં, દયાવીર. રાજા શિબિની અને દાનવીર રાજપુત્ર વિશ્વંતરની કથાનકના પ્રસંગો ભેદદર્શક પાટાઓના અંતરાય વિના સીધી સળંગ પ્રવાહિતાથી આલેખાય છે. તેજછાયા વડે વ્યક્ત થતા ત્રીજા માન દ્વારા ચિત્રકલા અહીં શિલ્પકલા સાથે નિકટતા ધરાવે છે. મુખના, ખાસ કરીને નેત્રના, આલેખનમાં વ્યક્તિની અંતર્મુખ ચેતના તથા ચિંતનશીલતાનો તાદૃશ ભાવ પ્રગટ થાય છે, જે મહાયાનના યોગાચારની અસર દર્શાવે છે. કપિલવસ્તુમાં ભગવાન બુદ્ધ પધાર્યા અને તેમણે નંદને ધર્માભિમુખ કર્યો તે કથાના પ્રસંગોનું આલેખન અસાધારણ લય અને ઉત્તમ ભાવની અભિવ્યક્તિ દર્શાવે છે. ભગવાન બુદ્ધ અને જિજ્ઞાસુ નંદના આકાશગમનમાં રહેલી રેખાની વેગભરી ગતિ, ત્યાં નંદે નીરખેલી અપ્સરાઓના (ખાસ કરીને તેમનાં લાંબા લોચનો અને ભ્રમરોના) આલેખનમાં રેખાઓનો અદ્ભુત લય તથા આખીયે ભિત્તિ પર થતો સળંગ ચિત્રવિસ્તાર એ આ ચિત્રકલામાં રહેલા અદ્ભુત સમાયોજનનું ઉદાહરણ છે. વિશ્વંતર જાતકકથાના પ્રસંગોમાંય લયાત્મક ગતિનું અદ્ભુત સમાયોજન નજરે પડે છે. રાજાનો રથ જાણે અંદરથી બહાર આવી રહ્યો હોય એવો ભાસ થાય છે. યશોધરા અને રાહુલને ઉપદેશ આપતા ભગવાન બુદ્ધની મહાકાય આકૃતિવાળું ચિત્ર માનવભાવોની અભિવ્યક્તિનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે. સિંહલ-અવદાનના આલેખનમાં પશ્ચાદ્ભૂમિ, રેખા, રૂપ, કદ અને સમાયોજન—એ સર્વનો સુભગ સુમેળ સધાયો છે. અહીં હવે ચિત્રોનું સમાયોજન અગાઉની જેમ ખાનાંઓમાં નહિ વહેંચાતાં ભિત્તિના સમગ્ર વિસ્તારને આવરી લે છે. કલાકારનું આલેખન સ્વાભાવિક અને સંતુલિત લાગે છે. રંગોમાં ભૂરો રંગ ઉમેરાયો છે. ચિત્રકલાનાં તમામ ઉત્તમ લક્ષણ અહીં પૂર્ણરૂપે વ્યક્ત થયાં છે. આ આલેખન-શૈલીમાં સમતુલા અને સ્વાભાવિકતા, સરલતા અને તાદૃશતા

તેમ જ લયમાધુર્ય અને સંયમશીલતા તરી આવી છે. શરીરની સ્થિતિ, મુખના ભાવ, દેહભૂષા, આયોજન, રૂપભેદ, પ્રમાણ, તેજછાયા ઇત્યાદિની પસંદગી તથા રજૂઆતમાં કલાકારની અદ્‌ભુત કલાદષ્ટિનું દર્શન થાય છે.

આમ ગુપ્તકાલ દરમ્યાન ભારતીય પ્રાચીન સંસ્કૃતિ અનેક વિવિધ ક્ષેત્રોમાં વિકસી હોઈ ગુપ્તકાલને સુવર્ણકાલ ગણવામાં આવે છે એ ઘણે અંશે સમર્થિત જણાય છે.

# ૧૦. અનુ-ગુપ્ત કાલનો ઇતિહાસ

મગધના ગુપ્ત સામ્રાજ્યનો ભાનુ ઈ. સ. ૫૫૦ ના અરસામાં અસ્ત પામ્યો તે પછી મગધની મહત્તા લુપ્ત થતી રહી. ઉત્તર ભારતમાં ગુપ્તોની સ્થાનિક સત્તા ચાલુ રહી, પરંતુ એને કનોજના મૌખરિ વંશના અભ્યુદયે ઝાંખી પાડી અને સાતમી સદીના પૂર્વાર્ધમાં થાનેસર-કનોજના હર્ષદેવનું આધિપત્ય પ્રવર્ત્યું. દક્ષિણ-ભારતમાં પલ્લવો અને ચાલુક્યો વચ્ચે લાંબી સ્પર્ધા ચાલ્યા કરી અને સાતમી સદીના પૂર્વાર્ધમાં ચાલુક્ય-નરેશ પુલકેશી ૨ જાનું આધિપત્ય જામ્યું. પરંતુ હર્ષદેવનું તેમ જ પુલકેશીનું આધિપત્ય લાંબો વખત ચાલુ રહ્યું નહિ ને લગભગ એક શતક સુધી દેશમાં એવાં અનેકાએક રાજ્યોની સ્વતંત્ર સત્તા ચાલુ રહી, જેમાં નાનાં રાજ્યો પર વર્ચસ ધરાવતાં કોઈ મહારાજ્ય ખીલ્યાં નહિ. આ બસો વર્ષના ગાળામાં ત્રીસ-ચાળીશ વર્ષ દરમ્યાન હર્ષ-પુલકેશીનું આધિપત્ય પ્રવર્ત્યું. અને ભારતની જાહોજલાલીનો અભ્યુદય થયો, પરંતુ એની પહેલાં તેમ જ પછી એવી કોઈ મહાસત્તાઓ ખીલી નહિ કે જેના પરથી તે કાલ તેમના નામે ઓળખાય. આથી સગવડ ખાતર ગુપ્તકાલ પછીના લગભગ બસો વર્ષના આ કાલને અનુ-ગુપ્ત કાલ તરીકે ઓળખવો ઘટે.

## સત્તાની સાઠમારી – ઉત્તર ભારતમાં

મગધના ગુપ્ત સામ્રાજ્યની સત્તા ઈ. સ. ૫૫૦ના અરસામાં અસ્ત પામી તે પછી ઉત્તર ભારતમાં કેટલાંક રાજ્યો વચ્ચે સત્તાની સાઠમારી ચાલી. એમાં ખાસ કરીને ઉત્તરકાલીન ગુપ્તો અને કનોજના મૌખરિઓ વચ્ચેની સાઠમારી નોંધપાત્ર છે.

## ઉત્તરકાલીન ગુપ્તો

મગધમાં ગુપ્તવંશના સમ્રાટોની સત્તા અસ્ત પામી તે અરસામાં ત્યાં એક બીજા ગુપ્તકુલની સત્તા પ્રવર્તી. આ ઉત્તરકાલીન કુલનો પહેલો જ્ઞાત રાજા કૃષ્ણગુપ્ત છે. એ ઘણો પરાક્રમી હતો. કૃષ્ણગુપ્ત પછી એનો પુત્ર હર્ષગુપ્ત ગાદીએ આવ્યો. એ પણ ઘણો પરાક્રમી હતો. એના પુત્ર જીવિતગુપ્તે ગાદીએ આવ્યા બાદ હિમાલયથી સમુદ્ર પર્યંત સત્તા પ્રસારવાનો પ્રયત્ન કર્યો. આ સમયે ગુપ્તો અને ગૌડો વચ્ચે વિગ્રહ ચાલતો હતો. આ ત્રણેય રાજાઓ પ્રાયઃ છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થયા અને પૂર્વકાલીન ગુપ્તવંશના સમ્રાટોને આધીન હતા.

કુમારગુપ્ત ૩ જાના સમયમાં ગુપ્તોનો પ્રાચીન વંશ લુપ્ત થઈ ગયો લાગે છે ને આ ઉત્તરકાલીન ગુપ્તવંશ હવે સ્વતંત્રતા ધરાવતો થયો હતો. આ અરસામાં કનોજના મૌખરિવંશની સત્તાનો પણ અભ્યુદય થઈ રહ્યો હતો. આથી કુમારગુપ્ત ૩ જાએ પશ્ચિમમાં કૂચ કરી મૌખરિ રાજા ઈશાનવર્માને પરાજિત કર્યો. પરિણામે આ રાજ્યની સત્તા પશ્ચિમમાં પ્રયાગ પર્યંત પ્રસરી. કુમારગુપ્તે પરમાર્થ નામે વિદ્વાન બૌદ્ધને ચીન મોકલ્યા, જ્યાં તેમણે અનેક બૌદ્ધ ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ કર્યો. રાજાનું મૃત્યુ થતાં તેના અગ્નિસંસ્કાર પ્રયાગમાં કરવામાં આવ્યા.

ગુપ્તો અને મૌખરિઓ વચ્ચેનો વિગ્રહ લાંબો વખત ચાલુ રહ્યો. કુમારગુપ્તનો ઉત્તરાધિકારી દામોદરગુપ્ત મૌખરિ સેના સાથે વીરતાથી ઝઝૂમતાં મૂર્છા પામ્યો હતો. આ ઉલ્લેખ પરથી એનું મૃત્યુ સૂચવાય છે કે મૂર્છા વળતાં મળેલો અંતિમ વિજય સૂચવાય છે તે એક પ્રશ્ન છે.

દામોદરગુપ્ત પછી એનો પુત્ર મહાસેનગુપ્ત ગાદીએ આવ્યો. 'હર્ષચરિત'માં એનો માલવરાજ તરીકે ઉલ્લેખ સૂચિત થાય છે તે પરથી કેટલાક એવું માને છે કે દામોદરગુપ્ત યુદ્ધમાં હણાતાં ગુપ્તોએ મગધ ગુમાવ્યું અને મહાસેનગુપ્તની સત્તા માલવમાં પ્રવર્તી. પરંતુ મહાસેનગુપ્તે કામરૂપ(આસામ)ના રાજા સુસ્થિતવર્માને હરાવી પોતાની કીર્તિ લૌહિત્ય(બ્રહ્મપુત્ર) સુધી પ્રસારી એવો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. આથી એની સત્તા મગધ પર ચાલુ રહી હોવા સંભવે છે. ચાલુક્યનરેશ કીર્તિવર્માએ અંગ વંગ અને મગધના રાજાઓનો કરેલો પરાજય તેમ જ તિબેટના રાજાએ મધ્યદેશ પર કરેલી વિજયકૂચ મહાસેનગુપ્તના રાજ્ય સાથે સંકળાયેલ હોય, તો એની સત્તા વહેલીમોડી મગધમાં લુપ્ત થઈ હોવા સંભવે. આથી છેવટમાં એ મગધપતિને બદલે માલવપતિ તરીકે ઓળખાયો લાગે છે. આખરે એના કુલની સત્તા માલવદેશમાં પણ ભયમાં મુકાઈ. ઈ. સ. ૫૯૬ માં કલચુરિ રાજા શંકરગણે ઉજ્જયની(ઉજ્જન)માં વિજયછાવણી નાખી અને વલભીના મૈત્રક રાજા શીલાદિત્ય ૧ લા(લગભગ ઈ. સ. ૫૯૫-૬૧૨)એ પોતાની સત્તા માલવક દેશ પર પ્રસારી. મહાસેનગુપ્તની બહેન મહાસેનગુપ્તા થાનેસરના રાજા આદિત્યવર્ધન વેરે પરણી હતી ને તેના પુત્ર પ્રભાકરવર્ધન ઘણો પ્રતાપી નીવડ્યો હતો. મહાસેનગુપ્તના પુત્ર કુમારગુપ્ત અને માધવગુપ્ત જેમને માલવના રાજપુત્રો તરીકે ઓળખાવવામાં આવ્યા છે તે પ્રતાપશીલ પ્રભાકરવર્ધનને ત્યાં તેમના પુત્ર રાજ્યવર્ધન અને હર્ષવર્ધનના અનુચર તરીકે આશ્રય લે છે અને દેવગુપ્ત નામે માલવરાજ, મૌખરિ રાજા ગ્રહવર્મા જે પ્રભાકરવર્ધનનો જમાઈ

થતો હતો તેના પર એચિંતું આક્રમણ કરી તેને મારી નાખે છે એ પરથી મહાસેનગુપ્તનું મૃત્યુ થતાં તેમની ગાદી દેવગુપ્ત નામે કોઈ સંબંધીએ પચાવી પાડી હોવાનું અને એણે પ્રભાકરવર્ધનના કુટુંબ સાથે વેર બાંધ્યું હોવાનું સૂચિત થાય છે. પ્રભાકરવર્ધન એ અગાઉ મૃત્યુ પામ્યા હતા ને એના ઉત્તરાધિકારી રાજ્યવર્ધને માલવરાજનો પરાભવ કર્યો. રાજ્યવર્ધનનું દગાથી એચિંતું મૃત્યુ થતાં હર્ષવર્ધન ગાદીએ આવ્યો (ઈ. સ. ૬૦૬) ને એણે માધવગુપ્તને મગધમાં પુનઃ સ્થાપિત કર્યો. એનો મોટો ભાઈ કુમારગુપ્ત એ અગાઉ અકાળ અવસાન પામ્યો લાગે છે.

## કનોજના મૌખરિઓ

મૌખરિ લોકોનું કુલ ઘણું પ્રાચીન હતું. આગળ જતાં તેઓ પોતાના કુલની ઉત્પત્તિ પાંડવોના સમકાલીન મદ્રરાજ અશ્વપતિ સાથે સાંકળતા. આથી તેઓનો મૂળ પ્રદેશ મધ્ય પંજાબમાં આવ્યો ગણાય. આગળ જતાં તેઓ રાજસ્થાન તથા બિહાર સુધી પ્રસર્યા હોવાનું જાણવા મળે છે.

છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં એક મૌખરિ કુલ ગયાની પડોશમાં રાજસત્તા ધરાવતું હતું. એ વંશમાં યજ્ઞવર્મા, શાર્દૂલવર્મા અને અનંતવર્મા નામે રાજા થયા. એ ગુપ્ત રાજાઓના સામંત હતા. તેમના સમયમાં મગધના ગુપ્ત સામ્રાજ્યની સત્તા અસ્ત પામી.

એ સમયે મૌખરિઓનું એક બીજું રાજ્ય કાન્યકુબ્જ(કનોજ)માં હતું. એ વંશના પહેલા ત્રણ રાજા–મહારાજા હરિવર્મા, આદિત્યવર્મા અને ઈશ્વરવર્મા પણ છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થયા અને એ ગુપ્ત સમ્રાટોના સામંત હતા. હરિવર્મા ઘણો પરાક્રમી હતો. આદિત્યવર્માની રાણી હર્ષગુપ્તા ઉત્તરકાલીન ગુપ્તવંશના પ્રથમ જ્ઞાત રાજા કૃષ્ણગુપ્તની પુત્રી હતી. ઈશ્વરવર્માએ ધારા(માળવા), આન્ધ્ર અને રૈવતક(સૌરાષ્ટ્ર)ના રાજાઓને હરાવ્યા હોવાનો ઉલ્લેખ આવે છે. આ પરથી એ ઘણો પ્રતાપી હોવાનું જણાય છે. એની રાણીનું નામ ઉપગુપ્તા હતું. આથી આ પણ ગુપ્તકુલની રાજકન્યા હોવાનું ફલિત થાય છે. ઈશ્વરવર્મા દયાવાન, સદાચારી અને દાનવીર હતા.

ઈશ્વરવર્માના પુત્ર ઈશાનવર્માના સમયમાં મૌખરિ વંશની સત્તાનો અભ્યુદય થયો ને મૌખરિ રાજાઓની ગણના મહારાજાધિરાજ તરીકે થવા લાગી. ઈશાનવર્માએ આન્ધ્રોને જીત્યાં, શૂલિકોને રણાંગણમાં હરાવ્યા અને ગૌડોને પોતાની હદમાં રોકી રાખ્યા. આ પ્રતાપી રાજાએ મહારાજાધિરાજનું બિરુદ ધારણ કર્યું

ને પોતાના નામે સિક્કા પડાવ્યા. એ ઈ. સ. ૫૫૪–૭૬ના અરસામાં રાજ્ય કરતો હતો. ગુપ્ત સામ્રાજ્યની સત્તા એના સમયમાં અસ્ત પામી.

ઈશાનવર્મા પછી એનો પુત્ર શર્વવર્મા અને એના પછી એનો પુત્ર અવન્તિવર્મા ગાદીએ આવ્યો. આ બંને રાજા મહારાજાધિરાજ કહેવાતા. આ મૌખરિ રાજાઓના સિક્કા મળે છે અને એમાં સિક્કા પડાવ્યાનું વર્ષ આપ્યું હોય છે, પરંતુ એ વર્ષનું વાચન તથા એની ગણતરી નિશ્ચિત કરવાં મુશ્કેલ છે. શર્વવર્મા અને અવન્તિવર્માના રાજ્યનો સમય ઈ. સ. ૫૭૬–૬૦૦નો આંકવામાં આવ્યો છે.

હવે મૌખરિ રાજાઓને ઉત્તરકાલીન ગુપ્તો સાથે સંઘર્ષ થયા કર્યો, જ્યારે થાનેસરના રાજવંશ સાથે મૌખરિવંશની મૈત્રી બંધાઈ. આ અરસામાં હૂણોનો ઉપદ્રવ થતાં મૌખરિ રાજાએ એમનો સામનો કરવામાં પણ સાથ આપેલો. મૌખરિ કુલની અગ્રણી રાજકુલ તરીકે ગણના થતી. થાનેસરના પ્રતાપી રાજા પ્રભાકરવર્ધનને રાજ્યશ્રી નામે કુંવરી હતી ને તેને માટે અનેક રાજાઓનાં માગાં આવતાં. તેમાંથી મૌખરિ રાજા અવન્તિવર્માના પુત્ર ગ્રહવર્માની પસંદગી કરવામાં આવી. આ વિવાહ દ્વારા એ બે રાજકુલો વચ્ચે વધારે ગાઢ સંબંધ બંધાયો.

પરંતુ વયોવૃદ્ધ પ્રભાકરવર્ધનનું મૃત્યુ થતાં માલવરાજે કનોજ પર આક્રમણ કર્યું ને ગ્રહવર્માને મારી નાખ્યો. ત્યાર પછી કનોજમાં ભારે અંધાધૂંધી ફેલાઈ. મૌખરિ કુલની સત્તા છેવટે થાનેસરની સત્તામાં વિલીન થઈ ગઈ.

### થાનેસરનો પુષ્પભૂતિ-વંશ

પૂર્વ પંજાબમાં શ્રીકંઠ નામે દેશ હતો ને એમાં સરસ્વતીના તીરે સ્થાણ્વીશ્વર (થાનેસ્વર કે થાનેસર) નામે રાજનગર હતું. આ રાજ્યનો સ્થાપક પુષ્પભૂતિ નામે રાજા હતો. આ રાજા મૂળ વૈશ્ય વર્ણનો હતો. પુષ્પભૂતિ શંકરને અનન્ય ભક્ત હતો. ભૈરવાચાર્ય નામે શૈવ આચાર્યની કૃપાથી એ પરમ માહેશ્વર રાજાને અટ્ટહાસ નામે મોટું ખડ્ગ મળ્યું હતું ને એ ખડ્ગ વડે વેતાળની સાધના કરી લક્ષ્મીનું વરદાન પ્રાપ્ત થયું હતું એવી અનુશ્રુતિ બાણભટ્ટે 'હર્ષચરિત'માં આ રાજવંશના ચરિતના આરંભમાં નિરૂપી છે.

પુષ્પભૂતિના વંશમાં અનેક રાજા થયા. મુદ્રાઓ અને તામ્રપત્રોમાંના અભિલેખો પરથી આ વંશના જે રાજાઓની માહિતી મળે છે, તેમાં પહેલું નામ મહારાજ નરવર્ધનનું આવે છે. એની રાણીનું નામ વજ્રિણીદેવી હતું. એના પછી એનો પુત્ર રાજ્યવર્ધન ગાદીએ આવ્યો. એની રાણીનું નામ

અપ્સરોદેવી હતું. એના પુત્ર આદિત્યવર્ધનની પત્નીનું નામ મહાસેનગુપ્તા હતું; એ પરથી એ રાણી મગધના ઉત્તરકાલીન ગુપ્તવંશના રાજા દામોદરગુપ્તની પુત્રી અને મહાસેનગુપ્તની બહેન હોવાનું સૂચિત થાય છે. નરવર્ધન, રાજ્યવર્ધન અને આદિત્યવર્ધન એ ત્રણેય રાજા 'મહારાજ' બિરુદ ધરાવતા.

આદિત્યવર્ધનના પુત્ર પ્રભાકરવર્ધનના સમયમાં આ રાજવંશની સત્તાનો અભ્યુદય થયો. 'હર્ષચરિત'માં આપેલી એની પ્રશસ્તિ અનુસાર પ્રભાકરવર્ધને હૂણ, સિંધુરાજ, ગુર્જર, ગંધાર-રાજ, લાટ અને માલવનાં રાજ્યો પર પોતાની ધાક વર્તાવી હતી. આ પ્રતાપી રાજા 'પ્રતાપશીલ' તરીકે ખ્યાતિ પામ્યો ને એણે 'મહારાજાધિરાજ'નું મહાબિરુદ ધારણ કર્યું. પ્રભાકરવર્ધન પરમ આદિત્યભક્ત હતો.

એને યશોમતી નામે રાણી હતી અને રાજ્યવર્ધન, હર્ષવર્ધન અને રાજ્યશ્રી નામે ત્રણ સંતાન હતાં. યશોમતીના ભાઈએ પોતાના ભંડિ નામે પુત્રને એ બે રાજકુમારોની સેવામાં સોંપ્યો. આગળ જતાં માલવદેશના કુમારગુપ્ત અને માધવગુપ્ત નામે રાજપુત્રો પણ તેમની તહેનાતમાં રહ્યા. રાજ્યશ્રી ઉંમર-લાયક થતાં તેને મૌખરિ વંશના રાજા ગ્રહવર્મા વેરે પરણાવવામાં આવી.

રાજપુત્ર રાજ્યવર્ધન કવચ ધારણ કરતો થયો ત્યારે પ્રભાકરવર્ધને એને હૂણોને હણવા ઉત્તરાપથ મોકલ્યો. એને થોડે સુધી વળાવવા ગયેલો હર્ષવર્ધન તુષારશૈલની તળેટીમાં મૃગયા ખેલવા રોકાયો. એવામાં વયોવૃદ્ધ રાજા પ્રભાકર-વર્ધન ગંભીર માંદગીમાં સપડાયા. હર્ષવર્ધનને એ સમાચાર મળતાં એ દોડતે ઘોડે પાછો ફર્યો. રાજાની માંદગી જીવલેણ જણાતાં મહાદેવી યશોમતી અગ્નિપ્રવેશ કરી અવિધવા અવસ્થામાં સતી થયાં. પછી પ્રભાકરવર્ધન મૃત્યુ પામ્યા.

એ સમાચાર બહાર ફેલાયા કે તરત જ માલવરાજે કનોજ પર આક્રમણ કરી ગ્રહવર્માને મારી નાખ્યો ને રાજ્યશ્રીને કેદ કરી. આ સમાચાર થાનેસર પહોંચ્યા ત્યારે રાજ્યવર્ધન પાછો આવી પહોંચ્યો હતો. આ દુઃખદ સમાચાર સાંભળતાં એણે નાની સેના લઈ ભંડિની સાથે કનોજ તરફ કૂચ કરી. માલવ-રાજની સેનાને એણે સહેલાઈથી જીતી લીધી. 'હર્ષચરિત'માં આ માલવરાજનું નામ આપવામાં આવ્યું નથી તેમ છેવટે એનું પોતાનું શું થયું તે સ્પષ્ટ જણાવ્યું નથી. પરંતુ એ માલવરાજ દેવગુપ્ત નામનો રાજા હોવાનું અને રાજ્યવર્ધનને હાથે એ માર્યો ગયો હોવાનું જણાય છે.

આ સમયે ગૌડ દેશનો રાજા પણ કનોજમાં હોવાનું માલૂમ પડે છે. એ શશાંક નામનો રાજા હોવાનું અને ત્યાં ખરી રીતે માલવરાજની મદદમાં અને મૌખરિઓના શત્રુ તરીકે હાજર હોવાનું જણાય છે. પરંતુ એણે રાજ્યવર્ધનને

મિથ્યા ઉપચાર વડે વિશ્વાસમાં લીધો ને રાજ્યવર્ધન એકલો અને નિઃશસ્ત્ર હતા ત્યારે એને દગો દઈ મારી નાખવામાં આવ્યો.

**ચક્રવર્તી હર્ષવર્ધન**

થાનેસરના રાજ્યની બધી જવાબદારી હવે હર્ષવર્ધન પર આવી પડી. એણે થોડા દિવસમાં ગૌડ રાજા પર વેર લેવાની પ્રતિજ્ઞા લીધી અને દિગ્વિજય માટે દંડયાત્રા શરૂ કરી. પ્રાગજ્યોતિષ (આસામ)ના રાજા કુમારે (ભાસ્કરવર્માએ) દૂત દ્વારા એની મૈત્રી યાચી. આગળ જતાં પરાજિત માલવસેનાને લઈ પાછા ફરતા ભંડિનો ભેટો થયો. એની પાસેથી માહિતી મળી કે દરમ્યાન રાજ્યશ્રી કારાગારમાંથી નાસી છૂટી વિંધ્યવનમાં ચાલી ગઈ છે. આથી પોતે બહેનની તપાસમાં નીકળી પડયો ને વિંધ્યવનમાં જઈ તપાસ કરતાં કરતાં આખરે તેને રાજ્યશ્રીનો પત્તો લાગ્યો. ત્યાંથી રાજ્યશ્રીને લઈ એ ગંગાતટે રહેલી પોતાની સેના પાસે પાછો ફર્યો. એની રાજસભામાં રહેલા કવિ બાણભટ્ટે રચેલું 'હર્ષ-ચરિત' અહીં અધવચ અટકી જાય છે. પ્રાયઃ બાણભટ્ટનું મૃત્યુ થતાં એ કૃતિ આટલેથી અધૂરી રહી લાગે છે.

હર્ષવર્ધનનું રાજ્યારોહણ ઈ. સ. ૬૦૬ માં થયું જણાય છે. રાજ્યતંત્રનાં સૂત્ર ધારણ કરતાંવેંત તેણે ગૌડરાજ શશાંક સામે વેર લેવા અને દેશમાં દિગ્વિજય કરવા પ્રયાણ કર્યું. દરમ્યાન શશાંક કનોજથી પોતાના રાજ્યમાં ચાલ્યો ગયો લાગે છે. 'આર્યમંજુશ્રીમૂલકલ્પ'માંના ઉલ્લેખ પરથી જણાય છે કે હર્ષવર્ધને શશાંકની રાજધાની પર આક્રમણ કરી એને હરાવ્યો ને પોતાના રાજ્યની બહાર જવાની મનાઈ કરી. ગૌડનું (અર્થાત્ ગૌડરાજનું) નિકંદન ન કાઢતાં હર્ષવર્ધને એને હરાવી સંતોષ માન્યો લાગે છે. ગૌડરાજના પ્રાબલ્ય સામે એને ધારેલા પ્રમાણમાં સફળતા મળી નહિ. ઈ.સ. ૬૧૯ માં દક્ષિણ ઓરિસાના રાજા પર એનું આધિપત્ય પ્રવર્તતું હતું. મગધમાં પણ એની આણ પ્રવર્તતી. ઈ. સ. ૬૩૭ માં યુઆન શ્વાંગે મગધની મુલાકાત લીધી ત્યારે શશાંકનું મૃત્યુ થયે થોડો સમય જ વીત્યો હતો. આ પરથી હર્ષવર્ધન આગળ જતાં પણ શશાંકનો પરાભવ કરી શક્યો ન હોવાનું ફલિત થાય છે.

પરંતુ દિગ્વિજય માટે નીકળેલા હર્ષવર્ધને ઉત્તર ભારતનાં રાજ્યો પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યું. યુઅન શ્વાંગના જણાવ્યા મુજબ હર્ષવર્ધન પાંચ ગૌડ દેશો પર આક્રમણ કરી તેમને પોતાનું આધિપત્ય સ્વીકારાવી ૭ વર્ષમાં પાછો ફર્યો. આ દેશોમાં સારસ્વત, ગૌડ, કાન્યકુબ્જ (કનોજ), મિથિલા (વિદેહ) અને ઉત્કલ(ઓરિસા)નો સમાવેશ થાય છે. સ્થાણ્વીશ્વરનું પોતાનું રાજ્ય સારસ્વત પ્રદેશમાં આવેલું હતું. કનોજમાં એના બનેવી ગ્રહવર્મા એકાએક માર્યા

જતાં, ત્યાં માલવરાજ અને ગૌડરાજના વર્ચસ નીચે ગ્રહવર્માનો કોઈ નાનો ભાઈ સત્તારૂઢ થયો હોવાનું માલૂમ પડે છે.[૧] હર્ષવર્ધને શત્રુપક્ષના એ આશ્રિતની સત્તાનું ઉન્મૂલન કર્યું લાગે છે.

રાજ્યવર્ધનના મૃત્યુ પછી મંત્રીઓએ હર્ષને ગાદી સ્વીકારવા આગ્રહ કર્યો. ગંગાતટે રહેલ બોધિસત્ત્વ અવલોકિતેશ્વરની પ્રતિમા પાસે જતાં બોધિસત્ત્વે તેને બૌદ્ધધર્મના અભ્યુદય અર્થે ગાદી સ્વીકારવાની, પરંતુ ગાદી પર નહિ બેસવાની અને રાજપદવી ધારણ નહિ કરવાની સલાહ આપી અને એ અનુસાર હર્ષવર્ધને સત્તાનાં સૂત્ર હાથમાં લીધાં અને રાજપુત્રનું બિરુદ તથા શીલાદિત્યનું નામ ધારણ કર્યું એવો વૃત્તાંત યુઆન શ્વાંગ આપે છે. એ હમેશાં હર્ષવર્ધનનો કનોજના રાજા શીલાદિત્ય તરીકે જ ઉલ્લેખ કરે છે. આ પરથી આ અનુશ્રુતિ થાનેસરની નહિ પણ કનોજની ગાદી સાથે સંકળાયેલી હોવાનું સ્પષ્ટ થાય છે. એ અનુસાર આ ઘટના રાજ્યવર્ધનના મૃત્યુ પછી નહિ, પણ ગ્રહવર્માના અનુજના મૃત્યુ પછી બની ગણાય. હર્ષવર્ધને કનોજનું રાજ્ય શરૂઆતમાં પોતાની વિધવા (અને અપુત્ર) બહેન રાજ્યશ્રીના વતી સંભાળ્યું લાગે છે અને એથી એણે ત્યારે ત્યાં રાજપદવી ધારણ નહિ કરી હોય. પરંતુ સમય જતાં એણે થાણેસર અને કનોજનાં રાજ્યોનું સંયોજન કરી કનોજમાં રહી એ સમગ્ર રાજ્ય પર પોતાની સીધી સ્વતંત્ર સત્તા પ્રવર્તાવી જણાય છે. યુઆન શ્વાંગની મુલાકાતને સમયે તો એ કનોજના રાજા તરીકે જ જાણીતો હતો. 'હર્ષચરિત'-માં તથા એનાં દાનશાસનોમાં જણાવ્યા મુજબ એ 'મહારાજાધિરાજ' અને 'ચક્રવતી' જેવાં મહાબિરુદ પણ ધરાવતો. યુઆન શ્વાંગના જણાવ્યા મુજબ એની આ કારકિર્દી રાજ્યારોહણ બાદ ૭ વર્ષે સ્થપાઈ હતી; અર્થાત્ ઈ. સ. ૬૦૬ માં વિષમ સંયોગોમાં રાજ્યારોહણ કરેલ હર્ષવર્ધનનો દબદબાભર્યો રાજ્યાભિષેક ઈ. સ. ૬૧૨ માં ઊજવાયો લાગે છે. શરૂઆતમાં એની સેનામાં ૫,૦૦૦ હાથી, ૨૦,૦૦૦ ઘોડા અને ૫૦,૦૦૦ પદાતિ હતા. રાજ્યવિસ્તાર થતાં એમાં ગજની સંખ્યા વધીને ૬૦,૦૦૦ જેટલી અને અશ્વની સંખ્યા ૧,૦૦,૦૦૦ જેટલી થઈ.

---

૧. ગ્રહવર્મા અવન્તિવર્માનો જ્યેષ્ઠ પુત્ર હતો. નાલંદાની એક મુદ્રામાં અવંતિવર્માના ઉત્તરાધિકારી તરીકે બીજા કોઈ રાજાનું નામ આપેલું છે. મુદ્રાની ખંડિત હાલતને લઈને એ નામ પૂરું વંચાતું નથી, પરંતુ એનો પહેલો અક્ષર 'સુ' સ્પષ્ટ વંચાય છે. 'આર્યમંજુશ્રીમૂલકલ્પ'માંના ઉલ્લેખ પરથી એ નામ 'સુવ્રત (વર્મા)' હોવાનું સંભવે. એ ગ્રહવર્માનો અનુજ હોવો જોઈએ. (ક્લાસિકલ એઇજ, પૃ. ૭૧, ૧૦૧–૨)

એનાં અન્ય પરાક્રમો વિશે કેટલીક છૂટીછવાઈ હકીકત મળે છે.

દક્ષિણ ગુજરાતના ગુર્જર વંશના રાજા દદ્દ પ્રશાન્તરાગની પ્રશસ્તિમાં એ પરમેશ્વર શ્રી હર્ષદેવથી અભિભૂત થયેલા વલભી-પતિને પરિત્રાણ આપી યશ પામ્યાનો ઉલ્લેખ આવે છે. આ રાજાનાં દાનશાસન ઈ. સ. ૬૨૯ થી ૬૩૪ ની મિતિ ધરાવે છે. એનો સમકાલીન વલભી-પતિ મૈત્રક વંશનો રાજા ધ્રુવસેન બાલાદિત્ય હતો, જેનાં દાનશાસન ઈ.સ. ૬૨૯ થી ૬૪૦ નાં છે. વલભી-પતિને લગતા ઉલ્લેખ પરથી હર્ષવર્ધને વલભીના રાજા ધ્રુવસેન ૨ જાને ભય ઉપજાવ્યો હોવાનું અને એ ભય સામે નાંદીપુરીના રાજા દદ્દ ૨ જાએ વલભીના એ રાજાને રક્ષણ આપ્યું હોવાનું માલૂમ પડે છે. નાંદીપુરીનો ગુર્જરવંશ એ દક્ષિણ રાજસ્થાનમાં આવેલ ગુર્જરદેશના ગુર્જરવંશની શાખારૂપ હતો, આથી એમાં એ ગુર્જર રાજ્યનો પણ પ્રબળ સાથ હોવાનું સૂચિત થાય છે. લાટ, માલવ અને ગુર્જર દેશના રાજાઓ હર્ષવર્ધનના પ્રતિસ્પર્ધી પુલકેશીના પક્ષમાં ભળ્યા હોવાનો ઉલ્લેખ મળે છે. આ પરથી હર્ષવર્ધન પશ્ચિમ ભારતનાં આ રાજ્યોના સંગઠન સામે ઝાઝું ફાવ્યો લાગતો નથી. આથી એણે એ રાજ્યો તરફની પોતાની નીતિ બદલી જણાય છે. હર્ષવર્ધને પોતાની કુંવરી વલભીના રાજા ધ્રુવસેનને પરણાવી એની સાથે ગાઢ વિવાહસંબંધ સાધ્યો. સંભવતઃ એણે પોતાની બીજી કુંવરી દક્ષિણ ગુજરાતના રાજા દદ્દને પરણાવી.[1] યુઆન શ્વાંગે ઈ.સ. ૬૪૦ માં વલભીની મુલાકાત લીધી ત્યારે ત્યાંના રાજા ધ્રુવસેનનો એ કનોજના રાજા શીલાદિત્ય(હર્ષવર્ધન)ના જમાઈ તરીકે પરિચય આપે છે. ધ્રુવસેનનો પુત્ર ધરસેન ૪ થો હર્ષવર્ધનનો દૌહિત્ર હોવાનું માલૂમ પડે છે ને એ ઈ.સ. ૬૪૩ ના અરસામાં ગાદીએ આવ્યો હતો એ પરથી હર્ષવર્ધન અને ધ્રુવસેન વચ્ચેનો સંબંધ ધ્રુવસેનના રાજ્યકાલની શરૂઆતમાં અર્થાત્ ઈ. સ. ૬૨૫ ના અરસામાં બંધાયો હોવાનું ફલિત થાય છે. પશ્ચિમ ભારતના સરહદી રાજ્ય સાથે વૈવાહિક સંબંધ બાંધવામાં હર્ષવર્ધને રાજનૈતિક દક્ષતા દાખવી ગણાય.

સિંધુદેશના રાજાને હરાવી હર્ષવર્ધને તેના પર પણ પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યું આમ ધીમેધીમે હર્ષવર્ધને સિંધુદેશથી ગૌડદેશ પર્યંત પોતાનું આધિપત્ય પ્રવર્તાવી સકલ ઉત્તરાપથનું સ્વામિત્વ પ્રાપ્ત કર્યું.[2]

---

૧. 'રાસમાળા'ના ગુજરાતી અનુવાદની ત્રીજી આવૃત્તિમાં શ્રી વ્રજલાલ શાસ્ત્રીને આધારે આ હકીકત આપેલી છે(પૃ. ૩૪. પાદટીપ).

૨. પુલકેશીના લેખમાં એને 'સકલ-ઉત્તરાપથ-ઈશ્વર' કહ્યો છે; ને 'હર્ષચરિત'માં પણ 'સકલ-ઉત્તરાપથ-નાથ' કહેલ છે.

પરંતુ દક્ષિણાપથનો દિગ્વિજય કરવામાં હર્ષવર્ધનને સફળતા ન સાંપડી. ઉત્તરાપથ પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યા બાદ હર્ષવર્ધને દક્ષિણાપથ પર આક્રમણ કર્યું, પરંતુ ત્યાંના ચાલુક્ય રાજા પુલકેશી સત્યાશ્રય સામે એ સફળ થયો નહિ. દિગ્વિજયની મહત્ત્વાકાંક્ષાથી સંગ્રામમાં સંસક્ત રહેતા ઉત્તરાપથના એ અધિપતિનો એ ભારે પરાજય હતો ને આ પરાજયે દક્ષિણાપથના પ્રતાપી રાજા




આકૃતિ ૨૮ : હર્ષ-પુલકેશીના સમયનું ભારત

પુલકેશીના પ્રતાપમાં અપાર અભિવૃદ્ધિ કરી. પુલકેશી હર્ષવર્ધનનો પ્રબળ પ્રતિસ્પર્ધી ગણાયો ને જેમ હર્ષવર્ધન ઉત્તરાપથનો અધિપતિ હતો તેમ પુલકેશી દક્ષિણાપથનો પરમેશ્વર (અધિપતિ) ગણાયો. (જુઓ આકૃતિ ૨૮ : હર્ષ-પુલકેશીના સમયનું ભારત'નો નકશો.)

ઈ. સ. ૬૪૩ માં યુઆન શ્વાંગને હર્ષવર્ધને આસામથી તેડાવ્યો, ત્યારે તે રાજાએ ઓરિસા તરફથી વિજયકૂચ કરીને પાછા ફરતાં મગધમાં મુકામ કર્યો હતો. આ પરથી એ અરસામાં હર્ષવર્ધને બિહાર, ઓરિસા અને પશ્ચિમ બંગાળ પર સત્તા જમાવી પોતાનું આધિપત્ય પૂર્વ ભારત પર પ્રસાર્યું હોવાનું માલૂમ પડે છે.

બાણભટ્ટે હર્ષવર્ધનની પહેલી મુલાકાત લીધી ત્યારે તે રાજા મહારાજાધિરાજ અને ચક્રવર્તી થઈ ચૂકેલો હતો અને તેનો મુકામ આજરવતી(ગંડક) નદીને તટે આવેલ મણિતાર નગર પાસે અર્થાત્ ઉત્તર-બિહારમાં સેનાની શિબિરમાં હતો. 'હર્ષચરિત'ની પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ હર્ષવર્ધને હિમાચલ પ્રદેશોને પણ ખંડણી ભરતા કર્યા હતા.

ચક્રવર્તી હર્ષદેવના દરબારમાં પ્રસંગોપાત્ત અનેક સામંત રાજા હાજરી આપતા. એમાં એના પ્રીતિપાત્ર તરીકે કામરૂપનો કુમારરાજ અને જમાઈ તરીકે વલભીનો ધ્રુવસેનદેવ અગ્રિમ સ્થાન ધરાવતા.

હર્ષનાં તામ્રશાસનો પરથી એનું શાસન ઉત્તરમાં શ્રાવસ્તી તથા અહિચ્છત્ર પ્રદેશ(હાલના ઉત્તર પ્રદેશના ઉત્તર ભાગમાં આવેલ રામનગર તથા બરેલીની આસપાસ) પર્યંત પ્રવર્તતું.

હર્ષવર્ધનનું પાટનગર કાન્યકુબ્જ(કનોજ) હાલના કાનપુર પાસે આવેલું હતું. એના મૂળ રાજ્યનું પાટનગર સ્થાણ્વીશ્વર(થાણેસર) હાલના કુરુક્ષેત્ર પાસે હતું. આમ (પૂર્વ પંજાબમાં આવેલ) સરસ્વતી નદીના પ્રદેશથી (ઉત્તર પ્રદેશમાં આવેલ) પ્રયાગ પર્યંતના ગંગા નદીના પ્રદેશ સુધીનો વિસ્તાર એના રાજ્યનો મધ્યવર્તી ભાગ હતો. ઉત્તરમાં એનું શાસન ઉત્તર પ્રદેશની સીમા પર્યંત પ્રવર્તતું. હિમાચલ પ્રદેશ પર પણ એનું આધિપત્ય હતું. કાશ્મીર તથા પશ્ચિમ પંજાબનાં ઘણાંખરાં રાજ્ય સ્વતંત્ર હતાં. સિંધમાં હર્ષદેવનો પ્રતાપ વરતાયો હતો. ગુર્જર(દક્ષિણ રાજસ્થાન), લાટ(ગુજરાત) અને માલવ(માળવા)માં એનું આધિપત્ય પ્રવર્તતું. બિહાર, બંગાળ અને ઓરિસા વહેલાંમોડાં એના શાસન નીચે મુકાયાં હતાં. આસામનો રાજા એનો મિત્ર જેવો માનીતો સામંત હતો. નેપાલમાં પણ એનું વર્ચસ પ્રસર્યું હતું. યુઆન શ્વાંગ પોતાની પ્રવાસ-નોંધમાં ઉત્તર ભારતનાં ઘણાં રાજ્યોમાં પ્રાદેશિક રાજાઓના સંદર્ભમાં હર્ષવર્ધનના

આધિપત્યનો ઉલ્લેખ કરતો નથી એ પરથી તે રાજાઓએ એનું આધિપત્ય અંગીકૃત નહિ કર્યું હોય એમ માનવું અસ્થાને છે. એકંદરે જોતાં કનોજના રાજા હર્ષદેવનું આધિપત્ય લગભગ સમસ્ત ઉત્તર ભારતમાં વિસ્તર્યું હતું ને એથી એ ઉત્તરાપથનો અધિપતિ ગણાતો તેમ જ મહારાજાધિરાજ, પરમેશ્વર અને ચક્રવર્તી જેવાં મહાબિરુદ ધરાવતો. એના રાજ્યકાલનાં વર્ષોમાંથી આગળ જતાં હર્ષ સંવત નામે નવો સંવત પ્રચલિત થયો. એનો આરંભ વિક્રમ ૬૬૩(ઈ. સ. ૬૦૬)થી ગણાતો અને એ સંવત ઉત્તર પ્રદેશમાં તથા નેપાલમાં સદીઓ સુધી ચાલુ રહ્યો હતો. આમ હર્ષવર્ધન, જે હર્ષદેવ તરીકે પણ ઓળખાતો, ને ઉત્તર ભારતનો એક પ્રતાપી ચક્રવર્તી રાજાધિરાજ હતો.

બાણભટ્ટ અને યુઆન શ્વાંગ જેવા સમકાલીન લેખકોએ હર્ષદેવનું જે રેખાચિત્ર આલેખ્યું છે તે પરથી એ પ્રતાપી રાજવી હોવા ઉપરાંત ધર્મ તથા વિદ્યાનો પરમ અનુરાગી હોવાની છાપ પડે છે. એના પિતા પરમ આદિત્યભક્ત હતા. મોટાભાઈ પરમ સૌગત(બૌદ્ધ) હતા અને એ પરમ માહેશ્વર(શૈવ) હતો એવું એનાં તામ્રપત્રોમાં જણાવેલું છે. એની મુદ્રા વૃષાંક(વૃષભચિહ્નથી અંકિત) હોઈ એ પણ શૈવધર્મનું સૂચન કરે છે. બહેનની શોધમાં એ વિંધ્યાટવી ગયો ત્યારે ત્યાં એને દિવાકરમિત્ર નામે બૌદ્ધ આચાર્યનો સમાગમ થયો હતો. રાજ્યશ્રી અને હર્ષવર્ધને ત્યારથી બૌદ્ધ ધર્મમાં રસ લેવા માંડ્યો હતો. ચીની મહાશ્રમણ યુઆન શ્વાંગને એણે આસામથી આગ્રહપૂર્વક તેડાવી એમનું બહુમાન કર્યું હતું.

યુઆન શ્વાંગના અધ્યક્ષપદ નીચે હર્ષદેવે કનોજમાં એક ધર્મ-પરિષદ બોલાવી. ગંગાતટે ૩૦ મીટર ઊંચો સ્તંભ ઊભો કરવામાં આવ્યો ને એના પર રાજાના શરીર જેટલી ઊંચી ભગવાન બુદ્ધની સુવર્ણ-પ્રતિમા પધરાવવામાં આવી. એવી એક નાની પ્રતિમાને હાથી પર અંબાડીમાં મૂકી રોજ એનો વરઘોડો કાઢવામાં આવતો. એક બાજુએ શક્ર(ઇન્દ્ર)ના વેષમાં હર્ષ છત્ર ધરતો અને બીજી બાજુએ બ્રહ્માના વેશમાં કુમાર(ભાસ્કરવર્મા) ચામર ઢોળતો. ચૈત્યસ્થાને પહોંચીને એ તે પ્રતિમાને સ્નાન કરાવતો અને પોતાના ખભા પર મૂકીને સ્તંભ પાસે લઈ જતો. માર્ગમાં તેમ જ ચૈત્યસ્થાનમાં રોજ એ પુષ્કળ દ્રવ્ય અર્પણ કરતો.

ધર્મપરિષદમાં મહાયાનને લગતા એક વિષય પર વાદવિવાદ યોજવામાં આવ્યો, જેમાં પરાજય પામનારનો શિરચ્છેદ થશે એવું જાહેર કરવામાં આવેલું. પાંચ દિવસ સુધી કોઈ વાદવિવાદમાં જીત્યું નહિ. હીનયાનના અનુયાયીઓ

તરફથી ઉપદ્રવ શરૂ થતાં હર્ષદેવે યુઆન સ્વાંગના સંરક્ષણ માટે કડક પગલાં લીધાં ને પરિષદ પૂરી થતાં સુધીમાં કોઈએ વાદવિવાદમાં ઊતરવા હિંમત કરી નહિ.

આ પરિષદમાં હર્ષદેવે બૌદ્ધ ભિક્ષુઓ તરફ દાખવેલા પારાવાર પક્ષપાતને લઈને કુપિત થયેલા બ્રાહ્મણોએ સ્તૂપને આગ લગાડી રાજાની હત્યા કરવાનું કાવતરું ગોઠવેલું, પરંતુ એ કાવતરું અધવચ પકડાઈ ગયું તે એમાં સંડોવાયેલા માણસોને સખત સજા કરવામાં આવી.

હર્ષદેવ દર પાંચ વર્ષે પ્રયાગના તીર્થધામમાં મોક્ષપરિષદ ભરતો અને પોતાની તમામ સંપત્તિનું દાન કરી કૃતકૃત્ય થતો. કનોજની ધર્મપરિષદ પછી આવી છઠ્ઠી પરિષદ પ્રયાગમાં ભરાઈ ત્યારે યુઆન સ્વાંગે તેમાં હાજરી આપી હતી ને હર્ષદેવે, પ્રાયઃ એ મહાશ્રમણની હાજરીને લઈને, એમાં બૌદ્ધધર્મ તરફ ભારે પક્ષપાત દાખવ્યો હતો. પહેલે દિવસે ભગવાન બુદ્ધની પ્રતિમાની પૂજા કરી અઢળક દ્રવ્યનું દાન દેવામાં આવ્યું. બીજે દિવસે સૂર્યની અને ત્રીજે દિવસે શિવની મૂર્તિનું પૂજન કરવામાં આવ્યું. પછી વળી બૌદ્ધ ભિક્ષુઓને, તે બાદ બ્રાહ્મણોને, પછી જૈન વગેરે અન્ય ધર્મોના સાધુઓને અને છેવટે નિરાધાર તથા અપંગોને દાન દેવામાં આવ્યું. પંચોતેર દિવસમાં પાંચ વર્ષની સંપત્તિનું વિતરણ કરી દેવામાં આવતું. રાજા પોતાનાં કીમતી વસ્ત્રાભૂષણ પણ દાનમાં દઈ દેતો ને અંતે પોતાની બહેન પાસે જીર્ણ વસ્ત્ર માગીને તે પહેરતો. માત્ર રાજ્યરક્ષા માટે જરૂરી અશ્વો, ગજો અને સૈનિકોની દંડસંપત્તિ રહેવા દેવામાં આવતી.

આ પરથી હર્ષદેવને બૌદ્ધ ધર્મમાં પરમ અનુરાગ હતો એ સ્પષ્ટ થાય છે પરંતુ યુઆન સ્વાંગના બહુમાનમાં એણે દાખવેલો બૌદ્ધધર્મ તરફનો પક્ષપાત પ્રાસંગિક લાગે છે. એ બૌદ્ધ ધર્મ વિશે અનુરાગ ધરાવતો હતો એ પરથી એણે માહેશ્વરધર્મ તજી બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યો હતો એવું માનવું અસ્થાને છે. બૌદ્ધધર્માનુરાગી હોવા છતાં એ માહેશ્વર મટી ગયો નહોતો.

હર્ષ વિદ્યા અને સાહિત્ય તરફ પણ ઘણો અનુરાગ ધરાવતો. બાણભટ્ટ જેવો મહાકવિ એની રાજસભાને દીપાવતો. 'હર્ષચરિત' અને 'કાદંબરી' દ્વારા બાણ સંસ્કૃત સાહિત્યના સર્વોત્તમ ગદ્યકવિ તરીકે ખ્યાતિ ધરાવે છે. મયૂરભટ્ટને પણ હર્ષે રાજ્યાશ્રય આપ્યો હતો. સૌરાષ્ટ્રનો જયસેન નામે એક વિદ્વાન મગધમાં રહેતો હતો તેને હર્ષે ઓરિસામાં ૮૦ ગામોનું દાન દેવા ઇચ્છા દર્શાવેલી. હર્ષદેવ પોતે કવિ હતો ને એમણે 'પ્રિયદર્શિકા' તથા 'રત્નાવલી' નામે બે નાટિકા રચી છે તેમ જ એક જાતકકથા પરથી 'નાગનંદ' નામે નાટક લખ્યું છે. એમાં બૌદ્ધ જાતકકથાનું વસ્તુ હોવા છતાં ગૌરીના અનુગ્રહનો મહિમા

મૂક્યો છે એ નોંધપાત્ર છે. આ ત્રણ રૂપકો એ હર્ષની કૃતિઓ હોવા વિશે કેટલાક શંકા ધરાવે છે ને અન્ય કોઈ કવિએ ધન લઈ એનું કર્તૃત્વ હર્ષને આરોપ્યું હોવાનું ધારે છે, પરંતુ હર્ષની વિદ્વત્તા તથા સાહિત્યરસિકતા જોતાં એવી શંકા પ્રતીતિકર જણાતી નથી. રાજત્વને લઈને એનું કવિત્વ શંકાસ્પદ ગણવું અસ્થાને છે.

ઉત્તર ભારતના ચક્રવર્તી હર્ષવર્ધને ચીનના શહેનશાહ સાથે મૈત્રી-સંબંધ કેળવ્યા હતા. ઈ. સ. ૬૪૧ માં તેણે ચીનના સમ્રાટ તાહ-ત્સુંગ પાસે એક બ્રાહ્મણ એલચી મોકલ્યો. ઈ. સ. ૬૪૩માં ચીનના શહેનશાહનો એલચી પણ તેના દરબારમાં આવ્યો. એ વર્ષની આખરે ચીનમાંથી એક બાજું એલચી-મંડળ મગધ આવ્યું. એમાંનો વાંગ-યુઆન-ત્સે ચીન પાછો ફર્યો કે તરત જ તેને ફરી ભારત મોકલવામાં આવ્યો. દરમ્યાન યુઆન શ્વાંગ ચીન પાછો ફર્યો હતો અને એની પાસેથી ચીનના શહેનશાહને હર્ષદેવ વિશે સવિશેષ માહિતી મળી હતી. આ ત્રીજું એલચીમંડળ ચીનથી ઈ. સ. ૬૪૬માં નીકળ્યું, પરંતુ તે ભારત આવ્યું તે દરમ્યાન હર્ષનું અવસાન થયું હતું. આથી હર્ષનું મૃત્યુ ઈ. સ. ૬૪૭ ના અરસામાં થયું ગણાય.

હર્ષદેવને પુત્ર નહોતો. એને અર્જુન (કે અરુણાશ્વ) નામે મંત્રી હતો. તેણે ગાદી કબજે કરી હતી. ચીની દૂતમંડળ કનોજ આવતાં, અર્જુને વાંગ-યુઆન-ત્સેને કેદ કર્યો ને ઘણા સૈનિકોને મારી નાખ્યા. અંધારી રાતે એ છાનોમાનો નાસી છૂટ્યો અને પછી એણે નેપાળ તથા તિબેટના રાજાની મદદ મેળવી. એ રાજાઓની વિપુલ સેનાઓ લઈ વાંગ-યુઆન-ત્સેએ અર્જુન પર ચડાઈ કરી અને અર્જુનને હરાવી કેદ કર્યો. આસામના રાજા કુમારે પણ એને કુમક મોકલી. અર્જુનના અનેક સૈનિક મરાયા ને બીજા અનેક કેદ પકડાયા. વાંગ-યુઆન-ત્સે અર્જુનને કેદી તરીકે ચીન લઈ ગયો. આ ઘટના કનોજમાં નહિ પણ બિહાર-નેપાળની સરહદ પાસે બની હોઈ, આ અર્જુન એ કનોજનો રાજા નહિ પણ હર્ષદેવના મૃત્યુ પછી વિભાજિત થયેલા એના વિશાળ રાજ્યના ઈશાની પ્રદેશનો સ્થાનિક રાજા હોવા સંભવે.[1]

હર્ષદેવના મૃત્યુ પછીનાં પચાસેક વર્ષની કનોજની રાજકીય સ્થિતિ જાણવા મળતી નથી. હર્ષદેવ ઉત્તરાપથનો ચક્રવર્તી રાજાધિરાજ થઈ ગયો ને એની યાદગીરીમાં હર્ષસંવત પ્રચલિત થયો, પરંતુ એના મૃત્યુ પછી એના વંશની તથા કનોજની રાજસત્તા અસ્ત પામી જણાય છે.

---

૧. ક્લાસિકલ એઇજ, પૃ. ૧૨૫–૨૬

## કનોજનો રાજા યશોવર્મા

ચક્રવર્તી હર્ષવર્ધનના મૃત્યુ પછી પચાસેક વર્ષ બાદ કનોજમાં યશોવર્મા નામે પ્રતાપી રાજા થયો. એના નામમાં આવતા 'વર્મા' નામાન્ત પરથી એ મૌખરિ કુલનો હોવા સંભવે છે. એણે લગભગ ઈ. સ. ૭૦૦ થી ૭૪૦ સુધી રાજ્ય કર્યું લાગે છે. યશોધર્માની જેમ યશોવર્મા પણ પ્રતાપી રાજા તરીકે એકાએક દેખા દે છે ને પછી પાછો અંધકાર છવાય છે.

કવિ વાક્પતિએ રચેલ પ્રાકૃત 'ગૌડ-વહો' (ગૌડ-વધ) નામે કાવ્યમાં એનું ચરિત નિરૂપવામાં આવ્યું છે. એની વિજયયાત્રાના નિરૂપણમાં જણાવ્યા મુજબ યશોવર્માએ વિંધ્યવાસિનીને પ્રસન્ન કરી પહેલાં મગધના રાજા સામે પ્રયાણ કર્યું. મગધરાજ પહેલાં ભાગી ગયો, પરંતુ પછી એના સામંતોએ સામનો કર્યો. ભીષણ યુદ્ધ ખેલાયું ને તેમાં આખરે મગધરાજ માર્યો ગયો. પછી તેણે સમુદ્રતટ તરફ કૂચ કરી વંગ લોકોને વશ કર્યા. વિજિગીષુ રાજા ત્યાંથી મલયગિરિ તરફ વળ્યો ને દખ્ખણના રાજાએ તેનું આધિપત્ય સ્વીકાર્યું. ત્યાંથી તેણે પારસિકો તરફ કૂચ કરીને ભારે વિગ્રહ પછી તેમને વશ કર્યા. પશ્ચિમ ઘાટથી તે ભરૂચ થઈ મરુદેશ(મારવાડ) ગયો. શ્રીકંઠ, કુરુક્ષેત્ર, અયોધ્યાને માર્ગે તેણે હિમાચલ પ્રદેશ પર્યંત વિજયયાત્રા કરી ને દિગ્વિજય કરી તે કનોજ પાછો ફર્યો. આ નિરૂપણમાં કોઈ ગૌડ રાજાના વધનો વૃત્તાંત આવતો નથી. માત્ર છેક છેવટમાં એક શ્લોકમાં એનો પ્રાસંગિક ઉલ્લેખ આવે છે. આથી કાવ્યનું શીર્ષક સાર્થક જણાતું નથી. હરિપાલ નામે એક પ્રાચીન ટીકાકાર મગધના રાજાને ગૌડ રાજા ગણાવીને એના વધના વૃત્તાંતને ગૌડવધના પ્રસંગ તરીકે ઘટાવે છે, પરંતુ એ વૃત્તાંત પણ કાવ્યનો કેન્દ્રવર્તી વૃત્તાંત હોવાનું જણાતું નથી.

કાવ્યમાંનું નિરૂપણ ઘણે અંશે દિગ્વિજયના રૂઢ નિરૂપણને અનુસરે છે; આથી એમાં નિરૂપાયેલ વૃત્તાંતોની ઐતિહાસિકતા શંકાસ્પદ છે. છતાં નાલંદાના એક અભિલેખ પરથી યશોવર્માનું આધિપત્ય મગધમાં પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે ને એ અનુસાર એનો પ્રતાપ મગધની પડોશમાં આવેલ ગૌડ દેશ પર્યંત પ્રસર્યો હોવાનો પણ સંભવ ખરો. દક્ષિણપથના રાજા વિજયાદિત્યના અભિલેખોમાં એ રાજાએ ઉત્તરાપથના અધિપતિને હરાવ્યાનો ઉલ્લેખ આવે છે. એમાં ઉત્તરાપથના એ રાજાનું નામ જણાવ્યું નથી, પરંતુ એ રાજા યશોવર્મા હોય એ તદ્દન સંભવિત છે. બંને પક્ષ પોતપોતાના વિજયનો દાવો કરે એવા ઉલ્લેખ ઘણીવાર આવે છે, તેથી વિજયાદિત્યના અભિલેખોમાં આવતો ઉત્તરાપથના રાજાના પરાજયનો ઉલ્લેખ બાધારૂપ ન ગણાય.

આ સમયે સિંધમાં અરબોએ આક્રમણ કરી ત્યાં પોતાની સત્તા જમાવી હતી. આથી પશ્ચિમ ભારતમાં પારસિકોને પરાજિત કર્યાનો ઉલ્લેખ એ અરબોને લગતો હોવા સંભવે છે.

આમ યશોવર્માની વિજયયાત્રાના ઘણા પ્રસંગ ઐતિહાસિક હોવા સંભવે છે; ને એ અનુસાર એ સકલ ઉત્તરાપથનો અધિપતિ ગણાયો જણાય છે. પરંતુ કાશ્મીરનો પ્રતાપી રાજા લલિતાદિત્ય તેનો પ્રબળ પ્રતિસ્પર્ધી હતો. ઈ.સ. ૭૩૧માં યશોવર્માએ બુદ્ધસેન નામે અમાત્યને ચીન મોકલ્યો હતો અને ઈ.સ. ૭૩૬ માં લલિતાદિત્યે પોતાનો એલચી ચીન મોકલ્યો હતો. ભારતના આ બે પ્રતાપી રાજાઓ વચ્ચે વિગ્રહ થયો ને તે ઘણો લાંબો વખત ચાલુ રહ્યો. એક વાર બંને પક્ષો વચ્ચે તાત્કાલિક સંધિ થઈ પરંતુ તેના કરારમાં યશોવર્માનું નામ પહેલું મુકવામાં આવતાં, લલિતાદિત્યે તે સામે વાંધો લીધો. બંને પક્ષોની મમતને લઈને સંધિ નિષ્ફળ નીવડી ને પાછો વિગ્રહ આરંભાયો. એ વિગ્રહમાં અંતે યશોવર્માનો ભારે પરાભવ થયો ને એના રાજ્ય પર લલિતાદિત્યનું શાસન પ્રવર્ત્યું. પૂર્વ સમુદ્ર પર્યંત પ્રસરેલા એના વિશાળ રાજ્ય પર કાશ્મીરના રાજાની આણ પ્રસરી અને યશસ્વી યશોવર્માની સત્તાનું ઉન્મૂલન થતાં એની સત્તાનો સદંતર અસ્ત થયો.

યશોવર્મા કલા અને સાહિત્યનો આશ્રયદાતા હતો. એની રાજસભામાં પ્રાકૃત કવિ વાક્પતિ ઉપરાંત કવિ ભવભૂતિ જેવા મહાકવિ પણ બિરાજતા. ભવભૂતિનાં નાટકોમાંનું 'ઉત્તરરામચરિત' સંસ્કૃત સાહિત્યનાં સર્વોત્તમ નાટકોમાં સ્થાન ધરાવે છે.

## દક્ષિણાપથના ચાલુક્યો

આ દરમ્યાન દક્ષિણાપથમાં ચાલુક્યોનું આધિપત્ય પ્રવર્તતું. એમની સત્તા ખાસ કરીને દખ્ખણના વિસ્તૃત પ્રદેશો પર લગભગ છઠ્ઠી સદીના મધ્યથી આઠમી સદીના મધ્ય સુધી પ્રવર્તી. મૂળમાં ચલ્ક, ચલિક કે ચલુક નામે કોઈ કર્ણાટકી કુલના રાજાઓ આગળ જતાં ચલ્કય, ચાલિક્ય, ચલુક્ય કે ચાલુક્ય તરીકે ઓળખાયા. કર્ણાટકના ચાલુક્ય રાજાઓ પિતૃપક્ષે માનવ્ય ગોત્રના અને માતૃપક્ષે હારીત ગોત્રના હતા. શરૂઆતમાં તેઓ માતૃગણના તથા સ્વામી મહાસેન(કાર્ત્તિકેય)ના ઉપાસક હતા અને હવે નારાયણના ઉપાસક બની વરાહનું રાજચિહ્ન ધરાવતા. શરૂઆતના ચાલુક્ય રાજાઓ પરમ ભાગવત (વૈષ્ણવ) હતા ને 'શ્રીવલ્લભ', 'પૃથિવીવલ્લભ' તથા 'શ્રીપૃથિવીવલ્લભ' જેવાં બિરુદ ધરાવતા.

આગળ જતાં આ વંશનો આરંભ ઉત્તર કોશલના ચંદ્રવંશ તરીકે થયો હોવાની, એના પહેલા ૫૯ રાજાઓએ અયોધ્યામાં રાજ્ય કર્યું હોવાની અને

તે પછીના સોળ રાજાઓએ દક્ષિણાપથમાં સત્તા ધરાવી હોવાની માન્યતા પ્રચલિત થઈ. કેટલીક વાર એને બદલે બ્રહ્મા-મનુ-માનવ્ય-હરીત-હારીતિ-ચાલુક્ય એવી ઉત્પત્તિ પણ માનવામાં આવતી.

દક્ષિણાપથના આરંભિક ચાલુક્યોના વૃત્તાંતમાં વિજયાદિત્ય અને વિષ્ણુ-વર્ધન જેવાં નામ આવે છે, પરંતુ તે ભાગ્યે જ ઐતિહાસિક હોવા સંભવે છે. આ વંશનો પહેલો ઐતિહાસિક રાજા જયસિંહ હોવાનું માલૂમ પડે છે. એણે દક્ષિણ મહારાષ્ટ્રમાં આવેલ રાષ્ટ્રકૂટ રાજ્ય પાસેથી સત્તા મેળવી એની સમીપમાં આવેલ (હાલના બિજાપુર જિલ્લાવાળા) પ્રદેશમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. એના પછી એનો પુત્ર રણરાગ ગાદીએ આવ્યો. દક્ષિણમાં આવેલ કદંબ રાજ્યની આ નવા રાજ્ય પર ઘણી અસર રહેલી છે, તેથી ચાલુક્યો શરૂઆતમાં કદંબોના સામંત તરીકે સત્તારૂઢ થયા હોય તો નવાઈ નહિ.

રણરાગનો પુત્ર પુલકેશી[1] ૧ લો એ ચાલુક્ય વંશનો પ્રથમ સ્વતંત્ર રાજા છે. એણે વાતાપિ[2] નગરીના દુર્ગનો પાયો નાખ્યો ને તેને પોતાની રાજધાની બનાવી. એણે હિરણ્યગર્ભ, અશ્વમેધ, અગ્નિષ્ટોમ, વાજપેય ઇત્યાદિ અનેક મોટા યજ્ઞ કર્યા. એ સત્યાશ્રય, રણવિક્રમ અને શ્રીપૃથિવીવલ્લભ (કે શ્રીવલ્લભ કે વલ્લભ) તરીકે ઓળખાતો. એનો શક ૪૬૫( ઈ.સ. ૫૪૩ )ના લેખ મળ્યો છે. એ મનુસ્મૃતિ, પુરાણો, રામાયણ, મહાભારત ઇત્યાદિનો સારો જાણકાર હતો. એનાં ઘણાં કાર્યોનો ખરો જશ એના પુત્ર કીર્તિવર્માને ઘટે છે.

કીર્તિવર્મા ૧લો કીર્તિરાજ, સત્યાશ્રય, વલ્લભ અને પૃથિવીવલ્લભ તરીકે ઓળખાતો. એ સેન્દ્રક કુલના રાજા શ્રીવલ્લભ સેનાનન્દની બહેનને પરણ્યો હતો. એણે કોંકણના મૌર્યો, વનવાસીના કદંબો અને દક્ષિણ માયસોરના નલોને હરાવ્યા. વંગ, અંગ, કલિંગ મગધ, મદ્રક, કેરલ, પાંડ્ય, દ્રમિલ આદિ પ્રદેશો પર એણે વિજય મેળવેલો એવો ઉલ્લેખ સ્પષ્ટતઃ અતિશયોક્તિભર્યો ગણાય; પરંતુ એણે કોંકણ અને માયસોરનાં રાજ્યો પર વિજય મેળવી ચાલુક્ય રાજ્ય વિસ્તૃત કરેલું એટલું ચોક્કસ છે. કીર્તિવર્માએ બહુસુવર્ણ અને અગ્નિષ્ટોમ યજ્ઞ કર્યા. એણે વાતાપિ નગરીને પ્રાસાદોથી વિભૂષિત કરી. યુવરાજ તરીકે તથા રાજા તરીકે તેણે ચાલુક્ય રાજ્યની સત્તા તથા સમૃદ્ધિ વધારી. એ ઈ.સ. ૫૯૭-૯૮માં મૃત્યુ પામ્યો.

---

૧. આ નામ કન્નડ-સંસ્કૃત ભાષાનું લાગે છે. એનો અર્થ 'વાઘના કેશ(વાળ)વાળો' એવો થાય છે.

૨. બિજાપુર જિલ્લામાં આવેલ હાલનું બાદામી.

ત્યારે એનો પુત્ર પુલકેશી સગીર હતો. એનો લાભ લઈ કીર્તિવર્માના અનુજ મંગલેશે ગાદી કબજે કરી.[1] એ પૃથિવીવલ્લભ અને શ્રીપૃથ્વીવલ્લભ ઉપરાંત રણવિક્રાન્ત તરીકે જાણીતો હતો. એ પરમ ભાગવત હતો. એણે વાતાપિમાં એક ગુફા–મંદિર પૂરું કરાવી એમાં ભગવાન વિષ્ણુની પ્રતિમાની પ્રતિષ્ઠા કરતી વખતે એને એક ગામનું દાન દીધું હતું. મંગલેશે કલચુરિ રાજા બુદ્ધરાજને તથા રેવતી દ્વીપ(જિ. રત્નાગિરિ)ના રાજાને હરાવ્યા; અને ઉત્તર તથા દક્ષિણમાં પોતાની સત્તા વિસ્તારી. મંગલેશે આમ રાજ્યવિસ્તાર કર્યો, પરંતુ એના લોભને થોભ નહોતો. એણે પોતાની હયાતી બાદ ગાદી પોતાના પુત્રને મળે તેવી પેરવી કરવા માંડી, પરંતુ એમાંથી આંતરવિગ્રહ થયો ને અંતે મંગલેશ માર્યો ગયો અને રાજગાદી કીર્તિવર્માના પુત્ર પુલકેશીને મળી.

## પુલકેશી ૨ જો – સત્યાશ્રય

પુલકેશી ૨ જો શક સં. ૫૩૨(ઈ.સ. ૬૧૦–૧૧)માં ગાદીએ આવ્યો. એ ચાલુક્ય વંશનો સહુથી મહાન અને પ્રતાપી રાજા છે. એ સત્યાશ્રય, વલ્લભ, પૃથિવીવલ્લભ કે શ્રીપૃથિવીવલ્લભ તરીકે ઓળખાતો. પિતાના મૃત્યુ વખતે એ સગીર વયનો હતો ને એનો ઉત્તરાધિકાર એના કાકાએ ઝૂંટવી લીધો હતો. આગળ જતાં તેણે પોતાનો અધિકાર પાછો મેળવ્યો ત્યારે ચાલુક્ય રાજ્યમાં શત્રુઓએ ઘણો ઉપદ્રવ કરવા માંડ્યો. યુવાન રાજા એ વિકટ પરિસ્થિતિનો સામનો કરી શત્રુઓને સામ ભેદ દંડ વડે વશ કરવામાં કાબેલ નીવડ્યો.

પોતાની સત્તા સ્થિર થતાં એણે દક્ષિણ ભારતમાં વિજયયાત્રા માંડી. વનવાસી પર આક્રમણ કરી કદંબોનો પરાભવ કર્યો તથા માયસોરના ગંગો અને આળૂપોને વશ કર્યા. ગંગ રાજા દુર્વિનીતે પોતાની એક કુંવરી પુલકેશીને પરણાવી. પુલકેશીએ કોંકણના મૌર્યો પર આક્રમણ કર્યું ને નૌકાસેના મારફતે પુરી (ઘારાપુરી)ના દ્વીપને જીતી લીધો. આ રીતે એ સકલ દક્ષિણાપથનો અધિપતિ બન્યો; ને એણે 'પરમેશ્વર'(પરમસ્વામી)નું મહાબિરુદ ધારણ કર્યું.

લાટ, માલવ અને ગુર્જર દેશના રાજાઓ પણ તેના પ્રભાવ નીચે આવ્યા. ઉત્તરાપથના અધિપતિ હર્ષવર્ધને પોતાનું આધિપત્ય પ્રસારવા દક્ષિણાપથ પર આક્રમણ કર્યું. દક્ષિણાપથના અધિપતિ પુલકેશી સત્યાશ્રયે એ આક્રમણનો સબળ સામનો કર્યો. એણે હર્ષવર્ધનની સેનાને નર્મદા નદી આગળ રોકી રાખી ને છેવટે ત્યાંથી એને પાછા ચાલ્યા જવાની ફરજ પાડી. દક્ષિણાપથના દિગ્વિજય અંગે

---

૧. એ મંગલેશ, મંગલરાજ, મંગલીશ કે મંગલીશ્વર પણ કહેવાતો.

હર્ષવર્ધનનો મનોરથ વ્યર્થ નીવડ્યો ને એ પરાક્રમે પુલકેશીના યશમાં કલગી સમી અભિવૃદ્ધિ કરી. દક્ષિણાપથેશ્વરનું 'પરમેશ્વર' બિરુદ હવે સવિશેષ સાર્થક થયું.

પુલકેશી સત્યાશ્રય કર્ણાટક, મહારાષ્ટ્ર અને કોંકણ એ ત્રણેય મહાન રાષ્ટ્રોનો અધિપતિ ગણાયો.[1] હવે એ દક્ષિણાપથની પૂર્વમાં આવેલ પ્રદેશો તરફ વળ્યો. દક્ષિણ કોસલ અને કલિંગના રાજાઓને સહેલાઈથી વશ કર્યા. ગોદાવરીના મુખ પાસે આવેલ પિષ્ટપુર(પીઠાપુરમ)નું રાજ્ય જીતી લઈ ત્યાં પોતાના અનુજ વિષ્ણુવર્ધનનું શાસન પ્રવર્તાવ્યું. એણે ત્યાં ચાલુક્યોની પૂર્વ શાખા સ્થાપી, જેનું શાસન ચાર શતક ઉપરાંત ચાલુ રહ્યું. આન્ધ્રદેશના કૌરાલ પ્રદેશના રાજા વિક્રમેન્દ્રવર્મા ૩ જાએ ચાલુક્ય સેનાનો સામનો કર્યો, પરંતુ એનો પરાજય થયો ને આન્ધ્રદેશનો એ મુખ્ય પ્રદેશ ચાલુક્યોની પૂર્વશાખાના શાસન નીચે મુકાયો. કાંચી(મદ્રાસની દક્ષિણે આવેલ કાંજીવરમ)ના પલ્લવ રાજા મહેન્દ્ર-વર્મા ૧ લાને એની રાજધાની પાસે પરાજિત કર્યો. પછી કાવેરી નદી ઓળંગી ચોળ, પાંડ્ય અને કેરલનાં રાજ્યો સાથે સંધિ કરી, જેથી પલ્લવોની પ્રબળ સત્તાનો સામનો કરવામાં સરળતા રહે. આમ એણે લગભગ સમસ્ત દક્ષિણ ભારતમાં દિગ્વિજય કર્યો અને એ 'પૂર્વ સમુદ્ર તથા પશ્ચિમ સમુદ્રનો અધિપતિ' બન્યો. એનો આ દિગ્વિજય (જુઓ આકૃતિ ૨૮) ઓછામાં ઓછો ઈ. સ. ૬૩૦-૩૧ સુધી લંબાયો લાગે છે.

એના આ લાંબા દિગ્વિજય-કાલ દરમ્યાન એની કીર્તિ દેશવિદેશ પ્રસરતી જતી. દક્ષિણાપથનો એ અધિપતિ ઈરાનના શહેનશાહ સાથે પણ સંબંધ ધરાવતો. રાજ્યકાલના ૩૬મા વર્ષે (અર્થાત્ ઈ. સ. ૬૨૫-૨૬ માં) આ પરમેશે (અર્થાત્ પરમેશ્વરે – પુલકેશી સત્યાશ્રયે) ઈરાનના શહેનશાહ ખુસરૂ ૨ જા પાસે પોતાનો એલચી મોકલ્યો હતો. અજંટાના એક ચિત્રમાં આલેખાયેલ ઈરાની વ્યક્તિ ઈરાનના રાજાએ દક્ષિણાપથમાં મોકલેલ એલચી હોવા સંભવે છે.

પુલકેશીના સમયમાં યુઆન શ્વાંગે મહારાષ્ટ્રની મુલાકાત લીધેલી ત્યારે તે ત્યાંની લડાયક પ્રજાના ખમીરથી તથા ત્યાંના રાજાની પ્રતાપી કારકિર્દીથી પ્રભાવિત થયો હતો. શક ૫૫૬(ઈ. સ. ૬૩૪-૩૫)ના ઐહોળી શિલાલેખમાં જૈન રવિકીર્તિએ રચેલી પુલકેશી સત્યાશ્રયની સુંદર પ્રશસ્તિ કોતરેલી છે, જેમાં એ પ્રતાપી દક્ષિણાપથેશ્વરની યશસ્વી કારકિર્દીનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

---

૧. એ ત્રણ મહારાષ્ટ્રોમાં ૯૯,૦૦૦ ગામ હતાં એવો ઉલ્લેખ આવે છે. પણ તે અતિશયોક્તિ-ભર્યો લાગે છે.

પુલકેશીની એ યશોગાથા છેવટમાં વ્યસ્ત થઈ ગઈ. પલ્લવ રાજા ચાલુક્ય રાજાનો પ્રબળ પ્રતિસ્પર્ધી હતો. મહેન્દ્રવર્માનો તાત્કાલિક પરાજય થયો હતો, પરંતુ તેના પુત્ર નરસિંહવર્માએ ચાલુક્ય રાજધાની વાતાપિ પર આક્રમણ કરી એનો બદલો લીધો. પલ્લવ મહામલ્લે ચાલુકચ નરેશ વલ્લભને(અર્થાત્ પુલકેશીને) અનેક સ્થળોએ સંગ્રામમાં હરાવ્યો ને વાતાપિનગરીનો નાશ કર્યો. પુલકેશી યુદ્ધમાં માર્યો ગયો ને ચાલુક્યોના કેટલાક પ્રદેશો પર પલ્લવોનું શાસન પ્રવર્ત્યું (ઈ. સ. ૬૪૨).

## પુલકેશીના વંશજો

પુલકેશીના મૃત્યુ બાદ વાતાપિ અને કેટલાક દક્ષિણના પ્રદેશો પર વર્ષો સુધી પલ્લવોની સત્તા પ્રવર્તી. પુલકેશીના પુત્રો ગાદી માટે પોતપોતાનો દાવો કરવા મંડચા, પરંતુ પલ્લવોને હાંકી કાઢવામાં કે સૂબાઓને વશ કરવામાં કોઈ સફળ થતા નહિ. આવી પરિસ્થિતિ ઈ. સ. ૬૫૫ સુધી ચાલુ રહી.

આખરે વિક્રમાદિત્ય નામે નાના રાજપુત્રે ગંગ રાજા દુર્વિનીતની[૧] મદદથી વાતાપિને પલ્લવોના શાસનમાંથી મુક્ત કરી અને પોતે પિતાની ગાદી મેળવી (ઈ. સ. ૬૬૫). પૂર્વના ચાલુક્યોની શાખા તરફથી પુલકેશીના પુત્રોને આ સંજોગોમાં કંઈ મદદ મળી લાગતી નથી. પુલકેશીના આદિત્યવર્મા અને ચન્દ્રાદિત્ય નામે પુત્રોના શાસનનાય ઉલ્લેખ આવે છે; એ પરથી એ રાજપુત્રો પુલકેશીના રાજવારસાના અન્ય દાવાદાર હોવાનું ફલિત થાય છે.

પોતાના પુરોગામીઓની જેમ વિક્રમાદિત્યે પણ અનેક બિરુદ ધારણ કર્યાં–સત્યાશ્રય, રણરસિક, અનિવારિત, રાજમલ્લ, શ્રીપૃથિવીવલ્લભ( કે શ્રીવલ્લભ કે વલ્લભ). એ ઉપરાંત મહારાજાધિરાજ, પરમેશ્વર અને ભટ્ટારક–એ મહાબિરુદ પણ ધારણ કર્યાં. એ પરમ માહેશ્વર હતો.

પોતાના ખડ્ગની અને ચિત્રકંઠ નામે અશ્વની મદદથી વિક્રમાદિત્યે પલ્લવ રાજા નરસિંહવર્મા ૧ લા, મહેન્દ્રવર્મા ૨ જા અને પરમેશ્વરવર્મા ૧ લા સાથે અનેક સંગ્રામ ખેલી પિતાના ગુમાવેલા પ્રદેશ પાછા મેળવ્યા. પરમેશ્વરવર્માના સમયમાં એણે એની રાજધાની કાંચી કબજે કરી પલ્લવોના આક્રમણનો પૂરો બદલો લીધો. એણે ચોળ, પાંડચ અને કેરલના રાજાઓને પણ વશ કર્યા. આમાં રાજપુત્ર વિનયાદિત્યનો તથા એના પુત્ર વિજયાદિત્યનો પણ સક્રિય સાથ રહેલો હતો.

---

૧. દુર્વિનીત પ્રાયઃ એનો માતામહ થતો હતો.

પલ્લવનરેશ પરમેશ્વરવર્માએ વિક્રમાદિત્યને પેરુવળનલ્લૂરના યુદ્ધમાં પરાજિત કરી ભગાડચો ને વાતાપિ નગરીનો નાશ કર્યો એવો ઉલ્લેખ પણ આવે છે. પરંતુ વિક્રમાદિત્યે પાછા પલ્લવોને પરાજિત કરી તેમના ઘણા પ્રદેશ પર પોતાની આણ પ્રવર્તાવી છેક ચોળ રાજ્યની રાજધાની સુધી વિજયકૂચ કરી.

ઉત્તરમાં મહારાષ્ટ્રની પાર આવેલ દક્ષિણ ગુજરાત(લાટ)ના દક્ષિણ પ્રદેશ પર પણ ચાલુક્ય રાજ્યનું શાસન પ્રસર્યું. વિક્રમાદિત્યે એ પ્રદેશનું રાજ્ય પોતાના નાના ભાઈ જયસિંહવર્મા ધરાશ્રયને સોંપ્યું. ચાલુક્યોની આ લાટ શાખાનું રાજ્ય શક ૫૯૧(ઈ. સ. ૬૬૯-૭૦)માં સ્થપાયું. એની રાજધાની નવસારિકા-(નવસારી)માં હતી. જયસિંહવર્માના યુવરાજ શીલાદિત્ય શ્યાશ્રયે ઈ. સ. ૬૭૦માં ત્યાં એક ભૂમિદાન દીધું. જયસિંહવર્માએ મહી અને નર્માદા નદીની વચ્ચેના પ્રદેશમાં વજ્જડ(વજ્જટ) નામે રાજાની સેનાનો નાશ કર્યો એવો નિર્દેશ આવે છે; એ વલભીના મૈત્રક નરેશ શીલાદિત્ય ૩ જાને લાગુ પડે છે.

વિક્રમાદિત્ય ૧ લા પછી એનો પુત્ર વિનયાદિત્ય ગાદીએ આવ્યો. એણે ઈ. સ. ૬૮૧ થી ૬૯૬ સુધી રાજ્ય કર્યું. એ શ્રીપૃથિવીવલ્લભ, સત્યાશ્રય અને પ્રાયઃ રાજાશ્રય તથા યુદ્ધમલ્લ તરીકે પણ ઓળખાતો. પિતાની જેમ મહારાજાધિરાજ અને પરમેશ્વર જેવાં મહાબિરુદ પણ ધરાવતો એણે યુવરાજ અવસ્થામાંથી જ ઘણાં પરાક્રમ કરવા માંડેલાં. એણે પલ્લવો, કળભ્રો, કેરલો, હૈહયો, માલવો, ચોળો, પાંડચો આદિને વશ કરી તેમને આળૂપો તથા ગંગોના જેવા સામંત બનાવ્યા અને એણે કાવેર(કાવેરી), પારસિક(ઈરાન) તથા સિંહલ(સિલોન)ના દ્વીપોના રાજાઓ પાસેથી ખંડણી લીધી એવા ઉલ્લેખ આવે છે. આમાં અતિ-શયોક્તિ હોવા છતાં ઘણી વાસ્તવિકતા રહેલી લાગે છે. વિનયાદિત્યે ઉત્તરાપથના અધિપતિને હરાવી પાલિધ્વજ જેવાં રાજચિહ્ન પ્રાપ્ત કર્યાં એવોય ઉલ્લેખ મળે છે, પરંતુ ઉત્તરાપથનો એ અધિપતિ કોણ હશે એ નક્કી કરવું મુશ્કેલ છે. શરૂઆતમાં ચાલુક્ય સેનાએ ત્યાં ઘણી સફળતા મેળવી, પરંતુ છેવટમાં રાજપુત્ર વિજયાદિત્ય, જેણે ઉત્તરાપથ-અધિપતિનાં રાજચિહ્ન મેળવવામાં અગ્રિમ ભાગ ભજવેલો, તે શત્રુઓને હાથે પકડાઈ ગયો. ત્યાંથી એ માંડમાંડ છૂટવા પામ્યો ત્યારે તેના પિતા હયાત નહોતા ને રાજ્યમાં અંધાધૂંધી પ્રવર્તતી હતી. આમ વિક્રમાદિત્યની યશસ્વી કારકિર્દીનો છેવટે કરુણ અંજામ આવ્યો.

વિજયાદિત્ય એના પિતામહ તથા પિતાના સમયથી પરાક્રમ દાખવતો હતો. શત્રુઓના કબજામાંથી મુક્ત થઈ એ વાતાપિ પાછો ફર્યો ને એણે રાજ્યમાં વ્યવસ્થા સ્થાપી, એ સત્યાશ્રય, સમસ્તભુવનાશ્રય અને શ્રીપૃથિવીવલ્લભ તરીકે પણ ઓળખાતો અને મહારાજાધિરાજ, પરમેશ્વર તથા પરમભટ્ટારકનાં મહાબિરુદ ધરાવતો

એના રાજ્યકાલના પાંત્રીસમા વર્ષે (ઈ. સ. ૭૩૦–૩૧ માં) યુવરાજ વિક્રમાદિત્યે કાંચી જીતી પલ્લવ નરેશ પરમેશ્વરવર્મા ૨ જા પાસે ખંડણી લીધી. પટ્ટડકલ(જિ. બિજાપુર)માં વિજયાદિત્યે પોતાના નામનું વિજયેશ્વર મહાદેવનું ભવ્ય દેવાલય બંધાવ્યું, જે હાલ સંગમેશ્વરના મંદિર તરીકે ઓળખાય છે. એ જૈનધર્મમાંય અનુરાગ ધરાવતો ને જૈન આચાર્યોને ગ્રામદાન દેતો.

એના સમયમાં કોંકણમાં જયસિંહવર્મા ધરાશ્રયનો વચેટ પુત્ર મંગલરસરાજ જયાશ્રય રાજ્ય કરતો હતો, જ્યારે લાટમાં જયાશ્રયના નાના ભાઈ પુલકેશી અવનિજનાશ્રયનું રાજ્ય ચાલતું હતું.[1] એના સમયમાં સિંધના હાકેમ જુનૈદે મારવાડ અને માંડલ થઈ દક્ષિણ ગુજરાત પર હુમલો કર્યો અને લાટ ઓળંગી દક્ષિણાપથ તરફ કૂચ કરવા કોશિશ કરી (ઈ. સ. ૭૨૬). પરંતુ પુલકેશી અવનિજનાશ્રયે અરબ ફોજને હરાવી નવસારીથી પાછી કાઢી. એના આ યશસ્વી પરાક્રમની કદરમાં વિજયાદિત્યે એને ચાર બિરુદ આપ્યાં : દક્ષિણાપથ-સાધારણ, ચલુક્કિકુલાલંકાર, પૃથિવીવલ્લભ અને અનિવર્તક-નિવર્તયિતા.[2]

વિજયાદિત્ય પછી એનો પુત્ર વિક્રમાદિત્ય ૨ જો રાજા થયો (ઈ. સ. ૭૩૩). એ સત્યાશ્રય તથા પૃથિવીવલ્લભ કહેવાતો ને મહારાજાધિરાજ જેવાં મહાબિરુદ ધરાવતો. એણે પલ્લવોની સત્તાનું નિકંદન કાઢવા કાંચી પર આક્રમણ કર્યું. પલ્લવ નરેશ નંદિવર્મા પલ્લવમલ્લને ભગાડી એનાં રાજચિહ્ન ઝૂંટવી લીધાં અને કાંચીપુરીમાં મોટાં દેવાલયોને સુવર્ણદાન દીધાં. પછી તેણે ચોળ, પાંડય, કેરલ વગેરે રાજ્યોની સત્તાનો હ્રાસ કરી દક્ષિણ સાગરના તટ પર વિજયસ્તંભ રોપાવ્યો. યુવરાજ કીર્તિવર્માએ પલ્લવ-વિજયમાં સબળ ભાગ ભજવ્યો હતો. વિક્રમાદિત્યના સમયમાં મહારાષ્ટ્રમાં રાષ્ટ્રકૂટ-કુલની સત્તાનો અભ્યુદય થયો.

વિક્રમાદિત્યની મહાદેવી(પટરાણી) લોક-મહાદેવીએ પટ્ટડકલમાં લોકેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું, જે હાલ વિરૂપાક્ષના મંદિર તરીકે જાણીતું છે. રાજાએ એના સ્થપતિ ગુંડ-અનિવારિતાચાર્યને 'ત્રિભુવનાચાર્ય'નું બિરુદ આપ્યું. રાણી ત્રૈલોક્યમહાદેવી(જે લોક-મહાદેવીની નાની બહેન હતી)એ લોકેશ્વર-મંદિરની સમીપમાં ત્રૈલોકયેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું.

વિક્રમાદિત્યનો રાજવારસો તેના પુત્ર કીર્તિવર્મા ૨ જાને મળ્યો (ઈ. સ. ૭૪૪). એ સત્યાશ્રય, નૃપસિંહ તથા વલ્લભ તરીકે પણ ઓળખાતો; ને મહા-

---

૧. જયસિંહવર્મા ધરાશ્રયનો જ્યેષ્ઠ પુત્ર યુવરાજ શીલાદિત્ય શ્ર્યાશ્રય અકાળ અવસાન પામ્યો લાગે છે.

૨. પાછા નહિ હઠનારને પાછા હઠાવનાર.

બિરુદ ધરાવતો. પલ્લવ રાજ્ય પરના આક્રમણમાં એણે યુવરાજ તરીકે સક્રિય ભાગ ભજવ્યો હતો. તુંગભદ્રાને તટે આવેલ રામેશ્વર તીર્થમાંના પરમેશ્વર(શિવ)ના દેવાલયને તેણે દાન દીધું. એના સમયમાં ચાલુક્ય રાજ્યના ઉત્તર પ્રદેશોમાં રાષ્ટ્રકૂટો વધારે ને વધારે પ્રબળ અને સ્વતંત્ર થતા ગયા. રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે સમય જતાં કર્ણાટકની સેનાને જીતી ચાલુક્યોના દક્ષિણ પ્રદેશો પર પણ પોતાનું શાસન પ્રવર્તાવ્યું ને 'મહારાજાધિરાજ' જેવાં મહાબિરુદ ધારણ કર્યાં. પલ્લવ રાજા નંદિવર્મા ૨ જો પણ રાષ્ટ્રકૂટ સત્તાના પ્રભાવને વશ થયો. દંતિદુર્ગનું મૃત્યુ થતાં કીર્તિવર્માએ પોતાની ગુમાવેલી સત્તા પાછી મેળવવા પ્રયત્ન કર્યો; પરંતુ રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ૧ લાએ કીર્તિવર્માનો પરાભવ કરી એના પાલિધ્વજ ઝૂંટવી લીધા, ચાલુક્યોના મહાવરાહને મૃગ જેવો બનાવી દીધો અને ચાલુક્યોના વાતાપિ રાજ્યની સત્તાનો સદંતર અસ્ત થયો (ઈ. સ. ૭૫૭). લાટ શાખાના ચાલુક્ય રાજ્યની સત્તા પણ રાષ્ટ્રકૂટોએ ઉથલાવી પાડી.

લાટ, મહારાષ્ટ્ર અને કર્ણાટકને આવરી લેતું ચાલુક્યોનું રાજ્ય ઘણું વિશાળ હતું તથા વાતાપિના પ્રતાપી રાજાઓએ દક્ષિણાપથના અધિપતિ અને ઉત્તરાપથ-અધિપપિના પ્રબળ પ્રતિસ્પર્ધી તરીકે પ્રતિષ્ઠા મેળવી હતી, પરંતુ બધો વખત પલ્લવોની પ્રબળ સત્તા સાથે વિગ્રહ ચાલુ રહેતાં તેમની ઘણી શક્તિ એમાં ક્ષીણ થઈ જતી. પરિણામે તેઓ મહારાષ્ટ્રમાં અભ્યુદય પામતી રાષ્ટ્રકૂટોની સત્તાને રોકી શક્યા નહિ ને છેવટે એમને હાથે પરાભવ પામ્યા. છતાં અનુ-ગુપ્ત કાલ દરમ્યાન દખ્ખણમાં ચાલુક્યોની સર્વોપરી સત્તા પ્રવર્તતી એ હકીકત ભારતના તત્કાલીન ઇતિહાસમાં ખાસ નોંધપાત્ર છે.

## કાંચીના પલ્લવો

ગુપ્તકાલ દરમ્યાન કાંચી(કાંજીવરમ)માં પલ્લવ વંશની સત્તા નબળી પડી હતી. પરંતુ સિંહવિષ્ણુ અવનિસિંહના સમયથી (છઠ્ઠી સદીના છેલ્લા ચરણથી) પલ્લવ રાજ્યનો પાછો અભ્યુદય થવા લાગ્યો. સિંહવિષ્ણુએ કળભ્રો વગેરે રિપુઓને વશ કર્યા અને ચોળમંડલ જીતી લીધું. કવિ ભારવિને એણે પ્રોત્સાહન આપ્યું અને મહાબલિપુરમની કલાકૃતિઓનાં પગરણ કર્યાં.

એનો પુત્ર મહેન્દ્રવર્મા ૧લો (લગભગ ૬૦૦-૬૩૦) પલ્લવ વંશનો એક મહાન રાજવી છે. એને અનેક અપરનામ ધારણ કરવાનો શોખ હતો. એ નામોમાં મત્તવિલાસ(વિલાસમાં મત્ત), વિચિત્રચિત્ત, ચૈત્યકારી (ચૈત્યકારી-મંદિરો બંધાવનાર) અને ચિત્રકારપ્પુલી (ચિત્રકાર-વ્યાઘ્ર = ચિત્રકારોમાં ઉત્તમ) નોંધપાત્ર છે. એના સમયમાં ચાલુક્ય-નરેશ પુલકેશી ૨ જાની મહત્ત્વાકાંક્ષાએ માઝા

મૂકી. એણે પિષ્ટપુરનો પ્રદેશ જીતી લીધો ને ત્યાં પોતાના અનુજ વિષ્ણુવર્ધનનું શાસન પ્રવર્તાવ્યું. એથી આગળ વધી એણે પલ્લવ પાટનગર તરફ કૂચ કરી અને મહેન્દ્રવર્માને હરાવ્યો. પલ્લવ રાજ્યનો ઉત્તર પ્રદેશ ચાલુક્યોના શાસન નીચે ચાલ્યો ગયો. દક્ષિણમાં પલ્લવોની સત્તા કાવેરી સુધી ચાલુ રહી. આમ પલ્લવ-ચાલુક્ય સંઘર્ષ પ્રબળ બન્યો અને પલ્લવ સત્તાનો હ્રાસ થયો.

મહેન્દ્રવર્મા પહેલાં જૈન ધર્મનો અનુયાયી હતો; આગળ જતાં એણે શૈવ ધર્મનો અંગીકાર કર્યો. એ સાહિત્યકાર પણ હતો. એણે એક પ્રહસન-રૂપક રચ્યું છે, જે એના નામ પરથી 'મત્તવિલાસ-પ્રહસન' તરીકે જાણીતું છે. એમાં એણે એ સમયે બૌદ્ધ ધર્મમાં તેમ જ કાપાલિક સંપ્રદાયમાં જે શિથિલાચાર પ્રવર્તતો હતો તેને વિશે રમૂજી કટાક્ષ કરેલા છે. એને સંગીતમાં તથા ચિત્રકલામાં ઘણો રસ હતો. ખરેખર એ વિચિત્રચિત્ત હતો અને વિવિધ રસવૃત્તિ ધરાવતો. એણે અનેક શૈલ-ઉત્કીર્ણ દેવાલય કરાવ્યાં ને બ્રહ્મા, વિષ્ણુ તથા શિવની પ્રતિમાઓ કરાવી, મહેન્દ્રવાડીમાં એક પ્રસિદ્ધ જળાશય કરાવ્યું. ત્રિચિનાપલ્લીમાં એણે કરાવેલું ગુહા-મંદિર છે, પરંતુ એમાં એનું બાવલું મોજૂદ રહ્યું નથી. મહાબલિપુરમાં એની તથા એના પિતાની શિલ્પાકૃતિ કંડારેલી છે.

મહેન્દ્રવર્મા પછી એનો પુત્ર નરસિંહવર્મા ગાદીએ આવ્યો. એણે ચાલુક્ય ચક્રવર્તી પુલકેશીને ત્રણ સંગ્રામોમાં પરાજિત કર્યો. આગળ જતાં એણે ચાલુક્ય રાજધાની વાતાપિ પર આક્રમણ મોકલ્યું ને વાતાપિ કબજે કરી પુલકેશીના આક્રમણનો પૂરો બદલો લીધો (ઈ. સ. ૬૪૨). પુલકેશી પરાભૂત થઈ મૃત્યુ પામ્યો. પલ્લવ-સેનાપતિએ પોતાના આ વિજયની પ્રશસ્તિ વાતાપિમાં મલ્લિકાર્જુન મંદિર પાછળ આવેલ શૈલ પર કોતરાવી. આ પરાક્રમે નરસિંહવર્માને 'વાતાપિકોણ્ડ'(વાતાપિનો વિજેતા)ના બિરુદથી બિરદાવ્યો. પુલકેશીની યશસ્વી કારકિર્દીનો કરુણ અંજામ આવ્યો ને સર્વત્ર નરસિંહવર્માની યશોગાથા ગવાવા લાગી. ચાલુક્ય રાજ્યના દક્ષિણ પ્રદેશ પર હવે પલ્લવોનું શાસન પ્રવર્ત્યું.

એ સમયે શ્રીલંકામાં જૂના રાજકુલની સત્તા એક બીજા કુલે પડાવી લીધી હતી. જૂના રાજાનો પુત્ર માનવર્મા નરસિંહવર્માના આશ્રયે આવ્યો હતો ને એણે પુલકેશીના પરાભવમાં સક્રિય ભાગ ભજવ્યો હતો. આથી પ્રસન્ન થયેલા નરસિંહવર્માએ માનવર્માને પોતાની સત્તા પાછી મેળવવામાં લશ્કરી મદદ આપી. માનવવર્માને શરૂઆતમાં સફળતા મળી, પરંતુ છેવટે એ ફાવ્યો નહિ ને પલ્લવ રાજ્યમાં પાછો ફર્યો. કેટલાંક વર્ષ પછી એણે પલ્લવ-નરેશ પાસેથી પુનઃ મદદ મેળવી, મહાબલિપુરમથી દરિયાઈ કાફલો લઈ શ્રીલંકાના રાજા પર આક્રમણ

કર્યું ને એને હરાવી પોતાના પિતાની રાજસત્તા પ્રાપ્ત કરી. એની આ સિદ્ધિએ નરસિંહવર્માના યશમાં અભિવૃદ્ધિ કરી.

આ પ્રતાપી પલ્લવનરેશ 'મહામલ્લ' તરીકે ખ્યાતિ પામ્યો. કાંચીની પૂર્વે સમુદ્રતટ પર એણે નવું નગર વિકસાવ્યું ને એનો રાજ્યના બંદર તરીકે વિકાસ સધાયો. મહામલ્લ નરસિંહવર્માના નામ પરથી એ નગર 'મહામલ્લપુરમ' તરીકે જાણીતું થયું.[1] એ નગરમાં નરસિંહવર્માએ શૈલને ચારે બાજુએ કોરીને બનાવેલાં એક-શૈલ દેવાલય (જેને 'રથ' કહે છે) કરાવ્યાં. આ રાજાના રાજ્યકાલના પૂર્વાર્ધ દરમ્યાન ઈ. સ. ૬૪૦ના અરસામાં યુઆન શ્વાંગે કાંચીપુરની મુલાકાત લીધી હતી. મહામલ્લ તરીકે ખ્યાતિ પામેલો નરસિંહરાવર્મા પલ્લવ વંશનો સહુથી પ્રતાપી રાજા છે. એણે લગભગ ઈ. સ. ૬૩૦ થી ૬૬૮ સુધી રાજ્ય કર્યું.

એના પુત્ર મહેન્દ્રવર્મા ૨ જાનું રાજ્ય ફક્ત બે-એક વર્ષ ચાલ્યું. પછી એનો પુત્ર પરમેશ્વરવર્મા ગાદીએ આવ્યો. એણે લગભગ પચીસ વર્ષ (લગભગ ઈ. સ. ૬૭૦ થી ૬૯૫) રાજ્ય કર્યું. એના સમયમાં ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૧ લાએ પોતાના પિતાના સમયમાં છેવટે લુપ્ત થયેલી પ્રતિષ્ઠા પુનઃ પ્રાપ્ત કરવા પલ્લવ રાજ્ય પર આક્રમણ કર્યું. એણે પલ્લવ રાજ્યની પાર છેક કાવેરી-તટ સુધી વિજયકૂચ કરી; પરંતુ છેવટે પલ્લવ-નરેશે ભારે પરાક્રમ દાખવ્યું ને લાખો સૈનિકોની સેના ધરાવતા ચાલુક્ય-નરેશને ચીંથરેહાલ હાલતમાં ભગાડ્યો. પરમેશ્વરવર્મા પરમ માહેશ્વર હતો.

પછી એનો પુત્ર નરસિંહવર્મા ૨ જો ગાદીએ આવ્યો, જેણે લગભગ ઈ.સ. ૭૨૨ સુધી રાજ્ય કર્યું. એ શંકર-ભક્ત હતો ને એને શૈવ આગામ પ્રિય હતાં. એ 'રાજસિંહ' તરીકે વિખ્યાત છે. મહાબલિપુરમનું સુપ્રસિદ્ધ 'સમુદ્રતટ મંદિર' તથા કાંજીવરમનું ભવ્ય કૈલાસનાથ (રાજસિંહેશ્વર) મંદિર એ રાજસિંહે કરાવેલું છે. કવિ દંડી 'કાવ્યાદર્શ'મા જે રાજવર્માનો ઉલ્લેખ કરે છે તે કાંચીનો આ રાજસિંહ હોવા સંભવે છે અને એ અનુસાર એ કવિને રાજસિંહની રાજસભા સાથે સાંકળવામાં આવે છે.[2] આ રાજાએ ઈ. સ. ૭૨૦ માં ચીનના શહેનશાહ પાસે એલચી-મંડળ મોકલ્યું અને તજિજકો(આરબો) તથા તિબેટીઓ સામે લડવા સેના મોકલી. ચીનના શહેનશાહે નરસિંહવર્માને દક્ષિણ ભારતના રાજ્યના રાજા તરીકે નવાજ્યો.

---

૧. એને હાલ મહાબલિપુરમ કહે છે.

૨. કેટલાક ભાસનાં નાટકોના ભરતવાક્યમાં ઉલ્લિખિત રાજસિંહને આ રાજસિંહ માને છે ને એ પરથી એ નાટકો આ રાજા સમક્ષ કાંચીમાં ભજવાયાં હોવાનું અનુમાન કરે છે.

નરસિંહવર્મા ૨ જાના પુત્ર પરમેશ્વરવર્મા ૨ જાના સમયમાં ચાલુક્ય-નરેશ વિજયાદિત્યના યુવરાજ વિક્રમાદિત્ય ૨ જાએ કાંચી પર આક્રમણ કરી ખંડણી લીધી. ગંગ રાજા શ્રીપુરુષે પ્રાયઃ આ કાંચીપતિનો વધ કરી પલ્લવોનાં રાજચિહ્ન લઈ લીધાં.

પછી પલ્લવોનો રાજવારસો નંદિવર્મા ૨ જાને મળ્યો. એ સિંહવિષ્ણુના ભાઈ ભીમવર્માનો વંશજ હતો. પરમેશ્વરવર્માને ચિત્રમાય નામે પુત્ર હતો. પરંતુ એ વિષમ સંજોગોમાં સત્તાની જવાબદારી લેવામાં ઘણું જોખમ હતું. આખરે સિંહવિષ્ણુના વંશજ હિરણ્યવર્માના પુત્રો પૈકી નંદિવર્માએ સત્તાનાં સૂત્ર સંભાળવાની હામ ભીડી. એ ગાદીએ આવ્યો ત્યારે નાની વયનો હતો ને તેણે ઓછામાં ઓછું ૬૫ વર્ષ (લગભગ ઈ. સ. ૭૩૦–૭૯૫) રાજ્ય કર્યું.

રાજપુત્ર ચિત્રમાયનો પક્ષ લઈ પાંડ્ય રાજા રાજસિંહ ૧ લાએ નંદિવર્મા સામે આક્રમણ કરી એને તાંજોર પ્રદેશમાં અનેક વાર હરાવ્યો ને નંદિપુરમાં[1] ઘેરી લીધો. સેનાપતિ ઉદયચંદ્રે નંદિવર્માને છોડાવ્યો અને ચિત્રમાયને મારી નાખ્યો. આ સંઘર્ષ દરમ્યાન ચાલુક્ય નરેશ વિક્રમાદિત્ય ૨ જાએ પલ્લવ રાજ્ય પર આક્રમણ કરી કાંચી જીતી લીધેલું. નંદિવર્માએ હવે એ પાછું મેળવ્યું. ગંગ રાજાનો પણ એણે પરાભવ કર્યો. પૂર્વ ચાલુક્ય રાજ્યનો થોડો ભાગ જીતી લીધો. રાષ્ટ્રકૂટ રાજ્યના સ્થાપક દંતિદુર્ગે કાંચી પર આક્રમણ કર્યું, પરંતુ છેવટમાં એણે પલ્લવ કુલ સાથે સંધિ કરી અને પોતાની કુંવરી રેવા પલ્લવ નરેશને પરણાવી. નંદિવર્મા પલ્લવમલ્લ તરીકે જાણીતો છે. એણે અશ્વમેધ યજ્ઞ કર્યો કહેવાય છે. એ પરમ વૈષ્ણવ હતો. કાંજીવરમનું સુપ્રસિદ્ધ વૈકુંઠ પેરુમલ મંદિર તથા મુક્તેશ્વર મંદિર નંદિવર્માએ બંધાવેલું જણાય છે.

નંદિવર્મા પછી એનો પુત્ર દંત્તિવર્મા, જે રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગનો દૌહિત્ર હતો, તે ગાદીએ આવ્યો (લગભગ ઈ. સ. ૭૯૫). એનો વંશજ અપરાજિતના સમયમાં, નવમી સદીના અંતમાં, પલ્લવ સત્તાનો હ્રાસ થયો અને ચોળ રાજ્યના આધિપત્યનો અભ્યુદય થયો.

## વલભીના મૈત્રકો

અનુ-ગુપ્ત કાલનાં અન્ય રાજ્યોમાં વલભીનું મૈત્રક રાજ્ય અગ્રિમ સ્થાન ધરાવે છે.

---

૧. કુંભકોણમ પાસે

સ્કંદગુપ્તના મૃત્યુ બાદ મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે સૌરાષ્ટ્રમાં આવેલ વલભીમાં પોતાનો રાજવંશ શરૂ કર્યો હતો. ઈ. સ. ૫૦૦ ના અરસામાં ભટાર્કના પુત્ર દ્રોણસિંહના રાજ્યાભિષેકને ગુપ્ત વંશના પરમસ્વામી તરફથી મંજૂરી મળતાં, મૈત્રક વંશના રાજાઓએ રાજપદવી ધારણ કરી રાજસત્તા ભોગવવા માંડી હતી. મહારાજ દ્રોણસિંહના ઉત્તરાધિકારી ધ્રુવસેન ૧ લાએ લગભગ ઈ.સ. ૫૫૦ સુધી રાજ્ય કર્યું હતું.

એના અનુજ ધરપટ્ટનો પૂત્ર ગુહસેન ઈ. સ. ૫૫૫-૫૭૦) એ મૈત્રક વંશનો એક મહાન રાજા છે. એ પરમ માહેશ્વર હતો ને બૌદ્ધ ધર્મ તરફ પણ ભારે અનુરાગ ધરાવતો. એના પુત્ર ધરસેન ૨ જાનાં અનેક તામ્રશાસન મળ્યાં છે. એણે લગભગ ઈ. સ. ૫૭૦ થી ૫૯૫ સુધી રાજ્ય કર્યું. એના પછી એનો મોટો પુત્ર શીલાદિત્ય ૧ લો રાજા થયો.

શીલાદિત્યના સમયમાં માલવદેશમાં અંધાધૂંધી પ્રવર્તી ને એ તકનો લાભ લઈ શીલાદિત્યે પશ્ચિમ માળવા જીતી લીધું મૈત્રકો હવે માલવપતિ બનતાં તેમની સત્તા સૌરાષ્ટ્રથી છેક માળવા સુધી વિસ્તરી. શીલાદિત્ય ધર્મપરાયણ હોઈ 'ધર્માદિત્ય' નામે ઓળખાયો. એ પરમ માહેશ્વર હતો. એણે પોતાના મહેલની બાજુમાં એક બૌદ્ધ વિહાર (મઠ) બંધાવી તેમાં સાત બુદ્ધોની પ્રતિમાઓ પધરાવી. દર વર્ષે એ મોક્ષ પરિષદ ભરતો ને ભિક્ષુઓને સર્વસ્વનું દાન કરતો. એણે લગભગ ઈ. સ. ૬૧૫ સુધી રાજ્ય કર્યું.

શીલાદિત્યના પુત્ર દેરભટે વિંધ્ય-સહ્ય પ્રદેશનું રાજ્ય સંભાળ્યું, જ્યારે શીલાદિત્યના અનુજ ખરગ્રહ ૧ લાને વલભીની ગાદીનો વારસો મળ્યો. ખરગ્રહ વીર પુરુષોમાં અગ્રિમ સ્થાન ધરાવતો. ઈ. સ. ૬૧૬ માં એણે ઉજ્જનમાં વિજય-છાવણી નાખી હતી. ખરગ્રહ ૧ લા પછી એનો મોટો પુત્ર ધરસેન ૩ જો ગાદીએ આવ્યો. એણે લગભગ ઈ. સ. ૬૨૦ થી ૬૨૮ સુધી રાજ્ય કર્યું. એ ધનુર્વિદ્યામાં કૌશલ ધરાવતો.

એનો ઉત્તરાધિકાર એના નાના ભાઈ ધ્રુવસેન ૨ જાને મળ્યો. એનું અપરનામ 'બાલાદિત્ય' હતું. મૈત્રકો ગુર્જરોની જેમ પહેલાં દક્ષિણાપથના રાજા પુલકેશીના પક્ષમાં ભળ્યા હતા. પરંતુ ઉત્તરાપથના રાજા હર્ષવર્ધને વલભીપતિ પર આક્રમણ કર્યું. નાંદીપુરીના ગુર્જર રાજા દદ્દ ૨ જાએ વલભીપતિનું રક્ષણ કર્યું, પરંતુ છેવટે હર્ષવર્ધને ધ્રુવસેન બાલાદિત્યને પોતાની કુંવરી પરણાવી એની સાથે કાયમી મૈત્રી-સંબંધ બાંધ્યો. આ બનાવ ધ્રુવસેનના રાજ્યકાલના આરંભમાં બન્યો લાગે છે.

યુઆન શ્વાંગે ઈ. સ. ૬૪૦ ના અરસામાં પશ્ચિમ ભારતના પ્રવાસ દરમ્યાન ભરુકચ્છ(ભરૂચ), માલવ(માળવા), ખેટક(ખેડા), આનંદપુર(વડનગર), વડાલી (ઈડર પાસે), વલભી(વલભીપુર) અને ગિરિનગર(જૂનાગઢ)ની મુલાકાત લીધી. ત્યારે વલભીમાં ધ્રુવસેન રાજ્ય કરતો હતો ને તે બૌદ્ધ ધર્મ તરફ ઘણો અનુરાગ ધરાવતો હતો. એ રાજ્યતંત્ર ઉપરાંત પાણિનિતંત્ર(વ્યાકરણ)માં પણ નિષ્ણાત હતો. ઉત્તરાપથના અધિપતિ ચક્રવર્તી હર્ષવર્ધનની પરિષદોમાં વલભી-પતિ ધ્રુવસેનને અગ્રિમ સ્થાન આપવામાં આવતું.

એનો પુત્ર ધરસેન ૪ થો હર્ષદેવનો દૌહિત્ર થતો હતો. એ ઈ. સ. ૬૪૩ ના અરસામાં ગાદીએ આવ્યો. એણે પરમભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર એ મહાબિરુદ ધારણ કર્યાં, જે એના અનુગામીઓએ ચાલુ રાખ્યાં. ધરસેને એ ઉપરાંત 'ચક્રવર્તી' મહાબિરુદ ધારણ કર્યું. મૈત્રક વંશનો એ સહુથી પ્રતાપી રાજવી હતો. એણે ભરુકચ્છ(ભરૂચ) પ્રદેશ પર પોતાનું શાસન પ્રવર્તાવ્યું.

ધરસેન ૪ થાને પુત્ર નહોતો. આથી એનો રાજવારસો એના પિતામહ ખરગ્રહના મોટા ભાઈ શીલાદિત્ય ધર્માદિત્યના વંશજોના કુલમાં ગયો ને વલભીની ગાદી દેરભટના કનિષ્ઠ પુત્ર ધ્રુવસેન ૩ જાને મળી. એનો ઉત્તરાધિકાર એના અગ્રજ (મોટાભાઈ) ખરગ્રહ ૨ જાને મળ્યો (લગભગ ઈ. સ. ૬૫૫). એ પરમ ધર્મિષ્ઠ હતો ને શીલાદિત્ય ૧ લાની જેમ 'ધર્માદિત્ય' તરીકે ઓળખાતો.

એનો રાજવારસો એના અગ્રજ શીલાદિત્ય ૨ જાના જ્યેષ્ઠ પુત્ર શીલાદિત્ય ૩ જાને મળ્યો. દેરભટ અને એનો જ્યેષ્ઠ પુત્ર શીલાદિત્ય ૨ જો વિંધ્ય-સહ્ય પ્રદેશમાં રાજ્ય કરતા હતા, પણ શીલાદિત્ય ૩ જાને વલભીની ગાદી મળતાં, હવે એ શાખા વલભીની મુખ્ય શાખામાં વિલીન થઈ લાગે છે. હવે મૈત્રક વંશનો દરેક રાજા 'શીલાદિત્ય' નામ ધારણ કરતો ને પરમભટ્ટારક મહારાજા-ધિરાજ આદિ મહાબિરુદ ધરાવતો. શીલાદિત્ય ૩ જાએ લગભગ ઈ.સ. ૬૬૦ થી ૬૮૫ સુધી રાજ્ય કર્યું. એ દરમ્યાન નાંદીપુરી(નાંદોદ)ના ગુર્જર રાજા દદ્દ બાહુસહાયે ભરુકચ્છ પ્રદેશ જીતી લીધો (ઈ. સ. ૬૭૬). શીલાદિત્ય ૪ થાનાં દાનશાસન ઈ. સ. ૬૯૧ થી ૭૦૦ માં અપાયેલાં છે.

ઈ. સ. ૭૨૬ ના સુમારમાં સિંધના અરબ હાકેમ જુનૈદની ફોજે ગુજરાત પર હુમલો કર્યો. દક્ષિણાપથ તરફ વિજયકૂચ કરતી અરબ ફોજને નવસારીના ચાલુક્ય રાજાએ પાછી હઠાવી ત્યારે વલભીપુરમાં પણ એ ફોજનો પરાભવ કરવામાં આવ્યો. એ સમયે વલભીમાં શીલાદિત્ય ૫ મો રાજ્ય કરતો. ઈ. સ. ૭૫૮ ના અરસામાં સિંધની અરબ ફોજે વલભી પર હુમલો કર્યો, પણ એ એમાં

ખાસ ફાવી નહિ. સિંધના મહારાજ પુષ્યેણુને વલભીપતિએ આશ્રય આપ્યો ને તેણે ધુમલીમાં પોતાની ઠકરાત સ્થાપી. એના વંશજો સિંધુદેશ પરથી 'સૈન્ધવ' તરીકે ઓળખાયા.

શીલાદિત્ય ૭ મો એ મૈત્રક વંશનો છેલ્લો રાજા છે. એના સમયમાં વિ. સં. ૮૪૫(ઈ. સ. ૭૮૮) માં સિંધના આરબોએ વલભી પર આક્રમણ કરી વલભીનો તેમ જ વલભીપતિનો નાશ કર્યો. આમ લગભગ ત્રણ સદીઓ લગી ગુજરાતમાં વલભીના મૈત્રકવંશનું રાજ્ય ચાલ્યું. એ દરમ્યાન ધર્મ, વિદ્યા, શિક્ષણ, સાહિત્ય, કલા, વેપાર વગેરે ક્ષેત્રોમાં પણ વિકાસ સધાયો.

**રાજસ્થાનના ગુર્જર-પ્રતિહારો**

ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં દક્ષિણ રાજસ્થાનમાં ગુર્જરોનો રાજવંશ સ્થપાયો. ગુર્જરો હૂણોની સાથે વિદેશથી આવેલા એવું કેટલાક માને છે, પરંતુ એ સુનિશ્ચિત નથી. એટલું ચોક્કસ છે કે તેઓ હિમાચલથી વિંધ્ય સુધીના વિસ્તારમાં, ખાસ કરીને એના પશ્ચિમ ભાગમાં, અનેક પ્રદેશોમાં વસ્યા હતા ને હાલના ગુર્જરો પણ એ સમગ્ર વિસ્તારોમાં ઠેકઠેકાણે વસેલા છે. આ પ્રદેશોમાં પંજાબ, રાજસ્થાન અને ગુજરાત ખાસ નોંધપાત્ર છે. છઠ્ઠી સદીમાં ગુર્જરોએ દક્ષિણ રાજસ્થાનમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું ને એમના નામ પરથી એ પ્રદેશ 'ગુર્જરદેશ' તરીકે ઓળખાયો. હાલ ગુજરાત તરીકે ઓળખાતા આ પ્રદેશ સાથે ત્યારે તેમનો સંબંધ જોડાયો નહોતો.

દક્ષિણ રાજસ્થાનના આ ગુર્જર રાજ્યના સ્થાપકનું નામ હરિચન્દ્ર હતું. એ બ્રાહ્મણ વર્ણનો હતો ને એને બે પત્ની હતી—એક બ્રાહ્મણ વર્ણની અને એક ક્ષત્રિય વર્ણની. બંનેનાં સંતાન 'પ્રતીહાર' તરીકે ઓળખાયાં. એ પરથી માલૂમ પડે છે કે હરિચન્દ્ર અને એના પૂર્વજો કોઈ રાજ્યમાં પ્રતીહાર તરીકેનો અધિકાર ધરાવતા હશે. ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં નવી રાજસત્તાઓના ઉદય માટે જે અનુકૂળતા સર્જાઈ તેનો લાભ લઈ હરિચન્દ્રે શાસ્ત્રોને સ્થાને શસ્ત્રો ધારણ કર્યાં. ને મરુદેશ(મારવાડ)માં પોતાનું રાજશાસન પ્રવર્તાવ્યું. એના વંશજો 'પ્રતીહાર' નામે ઓળખાયા, પરંતુ સમકાલીન રાજ્યો તેઓને 'ગુર્જર' તરીકે પિછાનતાં.

હરિચન્દ્રની ક્ષત્રિય રાણીનું નામ ભદ્રા હતું. એને ચાર પુત્ર હતા : ભોગભટ, કક્ક, રજ્જિલ અને દદ્દ. તેઓએ માંડવ્યપુર (મંડોર)[1] જીતી લીધું ને ત્યાં કિલ્લો બંધાવ્યો.

---

૧. મંડોર જોધપુરની નજીક આવેલું છે.

એમાંનો રજ્જિલ માંડવ્યપુરમાં રાજ્ય કરતો હતો, જ્યારે દદ્દે દક્ષિણ ગુજરાતમાં અલગ રાજ્ય સ્થાપ્યું જણાય છે. રજ્જિલ પછી એનો પુત્ર નરભટ અને નરભટ પછી એનો પુત્ર નાગભટ ૧ લો ગાદીએ આવ્યો. નાગભટે રાજધાની મેડન્તક(મેડતા[1])માં રાખી. એણે લગભગ ઈ. સ. ૬૪૦ સુધી રાજ્ય કર્યું. થાણેસરના રાજા પ્રભાકરવર્ધને ગુર્જર સત્તાને વશ કરવા કોશિશ કરી હતી. હર્ષવર્ધન–પુલકેશી વચ્ચે આધિપત્ય માટે સાઠમારી ચાલતી હતી ત્યારે મૈત્રકોની જેમ ગુર્જરો શરૂઆતમાં પુલકેશીના પક્ષમાં ભળ્યા હતા, પણ છેવટમાં એમણે હર્ષવર્ધનનું આધિપત્ય સ્વીકાર્યું લાગે છે.

ઈ. સ. ૬૪૧ ના અરસામાં યુઆન શ્વાંગે મારવાડની મુલાકાત લીધી, ત્યારે તે પ્રદેશ 'ગુર્જરદેશ' તરીકે ઓળખાતો હતો; ને એનું પાટનગર ભિલ્લમાલ હતું. ભિલ્લમાલનું બીજું નામ શ્રીમાલ હતું. શ્રીમાળી કુલોનું મૂળ વતન એ છે. શ્રીમાલપુરાણમાં એ નગરની જાહોજલાલી વર્ણવેલી છે. એ સૂર્ય–ભક્તિનું કેન્દ્ર હતું ને ઈરાનથી સૂર્યપૂજા માટે તેડાવેલા મગ નામે બ્રાહ્મણોની ત્યાં ઘણી વસ્તી હતી. હાલ એ ભીનમાલ[2] તરીકે ઓળખાય છે. યુઆન શ્વાંગની મુલાકાત વખતે ત્યાં કોઈ ધર્મપરાયણ યુવાન રાજા રાજ્ય કરતો હતો, તે રાજા વર્મલાત (ઈ. સ. ૨૫)નો ઉત્તરધિકારી ચાપવંશી રાજા વ્યાઘ્રમુખ (ઈ. સ. ૬૨૮) હોવા સંભવ છે. એનો સમકાલીન પ્રતીહાર રાજા તે નાગભટ ૧ લાનો પુત્ર તાત[2] હોઈ શકે. તેણે જીવનને વિદ્યુત જેવું ચંચલ જાણી રાજ્ય પોતાના અનુજ ભોજને સોંપી આશ્રમવાસીનું જીવન અપનાવ્યું.

તાતના પ્રપૌત્ર શીલુકે ગુર્જર રાજ્યનો વિસ્તાર કર્યો. તેણે ગુર્જરદેશ (જોધપુર પ્રદેશ) ઉપરાંત વલ્લ-મંડલ (બિકાનેર પ્રદેશ) સુધી પોતાનું શાસન પ્રસાર્યું અને જેસલમેરના ભટ્ટિ રાજા દેવરાજને હરાવ્યો;[3] પરંતુ રાજસ્થાનના ગુર્જર રાજ્યના અભ્યુદયને થોડા વખતમાં સિંધના અરબો તરફથી ફટકો પડ્યો. ઈ. સ. ૭૨૬ ના અરસામાં સિંધના હાકેમ જુનૈદે વલ્લમંડલ તથા ગુર્જરદેશ પર હુમલો કરી તે પ્રદેશ જીતી લીધા, જ્યારે એના સેનાપતિઓએ ગુજરાત અને

---

૧. જોધપુરની ઈશાને ૭૦ માઈલ પર આવેલું છે.

૨. કેટલાક આ રાજાને તે સમયનો ભિલ્લમાલનો રાજા માને છે. યુઆન શ્વાંગે ભિલ્લમાલને ગુર્જર દેશનું પાટનગર કહ્યું છે, પરંતુ ગુર્જર–પ્રતીહાર વંશની રાજધાની ત્યારે ત્યાં હોવાનો કોઈ પુરાવો નથી. ત્યાં તો વર્મલાત અને વ્યાઘ્રમુખનું રાજ્ય હતું, ત્યારે પ્રતીહારોની રાજધાની મેડન્તકમાં હતી.

૩. શીલુકે એક પુષ્કરિણી, એક પતન અને સિદ્ધેશ્વર મહાદેવનુ ઉત્તુંગ મંદિર કરાવ્યું.

માળવા પર હુમલો કરી છેક ઉજ્જન સુધી કૂચ કરી. આ હુમલાને પરિણામે રાજસ્થાનના ગુર્જર રાજ્યની સત્તા અસ્ત પામી ગઈ જણાય છે.

ગુજરાતમાં નવસારી, ભરૂચ અને વલભીના રાજાઓએ અરબ સેનાને શિકસ્ત આપી અને ઉજ્જનમાં પ્રતીહાર રાજા નાગભટે પણ એ ફોજનો પરાભવ કર્યો. આ પ્રતીહાર રાજા અવન્તિના પ્રતીહાર કુલનો હતો ને એ રાજકુલ ગુર્જર-પ્રતીહાર કુલ સાથે સંબંધ ધરાવતું. દેશના પ્રતીહાર વંશની એક શાખા જેમ દક્ષિણ ગુજરાતમાં સ્થપાઈ હતી તેમ તેની એક બીજી શાખા અવન્તિદેશમાં પણ સ્થપાઈ હતી. ગુર્જરદેશ(દક્ષિણ રાજસ્થાન)ના પ્રતીહાર વંશની સત્તા અસ્ત પામી, ત્યારે અવન્તિદેશ(માળવા)ના પ્રતીહાર રાજ્યનો અભ્યુદય શરૂ થયો.

## દક્ષિણ ગુજરાતના ગુર્જરો

દક્ષિણ ગુજરાતમાં આવેલ નાંદીપુરી(નાંદોદ)માં સામન્ત દદ્દે અલગ રાજ્ય સ્થાપ્યું હતું. એ દદ્દ તે ગુર્જર દેશના ગુર્જર-પ્રતીહાર રાજા હરિચન્દ્રનો કનિષ્ઠ પુત્ર દદ્દ હોવાનું જણાય છે. એનો પુત્ર જયભટ ૧ લો 'વીતરાગ' તરીકે ઓળખાતો. એના પછી એનો પુત્ર દદ્દ ૨ જો ગાદીએ આવ્યો, જેનું અપરનામ 'પ્રશાન્તરાગ' હતું. એના સમયમાં નાંદીપુરના આ રાજવંશની સત્તાનો અભ્યુદય થયો. આ રાજાઓ પોતાને ગુર્જરવંશના કહેતા ને તેઓ પરમ આદિત્યભક્ત હતા.

દદ્દ પ્રશાન્તરાગે ઈ. સ. ૬૨૯-૩૪માં અંકલેશ્વર જિલ્લામાંથી અને ઈ.સ. ૬૪૨માં સંખેડા જિલ્લામાંથી ભૂમિદાન દીધું. એ દક્ષિણાપથના રાજા પુલકેશીના પક્ષમાં ભળ્યો અને ઉત્તરાપથના ચક્રવર્તી હર્ષદેવે વલભીપતિ ધ્રુવસેન પર આક્રમણ કર્યું ત્યારે દદ્દે વલભીપતિને રક્ષણ આપ્યું. એના આ પરાક્રમે એની યશસ્વિતામાં ગણનાપાત્ર ઉમેરો કર્યો.

એના પુત્ર જયભટ ૨ જાએ લગભગ ઈ. સ. ૬૪૫ થી ૬૬૫ સુધી રાજ્ય કર્યું. એના પુત્ર દદ્દ ૩ જાએ વલભીના મૈત્રકો પાસેથી ભરુકચ્છ(ભરૂચ) પ્રદેશ જીતી લીધો (ઈ. સ. ૬૭૭). આ દદ્દ 'બાહુસહાય' તરીકે ઓળખાતો. એના સમયથી આ વંશના રાજાઓ પોતાને પાંડવોના સમકાલીન કર્ણના વંશજ ગણાવવા લાગ્યા અને માહેશ્વર સંપ્રદાયને અનુસરવા લાગ્યા. હવે આ રાજ્યની રાજધાની નાંદીપુરને બદલે ભરુકચ્છ(ભરૂચ)માં રાખવામાં આવી.

દદ્દ બાહુસહાય પછી એનો પુત્ર જયભટ ૩ જો ગાદીએ આવ્યો. એનાં દાનપત્ર ઈ. સ. ૭૦૬-૧૦ નાં છે. એના પુત્ર અહિરોલનો પુત્ર જયભટ ૪ થો એ આ વંશનો છેલ્લો રાજા છે. એણે વલભીમાં તજ્જિકો(અરબો)નો પરાભવ કર્યો

હતો. એનાં દાનપત્ર ઈ. સ. ૭૩૬નાં છે. રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે ઈ. સ. ૭૩૬ થી ૭૫૦ સુધીમાં ચાલુક્ય સત્તાનો પરાભવ કરી રેવા અને મહી પર્યંત કૂચ કરી લાટ તથા માલવ પ્રદેશ જીતી લીધા ત્યારે ભરુકચ્છની આ ગુર્જર રાજ્યની સત્તા સદંતર લુપ્ત થઈ.

## ગૌડ દેશનો રાજા શશાંક

બંગાળનો દક્ષિણ તથા પૂર્વ ભાગ ત્યારે વંગદેશ તરીકે અને ઉત્તર તથા પશ્ચિમ ભાગ ગૌડ દેશ તરીકે ઓળખાતો. વંગદેશમાં ગોપચંદ્ર આદિ કેટલાક રાજા થયા. તેમાંના મહારાજાધિરાજ સમાચારદેવ નરેન્દ્રાદિત્યના સુવર્ણ–સિક્કા મળ્યા છે.

ગૌડદેશમાં પછીના ગુપ્તોની સત્તા અસ્ત પામતાં શશાંક નામે મહા-સામન્તની સત્તાનો અભ્યુદય થયો. એ 'ગૌડરાજ' તરીકે ઓળખાતો. એનું પાટનગર કર્ણસુવર્ણ[1] હતું.

મૌખરિ રાજાઓ ગૌડદેશને રંજાડતા. પ્રતાપશીલ પ્રભાકરવર્ધન સાથેના સંબંધ વડે તેમની સત્તા વધુ પ્રબળ બની હતી. 'ગૌડરાજ' શશાંકે માલવરાજ દેવગુપ્ત સાથે મૈત્રી સાધી. પ્રભાકરવર્ધનનું મૃત્યુ થતાંવેંત એ બેએ કનોજ પર આક્રમણ કર્યું. મૌખરિ રાજા ગ્રહવર્મા મરાયો અને રાણી રાજ્યશ્રીને કેદ કરવામાં આવી. માલવરાજ કનોજથી થાનેસર તરફ પ્રયાણ કરતો હતો, ત્યાં રાજ્યવર્ધને આવી એની સેનાને જીતી લીધી. પરંતુ ગૌડરાજ સામે રાજ્યવર્ધન ફાવ્યો નહિ ને દગાથી માર્યો ગયો. હર્ષવર્ધને એનું વેર વાળવા ગૌડરાજનું નિકંદન કાઢવાની પ્રતિજ્ઞા લીધી અને કનોજ તરફ કૂચ કરી, પરંતુ ગૌડરાજને એ ભાગ્યે જ વશ કરી શક્યો જણાય છે. હર્ષવર્ધનની દંડયાત્રા ઈ. સ. ૬૦૬ થી ૬૧૨ સુધી ચાલી, જ્યારે શશાંકનું આધિપત્ય ઈ. સ. ૬૧૯ માં છેક દક્ષિણ ઓરિસા સુધી પ્રવર્તતું હતું. એનું શાસન સમસ્ત બંગાળ ઉપરાંત મગધ (દક્ષિણ બિહાર) પર પ્રસર્યું જણાય છે. યુઆન શ્વાંગ નોંધે છે કે શશાંક બૌદ્ધ તીર્થોને રંજાડતો હતો. શશાંક ઈ. સ. ૬૩૫ ના અરસામાં મૃત્યુ પામ્યો. એ ગૌડ દેશનો એક મહાન રાજા ગણાય.

## ગૌડ રાજ્યની પડતી

શશાંકના મૃત્યુ પછી એના રાજ્યની પડતી થઈ. ગૌડ રાજ્યના ભાગલા પડી ગયા. એનો કેટલોક પ્રદેશ હર્ષવર્ધને લઈ લીધો ને બીજો કેટલોક પ્રદેશ

---

૧. પ્રાયઃ મુર્શિદાબાદ જિલ્લાનું રાંગામાતી ગામ.

આસામના ભાસ્કરવર્માએ કબજે કર્યો. ભાસ્કરવર્માના મૃત્યુ બાદ કર્ણસુવર્ણમાં જયનાગ નામે સ્થાનિક રાજાની સત્તા સ્થપાઈ. તે પછીના ઘણા સમયનો ઇતિહાસ જાણવા મળતો નથી.

સાતમી સદીના ઉત્તરાર્ધમાં વંગદેશમાં ખડ્ગ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. આઠમી સદી બેસતાં ગૌડદેશમાં શૈલ વંશની સત્તા પ્રસરી ઈ. સ. ૭૨૫-૩૫ દરમ્યાન કનોજના રાજા યશોવર્માએ ગૌડરાજનો વધ કર્યો; ત્યારે તે ગૌડરાજ મગધ પર પણ રાજ્ય કરતો હતો. યશોવર્માનો પરાભવ થતાં બંગાળમાં કાશ્મીરના રાજા લલિતાદિત્યનું આધિપત્ય પ્રવર્ત્યું. લલિતાદિત્યના પૌત્ર જયાપીડે કાશ્મીરનું રાજ્ય ગુમાવ્યું ત્યારે તે પુણ્ડ્રવર્ધન[1] આવ્યો, ત્યાંના રાજા જયંતની કુંવરીને પરણ્યો અને પાંચેય ગૌડ રાજાઓને હરાવી એણે પોતાના સસરાને સમગ્ર ગૌડદેશના અધિપતિ બનાવ્યા.

શશાંકના મૃત્યુ પછી લગભગ એક સદી સુધી બંગાળમાં રાજકીય વિઘટનને લઈને અરાજકતા પ્રવર્તી, દરેક સબળ ગૃહસ્થ પોતાને પોતાના ઘરનો રાજા માનવા લાગ્યો ને સર્વત્ર મત્સ્ય-ન્યાય[2] પ્રવર્ત્યો.

## મગધના ઉત્તરકાલીન ગુપ્તો

રાજ્યવર્ધન તથા હર્ષવર્ધનની તહેનાતમાં માલવના રાજપુત્ર કુમારગુપ્ત તથા માધવગુપ્ત રહેલા, તે પૈકી કુમારગુપ્ત રાજ્યવર્ધનના મૃત્યુ બાદ હયાત રહ્યો લાગતો નથી, જ્યારે માધવગુપ્ત ચક્રવર્તી હર્ષવર્ધનની કૃપા દ્વારા મગધમાં રાજસત્તા પામ્યો જણાય છે. ઉત્તરકાલીન ગુપ્તોએ માલવ દેશ ગુમાવ્યો, પરંતુ મગધમાં તેમની સત્તા પુનઃ સ્થાપિત થઈ.

માધવગુપ્ત પછી એનો પુત્ર આદિત્યસેન ગાદીએ આવ્યો. એ મહારાજાધિરાજ કહેવાતો. એની કુંવરી મૌખરિ રાજા ભોગવર્માને પરણાવેલી ને દૌહિત્રી નેપાલના રાજા શિવદેવને પરણાવેલી. તેનો ઉલ્લેખ નેપાલના લેખોમાં સગૌરવ આવે છે. આદિત્યસેનના અભિલેખ મળ્યા છે.

તેના પછી દેવગુપ્ત, વિષ્ણુગુપ્ત અને જીવિતગુપ્ત નામે રાજા થયા. તે પછી ગુપ્તવંશની સત્તા અસ્ત પામી ને મગધ પર ગૌડરાજની સત્તા પ્રવર્તી. આ બનાવ ઈ. સ. ૭૨૫ ના અરસામાં બન્યો જણાય છે.

---

૧. ઉત્તર બંગાળમાં બોગરા પાસે આવેલું ગામ.
૨. મોટું માછલું નાના માછલાને ગળી જાય તેવી, 'મારે તેની તલવાર'ના જેવી સ્થિતિ.

## કાશ્મીરના કાર્કોટકો

કવિ કલ્હણે રચેલ 'રાજતરંગિણી'માં કાશ્મીરનો પ્રાદેશિક ઇતિહાસ આપવામાં આવ્યો છે. એમાં કાર્કોટ (નાગ) વંશ વિશે ઐતિહાસિક માહિતી આપેલી છે. એ વંશનો સ્થાપક દુર્લભવર્ધન નામે રાજા હતો. એ ઈ. સ. ૬૨૭ના અરસામાં સત્તારૂઢ થયેલો. યુઆન શ્વાંગે કાશ્મીરની મુલાકાત તેના સમયમાં લીધેલી. દુર્લભવર્ધન પછી તેનો પુત્ર દુર્લભક ગાદીએ આવ્યો. એણે લગભગ ઈ. સ. ૬૬૩ થી ૭૧૩ સુધી રાજ્ય કર્યું. તેના જયેષ્ઠ પુત્રનું નામ ચંદ્રાપીડ હતું. એ નામાભિધાન 'કાદંબરી'ની અસર સૂચવે છે.

ચંદ્રાપીડના સમયમાં સિંધના અરબોએ કાશ્મીરની સીમા પર આક્રમણ કર્યું. ચંદ્રાપીડે તે અંગે ચીનના શહેનશાહની મદદ માગી. પરંતુ ત્યાંથી કંઈ મદદ મળી નહિ, છતાં તે અરબ આક્રમણ સામે પોતાના રાજ્યનું સંરક્ષણ કરવામાં સફળ નીવડયો. એ ઘણો ન્યાયી અને દયાળુ હતો; પરંતુ છેવટમાં પોતાના અનુજ તારાપીડના કાવતરાનો ભોગ થઈ પડયો.

તારાપીડે ચાર વર્ષ રાજ્ય કર્યું. તેનું રાજ્ય સિતમો અને અત્યાચારોથી ભરપૂર હતું. એના પછી એનો નાનો ભાઈ લલિતાદિત્ય ગાદીએ આવ્યો.

લલિતાદિત્યનું બીજું નામ મુક્તાપીડ હતું એ આ વંશનો સહુથી મહાન અને પ્રતાપી રાજા છે. એ ઈ. સ. ૭૨૪ના અરસામાં ગાદીએ આવ્યો. એ હમેશાં વિજયોત્સુક રહેતો ને વિજયયાત્રા કરવામાં પરાયણ રહેતો. એના સમયમાં તિબેટ તરફથી ઉપદ્રવ થતાં તેણે કનોજના રાજા યશોવર્મા સાથે મૈત્રી સાધી તેમ જ ચીનના શહેનશાહની મૈત્રી માગી. ચીનના શહેનશાહે તેની રાજકીય મૈત્રી સ્વીકારી, પરંતુ લશ્કરી મદદ કરી નહિ. છતાં પરાક્રમી લલિતાદિત્યે તિબેટીઓનો તથા સીમા પરની અન્ય પાર્વતીય જાતિઓનો પરાજય કર્યો.

આગળ જતાં લલિતાદિત્ય અને યશોવર્મા વચ્ચે સત્તાની સાઠમારી જામી અને એ ઘર્ષણ લાંબા વિગ્રહમાં પરિણમ્યું. થોડા વખતમાં સંધિ થતાં યુદ્ધ-વિરામ થયો. પરંતુ સંધિના લખાણમાં યશોવર્માનું નામ પહેલું લખાતાં લલિતા-દિત્યના અમાત્યે વાંધો લીધો ને સંધિ તૂટી પડી. કાશ્મીર અને કનોજ વચ્ચે પાછો સંગ્રામ ખેલાયો. ગૌડવધ સુધીનાં પરાક્રમો વડે વિપુલ યશ પામેલા યશો-વર્માને લલિતાદિત્યે પરાજયની કાલિમા આપી વિજેતાનાં ગુણગાન ગાતો કર્યો. કાન્યકુબ્જ દેશ પર લલિતાદિત્ય મુક્તાપીડનું શાસન પ્રસર્યું ને કાશ્મીરની સેનાએ છેક પૂર્વ સમુદ્ર પર્યંત વિજયકૂચ કરી. લલિતાદિત્યના દિગ્વિજયે યશો-વર્માના દિગ્વિજયને ઝાંખો પાડયો. સિંધના અરબોનો પણ એણે ભારે પરાભવ

કર્યો. લલિતાદિત્યના દિગ્વિજય દ્વારા કાશ્મીર ઉત્તર ભારતનું એક પ્રબળ મહારાજ્ય બન્યું.

રાજ્યની સંપત્તિની અભિવૃદ્ધિ થતાં લલિતાદિત્યે કાશ્મીરને સુંદર મહેલો, મંદિરો અને મઠોથી સોહતાં રમણીય નગરો વડે વિભૂષિત કર્યું. માર્તંડ મંદિર એનું સર્વોત્તમ સ્મારક છે.

આ રાજવીના ચરિતમાં નિરૂપેલા બે પ્રસંગ એ સોનાની થાળીમાં લોઢાની મેખ જેવા છે. એક વાર એણે મદિરામત્ત અવસ્થામાં પ્રવરપુરને બાળી નાખવાનો હુકમ આપેલો. ભાનમાં આવતાં તેને તે માટે પસ્તાવો થયો. સદ્‌ભાગ્યે શાણા અમાત્યોએ તેના એ અવિચારી હુકમનો અમલ કર્યો નહોતો; પરંતુ બીજો પ્રસંગ એના ઉમદા ચરિતને ખરેખર કલંક લગાડે છે. એણે ગૌડ દેશના રાજાને સલામતીની બાંહેધરી આપી કાશ્મીર તેડાવ્યો ને છતાં તેને ભાડૂતી મારાઓ મારફત મારી નખાવ્યો. આ સમાચાર મળતાં ગૌડરાજના થોડા અનુરક્ત માણસ લાંબો પ્રવાસ ખેડી કાશ્મીર ગયા ને ગૌડરાજની સલામતીની બાંહેધરીના જામીન રાખેલ વિષ્ણુ ભગવાનની પ્રતિમાના ટુકડે ટુકડા કરી નાખ્યા ને કાશ્મીરના સૈનિકો આવી પહોંચતાં તેઓ વીરતાથી મૃત્યુને ભેટચા. કલ્હણે આ ગૌડ વીરોની યશોગાથા ગાઈ છે. લલિતાદિત્ય ૩૬ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૭૬૦ના અરસામાં મૃત્યુ પામ્યો.

## નેપાલનો લિચ્છવિ વંશ

નેપાલનો પ્રાદેશિક ઇતિહાસ વંશાવલીઓરૂપે જળવાયો છે. વૈશાલીની જેમ નેપાલમાં પણ લિચ્છવિઓની સત્તા પ્રવર્તતી. સુપુષ્પના વંશમાં વૃષદેવ, શંકરદેવ, ધર્મદેવ અને માનદેવ નામે રાજા થયા. એમના ઉલ્લેખ સમકાલીન અભિલેખોમાં પણ મળે છે. આ રાજાઓ પશુપતિ મંદિરને દાન દેતા. ધર્મદેવનું મૃત્યુ થતાં તેની વિધવા રાણી રાજ્યવતી સતી થવા જતી હતી, પરંતુ પુત્ર માનદેવના આગ્રહથી એને એ વિચાર માંડી વાળવો પડચો. માનદેવે પૂર્વ તથા પશ્ચિમની પડોશી પ્રજાઓને વશ કરી. એણે ઈ. સ. ૪૬૦–૫૦૦ના અરસામાં રાજ્ય કર્યું લાગે છે. ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં નેપાલના લિચ્છવિ રાજાઓએ પોતાનું શાસન સમસ્ત નેપાલ પર જમાવ્યું.

માનદેવે માન-વિહાર નામે વિહાર અને માન-ગૃહ નામે મહેલ બંધાવ્યો. 'માનાંક' નામે સિક્કા અને 'માનેશ્વરી' નામે માતાનો સંપ્રદાય પણ એના નામ સાથે સંકળાયેલ જણાય છે.

માનદેવ પછી એનો પુત્ર મહીદેવ અને એના પછી એનો પુત્ર વસન્તદેવ (ઈ. સ. ૫૧૩) ગાદીએ આવ્યો. વસંતદેવના મૃત્યુ પછી આભીરોએ લિચ્છવિઓની સત્તા પડાવી લીધી, પરંતુ થોડા વખતમાં શિવદેવ નામે લિચ્છવિ રાજાએ પૈતૃક સત્તા પાછી મેળવી. આભીરોના પરાભવમાં અંશુવર્મા નામે મહાસામંતે મહત્ત્વનો ભાગ ભજવેલો. આથી શિવદેવ માત્ર નામનો જ રાજા રહ્યો, જ્યારે સત્તાનાં ખરાં સૂત્ર અંશુવર્માના હાથમાં રહ્યાં. અંશુવર્મા પ્રતાપી અને વિદ્વાન રાજવી ગણાતો. એ લિચ્છવિ રાજાની કુંવરીને પરણ્યો હોઈ એની સત્તા વધારે દૃઢ થઈ હતી. એ ઈસ્વી સાતમી સદીના પૂર્વાર્ધમાં રાજ્ય કરતો હતો. એના અભિલેખોમાં પ્રાયઃ હર્ષ સંવત પ્રયોજાતો.

એ સમયે નેપાલ પર તિબેટનું રાજકીય વર્ચસ જામી રહ્યું હતું. તિબેટના પ્રબળ રાજાએ નેપાલના રાજા અંશુવર્માની કુંવરીની તેમ જ ચીનના શહેનશાહની કુંવરીની માગણી કરી તે બંનેનું પાણિગ્રહણ કર્યું.

અંશુવર્માના મૃત્યુ બાદ વિષ્ણુગુપ્ત નામે મહાસામંત સત્તારૂઢ થયો. લિચ્છવિ વંશમાં શિવદેવ પછી ધ્રુવદેવ અને માનદેવ નામે રાજા થયા. ઈ.સ. ૬૪૩ ના અરસામાં એ રાજવંશમાં નરેન્દ્રદેવ નામે પ્રતાપી રાજા થયો. એના પિતા પર તિબેટના રાજાનું વર્ચસ રહેલું હતું. નરેન્દ્રદેવે વર્ષદેવના મૃત્યુ બાદ આવેલા ચીની એલચીમંડળને લશ્કરી મદદ આપી હતી (ઈ.સ. ૬૪૭–૪૮). નેપાલના મત્સ્યેન્દ્રનાથ સંપ્રદાય સાથે નરેન્દ્રદેવનું નામ ગાઢ રીતે સંકળાયેલું છે.

નરેન્દ્રદેવ પછી એનો પુત્ર શિવદેવ ગાદીએ આવ્યો. એની રાણી વત્સદેવી મૌખરિ રાજા ભોગવર્માની પુત્રી અને મગધનરેશ આદિત્યસેનની દૌહિત્રી થતી હતી. શિવદેવ તથા તેના પુત્ર જયદેવના સમય દરમ્યાન નેપાલ પર તિબેટના રાજાઓનું વર્ચસ ચાલુ રહ્યું. જયદેવ ભગદત્તના વંશજ હર્ષદેવની કુંવરી રાજ્યમતીને પરણ્યો હતો. એ ઘણો પરાક્રમી હતો ને એણે 'પરચક્રકામ' (શત્રુરાજ્યની ઇચ્છાવાળો) બિરુદ ધારણ કર્યું હતું. શિવદેવ અને જયદેવ આઠમી સદીના પૂર્વાર્ધમાં રાજ્ય કરતા હતા.

### કામરૂપનો રાજવંશ

કામરૂપ(આસામ)માં ગુપ્તકાલ દરમ્યાન પુષ્યવર્મા અને એના વંશજો રાજ્ય કરતા હતા. તેઓ નરકાસુર અને તેના પુત્ર ભગદત્તના વંશજ ગણાતા. પુષ્યવર્માના વંશના સાતમા રાજા નારાયણવર્માએ છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં ગુપ્ત સામ્રાજ્યનું આધિપત્ય ફગાવી દીધું. આ વંશના રાજાઓ 'મહારાજાધિરાજ'

બિરુદ ધારણ કરી હવે અશ્વમેધ યજ્ઞ કરવા લાગ્યા. તેના પુત્ર ભૂતિવર્માએ આસપાસના પ્રદેશો પર સત્તા પ્રસારી કામરૂપના રાજ્યનો વિસ્તાર કર્યો. એ અગાઉ એ રાજ્યની સત્તા રાજધાની પ્રાગ્જ્યોતિષપુરની આસપાસના નાના પ્રદેશ પર જ પ્રવર્તતી. ભૂતિવર્મા આ વંશનો એક પ્રતાપી રાજા ગણાયો.

ભૂતિવર્મા પછી એનો પુત્ર ચન્દ્રમુખવર્મા અને એના પછી એનો પુત્ર સ્થિતવર્મા ગાદીએ આવ્યો. પછી તેનો પુત્ર સુસ્થિતવર્મા રાજા થયો. એ મહારાજાધિરાજ મૃગાંક તરીકે પણ ઓળખાતો. ઉત્તરકાલીન ગુપ્તવંશના મહત્ત્વાકાંક્ષી રાજા મહાસેનગુપ્તે બ્રહ્મપુત્ર સુધી કૂચ કરી તેને હરાવ્યો. આથી કામરૂપના રાજવંશના અભ્યુદયમાં અંતરાય આવ્યો; પરંતુ તેના કુંવરોએ ગૌડદેશના રાજાનો અર્થાત્ પ્રાયઃ મહાસેનગુપ્તનો પરાજય કરી ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવી. સુસ્થિતવર્મા પછી તેનો મોટો પુત્ર સુપ્રતિષ્ઠિતવર્મા ગાદીએ આવ્યો. એનો અનુજ ભાસ્કરવર્મા પણ ઘણો પરાક્રમી હતો.

ભાસ્કરવર્મા રાજા થયા પછી પણ 'કુમાર' તરીકે ઓળખાતો. જ્યારે થાણેસરના રાજા હર્ષવર્ધને સહુ રાજાઓને પોતાનું આધિપત્ય સ્વીકારવા કહેણ મોકલ્યું ને દિગ્વિજય માટે પ્રયાણ કર્યું, ત્યારે પ્રાગ્જ્યોતિષના રાજા ભાસ્કરવર્માએ શ્વેતછત્રાદિ ભેટો સાથે હંસવેગ નામે દૂત મોકલી તેની સાથે લગભગ સમાન દરજ્જાનો મૈત્રી-સંબંધ સાધી લીધો હતો. આ સંબંધ ગૌડરાજ શશાંકના ઉપદ્રવ સામે ઘણો ઉપયોગી નીવડ્યો જણાય છે.

ચીની મહાશ્રમણ યુઆન શ્વાંગ નાલંદાના મહાવિહારમાં હતા, ત્યારે ભાસ્કરવર્માએ તેમને કામરૂપ તેડાવ્યા ને લગભગ મહિના સુધી તેમનો સત્સંગ સાધ્યો. ચક્રવર્તી હર્ષવર્ધને એ મહાશ્રમણને પોતાની પાસે મોકલવા માગણી કરી, ત્યારે શરૂઆતમાં ભાસ્કરવર્માએ આનાકાની કરી. પરંતુ હર્ષદેવનો પ્રકોપ થતાં તે મહાશ્રમણને લઈ હર્ષદેવની પાસે હાજર થયો. કનોજ અને પ્રયાગની પરિષદોમાં હર્ષદેવની રાજસભામાં ભાસ્કરવર્માને અગ્રિમ સ્થાન મળતું.

ગૌડરાજ શશાંકના મૃત્યુ પછી ગૌડદેશ પર કામરૂપ રાજ્યની સત્તા પ્રસરી. ભાસ્કરવર્માના મૃત્યુ પછી પુષ્યવર્માના વંશની રાજસત્તા અસ્ત પામી; ને કોઈ બીજા કુલના સાલસ્તંભ નામે રાજાની સત્તા સ્થપાઈ. આ વંશપલટા દરમ્યાન તિબેટના રાજાએ આસામ જીત્યું હતું. સાલસ્તંભના વંશના ઇતિહાસ વિશે ઘણી જૂજ માહિતી મળે છે.

## ઓરિસાના રાજવંશ

ગુપ્તકાલ દરમ્યાન ઓરિસામાં કોઈ સ્થાનિક રાજસત્તા દેખા દેતી નથી. આથી એ ગુપ્ત રાજ્યના સીધા શાસન નીચે હોવા સંભવે છે.

ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં, છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં ઉત્તર ઓરિસામાં માન વંશની અને દક્ષિણ ઓરિસામાં શૈલોદ્ભવ વંશની સત્તા સ્થપાઈ. માન વંશમાં ઉદયમાન નામે રાજા થયો. શંભુયશા(ઈ. સ. ૫૮૦–૬૦૦ )ના સમયમાં માન વંશના રાજાઓ મહારાજાધિરાજના બિરુદ ધારણ કરતા થયા હતા.

દક્ષિણ ઓરિસાનું કોંગોડ રાજ્ય દક્ષિણે મહેન્દ્રગિરિ સુધી વિસ્તરેલું હતું. ત્યાંના શૈલોદ્ભવ વંશમાં રણભીત, સૈન્યભીત, માધવરાજ અને અયશોભીત નામે રાજા થયા. માન વંશના રાજાઓએ છેવટમાં પોતાનું આધિપત્ય શૈલોદ્ભવ રાજ્ય સુધી પ્રસાર્યું જણાય છે.

પરંતુ ગૌડરાજ શશાંકની સત્તાનો અભ્યુદય થતાં માન વંશની સત્તા અસ્ત પામી ને ઉત્તર ઓરિસામાં આવેલ ઉત્કલ અને દંડભુક્તિના પ્રદેશમાં એના સોમદત્ત નામે સામંત સત્તા ધરાવતો થયો. શશાંકના મૃત્યુ બાદ હર્ષવર્ધને ઉત્કલ તથા કોંગોડનાં રાજ્ય જીતી લીધાં. કોંગોડમાં ત્યાર પછીયે શૈલોદ્ભવ વંશની સત્તા ચાલુ રહી.

સૈન્યભીત ૨ જો–મધ્યમરાજ ( ઈ. સ. ૬૧૯–૬૫૬ ) ઘણો પરાક્રમી હતો. એણે અશ્વમેધ જેવા મહાયજ્ઞ કર્યા. એના પુત્ર અયશોભીત રાજાએ વાજપેય અને અશ્વમેધ જેવા મોટા યજ્ઞ કર્યા. તેની સત્તા ઉત્તરમાં મહા નદી સુધી વિસ્તરી લાગે છે.

માનભીત ધર્મરાજના સમયમાં શૈલોદ્ભવોના રાજકુલમાં આંતર-વિગ્રહ થયો. માધવ નામે રાજકુમારે બળવો કરી ગાદી પડાવી લેવા કોશિશ કરી, પરંતુ માનભીતે તેને બે વાર હરાવ્યો. તેના પછી મધ્યમરાજ ૨ જો, રણક્ષોભ, અલ્લવરાજ અને મધ્યમરાજ ૩ જો નામે રાજા થયા. આઠમી સદીના ઉત્તરાર્ધમાં કર નામે વંશના રાજાઓએ શૈલોદ્ભવ વંશની સત્તા પડાવી લઈ કોંગોડમાં પોતાનું શાસન પ્રવર્તાવ્યું.

મધ્ય પ્રદેશમાં શૈલ વંશ નામે રાજવંશ થયો, તે વંશ અને ઓરિસાનો શૈલોદ્ભવ વંશ એક હોવા સંભવે છે. એવી રીતે આઠમી સદીમાં મલાયા અને ઇન્ડોનેશિયામાં શૈલેન્દ્ર વંશનું મહારાજ્ય થયું, તે વંશ પણ આ વંશ સાથે

નિકટનો સંબંધ ધરાવતો હોવા સંભવે છે. કલિંગ(ઓરિસા)થી એ દેશોમાં કેટલાક જઈ વસેલા એ અનુશ્રુતિ પરથી આ સંભવને સમર્થન મળે છે.

## મેવાડનો ગુહિલોત વંશ

ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં રાજસ્થાનમાં ગુર્જરોની સતા પ્રવર્તી, તેમ મેવાડમાં ગુહિલોત વંશની સત્તા સ્થપાઈ. આ વંશનો સ્થાપક ગુહ કે ગુહદત્ત હતો. તે ગુહિલ તરીકે પણ ઓળખાતો. એના વંશજ ગુહિલ, ગોહિલ, ગુહિલ-પુત્ર-ગુહિલોત તરીકે ઓળખાયા.

વલભીના છેલ્લા રાજા શીલાદિત્યની રાણીને વિધવા થયા પછી થોડા માસમાં ગુહા(ગુફા)માં પુત્ર જન્મ્યો. તે આનંદપુરના બ્રાહ્મણોને હાથે ઊછરીને મોટો થયો અને 'ગુહિલ' કહેવાયો એવી ભાટચારણોની અનુશ્રુતિ છે, જે મુજબ મેવાડના ગુહિલોની ઉત્પત્તિ સારાષ્ટ્રના મૈત્રકોમાંથી થઈ ગણાય. પરંતુ વલભીનો છેલ્લો રાજા શીલાદિત્ય ઈ.સ. ૭૬૬માં થયો, જ્યારે ગુહિલના વંશનો પાંચમો રાજા શીલાદિત્ય એ પહેલાં ઈ.સ. ૬૪૬ માં થયો, આથી વલભીપતિ શીલાદિત્યની પહેલાં બસો-એક પર થયેલો ગુહિલ એનો પુત્ર હોય એ લેશમાત્ર સંભવિત નથી. શરૂઆતના રાજાઓ વિપ્ર તરીકે ઓળખાતા, જ્યારે પછીના રાજાઓ પોતાને સૂર્યવંશી ક્ષત્રિય ગણાવતા.

એના વંશજોના જ્ઞાત સમય પરથી ગુહિલ છઠ્ઠી સદીના ત્રીજા ચરણમાં થયો હોવાનું માલૂમ પડે છે. ગુહિલ વંશના પાંચમા રાજા શીલાદિત્યનો વિ.સં. ૭૦૩(ઈ.સ. ૬૪૬-૪૭)નો અને છઠ્ઠા રાજા અપરાજિતનો વિ.સં. ૭૧૮(ઈ.સ. ૬૬૧-૬૨)નો લેખ મળ્યો છે.

આગળ જતાં આ વંશમાં બાપા રાવલ નામે પ્રતાપી રાજા થયો. અભિલેખોમાં આવતી વંશાવળીઓમાં આ નામનો કોઈ રાજા દેખા દેતો નથી. આથી 'બાપા રાવલ' એ એમાંના કોઈ રાજાનું અપરનામ હોવાનું માલૂમ પડે છે. પંડિત ગૌ. હી. ઓઝા એને આઠમા રાજા કાલભોજનું ઉપનામ હોવાનું માને છે, જ્યારે ડૉ. ભાંડારકર એને નવમા રાજા ખુમ્માણ ૧ લાનું અપરનામ હોવાનું ધારે છે. મેવાડના આનુશ્રુતિક ઇતિહાસમાં રહેલો ખુમ્માણના નામનો મહિમા જોતાં આમાંનો બીજો મત વધારે સંભવિત લાગે છે.

તેરમી સદીથી શરૂ થતા ઉત્તરકાલીન લેખોમાં બાપા રાવલને ગુહિલ વંશનો સ્થાપક જણાવ્યો છે. એ અનુશ્રુતિ અનુસાર એ આનંદપુરનો વતની હતો ને હારીતરાશિ નામે ઋષિની કૃપાથી રાજ્યશ્રી પામી ચિતોડનો રાજા થયો હતો.

પરંતુ સદીઓ પછી પ્રચલિત થયેલી આ અનુશ્રુતિમાં નર્યો વિગતદોષ રહેલો છે એ સ્પષ્ટ છે. બાપા રાવલ ઈ.સ. ૭૫૦ના અરસામાં થયા, જ્યારે આ વંશની સ્થાપના એ અગાઉ એક સદી પર થયેલા ગુહિલના સમયમાં થઈ હતી. વળી ગુહિલવંશના રાજાઓની રાજધાની નવમી સદી સુધી નાગહ્રદ(નાગદા)માં હતી.[1] છતાં બાપા રાવલને લગતી અનુશ્રુતિઓમાં કંઈક ઐતિહાસિક તથ્ય હોવા સંભવે છે. સિંધના અરબો ઈ.સ. ૭૨૫–૩૮ દરમ્યાન મેવાડના પ્રદેશ પર હુમલા કરી અશાંતિ જમાવવા લાગ્યા, ત્યારે આ ગુહિલોત રાજાએ એમનો વીરતાથી સામનો કરી એમને મેવાડના ડુંગરાળ પ્રદેશમાંથી હંફાવી હાંકી કાઢ્યા. ચિતોડમાં ત્યારે મોરી(મૌર્ય) કુલની સત્તા પ્રવર્તતી હતી; તે સત્તા મ્લેચ્છોએ (અરબોએ) પડાવી લીધી, ત્યારે પડોશના પ્રદેશના આ ગુહિલોત રાજાએ અરબોને ચિતોડમાંથી હાંકી કાઢી એનો ગઢ પોતાને કબજે લીધો. વિપ્રકુલનો આ વીર રાજવી પ્રજાજનોમાં 'બાપ' (બાપા) તરીકે લોકપ્રિય થયો; ને રાજા તરીકે એ 'રાવલ' કહેવાયો. આમ મેવાડને મ્લેચ્છોના ઉપદ્રવમાંથી બચાવનાર એ વીર રાજવી પ્રજાજનોમાં 'બાપા રાવલ' નામે લોકપ્રિય થયો. સદીઓ બાદ એની અગાઉના રાજાઓનો વૃત્તાંત વિસારે પડતાં ગુહિલવંશનો એ આદ્ય પ્રતાપી રાજવી ગણાતાં એ વંશનો સ્થાપક મનાયો. ત્યારે ગુહિલવંશની રાજધાની ચિતોડમાં હોઈ બાપા રાવલની રાજધાની પણ ત્યાં માની લેવામાં આવી. ગુહિલ વિપ્રકુલનો હોઈ એ આનંદપુર(વડનગર)નો વિપ્ર હોવા સંભવે છે; ને એને લઈને બાપા રાવલને આનંદપુરનો વતની માનવામાં આવ્યો લાગે છે.

જયપુર જિલ્લામાં આવેલ ચાત્સુમાં પણ ગુહિલોનો એક રાજવંશ થયો. એ વંશ સાતમી સદીના આરંભમાં સ્થપાયો લાગે છે. એનો સ્થાપક ભર્તૃપટ્ટ નામે વિપ્ર હતો. આ વંશના ત્રીજા રાજા ધનિકનો ઈ.સ. ૬૮૪નો લેખ મળ્યો છે. આ રાજાઓ મોરી (મૌર્ય) રાજ્યના સામંત હતા.[2] આ મૌર્ય રાજ્યનો આઠમી સદીમાં અરબોને હાથે નાશ થતાં, નાગદાના ગુહિલોત વંશની જેમ આ ગુહિલોત વંશ પણ સ્વતંત્ર થયો લાગે છે.

## સિંધનું હિંદુ રાજ્ય અને અરબોનું આક્રમણ

સિંધુદેશ (સિંધ)ના રાજાઓની સત્તા પ્રભાકરવર્ધન તથા હર્ષવર્ધનના સમયમાં ગણનાપાત્ર ગણાતી. યુઆન શ્વાંગની મુલાકાત (ઈ.સ. ૬૪૭) વખતે

---

૧. દસમી સદીમાં રાજધાની આઘાટ(આહાડ)માં રખાઈ; ને ચિતોડમાં તો રાજધાની એ પછી ઘણા વખતે રખાઈ.

૨. ધનિકને પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી ધવલપ્પદેવનો સામંત કહ્યો છે. આ ધવલપ્પ તે મૌર્ય વંશનો રાજા ધવલ છે.

ત્યાં શૂદ્ર વર્ણનો રાજા રાજ્ય કરતો હતો. એની રાજધાની અલોર (રોરી પાસે) હતી. એના રાજ્યનું આધિપત્ય ઉત્તરમાં કાશ્મીર, પૂર્વમાં કનોજ અને પશ્ચિમમાં મકરાન સુધી પ્રવર્તતું. સાતમી સદીના આરંભમાં સાહસીરાયના ઉત્તરાધિકારી રાજા સાહીરસ ઈરાનના એક રાજાના આક્રમણનો સામનો કરતાં માર્યો ગયો.

એના પછી એનો પુત્ર સાહસીરાય ૨ જો ગાદીએ આવ્યો. એના સમયમાં ચચ નામે બ્રાહ્મણ મંત્રીનું વર્ચસ જામ્યું. સાહસીરાયના મૃત્યુ પછી ચચે તેની વિધવા રાણી સાથે લગ્ન કર્યું ને રાજસત્તા ધારણ કરી. જે સૂબાઓએ તેની સત્તા માન્ય ન કરી, તેઓને તેણે હરાવી વશ કર્યા. પછી એણે કાશ્મીર અને મકરાનનાં પડોશી રાજ્યો પર પણ પોતાની ધાક બેસાડી. એ સમયે ઈરાનમાં અરબ આક્રમણને લઈને રાજકીય અશાંતિ પ્રવર્તતી હતી. 'ચચનામાં'માં ચચની જ્વલંત કારકિર્દી નિરૂપવામાં આવી છે. ચચે ૪૦ વર્ષ રાજ્ય કર્યું. એ સાતમી સદીના ઉત્તરાર્ધમાં થયો.

ચચના મૃત્યુ બાદ તેના ભાઈ ચન્દ્રે રાજસત્તા હસ્તગત કરી ચન્દ્રના મૃત્યુ પછી તેના પુત્ર દુરાજને હરાવી ચચના પુત્રોએ પોતાનો ઉત્તરાધિકાર પ્રાપ્ત કર્યો. સિંધનું રાજ્ય એ બે પુત્રોએ વહેંચી લીધું. મોટા ભાઈના મૃત્યુ બાદ નાનો ભાઈ દાહર સમસ્ત સિંધનો સ્વામી થયો. આ બનાવ ઈ.સ. ૭૦૦ ના અરસામાં બન્યો જણાય છે.

એના સમયમાં અરબોના આક્રમણનો ગંભીર બનાવ બન્યો.

અરબસ્તાનમાં મોહમ્મદ પેગમ્બરે અનેક સાકાર દેવદેવીઓને બદલે એક નિરાકાર ઈશ્વર(અલ્લાહ)ની ઉપાસનાનો ઇસ્લામ નામે સંપ્રદાય પ્રચલિત કર્યો હતો. એમના અવસાન (ઈ.સ. ૬૩૨) બાદ અરબ ખલીફાઓએ એ ધર્મનો જબરજસ્ત પ્રચાર કરવા માંડ્યો. પશ્ચિમમાં સીરિયા, મિસર અને સ્પેન સુધી ઇસ્લામ ફેલાયો. ઈ.સ. ૬૩૭ માં ઈરાનના સમ્રાટને હરાવી અરબોએ ત્યાં ઇસ્લામનો પ્રસાર કર્યો. પાંચ વર્ષમાં હાલના બલુચિસ્તાન તથા અફઘાનિસ્તાન સાથેના સમસ્ત ઈરાની સામ્રાજ્ય પર અરબ ખલીફાઓની હકૂમત જામી. ઈ.સ. ૬૩૭–૬૭૭ દરમ્યાન ભારતના પશ્ચિમ કિનારા પર અરબોના છૂટાછવાયા અનેક હુમલા થયા હતા.[1] પરંતુ તેમાંના કોઈ હુમલા દ્વારા ભારતીય મુલકમાં અરબ હકૂમત સ્થપાઈ નહોતી.

---

[1] બીજા ખલીફા ઉમરના સમયમાં બહરૈનના હાકેમ ઉસમાને પોતાના ભાઈ હકમની સરદારી નીચે થાણા પર હિ. સ. ૧૫(ઈ. સ. ૬૩૬–૩૭માં હુમલો કરાવેલો. હકમે એ વરસે થોડા વખત પછી ભરૂચ પર ફોજ મોકલેલી. હિ. સ. ૫૭(ઈ. સ. ૬૭૭)માં ખલીફા અમીર મુઆવિયાના વખતમાં

ઈ. સ. ૬૪૩–૮૦ દરમ્યાન સિંધ પર અરબોએ હુમલા કરેલા, તેમાં તે ફાવ્યા નહોતા ત્યાર પછી પચીસેક વર્ષ સુધી ફરી કોઈ હુમલો થયો નહોતો. પરંતુ ઉમય્યા વંશના ખલીફા વલીદ(ઈ. સ. ૭૦૫–૧૪)ના વખતમાં સિંધ પર જે હુમલો થયો, તે ઘણો વિઘાતક નીવડ્યો.

શ્રીલંકાના રાજા તરફથી ઇરાકના હાકેમ હજ્જાજ પાસે એક વહાણુ મોકલવામાં આવેલું, તેને સિંધના દેબલ (દેવલ) બંદર પાસે ચાંચિયાઓએ લૂંટી લીધું. હજ્જાજે આ બાબતમાં સિંધના રાજા દાહરને ફરિયાદ કરી, પરંતુ તેણે ચાંચિયાઓ સામે કંઈ પગલાં લેવાની અશક્તિ બતાવી. આથી અરબોને સિંધના અણજિતાયેલા મુલક પર ફરી હુમલો કરવાનું નિમિત્ત મળી ગયું (ઈ. સ. ૭૦૮).

હાકેમ હજ્જાજના દબાણને વશ થઈ ખલીફા વલીદે સિંધ પર હુમલો કરવાની મંજૂરી આપી. શરૂઆતમાં બે હુમલા નિષ્ફળ ગયા. બીજા હુમલામાં દાહરના પુત્ર જયસિંહે અરબ ફોજને હરાવી હતી.

હવે હજ્જાજે સિંધ પર મોટા પાયા પર હુમલો કરવા જબરજસ્ત તૈયારી કરી. સિપાઈઓ, હથિયારો અને દારૂગોળાની જંગી જમાવટ કરી. તેણે ફોજની સરદારી પોતાના ભત્રીજા (તથા જમાઈ) મોહમ્મદ બિન કાસિમને સોંપી. દરમ્યાન દાહરે સામના અંગે કંઈ ખાસ તૈયારી કરી નહિ.

મોહમ્મદની ફોજ મકરાનના માર્ગે કૂચ કરતી આવી પહોંચી અને દરિયા-માર્ગે મોકલાયેલ સાધન–સામગ્રીની મદદથી એણે દેબલ બંદર પર હુમલો કર્યો. અરબોએ દેબલનો ગઢ કબજે કર્યો, ત્યાંના દેવળનો નાશ કર્યો, ત્યાંના રહેવાસીઓની કતલ કરી, ત્યાં ૪,૦૦૦ મુસલમાનોની વસાહત કરી અને તેમને માટે ત્યાં મસ્જિદ બંધાવી (ઈ. સ. ૭૧૧).

દેબલથી મોહમ્મદની ફોજે ઉત્તર તરફ કૂચ કરી. એ પ્રદેશમાં બૌદ્ધ ધર્મના અનુયાયીઓની મોટી સંખ્યા હતી. તેમાંના ઘણાએ મોહમ્મદનો માર્ગ મોકળો કરી આપ્યો. જાટ લોકો પણ એની ફોજમાં જોડાયા. સિંધુ નદીની પશ્ચિમે આવેલો સમગ્ર પ્રદેશ અરબોના કબજામાં આવ્યો. રાજા દાહર સિંધુની પૂર્વે રાવરના કિલ્લામાં ભરાયો હતો. હજ્જાજે મોહમ્મદને નવી કુમક મોકલી આપી.

---

ઇસ્માઈલ નામે સરદારે ઘોઘા પર હુમલો કરેલો ને તેમાં તે સરદાર તથા તેના કેટલાક સિપાઈઓ માર્યા ગયેલા.

સિંધ પર ઈ. સ. ૬૪૩ ના અરસામાં દરિયાઈ હુમલો થયેલો ને ઈ. સ. ૬૬૦–૬૮૦ દરમ્યાન સિંધની સરહદ પર જમીનમાર્ગે છ-સાત હુમલા થયેલા.

દાહરના મળતિયાઓને એણે પોતાના પક્ષમાં લીધા. બે મહિનાની તૈયારી પછી મોહમ્મદે નદી ઓળંગી દાહર સાથે જંગ ખેલ્યો. 'ચચનામા'માં વર્ણવ્યા મુજબ દાહર વીરતાથી લઢ્યો, બીજે દિવસે સિંધની સેનાએ અરબ ફોજ પર ચારે બાજુથી ધસારો કર્યો ને શત્રુઓની ફોજ લગભગ પરાજય અને અરાજકતાની સ્થિતિમાં મુકાઈ ગઈ પરંતુ સંગ્રામમાં મોખરે રહી લઢતા ગજારૂઢ દાહરની છાતીમાં તીર ભોંકાતાં એ માર્યો ગયો ને રાજાના મૃત્યુથી હતાશ થયેલ એના સૈનિકો હારી ગયા. રાજપુત્ર જયસિંહ બ્રાહ્મણાબાદ તરફ પલાયન થયો, જ્યારે દાહરની વિધવા રાણીએ અને અન્ય વીરાંગનાઓએ છેવટનો સામનો કરી અગ્નિસ્નાન કર્યું, જેથી શત્રુઓના હાથે પકડાઈ પરાભવ પમાય નહિ.

રાવરનો કિલ્લો કબજે કરી મોહમ્મદની ફોજે બ્રાહ્મણાબાદ તરફ કૂચ કરી જયસિંહે અરબ આક્રમણનો વીરતાથી સામનો કર્યો. ૭ મહિના સુધી સામનો થયા બાદ કેટલાક લોકોની ફૂટને લઈને બ્રાહ્મણાબાદનો કિલ્લો શત્રુઓના કબજામાં આવ્યો, તે પછી અરબ ફોજે પાટનગર અલોરનો કબજો લીધો. ત્યાંથી તેણે મુલતાન તરફ કૂચ કરી. ત્યાંના સૈનિકોએ બે મહિના સુધી સામનો કર્યો, પરંતુ આંતરિક ફાટફૂટને લઈને છેવટે તે શહેર પણ અરબોને કબજે ગયું. આમ મોહમ્મદ બિન કાસિમની સરદારી નીચે અરબ ફોજે સિંધુ-સૌવીરનો પ્રદેશ જીતી લીધો ને પરિણામે એ પ્રદેશ પર અરબ ખલીફાની હકૂમત જામી (ઈ. સ. ૭૧૧–૧૨).

## સિંધની અરબી હકૂમત

મોહમ્મદ બિન કાસિમે સિંધના હાકેમ તરીકે બે-એક વર્ષ વહીવટ કર્યો. ઈ. સ. ૭૧૪માં હજ્જાજનું અને ઈ. સ. ૭૧૫માં ખલીફા વલીદનું અવસાન થતાં નવા ખલીફા સુલેમાન(ઈ. સ. ૭૧૫–૧૭)ની હજ્જાજના માણસો પર ખફા નજર ઊતરી અને એણે મોહમ્મદને પાછો બોલાવી તેને હજ્જાજના બીજા માનીતાઓની સાથે ક્રૂર રીતે મારી નંખાવ્યો. આ અંગે 'ચચનામા'માં મોહમ્મદે ખલીફા પાસે મોકલેલી દાહરની બે દીકરીઓએ એના પર પોતાનું શિયળ લૂંટ્યાનો ખોટો આરોપ મૂકીને વેર વાળ્યાનો અને તે બાદ પસ્તાવો થતાં ખરી વાત કબૂલ કર્યાનો તેમ જ તેને પરિણામે તેમનાય થયેલા ક્રૂર દેહાંત-દંડનો રસિક પ્રસંગ નિરૂપવામાં આવ્યો છે, પરંતુ એમાં કંઈ ઐતિહાસિક તથ્ય હોવાનું શંકાસ્પદ છે.

મોહમ્મદ ગયા પછી સિંધના રાજાઓએ સ્વતંત્ર થવા કોશિશ કરી. દાહરના પુત્ર જયસિંહે બ્રાહ્મણાબાદનો કબજો પાછો લીધો. ખલીફાએ હબીબને

સિંધ મોકલ્યો. તેણે અલોર અને બીજાં કેટલાંક સ્થળોએ ખલીફાની હકૂમત દૃઢ કરી.

ખલીફા ઉમર બીજા(ઈ. સ. ૭૧૭–૨૦)એ સિંધના રાજાઓને ઇસ્લામ સ્વીકારવાની શરતે પોતાના આધિપત્ય નીચે શાસન કરવાની છૂટ આપી. રાજા જયસિંહે અને બીજા કેટલાક રાજાઓએ એ શરત સ્વીકારી લીધી.

ખલીફા હિશામે (ઈ. સ. ૭૨૪–૪૩) જુનૈદને સિંધનો હાકેમ નીમ્યો. એ હાકેમ ઘણો લડાયક અને મહત્ત્વાકાંક્ષી હતો. એના વખતમાં રાજા જયસિંહે અરબ હકૂમત સામે બળવો કર્યો, પણ જુનૈદે એને હરાવી કેદ કર્યો ને સિંધના એ રાજવંશનો હંમેશ માટે અંત આવ્યો. પછી જુનૈદે નવા મુલકો જીતવાની કોશિશ કરી. એણે ભીનમાલ અને ગુર્જરદેશ પર ફતેહ મેળવી; ને એના સરદારોએ મારવાડ, માંડલ, ધિણોજ, ભરૂચ અને માળવા જીતી છેક ઉજ્જન સુધી વિજયકૂચ કરી. કચ્છ અને સૌરાષ્ટ્ર પર પણ તેઓ ફરી વળ્યા. અરબ ફોજ ભરૂચથી નવસારી થઈ દખ્ખણમાં જવા માગતી હતી, પરંતુ નવસારીના ચાલુક્ય રાજા અવનિજનાશ્રય પુલકેશીએ તેનો વીરતાથી પરાજય કરી તેને નવસારીથી પાછી હઠાવી. ભરૂચના ગુર્જર રાજા જયભટ ૪ થાની મદદથી વલભીપુરમાં પણ એ ફોજને શિકસ્ત મળી. જુનૈદની હકૂમત ઈ. સ. ૭૨૯ સુધી રહી. પછીના હાકેમો નવો મુલકોનો કબજો રાખી શક્યા નહિ ને અરબ હકૂમત સિંધમાં સીમિત રહી. કનોજના પ્રતાપી રાજા યશોવર્મા અને કાશ્મીરના પ્રતાપી રાજા લલિતાદિત્યે અરબોને પૂર્વ અને ઉત્તરમાં સત્તા ફેલાવવા દીધી નહિ તેમ જ ગુર્જર-પ્રતીહાર નરેશ નાગભટ ૧ લાએ તેમને દક્ષિણમાં આગળ વધવા દીધા નહિ. એવામાં સીરિયામાં બળવો થયો અને ઉમય્યા વંશની જગ્યાએ અબ્બાસી વંશની સત્તા પ્રવર્તી (ઈ. સ. ૭૪૯).

### અપરાન્તના ત્રૈકૂટકો

અપરાન્ત(પશ્ચિમ સરહદ)માં અગાઉ સિંધુ–સૌવીરથી કોંકણ સુધીના સરહદી પ્રદેશોનો સમાવેશ થતો, પરંતુ હવે એ નામનો પ્રયોગ ઉત્તર કોંકણના અર્થમાં સીમિત થયો. શૂર્પારક (સોપારા)[1] ઉત્તર કોંકણનું મુખ્ય નગર હતું ને પશ્ચિમ ભારતનું એક જાણીતું બંદર હતું. ત્રીજી સદીમાં ત્યાં આભીર રાજાઓનું શાસન પ્રવર્તતું, જ્યારે ચોથી-પાંચમી સદીમાં ત્રૈકૂટક નામે વંશની સત્તા પ્રવર્તતી

---

૧. મુંબઈ પાસેના વસઈ નજીક

હતી. 'ત્રૈકૂટક' નામ સ્પષ્ટતઃ ત્રિકૂટ પર્વતના નામ પરથી પડેલું છે ને આ ત્રિકૂટ પર્વત અપરાન્તની અંદર આવેલો જણાય છે.[1]

સિક્કાઓ અને તામ્રપત્રો પરથી ત્રૈકૂટક વંશના ત્રણ રાજાઓ વિશે માહિતી મળે છે. મહારાજ ઇન્દ્રદત્ત પાંચમી સદીના પૂર્વાર્ધમાં થયા. એના પુત્ર મહારાજ દહ્રસેનના સિક્કા દક્ષિણ ગુજરાત અને મહારાષ્ટ્રમાં મળ્યા છે; ને એનું તામ્રશાસન સૂરત જિલ્લામાંથી મળ્યું છે. આ પરથી એ સમયે ત્રૈકૂટકોની સત્તા દક્ષિણ ગુજરાત તથા મહારાષ્ટ્ર પર પણ પ્રવર્તતી હોવાનું સ્પષ્ટ થાય છે. આ રાજ્યનાં રાજશાસનોમાં જે સંવત વપરાયો છે, તેને પછીના વખતમાં 'કલચુરિ (કે ચેદિ) સંવત' તરીકે ઓળખવામાં આવ્યો છે, પરંતુ મૂળમાં એ પ્રાયઃ આભીર રાજાઓનો સંવત હોવા સંભવે છે. દહ્રસેનનું તામ્રશાસન એ સંવતના વર્ષ ૨૦૭(ઈ. સ. ૪૫૭)નું છે. દહ્રસેન પરમ વૈષ્ણવ હતો. એણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો.

દહ્રસેન પછી એનો પુત્ર વ્યાઘ્રસેન ગાદીએ આવ્યો. એનું દાનશાસન પણ સૂરત જિલ્લામાંથી મળ્યું છે. એની મિતિ ઈ. સ. ૪૯૦ની છે. આ રાજા પણ પરમ વૈષ્ણવ હતો. એના સિક્કા મહારાષ્ટ્રમાં મળ્યા છે. એનું પાટનગર આનરુદ્ધપુર હોવાનું માલુમ પડે છે, પરંતુ એના ચોક્કસ સ્થળનિર્ણય થયો નથી. મુંબઈ પાસેની કણ્હેરી ગુફાઓમાંના એક બૌદ્ધ ચૈત્યમાં એ ચૈત્ય ત્રૈકૂટકોના રાજ્યમાં સંવત ૨૪૫(ઈ. સ. ૪૯૪)માં કૃષ્ણગિરિ(કણ્હેરી)ના મહાવિહારમાં કરાયું હોવાનું તામ્રપત્ર મળ્યું છે. એ સમયે વ્યાઘ્રસેનનું કે એના ઉત્તરાધિકારીનું રાજ્ય ચાલતું હશે. વાકાટક-નરેશ હરિષેણે (ઈ. સ. ૫૦૦) ત્રૈકૂટક રાજ્ય પર પોતાનું આધિપત્ય જમાવ્યું. છઠ્ઠી સદીની પહેલી પચીસી દરમ્યાન કોંકણમાં ત્રૈકૂટકોની જગ્યાએ મૌર્યોનું શાસન સ્થપાયું લાગે છે. ત્યારે ત્યાં માહિષ્મતીના કલચુરિ રાજાઓનું આધિપત્ય પ્રવર્ત્યું. સાતમી સદીના પહેલા ચરણમાં કલચુરિઓની સત્તા દક્ષિણના ચાલુક્યોએ પડાવી લીધી. દક્ષિણ ગુજરાતમાં સેન્દ્રક વંશની સત્તા પ્રવર્તી. ઉત્તર કોંકણમાં હરિશ્ચન્દ્રના વંશજ ગણાવતા સ્વામિચન્દ્રના વંશનું રાજ્ય પ્રવર્ત્યું.

## માહિષ્મતીના કલચુરિઓ

આ વંશના રાજાઓનું કુલ-નામ શરૂઆતમાં 'કટચ્ચુરિ' લખાતું; પછીના વખતમાં એને બદલે 'કલચુરિ' રૂપ પ્રચલિત થયું. સરળતા ખાતર એ રૂઢ

---

૧. કાલિદાસ 'રઘુવંશ'માં અપરાન્તમાં ત્રિકૂટ પર્વતનો ઉલ્લેખ કરે છે. આ પર્વત નાસિક જિલ્લાની પશ્ચિમે આવેલો હોવાનું નિશ્ચિત છે.

રૂપનો પ્રયોગ આરંભિક કુલ માટે પણ કરવામાં આવે છે. 'કટચ્ચુરિ' તથા 'કલચુરિ' એ કોઈ વિદેશી ભાષાના શબ્દનાં સંસ્કૃત રૂપાંતર લાગે છે; ને એ અનુસાર કરચુરિઓ વિદેશથી આવી ભારતમાં વસ્યા લાગે છે.

આગળ જતાં કલચુરિઓ હૈહયો હોવાની માન્યતા પ્રચલિત થઈ તદનુસાર તેઓ માહિષ્મતીના હૈહય રાજા કાર્તવીર્ય અર્જુન[૧]ના વંશજ ગણાતા. આ પરથી કલચુરિઓ શરૂઆતમાં અનૂપ દેશમાં વસ્યા હોવાનું ફલિત થાય છે. પ્રાચીન કલચુરિઓની રાજધાની વિશે સીધી ચોક્કસ માહિતી મળતી નથી, પરંતુ એમની રાજધાની માહિષ્મતી[૨] હોવા સંભવે છે.

આ કલચુરિ રાજ્યની સ્થાપના ત્રૈકૂટક રાજ્યની પડતી પછી છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થઈ લાગે છે. ભરુકચ્છ(ભરૂચ)માંથી દાનશાસન ફરમાવનાર મહાસામંત સંગમસિંહ(ઈ. સ. ૫૪૧)ના સમયમાં કલચુરિ રાજા કૃષ્ણરાજના પિતાનું આધિપત્ય પ્રવર્તતું જણાય છે. અપરાન્તના મૌર્યો પણ તેઓના આધિપત્ય નીચે હતા.

આ કલચુરિ વંશનો પ્રથમ મહાન રાજા કૃષ્ણરાજ છે. એના સિક્કા દક્ષિણ ગુજરાત, ઉત્તર કોંકણ અને મહારાષ્ટ્રમાં પ્રચલિત હતા. એ પરમ માહેશ્વર (શૈવ) હતો. એના સિક્કા શિવના વાહન નંદિના ચિહ્નથી અંકિત છે. 'કૃષ્ણરાજ-રૂપક' તરીકે ઓળખાતા એના સિક્કા કલચુરિ રાજ્યના અંત પછીય ચલણમાં રહ્યા હતા. આથી એ સિક્કા રાજસ્થાન અને મધ્ય પ્રદેશના કેટલાક ભાગમાં પણ મળી આવે છે. વિદર્ભ પર પણ કલચુરિ રાજા કૃષ્ણરાજનું આધિપત્ય પ્રવર્તતું જણાય છે.

કૃષ્ણરાજનો પુત્ર શંકરગણ પરાક્રમમાં પિતાથી સવાયો નીવડચો. એ અનેક રાજવંશો પર આધિપત્ય ધરાવતો અને એનું શાસન પશ્ચિમ સમુદ્રથી પૂર્વ સમુદ્ર પર્યંત વિસ્તર્યું હતું. આભોણા(જિ. નાસિક)માં મળેલું એનું તામ્રશાસન ક. સં. ૩૪૭(ઈ. સ. ૫૯૭)માં ઉજ્જયનીની વિજયછાવણીમાંથી ફરમાવેલું છે. એમાં આપેલી વિગતો પરથી શંકરગણની સત્તા માળવાથી આન્ધ્ર પર્યંત વિસ્તરેલી હોવાનું ફલિત થાય છે. મધ્ય ગુજરાતમાં નિરિહુલ્લક નામે પ્રાદેશિક અધિકારીનો વહીવટ હતો. શંકરગણ પરમ માહેશ્વર હતો.

એના પછી એનો પુત્ર બુદ્ધરાજ ગાદીએ આવ્યો. એના સમયમાં દક્ષિણાપથ(દખ્ખણ)ના ચાલુક્ય રાજા મંગલેશે કલચુરિ રાજ્ય પર આક્રમણ કરવા

---

૧. એ સહસ્રબાહુ અર્જુન કે સહસ્રાર્જુન તરીકે જાણીતો છે.

૨. મધ્ય પ્રદેશમાં નર્મદા-કાંઠે આવેલ પ્રાચીન નગરી.

માંડયું (ઈ. સ. ૬૦૧). મંગલેશે બુદ્ધરાજનો પરાજય કર્યો, પરંતુ ચાલુક્ય રાજકુલના આંતરિક સંઘર્ષને લઈને બુદ્ધરાજને પોતાની સત્તા દૃઢ કરવાની તક મળી. ઈ. સ. ૬૧૦ માં એણે વિદિશામાં અને આનંદપુરમાં વિજયછાવણી નાખી હતી; ને નાસિક તથા ભરુકચ્છ વિભાગમાંથી ભૂમિદાન દીધાં હતાં. માલવદેશ મૈત્રકોના કબજા નીચે ગયો. મંગલેશના ઉત્તરાધિકારી પુલકેશી ૨ જાએ કલચુરિ સત્તાનો હ્રાસ કર્યો.

બુદ્ધરાજના ઉત્તરાધિકારીઓ વિશે કંઈ માહિતી મળતી નથી. ચાલુક્ય રાજા વિનયાદિત્યના સમય(ઈ.સ. ૬૮૧-૯૬)માં હૈહયોની (અર્થાત્ કલિચુરિઓની) સત્તા અસ્ત પામી.

## આન્ધ્રના વિષ્ણુકુણ્ડીઓ

આન્ધ્ર પ્રદેશમાં કૃષ્ણા નદીની દક્ષિણે વિષ્ણુકુંડ નામે સ્થળ આવ્યું હતું, તેના પરથી આ વંશના રાજાઓ 'વિષ્ણુકુણ્ડી' નામે ઓળખાય છે. એમની રાજમુદ્રા સિંહના ચિહ્નથી અંકિત છે. નજીકમાં આવેલ શ્રીશૈલ(શ્રીપર્વત)ના અધિષ્ઠાતા શ્રીપર્વતસ્વામી તેમના ઇષ્ટદેવ હતા.

આ વંશનો પહેલો જ્ઞાત રાજા વિક્રમહેન્દ્ર (ખરી રીતે વિક્રમ-મહેન્દ્ર કે વિક્રમેન્દ્ર) છે. આ વંશમાં આગળ જતાં વિક્રમેન્દ્રવર્મા નામે બે રાજા થયા, તે પરથી આ રાજાનું ખરું નામ વિક્રમેન્દ્ર હોવાનું માલૂમ પડે છે. આથી એ વિક્રમેન્દ્રવર્મા ૧ લો ગણાય. એના પછી એનો પુત્ર ગોવિંદવર્મા-વિક્રમાશ્રય ગાદીએ આવ્યો.

એનો ઉત્તરાધિકારી માધવવર્મા ૧ લો-જનાશ્રય એ આ વંશનો પ્રથમ પ્રતાપી રાજા છે તેનું રાજ્ય લગભગ ઈ. સ. ૫૩૫-૮૫માં મુકાય છે. એણે અગિયાર અશ્વમેધ અને એક હજાર અગ્નિષ્ટોમ યજ્ઞ કરેલા. વળી હિરણ્યગર્ભ મહાદાન પણ કરેલું. દક્ષિણ કોસલમાં આવેલ ત્રિવર-નગરના રાજાને વશ કરેલો. એણે ગોદાવરી ઓળંગી પૂર્વમાં સત્તા પ્રસારવા પ્રયત્ન કર્યો પરંતુ મૌખરિ રાજા ઈશાનવર્માએ તેને ફાવવા દીધો નહિ. માધવવર્મા વાકાટક કુલની રાજ-કન્યાને પરણ્યો હતો. તેનાથી એને વિક્રમેન્દ્રવર્મા નામે પુત્ર થયો. માધવવર્મા પરાક્રમી હતો ને યજ્ઞો કરતો. ઉપરાંત, એ વિદ્યાને ઘણું પ્રોત્સાહન આપતો. છંદઃશાસ્ત્રને લગતું એક પુસ્તક એના નામ પર 'જનાશ્રયી છન્દોવિચિત' તરીકે ઓળખાય છે. આ રાજા વિશે અનેક રસપ્રદ અનુશ્રુતિઓ પ્રચલિત છે.

માધવવર્મા જનાશ્રય પછી એનો પુત્ર વિક્રમેન્દ્રવર્મા ૨ જો અને એના પછી એનો પુત્ર ઇન્દ્રવર્મા (ઈ. સ. ૫૯૦-૬૨૦) ગાદીએ આવ્યો. એણે

શરૂઆતમાં ઘણી યશસ્વી કારકિર્દી જમાવી; પરંતુ આગળ જતાં એ નિષ્ફળ નીવડયો. એના પછી એનો પુત્ર વિક્રમેન્દ્રવર્મા ૩ જો (ઈ. સ. ૬૨૦–૩૧) રાજા થયો. એના સમયમાં ચાલુક્ય નરેશ પુલકેશી ૨ જાએ આ રાજ્યનો પ્રદેશ જીતી લીધો ને ત્યાં પોતાના ભાઈ વિષ્ણુવર્ધનનું શાસન સ્થાપ્યું. આ પ્રદેશનું પાટનગર પિષ્ટપુર (જિ. ગોદાવરી) હતું.

## કલિંગના પૂર્વી ગંગો

મહાનદી અને ગોદાવરીની વચ્ચે આવેલા કલિંગદેશમાં પિષ્ટપુર[1] અને દેવરાષ્ટ્ર[2] જેવાં જુદાંજુદાં રાજ્ય આવેલાં હતાં. દરેક રાજ્યના રાજા કલિંગાધિપતિ હોવાનો દાવો કરતા, પરંતુ વાસ્તવમાં કોઈ ભાગ્યે જ સમસ્ત કલિંગના અધિપતિ હતા. કલિંગનાં આ જુદાંજુદાં રાજ્યો વચ્ચે આધિપત્ય માટે સંઘર્ષ ચાલ્યા કર્યો, ત્યારે મધ્ય કલિંગમાં એક નવા વંશની સત્તાનો અભ્યુદય થયો. આ વંશ ગંગકુલનો હતો ને એ પ્રાયઃ માયસોરના ગંગવંશની શાખારૂપ હતો. એ ગંગવંશની અપેક્ષાએ આ ગંગવંશ પૂર્વી ગંગવંશ તરીકે ઓળખાય છે.

આ વંશની રાજધાની કલિંગનગરમાં[3] હતી. મહેન્દ્રગિરિ(ગંજામ જિલ્લામાં)ના શિખર પર આવેલ ગોકર્ણેશ્વર મહાદેવ આ વંશના ઇષ્ટદેવ હતા. રાજવંશનો સ્થાપક મહારાજ ઇન્દ્રવર્મા ૧ લો હતો. એના રાજ્યકાલથી ગંગ સંવત ગણાયો. એનો આરંભ ઈ. સ. ૪૯૬ ના અરસામાં થયો જણાય છે. ઇન્દ્રવર્માએ ઈ. સ. ૪૯૬ થી ચાળીસેક વર્ષ રાજ્ય કર્યું. પછી મહાસામંતવર્મા (ઈ. સ. ૫૬૦), હસ્તિવર્મા (ઈ. સ. ૫૭૫–૭૬) અને ઇન્દ્રવર્મા ૨ જો (ઈ. સ. ૫૮૩–૮૭) નામે રાજા થયા. ઇન્દ્રવર્મા ૨ જા(રાજસિંહ)ના પુત્ર ઇન્દ્રવર્મા ૩ જાએ વિષ્ણુકુણ્ડી વંશના રાજા ઇન્દ્રવર્માને હરાવ્યો હોવાનું મનાય છે પરંતુ એ અભિજ્ઞાન સુનિશ્ચિત નથી. તેના પછી તેના પુત્ર દાનાર્ણવનો પુત્ર ઇન્દ્રવર્મા ૪ થો ગાદીએ આવ્યો. એણે ઓછામાં ઓછું ઈ. સ. ૬૫૦ સુધી રાજ્ય કર્યું.

ગુણાર્ણવના[4] પુત્ર દેવેન્દ્રવર્માના લેખ ઈ. સ. ૬૭૯ થી ૬૯૧ ના મળ્યા છે. તે પછી તેનો પુત્ર અનન્તવર્મા (ઈ. સ ૭૦૦) અને એના પછી એનો પુત્ર

---

૧. પૂર્વ ગોદાવરી જિલ્લામાં આવેલ પીઠાપુરમ.

૨. વિઝાગાપટમ જિલ્લામાં.

૩. ગંજામ જિલ્લામાં આવેલું મુખલિંગમ.

૪. ગુણાર્ણવના લેખ મળ્યા નથી. એ ઇન્દ્રવર્મા ૪ થાનો પુત્ર હોવા સંભવે છે, પરંતુ એ બે વચ્ચેની સગાઈનો કોઈ ઉલ્લેખ ઉપલબ્ધ નથી.

નંદવર્મા (ઈ. સ. ૭૧૭) ગાદીએ આવ્યો અનંતવર્માના બીજા પુત્ર દેવેન્દ્રવર્મા ૨ જાનાં શાસન ઈ. સ. ૭૪૭-૫૦ નાં મળ્યાં છે.

આ સમય દરમ્યાન કલિંગનગરથી થોડે દૂર આવેલ શ્વેતક નગરમાં ગંગ વંશની એક બીજી શાખા સત્તા ધરાવતી હતી.

**દક્ષિણ કોસલના રાજવંશ**

હાલના બિલાસપુર-રાયપુર(મધ્યપ્રદેશ) અને સંબલપુર(ઓરિસા) પ્રદેશમાં આવેલ કોસલદેશ દક્ષિણ-કોસલ તરીકે ઓળખાતો હતો. એને અયોધ્યાની આસપાસ આવેલ ઉત્તર-કોસલ સાથે કંઈ ગાઢ સંબંધ હોવો જોઈએ.

એના ઉત્તર ભાગમાં પાંચમી સદીના ઉત્તરાર્ધમાં મહારાજ શૂરે એક રાજવંશ સ્થાપ્યો. એના વંશજ ભીમસેન ૨ જાનું ગુ. સં. ૨૮૨(ઈ.સ. ૬૦૧)નું તામ્રપત્ર મળ્યું છે. એની રાજમુદ્રા સિંહના ચિહ્નથી અંકિત છે.

બીજો એક રાજવંશ શરભપુરમાં સ્થપાયો હતો. એ નગર હાલના રાયપુર જિલ્લામાં આવ્યું લાગે છે. આ વંશના સ્થાપકનું નામ શરભરાજ હતું. શરભપુર એણે વસાવ્યું જણાય છે. શરભપુરીય વંશનું રાજચિહ્ન ગજલક્ષ્મી હતું. આ વંશમાં નરેન્દ્ર, પ્રસન્નમાત્ર, જયરાજ, માનમાત્ર-દુર્ગરાજ અને સુદેવરાજ નામે રાજા થયા. સુદેવરાજે શ્રીપુર (સિરપુર) વસાવ્યું, જે પછી પાટનગર થયું. એના અનુગામી પ્રવરરાજ(લગભગ ઈ. સ. ૫૫૦-૫૭૫ )ના સમયમાં શ્રીપુરનું રાજ્ય પાંડુવંશીઓએ પડાવી લીધું. શરભપુરીય વંશના રાજાઓ પરમ ભાગવત હતા.

નવા વંશના રાજાઓ પોતાને પાંડુવંશી ( અથવા સોમવંશી )[1] કહેતા. આ વંશમાં પાંચમી સદીના અંતમાં ઉદયન નામે રાજા થયો. એને ઇન્દ્રબલ નામે પુત્ર હતો. એને ચાર પુત્ર હતા, જેમાં જ્યેષ્ઠ નન્ન હતો. આ ભાઈઓ મધ્ય ભારતના વિશાળ પ્રદેશ પર સત્તા ધરાવતા. નન્નના સમયમાં દક્ષિણ કોસલ પર તેમની સત્તા પ્રસરવા માંડી. નન્નના પુત્ર તીવરે શ્રીપુર કબજે કર્યું અને એ 'કોસલાધિપતિ' કહેવાયો. એ છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં થયો. એ પરમ વૈષ્ણવ હતો.

તીવર પછી તેનો નાનો ભાઈ ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો. એનો ઉત્તરાધિકાર એના પુત્ર હર્ષગુપ્તને મળ્યો. એ મૌખરિ રાજા સૂર્યવર્માની કુંવરી વાસટાને પરણ્યો હતો. રાણી વાસટાએ શ્રીપુરમાં વિષ્ણુનું મંદિર બંધાવ્યું. હર્ષગુપ્તનો પુત્ર

---

૧. સોમવંશી=ચંદ્રવંશના. પાંડુ અને પાંડવો ચંદ્રવંશના ગણાતા.

બાલાર્જુન–શિવગુપ્ત નામે હતો. એણે લગભગ ૬૦ વર્ષ રાજ્ય કર્યું. ચાલુક્ય-નરેશ પુલકેશી ૨ જાએ તેને હરાવ્યો જણાય છે. તે પછી થોડા વખતમાં આ પ્રદેશ પર નલ વંશની સત્તા જામી લાગે છે. એ વંશના રાજા પોતાને નિષધદેશના સુપ્રસિદ્ધ રાજા નલના વંશજ ગણાવતા.

દક્ષિણ-કોસલની પડોશમાં આવેલ મેકલદેશમાં પણ પાંડુવંશી રાજાઓ રાજ્ય કરતા હતા. તે દક્ષિણ-કોસલના પાંડુવંશીઓ સાથે સંબંધ ધરાવતા લાગે છે. આ વંશમાં જયબલ, વત્સરાજ, નાગબલ અને ભરતબલ નામે રાજા થયા. એ પરમ માહેશ્વર અને પરમ બ્રહ્મણ્ય કહેવાતા. મહારાજ ભરતબલની રાણી લોક-પ્રકાશ કોસલની કુંવરી હતી. જયબલ અને વત્સરાજ ગુપ્ત સમ્રાટોના સામંત હોવાનું અને નાગબલ તથા ભરતબલ ગુપ્ત સામ્રાજ્યની પડતી પછીના સ્વતંત્ર રાજા હોવાનું માલૂમ પડે છે. વાકાટક-નરેશ નરેન્દ્રસેને કોસલ, મેકલ અને માલવ પર પોતાનું આધિપત્ય જમાવેલું (ઈ. સ. ૪૫૦–૭૫).

## કુન્તલના કદંબો

દખ્ખણના પશ્ચિમ ભાગમાં આવેલ કુન્તલ દેશમાં કંદબોની સત્તા પ્રવર્તી હતી. એમની રાજધાની વૈજયન્તી (બનવાસી) હતી.

છઠ્ઠી સદીના મધ્યમાં એની મોટી શાખાની સત્તા અસ્ત પામી હતી, જ્યારે કુંતલના દક્ષિણ ભાગમાં આવેલ નાની શાખાનો અભ્યુદય થઈ રહ્યો હતો. આ શાખાનો રાજા કૃષ્ણવર્મા ૨ જો ઘણો પરાક્રમી હતો. તેણે વનવાસી પ્રદેશ પર પોતાની સત્તા પ્રસારી અને અશ્વમેધ યજ્ઞ કર્યો. એનો પુત્ર અજવર્મા(લગભગ ઈ. સ. ૫૬૫–૬૦૬) ચાલુક્ય-નરેશ કીર્તિવર્મા ૧ લાને અધીન થયો. તેના પુત્ર ભોગિવર્મા(ઈ. સ. ૬૦૬–૬૧૦)એ સ્વતંત્રતા પાછી મેળવવા કોશિશ કરી, પરંતુ ચાલુક્ય નરેશ પુલકેશી ૨ જાએ વનવાસી જીતી લઈ પોતાનું આધિપત્ય દૃઢ કર્યું. પુલકેશીના મૃત્યુ પછી કદંબોએ પોતાની સ્વતંત્ર સત્તા પુનઃ સ્થાપવા પ્રયત્ન કર્યો, પરંતુ ચાલુક્ય-નરેશ વિક્રમાદિત્ય સત્તારૂઢ થતાં (ઈ. સ. ૬૫૫), કદંબોની રહીસહી સત્તાનો અંત આવ્યો.

## ઉડીપીના આળુપો

કદંબ રાજ્યની દક્ષિણે દક્ષિણ કન્નડ દેશમાં આવેલ ઉદયવર(ઉડીપી)માં આળુપ વંશના રાજા રાજ્ય કરતા હતા. તેઓ પરમ માહેશ્વર હતા. ચાલુક્ય નરેશ કીર્તિવર્મા ૧ લાએ તથા પુલકેશી ૨ જાએ આ રાજવંશને વશ કર્યો.

ઈ. સ. ૬૫૦ ના અરસામાં રાજા ગુણસાગર ચાલુક્ય રાજ્યના સૂબા તરીકે બનવાનીમાં અધિકાર ધરાવતો. તેનો પુત્ર ચિત્રવાહન(લગ. ઈ. સ. ૬૭૫-૭૦૦) આળુપવંશનો પહેલો પ્રતાપી રાજા છે. એના સમયમાં ઉદયવરના રાજકુલમાં આંતર-વિગ્રહ શરૂ થયો અને તે લગભગ ઈ. સ. ૭૫૦ સુધી ચાલ્યા કર્યો.

## કર્ણાટકના પશ્ચિમી ગંગો

કર્ણાટકનો ગંગવંશ એ ગંગ કુલનો મુખ્ય વંશ હતો. એ વંશમાં રાજા અવિનીત(ઈ. સ. ૫૦૦–૫૪૦) પછી દુર્વિનીતને ઉત્તરાધિકાર મેળવતાં મુશ્કેલી પડી હતી દુર્વિનીતે (ઈ. સ. ૫૪૦–૬૦૦) પુન્નાડ(દક્ષિણ કર્ણાટક) અને એની દક્ષિણે આવેલો કોંગુદેશ જીત્યો. એણે ચાલુક્યો સાથે મૈત્રીનો સંબંધ જારી રાખ્યો, જ્યારે પલ્લવો સાથે તેને સારાસારી નહોતી. તે વૈષ્ણવ ધર્મ પાળતો અને બ્રાહ્મણોને તથા જૈનોને પણ દાન દેતો. એ કન્નડ સાહિત્યમાં તેમ જ સંસ્કૃત સાહિત્યમાં વિદ્વાન હતો. એ 'શબ્દાવતાર' નામે વ્યાકરણનો કર્તા હતો. જૈન આચાર્ય પૂજ્યપાદનો શિષ્ય હતો અને પ્રસિદ્ધ કવિ ભારવિનો આશ્રયદાતા હતો. એણે ભારવિના 'કિરાતાર્જુનીય' મહાકાવ્યના પંદરમા સર્ગ પર ટીકા લખી ગણાય છે. આમ એ પશ્ચિમી ગંગ વંશનો પરાક્રમી તથા પ્રતાપી રાજા હતો.

દુર્વિનીત પછી મુષ્કર શ્રીવિક્રમ, ભૂવિક્રમ અને શિવમાર ૧ લો નામે રાજા થયા. તેઓ પલ્લવો સામે ચાલુક્યોને મદદ કરતા. તે સર્વ જૈન હતા.

શિવમાર ૧ લો ઈ. સ. ૬૭૦–૭૧૩ માં રાજ્ય કરતો. એનો પૌત્ર શ્રીપુરુષ ઘણો પરાક્રમી હતો. એ યુવરાજ હતો ત્યારે તેણે બાણવંશના રાજા જગદેકમલ્લનો ગર્વ ઉતાર્યો હતો. એના સમયમાં કોંગુદેશ માટે પલ્લવો અને પાંડ્યો વચ્ચે વિગ્રહ થયો. ગંગ-કુંવરીને પરણેલ પાંડ્ય-નરેશ રાજસિંહ ૧ લાએ એ પ્રદેશ પ્રાપ્ત કર્યો, તેમાં શ્રીપુરુષનો સાથ રહેલો લાગે છે. શ્રીપુરુષે પલ્લવ-નરેશ નંદિવર્મા પલ્લવમલ્લનો પરાભવ કર્યો તે તેનું યશકલગી સમું પરાક્રમ છે. એના રાજ્યકાલ(ઈ. સ. ૭૨૫–૭૮૮) દરમ્યાન ગંગવાડી પર રાષ્ટ્રકૂટ રાજાઓનાં આક્રમણ થયા કર્યાં; છતાં તે રાજાધિરાજ અને પરમેશ્વર જેવાં મહાબિરુદ ધારણ કરતો. એણે રાજધાની માન્યપુર (મણ્ણે)[1]માં ખસેડી. એણે 'ગજશાસ્ત્ર' લખ્યું છે. એ ગજયુદ્ધમાં નિપુણ હતો. શ્રીપુરુષના સમયમાં ગંગ રાજ્યની જાહોજલાલી પરાકાષ્ઠાએ પહોંચી અને શ્રીપુરુષનું રાજ્ય 'શ્રીરાજ્ય' તરીકે ખ્યાતિ પામ્યું.

---

૧. બેંગલોર પાસે.

## બાણવંશના રાજાઓ

હાલના આન્ધ્ર પ્રદેશના દક્ષિણ ભાગમાં આવેલ કોલાર-અનંતપુર પ્રદેશમાં વૃષભના રાજચિહ્નવાળો એક રાજવંશ થયો, જેનો ઉદ્ભવ બાણાસુરમાંથી થયો હોવાનું મનાતું. એ વંશમાં જયનંદિવર્મા નામે એક પ્રતાપી રાજા થયો; ને તે પછી વિક્રમાદિત્ય ૨ જો નામે રાજા થયો. બાણવંશના રાજાઓ પલ્લવ નરેશોના સામંત હતા. કદંબો અને ગંગો તેમની સત્તાના અભ્યુદયને રોકતા હતા. સરહદી વિગ્રહોમાં આ વંશના રાજાઓ અગ્રિમ ભાગ ભજવતા.

## પાંડ્ય રાજાઓ

તામિલનાડમાં કળભ્ર વંશના રાજાઓની સત્તા પ્રવર્તતી. છઠ્ઠી સદીના અંત ભાગમાં પાંડ્ય રાજા કડુંગોણે કળભ્રોની સત્તા નાબૂદ કરી પોતાની સત્તા સ્થાપી. મારવર્મા અવનિશૂલામણિ(ઈ. સ. ૬૨૦–૬૪૫)એ પાંડ્ય રાજ્યની સત્તા દૃઢ કરી. પછી સેંદન (ઈ.સ. ૬૪૫–૬૭૦) ગાદીએ આવ્યો. અરિકેસરી પરાંકુશ મારવર્મા (ઈ.સ. ૬૭૦–૭૧૦) પાંડ્ય વંશનો પ્રતાપી રાજા છે. એણે કેરલના ચેર લોકોને વશ કર્યા, પલ્લવોના આધિપત્યને પડકાર આપ્યો અને પાંડ્ય રાજ્યનું આધિપત્ય જમાવવાની શરૂઆત કરી. એની ચોળ રાણીએ શૈવ આચાર્ય સંબંદરને મદુરા તેડાવ્યા અને પાંડ્ય-નરેશે જૈનધર્મ તજી શૈવ ધર્મનો અંગીકાર કર્યો. પછી એણે જૈનો પર અત્યાચાર કર્યો કહેવાય છે. રાજા કોચ્ચડૈયન રણધીરે કોંગુદેશ જીત્યો અને મંગલપુરમ(માંગલોર)માં મહારઠોનો પરાભવ કર્યો. રાજા મારવાર્મા રાજસિંહ ૧ લો ઘણો પ્રતાપી હતો. તાંજોરની આસપાસનાં સ્થળોએ એણે પલ્લવ-નરેશ નંદિવર્મા પવલ્લમલ્લનો અનેક વાર પરાજય કર્યો. નંદિપુર(કુંભકોણમ પાસે)માં નંદિવર્માને ઘેરી લીધો, જ્યાંથી એને એના સેનાપતિ ઉદયચંદ્રે છોડાવ્યો. આ યશસ્વી પરાક્રમને લઈને રાજસિંહ 'પલ્લવભંજન' તરીકે ખ્યાતિ પામ્યો. એણે કોંગુદેશમાં પણ વિજય મેળવ્યા. એણે ચાલુક્યોનો પણ પરાભવ કર્યો. રાજસિંહ ગંગ કુંવરીને પરણ્યો હતો. રાજસિંહે અનેક સ્થળોએ પ્રાસાદો તથા દુર્ગોનો જીર્ણોદ્ધાર કરાવ્યો વળી એણે ગોસહસ્ર, હિરણ્યગર્ભ અને તુલાભાર જેવાં અનેક મહાદાન કર્યાં. એણે લગભગ ઈ.સ. ૭૪૦ થી ૭૬૫ સુધી રાજ્ય કર્યું.

ચોળ અને ચેર(કેરલ)નાં સ્થાનિક રાજ્ય ત્યારે પરતંત્ર હતાં.

## સામાન્ય સમીક્ષા

આમ ગુપ્ત સામ્રાજ્યની પડતી પછી ઉત્તર ભારતમાં ચક્રવર્તી હર્ષવર્ધનનું મહાન રાજ્ય થયું અને દક્ષિણ ભારતમાં ચાલુક્યો તથા પલ્લવોનાં મહાન રાજ્ય

થયાં. પરંતુ આખા ભારત પર કે સકલ ઉત્તર ભારત પર અથવા સમસ્ત દક્ષિણ ભારત પર એમાંના કોઈ રાજ્યનું આધિપત્ય લાંબા સમય લગી પ્રવર્તી શક્યું નહિ. બીજા ઘણા પ્રદેશોમાં કર્કોટકો, મૈત્રકો, ગુર્જરો, ગુહિલો, કલચુરિઓ, ગંગો. પાંડ્યો ઇત્યાદિ અનેક જુદાજુદા રાજવંશોની સત્તા પ્રવર્તી. એમાંનાં ઘણાં રાજ્યો પર ઘણી વાર અન્ય મોટાં રાજ્યોનું આધિપત્ય પ્રવર્તતું. ગુપ્ત સામ્રાજ્યનો વિસ્તાર મૌર્ય સામ્રાજ્ય જેટલો નહોતો. એનાં ખંડેરો પર રચાયેલાં ઉત્તરકાલીન ગુપ્તો, મૌખરિઓ અને પુષ્પભૂતિવંશીઓનાં રાજ્યો વચ્ચે ઉત્તર ભારતમાં જે સ્પર્ધા ચાલ્યા કરી તેમ જ દક્ષિણ ભારતમાં ચાલુક્યો અને પલ્લવો વચ્ચે જે લાંબી સાઠમારી ચાલુ રહી તેને લઈને અનુ-ગુપ્તકાલીન ભારતમાં કોઈ એક કે બે મહારાજ્યોની અધિસત્તા લાંબા કાલ લગી પ્રવર્તી શકી નહિ. આ કાલ દરમ્યાન અરબોએ સિંધ-મુલતાનનો પ્રદેશ જીતી લીધો, પરંતુ કાસ્મીર, પંજાબ અને રાજસ્થાનનાં રાજ્યોના પ્રબળ સામનાને લઈને તેઓની સત્તાનો અન્ય પ્રદેશો પર વિસ્તાર થઈ શક્યો નહિ.

# ૧૧. અનુ-ગુપ્તકાલની સંસ્કૃતિ

આ અનુ-ગુપ્તકાલ દરમ્યાન ગુપ્તકાલીન સંસ્કૃતિ કેટલેક અંશે વધુ પાંગરી તો કેટલેક અંશે એમાં કંઈ અવનતિ પણ થઈ. કેટલીક બાબતમાં વિકાસ સધાતો રહ્યો, તો કેટલીક બાબતમાં મૂળ તત્ત્વના વિકાસને સ્થાને બાહ્ય સ્વરૂપની જટિલતા વધી. ગુપ્તકાલીન જાહોજલાલીની સરખામણીએ રાજકીય વગેરે ક્ષેત્રોમાં સ્થિરતા અને સંપન્નતા ઘટી હોવા છતાં અનુ-ગુપ્તકાલની સંસ્કૃતિ એટલી ઝાંખી પડી નહિ.

## રાજનીતિ અને રાજ્યતંત્ર

સ્મૃતિઓમાં પરાશર-સ્મૃતિની મહત્તા ઘણી જામી. પુલસ્ત્ય, પિતામહ અને હારીતની કૃતિઓ આ કાલ દરમ્યાન લખાઈ લાગે છે. પરંતુ એ મૂળ કૃતિઓ લુપ્ત થઈ ગઈ છે. ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર પર વિવરણો લખવાની પ્રવૃત્તિ આ કાલ દરમ્યાન ખાસ પાંગરી. મનુ, નારદ અને ગૌતમની સ્મૃતિઓ પર અસહાય નામે લેખકે ભાષ્ય લખ્યાં. કામન્દકે કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર' પરથી 'નીતિસાર' તૈયાર કર્યો, પરંતુ એમાં સમકાલીન રાજનીતિની વાસ્તવિક પરિસ્થિતિને બદલે વિશેષતઃ મૌર્યકાલીન રાજનીતિમાં દેખા દેતી રાજપદની મહત્તા અને રાજનીતિની કુટિલતાનું પ્રતિબિંબ પડે છે. કૂટયુદ્ધના સમર્થનમાં અશ્વત્થામાએ કરેલા સૌપ્તિક-સંહારનો દાખલો ટાંકવામાં આવે છે.

ગુપ્ત સામ્રાજ્યના પતન પછી જે નવાં રાજ્ય સત્તારૂઢ થયાં, તેમાં સામાન્યતઃ ગુપ્તકાલીન રાજ્યતંત્રની પરમ્પરાઓ ચાલુ રાખવામાં આવી. પ્રબળ રાજાઓ 'મહારાજાધિરાજ' અને 'પરમેશ્વર' જેવાં મહાબિરુદ ધારણ કરતા, જ્યારે સામાન્ય રાજાઓ 'મહારાજ' કહેવાતા. રાજાધિરાજો સામંતો અને રાજસ્થાનીયો (રાજ્યપાલો) પર આધિપાય ધરાવતા. રાજસ્થાનીય ઉપરાંત કુમારામાત્ય અને ઉપરિક પણ ઉચ્ચ અધિકાર ધરાવતા. આંતર-રાજ્ય નીતિની બાબતમાં સાન્ધિવિગ્રહિક(સન્ધિ અને વિગ્રહ ખાતાના વડા)નો અધિકાર મહત્ત્વનો ગણાતો. રાજશાસનોની બાબતમાં દિવિર-પતિ(શિરસ્તેદાર)નું મહત્ત્વ રહેતું. રાજશાસનોના દૂતક (સંદેશવાહક) અને લેખક તરીકેની ફરજ રાજકુલની જવાબદાર વ્યક્તિને કે રાજ્યના મોટા અધિકારીને સોંપાતી. રાજ્યના

પ્રાદેશિક વહીવટ માટે વિષય (જિલ્લો) અને પથક (તાલુકો) જેવા વહીવટી વિભાગ પાડવામાં આવતા અને તેના વહીવટ માટે મોટા-નાના અધિકારી નિમાતા.

હર્ષવર્ધનના નામની અગાઉ 'પરમભટ્ટારક' અને 'મહારાજાધિરાજ' જેવાં મહાબિરુદ લગાડાતાં. એ ઉત્તરાપથમો પરમેશ્વર (પરમસ્વામી) તથા ચક્રવર્તી કહેવાતો. એના રાજ્યમાં મહાસામન્ત, મહાપ્રમાતાર, સેનાપતિ, મહાબલાધિકૃત. મહાસન્ધિવિગ્રહાધિકૃત, મહાપ્રતીહાર, મહાક્ષપટલિક ઇત્યાદિ વડા અધિકારીઓ હતા. એના વિશાળ રાજ્યમાં ભુક્તિ અને વિષય જેવા વહીવટી વિભાગો હતા. યુઆન શ્વાંગ હર્ષદેવની રાજધર્મપરાયણતા, ન્યાયપ્રિયતા અને પરમાર્થશીલતાની ભારે પ્રશંસા કરે છે. રાજદ્રોહ માટે ગુપ્તકાલ કરતાં હવે વધારે આકરી સજા કરવામાં આવતી—આજીવન કારાવાસની. સામાજિક ગુનાઓ માટે દેશનિકાલ કે અંગચ્છેદની સજા થતી. રાજ્યના કરવેરા ઘણા હળવા હતા અને વેઠ પણ બહુ ઓછી કરાવવામાં આવતી આથી દરેક માણસ પોતાનો વારસાગત ધંધો સંભાળતો અને પોતાની વારસાગત મિલકતનું ધ્યાન રાખતો.

દક્ષિણાપથના ચાલુક્ય રાજાઓ પણ મહારાજાધિરાજ, પરમેશ્વર અને પરમભટ્ટારક જેવાં મહાબિરુદ ધારણ કરતા. વિષય( જિલ્લા )નો વડો અધિકારી 'વિષયપતિ' કહેવાતો. ગામનો વહીવટ કરનાર 'ગ્રામકૂટ' કહેવાતો. ગામના મોટા ગૃહસ્થોને 'મહત્તર' કહેતા. નગરના વહીવટમાં મહાજનનું મહત્ત્વ ગણાતું.

પલ્લવ તથા કદંબ રાજાઓ પોતાને 'ધર્મ-મહારાજ' કે 'ધર્મ-મહારાજાધિરાજ' કહેતા. યુવરાજ 'યુવ-મહારાજ' કહેવાતો; એને પોતાને નામે ભૂમિદાન દેવાનો અને એનું રાજશાસન કરાવવાનો અધિકાર રહેતો. રાજપુરુષો(અધિકારીઓ)માં સેનાપતિ, રાષ્ટ્રિક, દેશાધિપતિ, વિષયપતિ ઉપરાંત વિષય-મહત્તર (વિષયના મોટેરા) અને ગ્રામભોજક(ગામનો ભોગવટો ધરાવનાર)નો ઉલ્લેખ નોંધપાત્ર છે.

## સામાજિક સ્થિતિ

સમાજમાં સવર્ણ અને ચંડાલ વચ્ચેના ભેદભાવ વધુ ને વધુ તીવ્ર બનતા ગયા. ચંડાલોને દેહાંતદંડ પામેલાઓની હત્યા કરવા તથા મુડદાંના નિકાલ કરવા જેવાં હલકાં કામ કરવાનાં આવતાં અને તેથી તેઓ સવર્ણ સમાજમાં અસ્પૃશ્ય ગણાતા. તેઓને મુખ્ય વસ્તીની બહાર અલગ વાસમાં રહેવું પડતું. પહાડ અને જંગલના પ્રદેશમાં વસતી શબર કિરાત વગેરે આદિમ પ્રજાઓની સ્થિતિ એના કરતાંય નિકૃષ્ટ હતી. તેઓની રહેણીકરણી તથા તેમની ધાર્મિક અને સામાજિક રીતરસમો તદ્દન અનાર્ય ગણાતી. એમનો પોશાક, એમનો

આહાર, એમની નરબલિની પ્રથા તેમ જ શિકાર, માંસાહાર, મદિરાપાન અને કન્યાહરણની પ્રથામાંય એમની અમાનુષી કઠોરતા તથા ક્રૂરતાની જુગુપ્સા-ભરી છાપ પડતી.

વિવાહમાં સવર્ણ વિવાહને પસંદ કરવામાં આવતા. છોકરીની લગ્નવય તેની રજસ્વલા અવસ્થાના આરંભ નજીકની પસંદ કરાતી. કન્યાનો લગ્ન-સંબંધ સામાન્યતઃ તેના પિતા કે વડીલ યોજતા. સ્વૈચ્છિક પસંદગીની પ્રથા કુલીન કન્યાઓમાં જાણે કે ગર્હિત ગણાતી. રાજકુલોમાં મોટે ભાગે વરપક્ષ તરફથી કન્યાનું માગું થતું. રાજકુલમાં વર કન્યાને ત્યાં પરણવા આવતો અને દસ દિવસનું ભવ્ય આતિથ્ય માણતો. લગ્નપ્રસંગ માંગલિક વિધિપુરઃસર ઊજવાતો.

કુલીન કન્યાઓ ગીત વાદ્ય નૃત્ય ઇત્યાદિ લલિતકલાઓનો પરિચય સાધતી. પતિ એ જ કુલવધૂઓનું દૈવત ગણાતો, આથી પતિપ્રેમના સૌભાગ્યથી વંચિત રહેનાર કુલાંગના આત્મહત્યા કરવાનું પસંદ કરતી, કેમ કે એની બંને કુલમાં અવહેલના થતી. ક્યારેક સાસુના સિતમ અસહ્ય બનતા, તો ક્યારેક બેવફા નારી પોતાના પતિનુંય કાસળ કાઢતી. પતિનું મૃત્યુ થતાં સતી થવાનો રિવાજ વધુ ને વધુ પ્રચલિત થતો ગયો. હર્ષનાં માતા યશોમતીએ તો પતિના મૃત્યુના અમંગલ સમાચાર કાને પડે તે પહેલાં સૌભાગ્યવતી અવસ્થામાં જ અગ્નિ-પ્રવેશ કર્યો હતો. દુઃખાર્ત વિધવા રાજ્યશ્રી પણ અગ્નિપ્રવેશ કરવા તૈયાર થઈ હતી. છેલ્લી ઘડીએ આવી પહોંચેલા હર્ષદેવે એને એમાંથી પાછી વાળી, તો એણે કાષાય ધારણ કરી વૈરાગ્ય-જીવન અંગીકાર કરવાનો સંકલ્પ કરેલો. આમ છતાં બાણભટ્ટે અનેક રીતે અનુમરણની નિરર્થકતા દર્શાવી છે એ પણ નોંધપાત્ર છે. સામાન્યતઃ સ્ત્રી વૈધવ્ય પાળવાનું પસંદ કરતી. છતાં કોઈને પુનર્વિવાહ કરવો હોય, તો તેને તેમ કરવાની પણ છૂટ હતી. પડદાની પ્રથા ખાસ પ્રચલિત નહોતી.

ગણિકા પુરુષનું મનોરંજન કરવાને અનેકાનેક કલાઓમાં કુશળતા સાધતી. સ્વભાવિક રીતે એ ધનપ્રાપ્તિને જ મુખ્ય ધ્યેય માનતી અને તેની પ્રેમ-ચેષ્ટાઓ પોકળ રહેતી. છતાં ક્યારેક કોઈ કુલીન ગણિકા કુલવધૂ થવાનોય માર્ગ અપનાવતી.

### આર્થિક સ્થિતિ

ખેતીમાં ધાન્ય, ફળ, શાક વગેરેની જે વિવિધ પેદાશ થતી તેની ઘણી માહિતી ચીની પ્રવાસીઓએ નોંધી છે. એમાં ડાંગર, ઘઉં, આદુ, રાઈ, દૂધી, કેરી, તડબૂચ, આમલી, મહુડો, કોઠી, કેળાં, નાળિયેર, ફણસ, જમરૂખ, આલુ, બદામ, દ્રાક્ષ, દાડમ, શેરડી ઇત્યાદિનો ખાસ ઉલ્લેખ આવે છે. બૈરાટ

મગધ, ઓડ્ર, માલવ, ખેટક ઇત્યાદિ અમુક પ્રદેશો ફળફુલ અને ધાન્યફલાદિ ઉત્પન્નમાં સમૃદ્ધ હતા. બાણના ગ્રંથોમાં પણ વ્રીહિ(ડાંગર), ગોધૂમ(ઘઉં), વિવિધ કઠોળ તથા દ્રાક્ષ દાડમ ઇત્યાદિની પેદાશનો ઉલ્લેખ આવે છે. દ્રાક્ષ અને દાડમની વાડીઓ કરતા; બગીચાઓમાં લતામંડપો કરતા અને આનંદપ્રમોદ માટે સુંદર ઉદ્યાનો કે ઉપવનો બનાવતા.

ઉદ્યોગોમાં કાપડ-ઉદ્યોગ ખાસ નોંધપાત્ર છે, કેમ કે સૂતર, રેશમ, ઊન વગેરે વિવિધ પદાર્થોનાં ભાતભાતનાં ભવ્ય અને રંગબેરંગી વસ્ત્રોનો પ્રજાને ઘણો શોખ હતો. ઉત્તર બંગાળ, વારાણસી, મથુરા વગેરે પ્રદેશોમાં આ ઉદ્યોગ સારો ખીલ્યો હતો.

ચીની પ્રવાસીઓ નોંધે છે કે અહીંના લોકો ત્યારે અણસીવેલાં કપડાં પહેરતા પરંતુ એ સમયના સાહિત્યિક ઉલ્લેખો પરથી તેમ જ શિલ્પકૃતિઓ અને ચિત્રકૃતિઓમાં આલેખાયેલી વેશભૂષા પરથી માલૂમ પડે છે કે ગુપ્ત કાલની જેમ આ કાલમાં પણ અણસીવેલાં તેમ જ સીવેલાં વસ્ત્ર પહેરવાનો રિવાજ હતો.

ગુપ્તકાલની હાથીદાંત, ઝવેરાત તથા ઘરેણાંને લગતી હુન્નરકલાઓ પણ આ કાલમાં વત્તેઓછે અંશે પ્રોત્સાહન પામતી.

વેપારની બાબતમાં શ્રીલંકા, ઇન્ડોનેશિયાના ટાપુઓ અને હિંદીચીનના દેશો સાથે ભારત નિયમિત વાણિજ્યિક સંબંધ ધરાવતું એવું ચીની પ્રવાસીઓની નોંધ પરથી સ્પષ્ટ થાય છે. બંગાળમાં તામ્રલિપ્ત, ઓરિસામાં ચારિત્ર અને સૌરાષ્ટ્રમાં વલભીનું બંદર જાણીતું હતું. વલભીમાં દેશદેશાવરની વિરલ અને કીમતી ચીજો જમા થતી. પાંડ્ય દેશમાંથી મોતીની ભારે નિકાસ થતી. સોનું, રૂપું અને તાંબું ભારતમાં પુષ્કળ પ્રમાણમાં નીકળતું એમ યુઆન શ્વાંગ નોંધે છે. લોખંડ, રત્નામાણેક અને મીઠાનો પણ એ અમુક પ્રદેશોની પેદાશમાં ઉલ્લેખ કરે છે.

યુઆન શ્વાંગના જમાનામાં ગંધાર તથા નેપાલનાં ઘણાં શહેરો તથા ગામો વેરાન પડચાં હતાં અને ત્યાં લૂંટફાટ તથા રાની જાનવરોનો ઉપદ્રવ રહેતો. પૂર્વ સમુદ્રતટ પરના કલિંગ, આન્ધ્ર અને ચોળ પ્રદેશોમાં વસ્તી આછી હતી, પરંતુ દેશના બાકીના બધા ભાગમાં વસ્તીનું પ્રમાણ એકંદરે સારું હોવાનું માલૂમ પડે છે. પ્રજા એકંદરે સુખસમૃદ્ધિ ધરાવતી અને સમકાલીન વર્ણનો, શિલ્પો તથા ચિત્રો પરથી પણ તે કાલની સંપત્તિ તથા વૈભવની ઊંચી છાપ પડે છે.

ભારત ચીન વગેરે પૂર્વના દેશો સાથે ગાઢ સાંસ્કૃતિક સંપર્ક ધરાવતું તેમ જ ઈરાન વગેરે પશ્ચિમના દેશો સાથે પણ રાજકીય સંબંધ ખીલવતું. ચાલુક્ય-નરેશ પુલકેશી બીજા અને ઈરાનના રાજા ખુશરૂ બીજા વચ્ચે એલચીની આપ-લે

થતી એવું જણાય છે. ચક્રવર્તી હર્ષની અશ્વશાળામાં ઈરાનના અશ્વોનો સમાવેશ થતો. એના સૈનિકો તુરુષ્ક, પારસ અને શકસ્થાન જેવા દેશો જીતવાની મહત્ત્વાકાંક્ષા સેવતા. આસપાસના આ વિદેશોમાં ભારતીય ધર્મ, વિદ્યા તથા સાહિત્યની કેટલીક સ્પષ્ટ અસર પ્રવર્તતી. ચંપા, કંબોજ, બર્મા, થાઈપ્રદેશ, સુમાત્રા, જાવા, શ્રીલંકા વગેરે દેશોમાં તો ભારતીય રાજકુલો, ભાષાઓ, લિપિઓ, ધર્મસંપ્રદાયો, સાહિત્ય-કૃતિઓ કલાકૃતિઓ ઇત્યાદિ અનેક ક્ષેત્રોમાં ભારતીય સંસ્કૃતિની અગાધ અસર પ્રવર્તતી. આ સર્વ સાંસ્કૃતિક સંપર્કોની અંદર વાણિજ્યિક સંબંધો પણ રહેલા હોય એ સ્વાભાવિક છે.

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

વૈદિક સ્વરૂપથી ભિન્ન એવા પૌરાણિક સ્વરૂપનો હિંદુધર્મ, જેને ઘણા અર્વાચીન લેખકો 'બ્રાહ્મણધર્મ' કહે છે, તેમાં તેમ જ બૌદ્ધ ધર્મ તથા જૈન ધર્મમાં ગુપ્તકાલથી ઘણું પરિવર્તન થઈ રહ્યું હતું. એમાં બૌદ્ધ ધર્મ અગાઉ અહીંથી આસપાસના દેશોમાં પ્રસર્યો હતો, તે ત્યાં વત્તેઓછે અંશે અદ્યપર્યંત ચાલુ રહ્યો, જ્યારે ભારતમાં એ હવે આ કાલ દરમ્યાન ધીમેધીમે લુપ્ત થવા લાગ્યો.

બ્રાહ્મણધર્મના સંપ્રદાયોમાં શૈવ સંપ્રદાયનું પ્રાધાન્ય ચાલુ રહ્યું. ઘણા રાજવંશોના રાજાઓ પરમ માહેશ્વર હોવાનું માલૂમ પડે છે. ચક્રવર્તી હર્ષવર્ધન પણ પોતાને પરમ માહેશ્વર ગણાવતો. હૂણ રાજા મિહિરકુલ જેવા વિદેશી રાજા પણ પશુપતિની ઉપાસના કરતા. વલભીના મૈત્રકોય પરમ માહેશ્વર હતા. ગૌડરાજ શશાંક ચુસ્ત શૈવ હતો. શૈવને સામાન્યતઃ 'માહેશ્વર' કહેતા. 'માહેશ્વર' એટલે મહેશ્વર(મહાદેવ)ના ઉપાસક. શૈવ ધર્મમાં પાશુપત સંપ્રદાય ઘણો લોકપ્રિય હતો. યુઆન સ્વાંગ જુદાજુદા પ્રદેશોની નોંધમાં બૌદ્ધેતર સંપ્રદાયના જે જૂજ ઉલ્લેખ કરે છે, તેમાં મુખ્ય ઉલ્લેખ પાશુપતોનો આવે છે. બાણભટ્ટની કૃતિઓમાં શિવાલયનો તથા શિવ-આરાધનાનો તેમ જ શૈવ સંપ્રદાયોનો ઠીકઠીક ઉલ્લેખ આવે છે. 'હર્ષચરિત'માં ભૈરવાચાર્યનું આબેહૂબ રેખાચિત્ર આલેખાયું છે. બ્રાહ્મણધર્મના અનુયાયીઓમાં શિવ, પાર્વતી, કાર્ત્તિકેય ઇત્યાદિ દેવદેવીઓની ઉપાસના ઘણી વ્યાપક હતી. દેવાલયો તથા પ્રતિમાઓમાં પણ શૈવ ધર્મની વ્યાપક પ્રચલિતતાનું પ્રતિબિંબ પડે છે.

દક્ષિણ ભારતમાં બૌદ્ધ ધર્મનો હ્રાસ થઈ રહ્યો હતો, જ્યારે જૈન ધર્મનો પ્રભાવ વધી રહ્યો હતો. બ્રાહ્મણ ધર્મના સંપ્રદાયોમાં શૈવ સંપ્રદાય જૈન ધર્મના પ્રભાવનો પ્રબળ સામનો કરી શકતો હતો. પલ્લવ વંશના રાજા મહેન્દ્રવર્મા ૧ લાએ શૈવ આચાર્ય અપ્પરના ઉપદેશની અસરથી જૈન ધર્મ તજી શૈવધર્મનો

અંગીકાર કર્યો હતો, છતાં એ રાજાએ પોતાના પ્રહસનમાં બૌદ્ધ ધર્મની જેમ કાપાલિક સંપ્રદાયમાં તે સમયે પ્રવર્તતા શિથિલાચારનીય ઠેકડી ઉડાવી છે. આ પરથી ભદ્ર પ્રકૃતિના માહેશ્વરોમાં પણ કાપાલિકોના વિચિત્ર આચારવિચાર સામે તીવ્ર અસંતોષ હોવાની પ્રતીતિ થાય છે પલ્લવ રાજ્યમાં એ રાજાના સમયથી અનેક શિવાલય બંધાવા લાગ્યાં.

દક્ષિણ ભારતમાં શૈવ નાયનમારો(સંતો)નાં ભક્તિપ્રધાન સ્તોત્ર આમ-વર્ગમાં ઘણાં લોકપ્રિય બનતાં. ગુપ્તકાલના અંતભાગમાં તિરુમૂલરે તિરુમન્દિરમ' નામે પોતાની કૃતિમાં શૈવ આગમ(શાસ્ત્ર)ની મહત્તાનું પ્રતિપાદન કરીને શૈવ સિદ્ધાન્ત(દર્શન)નું તાત્પર્ય સમજાવ્યું છે. વેદાન્ત સામાન્ય તત્ત્વનું નિરૂપણ કરે છે, જ્યારે સિદ્ધાન્ત વિશિષ્ટ તત્ત્વ સ્ફુટ કરે છે એમ કહીને એ વેદ અને આગમ વચ્ચે સંવાદિતા દર્શાવે છે અને ઠેકઠેકાણે વેદાન્ત-સિદ્ધાન્ત(વેદ અને આગમ)નો સંયુક્ત નિર્દેશ કરે છે. વેદાન્તના વિનિયોગ વિનાના શૈવ ધર્મને એ અશુદ્ધ કહે છે અને વેદાન્તના તત્ત્વવાળા શૈવ-ધર્મને શુદ્ધ કહે છે, કેમ કે વેદાન્તના જ્ઞાન દ્વારા જ શૈવ-સિદ્ધાન્તનું હાર્દ સમજાય છે ને તેના વિના એ માત્ર બાહ્ય ઉપચારમાં સીમિત રહે છે. આ દર્શનને ' શુદ્ધ શૈવ સિદ્ધાન્ત ' કહે છે. માર્ગ સ્વરૂપના શૈવ સિદ્ધાન્તના અનુયાયીઓ ચર્યા, ક્રિયા અને યોગની બાહ્ય ક્રિયાઓ કરતા રહે છે ને છતાં તેટલાથી થોભી ન જતાં જ્ઞાનની સાધના પણ કરે છે. એ ચોથી ભૂમિકા સિદ્ધ થતાં શિવભક્ત શક્તિ-નિપાત અર્થાત્ ઈશ્વરની કૃપાને પાત્ર બને છે. કેટલાક ઉચ્ચકોટિના શિવભક્તોને બાહ્ય ક્રિયાઓની બિલકુલ જરૂર રહેતી નથી ને તેઓ સીધા શક્તિ-નિપાત પામે છે. શૈવ સિદ્ધાન્તના આ સ્વરૂપને કડુમ-શુદ્ધ સ્વરૂપ કહે છે. શિવની કૃપા પામતાં જીવ પાશમુક્ત બને છે અને જીવ શિવનું સ્વરૂપ પામે છે. શિવની કૃપા પામવામાં એમની ઉત્કટ ભક્તિ મુખ્ય સાધન છે અને આ સાધનામાં ગુરુનું માર્ગદર્શન આવશ્યક છે.

તિરુમૂલર પછી લગભગ સો વર્ષે માણિક્કવાચકર નામે શૈવ સંત થયા. એ મદુરા પાસે આવેલ વાદવૂર ગામના વતની હતા, તેથી તેમને 'તિરુ-વાદવૂરર' પણ કહે છે. એ પાંડ્ય રાજાના તથા પાંડ્ય રાજ્યની પ્રજાના ઘણા માનીતા હતા. મદુરાના મહામાત્ય તરીકે તેઓ ભારે પ્રતિષ્ઠા ધરાવતા, પરંતુ દુન્યવી સત્તા અને વૈભવથી એ સંતોષ પામતા નહિ અને ગુરુની શોધમાં રહેતા. સાચા ગુરુનો ભેટો થતાં એમણે રાજાનું મંત્રી-પદ તજી દીધું અને ગુરુના સત્સંગમાં રહી શિવની ઉપાસના આદરી. ગુરુના કૈલાસવાસ બાદ તેઓએ દક્ષિણનાં શૈવ તીર્થોની યાત્રા કરી અને છેવટે ચિદમ્બરમમાં નિવાસ કર્યો. ત્યાં શ્રીલંકાથી આવેલા બૌદ્ધ આચાર્યોને વાદવિવાદમાં પરાજિત કર્યા.

તેમનું 'તિરુવાચકમ' એ તામિલ ધર્મસાહિત્યમાં ઉપનિષદો જેવું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. માણિક્ક વાચકરની વાણી, તેમનું નામ સૂચવે છે તેમ માણિક્ય સમાન છે. એમણે દેવાધિદેવ શિવનો અપાર મહિમા ગાયો છે અને ભક્તની સાધનામાં અજ્ઞાન-તિમિરથી જ્ઞાન-પ્રકાશ સુધીના માર્ગમાં આવતી વિવિધ ભૂમિકાઓ સમજાવી છે. શિવમાં પરમ તેજસ્વિતા અને કૃપાળુતા રહેલી છે; એ માત્ર મંદિરોમાં નહિ, દરેક ભક્તના હૃદયમાંય રહેલા છે અને એમને પામવાને તલસતા ભક્ત પર અનુગ્રહ કરવા એ એની પાસે ગુરુના સ્વરૂપે પણ આવે છે એવું એમની ઉપદેશવાણીનું તાત્પર્ય છે. એમની હૃદયદ્રાવક વાણી ગમે તેવા કઠણ હૃદયનેય પ્રભાવિત કરે તેવી છે. 'તિરુવાચકમ' એના વાચકને હૃદયશુદ્ધિ અને પરમ ભક્તિની અજબ પ્રેરણા આપે તેવું છે. આ આચાર્ય સાતમી સદીમાં, પ્રાયઃ એના ઉત્તરાર્ધમાં, થયા.

અપ્પર ચક્રવર્તી હર્ષ અને પુલકેશી બીજાના સમકાલીન પલ્લવ-નરેશ મહેન્દ્રવર્મા ૧ લાના સમયમાં થયા. એ પહેલાં શૈવધર્મમાંથી જૈનધર્મમાં ભળેલા, પણ પાછા શૈવધર્મના પરમ અનુયાયી થયા હતા. આર્હત રાજા મહેન્દ્રવર્માએ એમની અનેક આકરી કસોટીઓ કરી જોઈ; એમની અડગ અને અવિચળ શિવભક્તિથી પ્રભાવિત થઈ રાજાએ પણ શૈવધર્મ અંગીકાર કર્યો. ચિદમ્બરમમાં એમણે બાલ-સંત સંબન્ધરને પ્રાપ્ત થયેલ શિવકૃપાની વાત સાંભળી, થોડા વખત બાદ ત્યાં તેમને સમ્બન્ધરનો મેળાપ થતાં, તેમણે આ આચાર્યને 'અપ્પા' ('પિતા') તરીકે સંબોધ્યા અને ત્યારથી એ 'અપ્પર' તરીકે જાણીતા થયા. પછી એ બે સંતો સાથે તીર્થયાત્રા કરતા, સાથે ઉપાસના કરતા અને સાથે સ્તવન કરતા. એમનાં સ્તોત્રોમાં શૈવ સિદ્ધાન્તનો પરિપાક રહેલો છે. એ શિવનાં ત્રણ સ્વરૂપ દર્શાવે છે : (૧) ત્રિમૂર્તિમાંનું સંહારક શિવ સ્વરૂપ, (૨) શિવ-શક્તિનું સંયુક્ત પરાપર કે પરમ જ્યોતિ સ્વરૂપ અને (૩) કૈવલ્યમય, તેમજ સ્તંભરૂપ સ્તંભ-સ્વરૂપ. એ નિર્ગુણ, નિરાકાર, અવર્ણનીય છે; એમને સ્થિર ધ્યાન અને અવિચળ ભક્તિ દ્વારા પામી શકાય છે. શૈવો માટે પંચાક્ષર મંત્ર વેદ-વેદાંગ સમાન છે. એનો જાપ મોક્ષદાયી છે. એવું એ પ્રતિપાદન કરતા.

સંબન્ધર શૈશવકાલથી શિવના પરમ ભક્ત હતા. ત્યારથી એમને શિવ સાથે જ્ઞાન-સંબંધ બંધાયો હતો. પછી તે શૈવતીર્થોની યાત્રા કરવા લાગ્યા. મદુરામાં તેમણે પાંડ્ય રાજાને ઉપદેશ આપી જૈનધર્મમાંથી શૈવધર્મ તરફ પાછો વાળ્યો. એ સોળ વર્ષની વયે શિવનું ધ્યાન ધરી એની પરમ જ્યોતિમાં લુપ્ત થઈ ગયા મનાય છે. એટલા ટૂંકા આયુષ્ય દરમ્યાન પણ એમણે સેંકડો સ્તોત્ર રચ્યાં છે.

એમાં શિવભક્તિનો અપાર મહિમા ગાયેલો છે; કેટલાંક સ્તોત્રોમાં જૈન ધર્મના વ્યામોહથી મુક્ત થવાનો અનુરોધ કરેલો છે. એ ત્રિમૂર્તિમાંનું મૂળ સ્વરૂપ છે, સર્વ પ્રાણીઓનાં આદિ, મધ્ય અને અંત છે; નિરાકાર હોઈ દૃષ્ટિને અગોચર છે. શિવ જ્યોતિર્મય છે. પંચાક્ષર મંત્ર દ્વારા એની કૃપા પ્રાપ્ત કરવાથી મલમાંથી મુક્ત થવાય છે અને પછી શિવમય બનતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે એ એમના ઉપદેશનું તાત્પર્ય છે.

સુંદરર આઠમી સદીના પૂર્વાર્ધમાં થયા. એ સુંદરમૂર્તિ તરીકે પણ ઓળખાય છે. કિશોર અવસ્થાથી એ શિવના દાસ બની ગયા હતા; અને થોડા વખતમાં જ શિવનો સાક્ષાત્કાર પામ્યા હતા. તેઓ પણ તીર્થયાત્રા કરતા કરતા શિવ-સ્તવન કર્યા કરતા. તે કેરલના રાજા ચેરમાન પેરુમાલનું બહુમાન પામેલ ને તે દરમ્યાન અઢાર વર્ષની નાની વયે શિવની જ્યોતિમાં લુપ્ત થઈ ગયેલા. એમનાં સ્તોત્ર દક્ષિણના શૈવોમાં ભારે લોકપ્રિયતા પામેલાં ને તે અદ્યાપિ શૈવ મંદિરોમાં તથા મઠોમાં ગવાય છે. આ સ્તોત્રોમાં સખા-ભક્તિનું સ્વરૂપ ખાસ નોંધપાત્ર છે.

આ કાલનાં શિવાલયોમાં એલોરાનાં શૈવ ગુહાલયો સુપ્રસિદ્ધ છે. શિવના લિંગોદ્ભવ સ્વરૂપમાં બ્રહ્મ અને વિષ્ણુની અપેક્ષાએ શિવના અનન્ત અગોચર સ્વરૂપનો મહિમા નિરૂપાયો છે. એલોરાનાં ગુહાલયોમાં શિવનાં મહેશમૂર્તિ, કલ્યાણ-સુંદર, રાવણાનુગ્રહ ઇત્યાદિ અનેક વિવિધ સ્વરૂપ કંડારાવ્યાં છે. ઉમામહેશ્વર સ્વરૂપમાં ત્રિપુરસુંદરીના સ્વરૂપનો પણ સમાવેશ થાય છે, જે તાંત્રિક ભક્તોનું આરાધ્ય સ્વરૂપ છે. અર્ધનારીશ્વર તથા હર્યર્ધમૂર્તિ(હરિહર)માંય દક્ષિણાંગમાં રહેલા શિવનું પ્રાધાન્ય રહેલું છે.

વૈષ્ણવ સંપ્રદાયનો મહિમા ઉત્તર ભારતમાં ગુપ્ત સામ્રાજ્યના અસ્ત પછી ઘટવા લાગ્યો. વિષ્ણુના અવતારોને લગતી માન્યતાઓમાં કેટલાક ફેરફાર થતા ગયા. એમાં વરાહ, વામન-ત્રિવિક્રમ અને નૃસિંહ અવતારનાં સ્વરૂપ અનેક શિલ્પકૃતિઓમાં મળે છે. પરશુરામ, રામચંદ્ર અને બલરામની પ્રતિમાઓ જૂજ મળે છે, જ્યારે કૃષ્ણાવતારને લગતાં અનેક વિવિધ સ્વરૂપ મળે છે. વાસુદેવ-સંકર્ષણ-પ્રદ્યુમ્ન-અનિરુદ્ધના ચતુર્વ્યૂહની ઉપાસના પણ પ્રચલિત થઈ હતી. બલરામ-કૃષ્ણ-સુભદ્રાના વ્યૂહનીય આરાધના થતી. વૈષ્ણવધર્મના સંપ્રદાયોમાં ભાગવતો અને પાંચરાત્રિકોના હવે અલગ ઉલ્લેખ મળે છે. મૂળમાં પાંચરાત્રિકો નારાયણ ઋષિના અને ભાગવતો વાર્ષ્ણેય વાસુદેવના ઉપાસક હતા. હવે ભાગવત સંપ્રદાય સાત્વતોમાં સીમિત ન રહેતાં સર્વ વર્ગોમાં પ્રચલિત થવા લાગ્યો. વિષ્ણુ શ્રી-વલ્લભ તેમ જ પૃથ્વી-વલ્લભ ગણાતા અને ભાગવત સંપ્રદાયના રાજાઓ એ

બંને પ્રકારનાં બિરુદ ધારણ કરતા. વિષ્ણુની ધ્રુવ-પ્રતિમાઓ સ્થાનક (ઊભી), આસન(બેઠેલી) ને શયન(સૂતેલી) એ ત્રણ અવસ્થાઓમાં કંડારાતી. શંખ, ચક્ર, ગદા અને પદ્મની વિવિધ ગોઠવણી અનુસાર થતાં તેમનાં ૨૪ સ્વરૂપોમાં ત્રિવિક્રમ સ્વરૂપ સહુથી વધારે લોકપ્રિય હતું. એમનાં આયુધોનુંય આયુધ-પુરુષો તરીકેનું સ્વરૂપ આલેખાતું. ઊભા સ્વરૂપની પ્રતિમાઓની સરખામણીએ બેઠેલા સ્વરૂપની પ્રતિમાઓ ઘણી ઓછી મળે છે. શયન સ્વરૂપની મૂર્તિઓ ખાસ કરીને દક્ષિણ ભારતમાં મળે છે. ત્યાં એ સ્વરૂપને 'રંગસ્વામી' કે 'રંગનાથ' કહે છે. એમાં વિષ્ણુ શેષશય્યા પર સૂતેલા હોય છે. એમની નાભિમાંથી ઉદ્‌ભવેલા કમળના છોડ પર બ્રહ્મા બેઠા હોય છે, શ્રીદેવી (લક્ષ્મી) અને ભૂદેવી(પૃથ્વી) એમની સેવા કરે છે અને બીજા અનેક દેવો પણ આસપાસ ગોઠવાયા હોય છે, ચતુર્વ્યૂહના સંયુક્ત સ્વરૂપમાં ચાર મુખ અને ચાર કે આઠ ભુજ હોય છે. પલ્લવ રાજા સિંહ-વિષ્ણુ વિષ્ણુભક્ત હતા અને મહેન્દ્રવર્માએ વિષ્ણુનાં અનેક મંદિર બંધાવ્યાં હતાં.

દક્ષિણ ભારતમાં બાર વૈષ્ણવ આળવારોની વાણીએ વૈષ્ણવધર્મને ઘણો લોકપ્રિય બનાવ્યો. તેઓ પલ્લવ, ચોળ, પાંડ્ય અને કેરલ પ્રદેશના હતા. એમાંના કેટલાક બ્રાહ્મણ હતા, તો કોઈ અછૂત વર્ણના હતા ને કોઈ નારી જાતિના પણ હતા. આ સંતોનાં સ્તવનોમાં ગોપીભાવની પ્રેમલક્ષણા ભક્તિની ઉત્કટતા પ્રકટતી અને રંગનાથની ભક્તિ લોકવ્યાપક બનતી.

શિવ અને વિષ્ણુની સરખામણીએ બ્રહ્મા ગૌણ સ્થાન ધરાવતા, છતાં ત્રિમૂર્તિમાં તેમનું ચોક્કસ સ્થાન રહેતું અને શિવ તથા વિષ્ણુનાં દેવાલયોમાંય એમનો ગોખલો રખાતો. કોઈ તીર્થસ્થાનોમાં બ્રહ્માનો ખાસ મહિમા મનાતો. બ્રહ્માની પ્રતિમાઓ મોટી સંખ્યામાં સ્થપાતી. એમાં એમનું ઊભું સ્વરૂપ અથવા હંસ પર બેઠેલું સ્વરૂપ મૂર્ત કરાતું. બ્રહ્મા ચતુર્મુખ અને લંબોદર હોય છે. એમના હાથમાં સ્રુક અથવા સ્રુવ, અક્ષમાલા અને પુસ્તક હોય છે. એમને લાંબી દાઢી હોય છે. એ ઋષિ અને પુરોહિતનાં લક્ષણ ધરાવે છે.

સૌર સંપ્રદાયનો મહિમા અખંડિત રહ્યો. ચક્રવર્તી હર્ષના પિતા પ્રભાકર-વર્ધન તથા તેમના નજીકના પૂર્વજો આદિત્યભક્ત હતા. રાજા પ્રભાકરવર્ધન આદિત્યની ઉપાસના કેવી રીતે કરતા તેનું વર્ણન 'હર્ષચરિત'માં કરેલું છે. એમાં 'આદિત્યહૃદય' સ્તોત્રનોય ઉલ્લેખ આવે છે. પ્રભાકરવર્ધનનો જ્યોતિષી તારક મગ જાતિનો હતો. મગ લોકો સૂર્યભક્ત તરીકે જાણીતા છે. અનુકાલીન ગુપ્ત રાજાઓના અભિલેખોમાં પણ સૂર્ય-ઉપાસનાનો નિર્દેશ આવે છે. હૂણ રાજા મિહિરકુલના સમયનો એક શિલાલેખ સૂર્યમંદિરને લગતો છે. મૈત્રક રાજા

શીલાદિત્ય ૧ લાએ સૂર્યમંદિરને ભૂમિદાન દીધું હતું. ભરૂચના ગુર્જર રાજાઓ આદિત્ય-ભક્ત હતા. આ કાલની પ્રતિમાઓમાં સૂર્યદેવની અનેક પ્રતિમાઓ મળે છે. ઉત્તર ભારતની સૂર્યપ્રતિમાઓ ઈરાની ઢબની હોય છે, જ્યારે દક્ષિણ ભારતની સૂર્યપ્રતિમાઓ ભારતીય ઢબની હોય છે. સૂર્યનું નારાયણ સાથે તથા ત્રિમૂર્તિ સાથેય સંયોજન થતું.

શક્તિનાં શૈવ સ્વરૂપોમાં અનેક સૌમ્ય તથા રૌદ્ર સ્વરૂપોની આરાધના થતી. શિવનાં પત્ની તરીકે એ ઉમામહેશ્વરના સ્વરૂપમાં સ્થાન ધરાવતી. અર્ધાંગના તરીકે એ અર્ધનારીશ્વરના વામાંગ તરીકે નિરૂપાતી. શક્તિનાં રૌદ્ર સ્વરૂપોમાં મહિષાસુરમર્દિની સ્વરૂપ સહુથી વધુ લોકપ્રિય હતું. માતૃસ્વરૂપે અંબાની આરાધના વધુ વ્યાપક બનતી. સપ્ત દેવોની પત્નીઓનાં માતૃસ્વરૂપોની સપ્તમાતૃકાઓ તરીકે ઉપાસના થતી – બ્રહ્માણી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઐન્દ્રી અને ચામુંડા. ઉમા અને દુર્ગાની જેમ લક્ષ્મી અને સરસ્વતીની ઉપાસના પણ વ્યાપક હતી. વાસુદેવ કૃષ્ણની ભગિની તરીકે નંદગોપની પુત્રી એકાનંશાની તથા સુભદ્રાનીય ભક્તિ થવા લાગી. ચંડિકાનાં મંદિરોમાં પશુબલિ તથા નરબલિ થતો.

અન્ય દેવોમાં કાર્તિકેય અને ગણેશ ખાસ નોંધપાત્ર છે. કાર્તિકેયનું સ્વરૂપ ૭ મુખ, શક્તિનું આયુધ અને મયૂરના વાહનનાં લક્ષણ ધરાવે છે. ગણેશ એ મુખ્યતઃ (શિવના) ગણોના પતિ તથા વિનાયક (નેતા) છે. એમના ઉપાસક 'ગાણપત્ય' કહેવાતા. તેઓ ગણપતિનાં ૭ પ્રકારનાં સ્વરૂપોની આરાધના કરતા. વિઘ્નહર્તા અને સિદ્ધિદાતા દેવ તરીકે આ દેવની પ્રતિષ્ઠા સર્વત્ર થતી. ગજાનન, લંબોદર અને મૂષકવાહન એ એમના સ્વરૂપનાં મુખ્ય લક્ષણ છે. એમનાં સ્થાનક અને આસીન સ્વરૂપો ઉપરાંત નૃત્ય-સ્વરૂપ પણ જોવા મળે છે.

દિક્પાલોમાં ઇન્દ્ર, યમ, વરુણ અને કુબેર મુખ્ય છે. આ ઉપરાંત યક્ષ, નાગ, ગન્ધર્વ, વિદ્યાધર, અપ્સરા ઇત્યાદિ અમાનુષી સ્વરૂપોનીય પરિવાર-દેવતા તરીકે આરાધના થતી.

વૈદિક દર્શનોમાં સાંખ્ય-યોગ, ન્યાય-વૈશેષિક તથા મીમાંસા-વેદાન્ત એ ષડ્દર્શનોનું ચિંતન વિકસતું ગયું યોગસૂત્ર પર વ્યાસ-કૃત ભાષ્ય લખાયું. ઉદ્દ્યોતકર નામે પાશુપત આચાર્યે 'ન્યાયવાર્ત્તિક' લખી એમાં ન્યાયભાષ્યકાર વાત્સ્યાયનના મતનું પ્રતિપાદન કર્યું એમાં દિઙ્.નાગે કરેલા ખંડનનો રદિયો આપવામાં આવ્યો છે. બૌદ્ધ આચાર્યે એનું ખંડન કરી દિઙ્.નાગના મતનું પ્રતિપાદન કરવાને 'ન્યાયબિન્દુ' નામે ગ્રંથ લખ્યો. એ ગ્રંથ પર ધર્મોત્તરે ટીકા લખી. જૈન નૈયાયિકોમાં સિદ્ધસેન દિવાકર અને અકલંકે ગણનાપાત્ર ફાળો આપ્યો છે.

વૈશેષિક સાહિત્યમાં પ્રશસ્તપાદના 'પદાર્થધર્મસંગ્રહ' પછી ચન્દ્રનું 'દશપદાર્થ-શાસ્ત્ર' નોંધપાત્ર છે.

મીમાંસકોમાં હવે બે શાખા પડી. ગુરુ પ્રભાકરે 'શાબર ભાષ્ય' પર 'બૃહતી' ટીકા લખી. એના પર એમના શિષ્ય શાલિકનાથે 'ઋજુવિમલા' નામે વૃત્તિ લખી. કુમારિલ ભટ્ટે પણ 'શાબર ભાષ્ય' પર ટીકા લખી. પ્રભાકર અને કુમારિલના અર્થઘટનમાં તીવ્ર ભેદ રહેતાં, એમના અનુયાયીઓમાં પ્રાભાકર અને ભાટ્ટ એવા બે અલગ સંપ્રદાય થયા. કુમારિલ ભટ્ટે 'શ્લોકવાર્ત્તિક,' 'તન્ત્ર-વાર્ત્તિક' અને 'ટુપ્ટીકા' નામે અન્ય ગ્રન્થ પણ લખ્યા છે.

વેદાન્તમાં ગૌડપાદે અદ્વૈત-વેદાન્તનું પ્રતિપાદન કરતો કારિકાગ્રંથ લખ્યો. ભર્તૃહરિના 'વાક્યપદીય'માં પણ આ મતનું પ્રતિપાદન થયેલું છે.

અનુ-ગુપ્ત કાલના બૌદ્ધ ધર્મની સ્થિતિ વિશે ચીની યાત્રિક યુઆન શ્વાંગ અને ઇ-ત્સિંગના પ્રવાસગ્રંથોમાંથી વિપુલ માહિતી મળે છે. હીનયાનના સર્વાસ્તિ-વાદીઓનો પ્રભાવ ઉત્તર ભારતના કેટલાક પ્રદેશોમાં લુપ્ત થવા લાગ્યો હતો, જ્યારે કાશ્મીર, થાણેસર, પ્રયાગ અને કૌશાંબી જેવાં સ્થળોએ એનું પ્રાબલ્ય હતું. સ્થવિરવાદીઓનો પ્રભાવ સમતટ તથા દ્રવિડ પ્રદેશમાં હતો. સમ્મિતીયોને ચક્રવર્તી હર્ષદેવનું પ્રોત્સાહન મળતાં તેઓનો પ્રભાવ વધી રહ્યો હતો. ભારતનાં કેટલાંક સ્થળોએ સમ્મિતીય સંપ્રદાય લોકપ્રિયતા ધરાવતો, જેમ કે અહિચ્છત્ર, શ્રાવસ્તી, કપિલવસ્તુ, વારાણસી, વૈશાલી, કર્ણસુવર્ણ, માલવ, વલભી, આનંદપુર, ખેટક, સિંધ. ઇ-ત્સિંગ નોંધે છે કે સ્થવિરવાદ વિશેષત: દક્ષિણ ભારતમાં, મૂલસર્વાસ્તિવાદ ઉત્તર ભારતમાં, સમ્મિતીયવાદ પશ્ચિમ ભારતમાં અને મહાસંઘિક નિકાય કાશ્મીરમાં પ્રચલિત હતા. પંજાબ, મથુરા, સાકેત, નેપાલ, પુણ્ડ્રવર્ધન, મહારાષ્ટ્ર, ઉજ્જન વગેરે પ્રદેશોમાં હીનયાન તથા મહાયાન એ બંને સંપ્રદાય પ્રચલિત હતા. બંને યાનના અનુયાયીઓ કેટલાય વિહારોમાં સાથે રહેતા. આ પરથી એ સંપ્રદાયોના ભિક્ષુઓના નીતિનિયમોમાં ખાસ ફેર રહેતો નહિ એવું ફલિત થાય છે. યાનભેદનો આધાર મુખ્યત: ઉપાસના-ભેદ પર જ રહેલો હતો મહાયાનિકો બૌદ્ધો ઉપરાંત બોધિસત્ત્વો તથા પ્રજ્ઞાપારમિતા કે તારાની પણ ઉપાસના કરતા. સ્થવિર નિકાયના ૩, મૂલસર્વાસ્તિવાદના ૪ અને સમ્મિતીય નિકાયના ૪ મળી સ્થવિરવાદના કુલ ૧૧ નિકાય હતા, જ્યારે મહાસંઘિકોના ૭ નિકાય હતા. એમ મળી કુલ ૧૮ નિકાય (વર્ગ) પડતા. ઘણા વિહારોમાં આ અઢારેય નિકાયોના ભિક્ષુઓ સાથે રહેતા. નિકાય-ભેદને યાનભેદ સાથે સંબંધ નહોતો. બોધિસત્ત્વોને ઉપાસે અને મહાયાન સૂત્રો પઢે તે મહાયાનિક કહેવાતા. દરેક નિકાયને પોતપોતાનાં ત્રિપિટક હતાં.

બૌદ્ધ દર્શનમાં વૈભાષિક અને સાૈત્રાન્તિક તથા માધ્યમિક અને યોગાચાર નામે ચાર સંપ્રદાય પ્રવર્તતા. વૈભાષિક મતના પ્રતિપાદકોમાં ધર્મોત્તર, ધર્મત્રાત, ઘોષક, વસુમિત્ર અને બુદ્ધદેવ નોંધપાત્ર છે.

વિભાષાનું તાત્પર્ય વસુબંધુએ 'અભિધર્મકોશ'માં તથા તેના ભાષ્યમાં સ્ફુટ કરેલું, તેનો છઠ્ઠી સદીમાં પરમાર્થે અને સાતમી સદીમાં યુઆન શ્વાંગે ચીની અનુવાદ કર્યો. ગુણપ્રભ વૈભાષિક મતનો ચુસ્ત અનુયાયી હતો. એ મથુરામાં રહેતો. એ હર્ષનોય ધર્મગુરુ હતો એમ મનાય છે.

માધ્યમિક મતના પ્રતિપાદકોમાં બુદ્ધપાલિત અને ભાવવિવેક પછી ચન્દ્રકીર્તિ અને ધર્મપાલ નોંધપાત્ર છે. ચન્દ્રકીર્તિ નાલંદા વિદ્યાપીઠના આચાર્ય હતા. એમણે નાગાર્જુનના મૂલ મધ્યમકસૂત્ર પર 'પ્રસન્નપદા' નામે વૃત્તિ લખી. એમણે દક્ષિણમાં જઈ કોંકણના કેટલાક વિદ્વાનોને વાદવિવાદમાં હરાવેલા અને કેટલાય બ્રાહ્મણો તથા અન્ય ગૃહસ્થોને બૌદ્ધ ધર્મમાં ભેળવેલા તેમ જ અનેક બૌદ્ધ વિહાર બંધાવેલા. યોગાચાર મતના પ્રતિપાદક ચન્દ્રગોમી સાથે તેમને વાદવિવાદ ચાલ્યા કરતો.

નાલંદામાં ચન્દ્રકીર્તિનો ઉત્તરાધિકાર ધર્મપાલને મળ્યો (ઈ. સ. ૬૨૫). ધર્મપાલ કાંચીના વતની હતા, પણ મધ્યદેશમાં આવી રહ્યા હતા. એ યોગાચાર મતના પ્રતિપાદક હતા. ધર્મપાલનો ઉત્તરાધિકાર એમના શિષ્ય શીલભદ્રને મળ્યો. એ સમતટ(દક્ષિણ બંગાળ)ના રાજકુલમાં જન્મ્યા હતા. એ વાદવિવાદમાં વિશારદ હતા ને એમણે દક્ષિણ ભારતના અનેક આચાર્યોને હરાવ્યા હતા. ચીની મહાશ્રમણ યુઆન શ્વાંગે નાલંદા વિદ્યાપીઠમાં વર્ષો સુધી રહી એમના જ્ઞાનનો લાભ લીધો હતો. તે શીલભદ્રના અગાધ જ્ઞાનની ભારે પ્રશંસા કરે છે.

માધ્યમિક સંપ્રદાયમાં ચન્દ્રકીર્તિ પછી શાન્તિદેવનું પ્રદાન નોંધપાત્ર છે એ સૌરાષ્ટ્રના રાજપુત્ર તરીકે જન્મ્યા હતા. તેમણે સંસાર તજી દીક્ષા લીધી અને મધ્યદેશમાં જઈ નાલંદાના જયદેવને ગુરુ કર્યા. એમણે 'શિક્ષાસમુચ્ચય,' 'બોધિચર્યાવતાર' અને 'સૂત્રસમુચ્ચય' નામે ત્રણ ગ્રંથ લખ્યા છે. પછી આઠમી સદીમાં કાશ્મીરના સર્વજ્ઞમિત્ર નાલંદાના આચાર્ય થયા. તે પણ માધ્યમિક મતનું પ્રતિપાદન કરતા. તેમણે 'સ્રગ્ધરાસ્તોત્ર' રચ્યું છે.

ન્યાયના ક્ષેત્રમાં ઉદ્દ્યોતકરના મતનું ખંડન કરવાને ધર્મકીર્તિએ 'ન્યાયબિન્દુ' લખ્યું અને એના પર ધર્મોત્તરે ટીકા લખી. બાણભટ્ટે 'હર્ષચરિત'માં દિવાકરમિત્ર નામે બૌદ્ધ આચાર્યનું સુંદર. રેખાચિત્ર આલેખ્યું છે.

યુઆન શ્વાંગે ચીનથી વિકટ પ્રવાસ ખેડી ભારતની મુલાકાત લીધી અને ઈ. સ. ૬૩૦ થી ૬૪૪ સુધી ભારતમાં ઠેકઠેકાણે ફરી તે તે પ્રદેશમાં પ્રવર્તતી બૌદ્ધ ધર્મની સ્થિતિ નોંધી. તે કાશ્મીરમાં બે વર્ષ રહ્યો અને ત્યાં તેણે ૨૦ પંડિતોની મદદથી અનેક બૌદ્ધ ગ્રંથોની નકલ કરી. શાકલ(શિયાલકોટ)માં બે વર્ષ રહી અભિધર્મપિટકનું અધ્યયન કર્યું. બીજા સ્થળોએ વિભાષાનો તથા તેને લગતા ગ્રંથોનો અભ્યાસ કર્યો. નાલંદા વિદ્યાપીઠમાં આચાર્ય શીલભદ્ર પાસે યોગાચાર મતનું શિક્ષણ લીધું. ભારતના ઘણાખરા પ્રદેશોના બૌદ્ધ વિહારોની મુલાકાત લીધી તેમ જ અનેક ગ્રંથો તથા બૌદ્ધ પ્રતિમાઓ એકત્ર કરી. 'સિ-યુ-કી' નામે પ્રવાસગ્રંથમાં એણે તે સમયે ભારતના જુદા જુદા ભાગમાં પ્રવર્તતી બૌદ્ધ ધર્મની સ્થિતિ વિશે નોંધ લખી છે. એમાં એ એકંદરે હજારો બૌદ્ધ વિહારોનો અને લાખો બૌદ્ધ ભિક્ષુઓનો ઉલ્લેખ કરે છે. યુઆન શ્વાંગે નોંધેલી ઘણી હકીકતને ઇ-ત્સિંગની નોંધનું સમર્થન મળે છે. ચક્રવર્તી હર્ષ બૌદ્ધધર્મ તરફ પરમ અનુરાગ ધરાવતો. એ દર પાંચ વર્ષે બૌદ્ધો, બ્રાહ્મણો, નિર્ગ્રન્થો વગેરેને સર્વદાન કરતો. વલભીના મૈત્રક રાજાઓ પણ બૌદ્ધ ધર્મને પ્રોત્સાહન આપતા ને દર વર્ષે સાત દિવસ સુધી દાન કરતા. નાલંદામાં અનેક મહાવિહાર હતા ને એમાં દસ હજાર જેટલા છાત્ર ઉચ્ચ શિક્ષણ લેતા. વલભીમાં પણ તેવો પ્રબંધ હતો. પોતાના પુસ્તકમાં ચીની પ્રવાસી બૌદ્ધ ધર્મની સ્થિતિનું બને તેટલું સારું ચિત્ર આલેખવા મથે છે, છતાં તેના સમયમાં એ ધર્મનો અહીંના ઘણા પ્રદેશોમાં અગાઉનો પ્રભાવ ઓસરી રહ્યો હતો અને કેટલાક પ્રદેશોમાં તો એ લગભગ લુપ્ત થયો હતો એવું જણાયા વિના રહેતું નથી. ગંધાર, શ્રાવસ્તી, વૈશાલી, ચંપા, પુણ્ડ્રવર્ધન અને ધનકટક જેવા કેટલાક પ્રદેશોમાં બૌદ્ધ વિહાર વેરાન પડ્યા હતા. પંજાબ, પૂર્વ ભારત તથા દક્ષિણ ભારતનાં કેટલાંક સ્થળોએ જૈન ધર્મનું પ્રાબલ્ય પ્રવર્તતું. ભારતના ઘણાખરા રાજાઓ બ્રાહ્મણધર્મના અનુયાયી હતા. કાશ્મીર તથા કામરૂપ(આસામ)ના રાજાઓએ આ બૌદ્ધ યાત્રિકનું બહુમાન કર્યું હતું. કનોજના રાજા હર્ષવર્ધન, જે ઉત્તરાપથના ચક્રવર્તી હતા, તેમણે એમને પોતાના રાજ્યમાં તેડાવી એમનું બહુમાન કર્યું તેમ જ એમના અધ્યક્ષપદ નીચે એક મોટી ધર્મપરિષદ ભરી. પછી તેમને પ્રયાગની છઠ્ઠી પંચવાર્ષિક મોક્ષ-પરિષદમાં પણ તેડી ગયા. હર્ષવર્ધન તથા રાજ્યશ્રીનું પ્રોત્સાહન પામેલા સમ્મિતીય મતનો પશ્ચિમ ભારતમાં વ્યાપક પ્રસાર થયો હતો. સમ્મિતીયમત એ સ્થવિર-વાદમાંથી ઉદ્ભવેલો છે. એમાં પુદ્ગલનું મહત્ત્વ માનવામાં આવે છે. પુદ્ગલ સ્કંધની જેમ ક્ષણિક નથી તેમ નિર્વાણની જેમ નિત્ય નથી.

યુઆન સ્વાંગ તથા ઇ-ત્સિંગે ભારતના બૌદ્ધ વિહારોમાં વસતા ભિક્ષુઓના આચારવિચાર વિશે ઊંચી છાપ વ્યક્ત કરી છે, છતાં 'રાષ્ટ્રપાલપરિપૃચ્છા' જેવા બૌદ્ધ ગ્રન્થ પરથી તેમ જ 'મત્તવિલાસ-પ્રહસન' જેવાં નાટકો પરથી સૂચિત થાય છે તેમ તે સમયે બૌદ્ધ ભિક્ષુઓના આચારવિચારમાં ઠીકઠીક શિથિલતા અને દાંભિકતા પ્રસરી હતી. પિણ્ડપાત(ભિક્ષા)થી મેળવાતા આહારમાં સ્વાદિષ્ટ ભોજનની લાલસા તથા માંસ અને મદિરા ઉપરાંત સુંદરી અંગેની ગુપ્ત કામના પણ ક્યારેક વર્તાતી. બ્રાહ્મણોને શ્રમણો તરફ જે સાંપ્રદાયિક પૂર્વગ્રહ હતો, તે જાણે હવે નૈતિક દૃષ્ટિએ પણ સાચો પડતો હતો.

બૌદ્ધ દેવતાગણમાં ગૌતમ બુદ્ધ પહેલાંના માનુષી બુદ્ધો કરતાં ધ્યાની બુદ્ધોનો મહિમા વધ્યો. બોધિસત્ત્વોની ઉપાસના વધારે વ્યાપક બનતી રહી. તેમાં અવલોકિતેશ્વર અગ્રિમ સ્થાન ધરાવતા. બોધિસત્ત્વની પ્રતિમામાં તેના મુગટ પર તેના ધ્યાની બુદ્ધનું લઘુસ્વરૂપ આલેખવામાં આવતું. મૈત્રેય અને મંજુશ્રી પણ બોધિસત્ત્વોમાં મહત્ત્વ ધરાવતા. ધ્યાની બુદ્ધોમાં હવે વજ્રસત્ત્વ નામે છઠ્ઠા બુદ્ધનો ઉમેરો થયો તેમ જ આ સર્વ ધ્યાની બુદ્ધોના ઉદ્ભવસ્થાન તરીકે આદિ-બુદ્ધનું સ્વરૂપ પણ પ્રયોજાયું.

ગુપ્તકાલના અંત પછી જૈન ધર્મનો અભ્યુદય થવા લાગ્યો. કવિ બાણના મિત્રમંડલમાં વીરસેન નામે ક્ષપણકનો સમાવેશ થયો હતો. ઉત્તર તથા પૂર્વ ભારતમાં શ્વેતાંબર તેમ જ દિગંબર જૈનોની સંખ્યા સારી હતી. 'કુવલયમાલાકથા'માં આપેલા વૃત્તાંત પરથી પશ્ચિમ ભારતમાં પણ જૈન ધર્મ વ્યાપક પ્રસાર પામ્યો હોવાનું જાણવા મળે છે. દક્ષિણ ગુજરાતના ગુર્જર રાજાઓ 'વીતરાગ' અને 'પ્રશાન્તરાગ' જેવાં અપરનામ ધરાવતા. વલભીમાં અનેક જિનાલય હતાં અને વલભીનો નાશ થવાનો ભય જણાતાં ત્યાંની જૈન પ્રતિમાઓ અન્ય સલામત સ્થળોએ ખસેડવામાં આવી. ત્યાંના શ્રાવકો મોટી સંખ્યામાં મોઢેરા ચાલ્યા ગયા. વઢવાણમાં કર્ણાટકના દિગંબર સાધુઓ વસ્યા હતા. ચાલુક્ય રાજાઓ જૈન ધર્મને પ્રોત્સાહન આપતા એના પ્રમાણભૂત પુરાવા મળતા નથી; પરંતુ આગળ જતાં તેઓના નામે બનાવટી દાનશાસન ઘડાયાં છે. એ પરથી એનો કેટલોક સંભવ સૂચિત થાય છે. પુલકેશી બીજાના આશ્રિત રવિકીર્તિએ એક ભવ્ય જિનાલય બંધાવ્યું (ઈ.સ. ૬૩૪). બાદામી અને ઐહોળીમાં જૈન ગુફાઓ કંડારાઈ. ગંગ અને કદંબ વંશના રાજાઓ જૈન ધર્મને અપૂર્વ પ્રોત્સાહન આપતા, જૈન મંદિરો બંધાવતા અને જૈન સાધુઓને દાન દેતા. રાજાઓ ઉપરાંત અધિકારીઓ અને શ્રેષ્ઠીઓ તરફથી પણ જૈન ધર્મને ભારે પ્રોત્સાહન મળતું. આને લઈને કર્ણાટકમાં

જૈન ધર્મના અમુક સંપ્રદાયોનું ખાસ કરીને દિગંબર સંપ્રદાયનું અને એના યાપનીય સંઘનું વર્ચસ પ્રસર્યું. પાંડ્ય દેશમાં મૂલસંઘ વ્યાપ્યો હતો અને એના ચાર ગણ પડ્યા હતા. સાતમી સદીમાં શૈવ નાયનયારો તથા વૈષ્ણવ આળવારોના પ્રચારને લઈને દ્રવિડ દેશમાં જૈન ધર્મને મળતા રાજ્યાશ્રયનું પ્રમાણ ઘટતું ગયું. આચાર્ય અપ્પરના ઉપદેશથી પલ્લવ રાજા મહેન્દ્રવર્માએ અને આચાર્ય સંબન્ધરના ઉપદેશથી પાંડ્ય-નરેશ અરિકેસરી મારવર્માએ જૈન ધર્મનો પરિત્યાગ કર્યો.

જૈન સાધુઓ તથા શ્રાવકો ધર્માનુરાગ ધરાવતા. જિનાલયો બંધાતાં, તીર્થંકરોની પૂજા થતી, વ્રતો અને પર્વો ઊજવાતાં. સાધુસંઘના અનેક ભેદ અને પેટા-ભેદ પડતા ગયા. વનવાસ ઉપરાંત ચૈત્યવાસની પ્રથા પણ હવે જાહેર રીતે પ્રચલિત થવા લાગી. ચુસ્ત સાધુઓની દૃષ્ટિએ ચૈત્યવાસીઓમાં ઘણો શિથિલાચાર પ્રવર્તતો હતો. જૈન આગમ ગ્રંથોની સમીક્ષિત વાચના તૈયાર થઈ ચૂકી હતી, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે ‘આવશ્યક સૂત્ર’ના પહેલા અધ્યયન પર ‘વિશેષાવશ્યક ભાષ્ય’ લખ્યું, જેમાં જૈન ધર્મના શ્રદ્ધાજન્ય મતોનું તાર્કિક પ્રતિપાદન કરવામાં આવ્યું. જિનદાસ મહત્તરે કેટલાક આગમ ગ્રંથો પર ચૂર્ણિ લખી, જે સંસ્કૃત-પ્રાકૃત મિશ્ર ભાષાના ગદ્યમાં લખાયેલાં વિવરણ છે. માનતુંગાચાર્યે ભક્તિ-ભાવથી ભરેલું ‘ભક્તામરસ્તોત્ર’ રચ્યું. જિનભદ્રગણિએ ‘જીતકલ્પસૂત્ર’ જેવા કેટલાક બીજા ગ્રંથ લખ્યા. હરિભદ્રસૂરિએ ચૈત્યવાસના શિથિલાચારની ટીકા કરી સાધુઓના શુદ્ધ આચારવિચારો માટે ભારે હિમાયત કરી. જૈન ધર્મ તથા દર્શનને લગતા અનેકાનેક ગ્રંથ લખ્યા. સાંખ્યાદિ અન્ય દર્શનોની આલોચના કરી, જૈન-ધર્મના અનેકાન્તવાદની શ્રેષ્ઠતા દર્શાવી. ‘ષડ્દર્શનસમુચ્ચય’માં ષડ્દર્શનોની સમીક્ષા કરી. યોગ વિશે કેટલાક ગ્રંથ લખ્યા, કેટલીક વૃત્તિઓ લખી, કેટલાક પ્રકરણગ્રંથ લખ્યા અને ‘સમરાઇચ્ચકહા’(સમરાદિત્ય-કથા) તથા ‘ધૂર્તાખ્યાન’ નામે કથા રચી, જેમાં પણ જૈન ધર્મનું તત્ત્વ નિરૂપાયું છે. આવા અનેક વિષયો પર સંખ્યાબંધ ગ્રંથો લખનાર હરિભદ્રસૂરિ જૈનધર્મના, ખાસ કરીને શ્વેતાંબર સંપ્રદાયના, સાહિત્યમાં એક યુગપ્રવર્તકનું સ્થાન ધરાવે છે. આગમ ગ્રંથો પર સંસ્કૃતમાં વૃત્તિ લખવાની પહેલ તેમણે કરી.

બૌદ્ધ વિદ્વાનોની જેમ જૈન વિદ્વાનો પણ પોતાના મતનું ન્યાયના પાયા પર પ્રતિપાદન કરવા મથતા. જૈન નૈયાયિકોમાં સિદ્ધસેન દિવાકર તથા સમન્ત-ભદ્રનાં નામ જાણીતાં છે. સિદ્ધસેનના ‘ન્યાયાવતાર’ પર હરિભદ્રસૂરિએ વૃત્તિ લખી. બૌદ્ધ ધર્મકીર્તિકૃત ‘ન્યાયબિન્દુ’ પર બૌદ્ધ ધર્મોત્તરે જે ટીકા લખેલી તેના પર જૈન સૂરિ મલ્લવાદી બીજાએ ટિપ્પણ લખ્યું. દિગંબર અકલંકનો ‘ન્યાયવિનિશ્ચય’ સુપ્રસિદ્ધ છે; એમાં પણ જૈન ન્યાયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

ભુવનેશ્વર પાસેના ખંડગિરિમાં તેમજ બાદામી તથા એહોળામાં જૈન ગુહાલય કંડારાયાં. જૈન પ્રતિમાઓમાં તીર્થંકરો ઉપરાંત યક્ષો તથા યક્ષિણીઓનીયે પ્રતિમાઓ મળે છે ને એમાં શિલ્પકલાની દૃષ્ટિએ વિપુલ વૈવિધ્ય સાંપડે છે.

ગુપ્તકાલની જેમ આ કાલમાં આ સર્વ સંપ્રદાયોમાં પ્રતિમા-પૂજા વધુ ને વધુ પ્રચલિત થતી ગઈ. પરિણામે પ્રતિમાઓ તથા દેવાલયોની સંખ્યા પણ વધતી રહી. દેવદેવીઓનાં સ્વરૂપો તથા તેની ઉપાસનાને લગતી માન્યતાઓ વધારે વિપુલ અને જટિલ બનતી રહી. બ્રાહ્મણ ધર્મ, બૌદ્ધ ધર્મ તેમ જ જૈન ધર્મમાં સાંપ્રદાયિક પેટાભેદ પણ વધતા રહ્યા. આમાં ક્યારેક રાજાઓ કોઈ અમુક સંપ્રદાય તરફ પક્ષપાત દાખવતા ને તેથી કોઈ અન્ય સંપ્રદાયને અન્યાય થતો, તો તેમાંથી ક્વચિત્ સાંપ્રદાયિક સંઘર્ષણ થતું એવું બૌદ્ધો તરફ પક્ષપાત કરતાં ચક્રવર્તી હર્ષ સામે બૌદ્ધતરોએ જે ગુપ્ત કાવતરું આદરેલું તે પરથી સૂચિત થાય છે. તેમ છતાં એકંદરે જોતાં ધર્મસહિષ્ણુતાનું ધોરણ ઘણું ઊંચું હતું. હર્ષના પિતા પ્રભાકરવર્ધન આદિત્યભક્ત હતા, મોટા ભાઈ રાજ્યવર્ધન પરમ સૌગત (બૌદ્ધ) હતા, હર્ષ પરમ માહેશ્વર હતા ને બહેન રાજ્યશ્રી બુદ્ધની પરમ ઉપાસિકા હતી. એક જ કુટુંબમાં સાથે રહેતી વ્યક્તિઓ પોતપોતાના વલણ પ્રમાણે જુદાજુદા સંપ્રદાયોને અનુસરી શકતી એનું આ સુંદર દૃષ્ટાન્ત છે. બ્રાહ્મણ કવિ બાણભટ્ટના મિત્રમંડળમાં, બૌદ્ધ આચાર્ય દિવાકરમિત્રના સન્નિધ્યમાં તેમ જ ચક્રવર્તી હર્ષદેવની ધર્મપરિષદોમાં અનેક વિવિધ ધર્મસંપ્રદાયોના અનુયાયીઓ સાથે જોવા મળે છે. ચક્રવર્તી હર્ષદેવનાં દાનશાસનોમાં કહ્યું છે તેમ મનથી, વાણીથી અને કર્મથી પ્રાણીનું હિત કરવું એ જ પરમ ધર્મ મનાતો.

સાતમી સદીના પૂર્વાર્ધમાં અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મનો ઉદય થયો. અરબો તે પહેલાંથી ભારત સાથે વાણિજ્યિક તથા સાંસ્કૃતિક સંબંધ ધરાવતા. ક્યારેક પશ્ચિમ ભારતના કિનારા પર અરબોનાં દરિયાઈ આક્રમણ પણ થતાં. ઈ. સ. ૭૧૧ માં મોહમ્મદ બિન કાસિમે સિંધ જીતી લીધું ત્યારથી ત્યાં અરબ હાકેમોની હકૂમત પ્રવર્તી. મુસ્લીમ વિજેતાઓ પરાજિત વિધર્મીઓ પર ઘણો કેર વર્તાવતા, જિતાયેલા પ્રદેશોમાં પોતાની વસાહતો વધારતા અને ત્યાંના સ્થાનિક લોકોને ઇસ્લામમાં ભેળવવા મથતા. દાહરના પુત્ર જયસિંહ જેવા કેટલાક હિંદુ રાજાઓ પણ ઇસ્લામ અંગીકાર કરી અરબી નામ ધારણ કરતા. વિધર્મીઓ પર જજિયાવેરો નાખવામાં આવતો. રક્ષિત પ્રજા તરીકે તેમને પોતાનાં મંદિરો બંધાવવાની અને પોતાનો ધર્મ પાળવાની છૂટ આપવામાં આવતી. ધાકધમકીથી લદાતા ઇસ્લામે ભારતની સ્થાનિક પ્રજામાં પ્રીતિભાવ જગાડ્યો નહિ અને

એનો પ્રસાર ઘણો મંદ રહ્યો. રાજકીય રીતે પણ સિંધના અરબો આસપાસના પ્રદેશો પરના હુમલાઓમાં તાત્કાલિક ફતેહ મેળવવા છતાં કંઈ કાયમી હકૂમત ફેલાવી શક્યા નહિ.

સાતમી સદીમાં ઈરાન દેશ પર અરબોની હકૂમત જામી અને ત્યાંના જરથોસ્તી ધર્મના અનુયાયીઓને ઇસ્લામધર્મી અરબોના સિતમ સહેવા પડયા, ત્યારે તેમાંના કેટલાક ઈરાનીઓ પોતાના અસલ ધર્મને વળગી રહેવા ઈરાન તજી દરિયાઈ માર્ગે હોર્મુઝ થઈ ભારતને પશ્ચિમ કિનારે આવેલા દીવ બંદરે ઊતર્યા. ત્યાં ૧૯ વર્ષ રહ્યા બાદ તેઓ ત્યાંથી સંજાણમાં જઈ વસ્યા (વિ.સં. ૭૭૨ = ઈ.સ. ૭૧૫-૧૬). ત્યાંના જાદી (જાદવ) રાણાએ તેમને સાંસ્કૃતિક અનુરૂપતાની શરતોએ ત્યાં વસવાની પરવાનગી આપી અને તેઓ સ્થાનિક પ્રજા સાથે દૂધમાં સાકરની જેમ ભળીને રહ્યા. સંજાણમાં તેમણે આતશ બહેરામની સ્થાપના કરી, ત્યાંની ભાષા અપનાવી અને તેમની સ્ત્રીઓએ સ્થાનિક પોશાક પણ અપનાવી લીધો. પારસિક (ઈરાન) દેશથી આવેલ આ પ્રજા અહીં 'પારસી' તરીકે ઓળખાય છે.

છઠ્ઠી સદીથી દક્ષિણ ભારતના પશ્ચિમ તટ-પ્રદેશમાં ઈરાનના ખ્રિસ્તી સંપ્રદાયના અનુયાયીઓ વસવા લાગ્યા હતા. તેમની વસ્તી ત્યાં ૭મી-૮મી સદીમાં ચાલુ હતી. આઠમી સદીના પૂર્વાર્ધમાં બગદાદ નિનેવેહ અને જેરુસેલમમાંથી કેટલાક ખ્રિસ્તીઓએ ભારત આવી મલબારમાં નવી વસાહતો વસાવી. આ ખ્રિસ્તી વસાહતોની ધાર્મિક અસર અહીં ઘણી મર્યાદિત રહી.

આમ અનુ-ગુપ્તકાલ દરમ્યાન ભારતમાં કેટલાક વિદેશી ધર્મ-સંપ્રદાયોનો પ્રસાર થવા લાગ્યો.

## ભાષા અને સાહિત્ય

ગુપ્તકાલની જેમ આ કાલમાં સંસ્કૃત ભાષામાં વિપુલ સાહિત્ય લખાયું. સાથે સાથે શૌરસેની, મહારાષ્ટ્રી અને માગધી જેવી પ્રાકૃત ભાષાઓ પણ સ્વતંત્ર રીતે તેમજ સંસ્કૃત નાટકોમાં વપરાતી ઇતર ભાષાઓ તરીકે પ્રયોજાતી રહી. સંસ્કૃત કવિ બાણના મિત્રમંડળમાં પણ પ્રાકૃત-કવિ અને ભાષા-કવિનો સમાવેશ થતો.

મૌર્યકાલીન બ્રાહ્મી લિપિ ક્રમિક પરિવર્તન પામતી ગુપ્તકાલ દરમ્યાન જે રૂપાંતર પામી હતી તેને 'ગુપ્ત લિપિ' તરીકે ઓળખવામાં આવે છે. હવે આ અનુ-ગુપ્તકાલમાં એના મરોડમાં વિલક્ષણ પરિવર્તન થયું ને તેના અક્ષર ઊંચા અને વાંકાચૂંકા મરોડવાળા બન્યા. આથી આ લિપિસ્વરૂપને 'કુટિલ લિપિ'

તરીકે ઓળખવામાં આવે છે. ચક્રવર્તી હર્ષદેવના સ્વહસ્ત (દસ્કત) એ આ લિપિનો એક સુંદર નમૂનો છે.

પછીના ગુપ્તો, મૌખરિઓ, હર્ષદેવ, મૈત્રકો, ગુર્જરો, ચાલુક્યો ઇત્યાદિ રાજાઓનાં રાજશાસન (શિલાલેખો તામ્રપત્રો ઇત્યાદિ) સંસ્કૃત ભાષામાં લખાતાં ને એમાં કેટલીક વાર સાહિત્યિક દૃષ્ટિએ સુંદર શૈલીની રચનાઓ પણ થતી.

સંસ્કૃત કાવ્ય-સાહિત્ય(જેમાં રૂપકોનો પણ સમાવેશ થતો)માં કવિવર કાલિદાસની કેટલીક અસર પ્રવર્તી. મહાકાવ્યોમાં 'રઘુવંશ'ની પ્રાસાદિકતાનાં વળતાં પાણી થયાં અને એના કાવ્યતત્ત્વમાં કેટલીક કૃત્રિમતા પ્રવેશી. રૂપકોમાં કવિ ભવભૂતિએ 'ઉત્તરરામચરિત' જેવું ઉત્તમ નાટક રચ્યું, તો હર્ષદેવે નમૂનેદાર નાટિકાઓ રચી. ગદ્યકાવ્યોમાં તો આ કાલના કવિઓએ અપૂર્વ વિકાસ સાધ્યો. વળી શતક-કાવ્યનું સ્વરૂપ વિકસ્યું.

આ કાલનાં મહાકાવ્યોમાં ભારવિ-કૃત 'કિરાતાર્જુનીય' અને માઘ-કૃત 'શિશુપાલવધ' સંસ્કૃત સાહિત્યનાં પાંચ પ્રશિષ્ટ મહાકાવ્યોમાં કાલિદાસ-કૃત 'કુમારસંભવ' અને 'રઘુવંશ'ની પછી સ્થાન પામ્યાં છે. પુલકેશી બીજાના સમયમાં કવિ ભારવિની ગણના કવિવર કાલિદાસની પછીના પ્રસિદ્ધ કવિ તરીકે થતી. 'મહાભારત'માં દેવો પાસે દિવ્ય અસ્ત્રો મેળવવા માટે તપ કરતા અર્જુન અને કિરાતના વેશમાં તેની સાથે સ્પર્ધામાં ઊતરી તેના બળની કસોટી કરતા શિવને લગતો જે પ્રસંગ આલેખાયો છે, તેને પોતાના મહાકાવ્યના કથાનકના મુખ્ય વિષય તરીકે પસંદ કરી ભારવિએ 'કિરાતાર્જુનીય' (કિરાત અને અર્જુનને લગતું) મહાકાવ્ય રચ્યું છે. એના ૧૮ સર્ગ છે ને એમાં વર્ણનીય વિષયોની વિપુલતા તથા છંદોની વિવિધતા રહેલી છે. કવિ ભારવિ ઈ. સ. ૬૦૦ ના અરસામાં થયો જણાય છે.

કવિ માઘ સાતમી સદીના ઉત્તરાર્ધમાં થયો લાગે છે. એ ગુર્જરદેશના શ્રીમાલ નગરનો અને રાજા વર્મલાતના અમાત્ય સુપ્રભદેવનો પૌત્ર હતો. એણે પણ પોતાના કથાનકની પસંદગી 'મહાભારત'માંથી કરી છે. પાંડવોના રાજસૂય યજ્ઞ પ્રસંગે શ્રીકૃષ્ણે કરેલો શિશુપાલનો વધ એ એનો મુખ્ય વિષય છે. 'શિશુપાલવધ' એ 'માઘકાવ્ય' તરીકે વધારે જાણીતું છે. આ મહાકાવ્યમાં કવિ માઘે અનેક બાબતોમાં 'કિરાતાર્જુનીય'નું સ્પષ્ટ અનુકરણ કરેલું છે; એટલું જ નહિ, તત્કાલીન કાવ્યશૈલીમાં ભારવિ પર સરસાઈ મેળવવાનો પ્રબળ તથા સફળ પ્રયત્ન કર્યો છે, આથી પછીના સંસ્કૃત વિવેચકોએ 'ભારવિની ભા (પ્રભા) ત્યાં સુધી પ્રકાશે છે, જ્યાં સુધી માઘનો ઉદય થયો નથી' કહીને માઘના મહાકાવ્યના ઉત્કૃષ્ટ ગુણો

ગાવામાં કવિની ભારોભાર પ્રશંસા કરી છે. રાજનીતિ તથા વ્યાકરણ જેવી વિવિધ વિદ્યાઓનું જ્ઞાન તેમ જ સમૃદ્ધ શબ્દભંડોળ તથા ચિત્રકાવ્યની વિવિધ ચમત્કૃતિ પ્રદર્શિત કરવામાં આ કાલના કવિઓ કૃત્રિમતાને બદલે નિપુણતા સમજતા અને એ કાલના વિવેચકો પણ તેનું મૂલ્ય તે રીતે આંકતા.

આ કાલનું એક ત્રીજું ગણનાપાત્ર મહાકાવ્ય છે કવિ ભટ્ટિએ રચેલું 'રાવણવધ', જે 'ભટ્ટિકાવ્ય' તરીકે વધારે જાણીતું છે. આ મહાકાવ્યની રચના વલભીમાં રાજા ધરસેનના સમયમાં થયેલી છે એવું એમાં અંતે જણાવેલું છે; પરંતુ વલભીના મૈત્રક વંશમાં ધરસેન નામે ચાર રાજાઓ થઈ ગયા હોઈ આ કવિ એમાંના કયા ધરસેનના સમયમાં થયો એ નક્કી કરવું મુશ્કેલ છે. પ્રાયઃ એ ધરસેન ૨ જાના કે ૩ જાના સમયમાં અર્થાત્ ઈ. સ. ૫૭૦ થી ૬૨૫ સુધીના ગાળામાં રચાયું લાગે છે. ભટ્ટિકાવ્ય એ એક નવી ભાતનું મહાકાવ્ય છે. એમાં શબ્દશાસ્ત્ર (વ્યાકરણ) તથા કાવ્યશાસ્ત્રને લગતાં ઉદાહરણ મહાકાવ્યના સર્ગોમાં આવતા કથાનકના નિરૂપણમાં તાણાવાણાની જેમ વણી લેવામાં આવ્યાં છે. આમ, આ મહાકાવ્યની રચના કથાકાવ્ય તથા શાસ્ત્રકાવ્ય–એવા બેવડા હેતુથી જ કરવામાં આવી છે અને આથી એ વિવરણ દ્વારા સમજાય તેવું અને વિદ્વાનોને આનંદ આપનારું બન્યું છે. કાવ્યતત્ત્વની દૃષ્ટિએ આથી એમાં ભારે સિદ્ધિ સધાઈ નથી, પરંતુ કથાકાવ્યની રસિક રચના દ્વારા શાસ્ત્ર-ઉદાહરણો સહેજે યાદ રહી જાય તેવા પ્રકારના મહાકાવ્ય તરીકે એ ઘણું ઉપયોગી નીવડ્યું છે અને એના પર અનેક વૃત્તિઓ લખાઈ છે. એનું કથાનક રામચરિતને લગતું છે, જે 'રામાયણ'માંથી લેવામાં આવ્યું છે. એનું કથાનક રાવણવધ અને અયોધ્યા-પ્રત્યાગમન સુધી વિસ્તરે છે. એમાં વર્ણનો તથા છંદોની વિપુલ વિવિધતા રહેલી છે. 'ભટ્ટિકાવ્ય'ની જેમ બેવડા હેતુનાં બીજાં કેટલાંક મહાકાવ્ય પણ પછી લખાયાં છે.

આ કાલની કાવ્યકૃતિઓમાં શતક-કાવ્યોનું સ્વરૂપ વિકસ્યું. શતક-કાવ્યમાં લગભગ સો શ્લોક હોય છે. કવિ ભર્તૃહરિએ 'શૃંગારશતક', 'નીતિશતક' અને 'વૈરાગ્યશતક' નામે ત્રણ શતકકાવ્ય રચ્યાં છે. તેમાંના 'નીતિશતક' તથા 'વૈરાગ્ય-શતક'ના ઘણા શ્લોક સંસ્કૃત સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. 'અમરુશતક' એ કવિ અમરુએ રચેલું શૃંગારવિષયક શતકકાવ્ય છે. કવિ મયૂર-કૃત 'સૂર્ય-શતક' એ સ્તોત્ર પ્રકારનું ભક્તિપ્રધાન શતકકાવ્ય છે. કવિ બાણભટ્ટે એના જેવું 'દેવીશતક' રચ્યું છે. મયૂર એ બાણના સસરા થતા હતા. જૈન કવિ માનતુંગાચાર્યે રચેલું 'ભક્તામરસ્તોત્ર' જૈન સ્તોત્ર-સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે.

તામિલ સાહિત્ય શૈવ નાયનમારો અને વૈષ્ણવ આળવારોનાં સ્તવન-કાવ્યોથી સમૃદ્ધ થયું. શૈવ સ્તવનકૃતિઓમાં તિરુમૂલરનું 'તિરુમન્દિરમ્'; અપ્પર, સમ્બન્ધર અને સુંદરરની સ્તવનકૃતિઓનો 'તેવારમ્' નામે સંગ્રહ અને માણિક્ક-વાચકરનું 'તિરુવાચકમ્' સુપ્રસિદ્ધ છે. નંબિ-આંડાર-નંબિએ આવા કુલ ૧૧ સંગ્રહ ('તિરુમુરઈ') કર્યા છે, જેમાંના પહેલા સાતના સંગ્રહને 'તેવારમ્' કહે છે. એવી રીતે શ્રીનાથમુનિએ વૈષ્ણવ આળવારોની સ્તવનકૃતિઓનો 'નાલાયિર-પ્રબન્ધમ્' નામે સંગ્રહ કર્યો છે. એમાં કુલ ચાર હજાર કડીઓ છે. આ સંગ્રહના ચાર ખંડ છે. પહેલા ચાર આળવારોની કૃતિઓ ત્રીજા ખંડમાં આવે છે. એમાં પોયકઈ, ભૂતત્તાર અને પેયાળવારની સો-સો કડીઓ છે. એમાં વિષ્ણુ ભગવાને પોતાના વિવિધ અવતારોમાં કરેલી લીલાઓનું નિરૂપણ કરેલું છે અને ભગવાનની ઉત્કટ ભક્તિનું મહત્ત્વ ગાયું છે. આ ત્રણેય આળવારોને તિરુમળિશઈ નામે ચોથા આળવારનાં દર્શન થયાં ત્યારે તેઓ તેમની વિભૂતિથી પ્રભાવિત થયા. આ આળવાર ચુસ્ત વૈષ્ણવ હતા અને વિષ્ણુની અનન્ય ભક્તિનો આગ્રહ ધરાવતા. એમનાં સ્તવન પહેલા તથા ત્રીજા ખંડમાં આપેલાં છે.

ચોથો ખંડ નમ્માળવારની સ્તવનકૃતિઓના સંગ્રહરૂપે છે. મધુરકવિએ નમ્માળવારના હૃદયમાં ખીલી રહેલી સહજ ભક્તિ પિછાની અને એમના એ ભક્તિભાવને પ્રોત્સાહન આપતા રહી પછી તે તેમના કંઠમાંથી નીકળતાં સ્તવનોને લખતા રહ્યા. આમાંનાં કેટલાંક સ્તવન ત્રીજા ખંડમાં પણ રહેલાં છે. ચોથા ખંડને 'તિરુવાયમોળિ' કહે છે એના દસ ભાગ છે ને તે દરેક ભાગમાં દસ દસ સ્તવન આવે છે. આ સો સ્તવનોમાં કુલ ૧,૧૦૨ કડીઓ છે. આ સંગ્રહમાં પ્રેમલક્ષણા ભક્તિના ઉત્કટ ભાવ ગોપીની ઉત્કટ લગની જેવી ઊર્મિઓ દ્વારા વ્યક્ત કરવામાં આવ્યા છે. મધુરકવિએ પોતાના આ ગુરુની વાણીને સંગૃહીત કરી આપી છે; પોતે તો માત્ર ગુરુસ્તુતિનું એક નાનું સ્તવન-કાવ્ય જ રચ્યું છે, જે પહેલા ખંડમાં આપેલું છે.

પેરિયાળવાર (ઉર્ફે વિષ્ણુચિત્તર) એક બ્રાહ્મણ આળવાર હતા. એમનાં સ્તવન-કાવ્યોમાં 'તિરુપ્પલ્લાણ્ડુ' સુપ્રસિદ્ધ છે. એમનાં સ્તવનોની સંખ્યા ૫૦૦ જેટલી છે. એમણે પોતાની વાડીમાં ખોદતાં વૃક્ષ તળેથી મળેલી કન્યાને પોતાની પુત્રીની જેમ ઉછેરી. એનું નામ આણ્ડાલ છે. એનામાં નાનપણથી જ ભક્તિ-ભાવ ખીલ્યા હતા. એ ગોપીભાવે શ્રીકૃષ્ણના પ્રેમને ઉત્કટ રીતે ઝંખતી અને આખરે શ્રીરંગમમાં તેમનું સાયુજ્ય પામી હતી. 'તિરુપ્પવઈ'માં એની પ્રેમલક્ષણા ભક્તિ પરાકાષ્ઠાએ પહોંચે છે અને એ તામિલ સાહિત્યમાં મીરાંબાઈ

જેવું ઉચ્ચ સ્થાન ધરાવે છે. કુલશેખર એ ત્રાવણકોરનો રાજા હતો, પણ એનો શ્રીકૃષ્ણની ભક્તિમાં એટલો બધો અનુરાગ વધતો ગયો કે આખરે એ રાજગાદી તજી તેમની ભક્તિમાં જ પરાયણ થયો. એનું સ્તવન-કાવ્ય ૧૦૩ કડીઓનું છે. આ ત્રણેય આળવારોનાં સ્તવન-કાવ્ય પહેલા ખંડમાં સમાયેલાં છે.

ત્રીજા જૂથમાં તોણ્ડરડિપ્પોડિ તિરુપ્પાન અને તિમંગઈ નામે ત્રણ આળવાર થયા એમાં તિરુમંગઈએ એક હજારથી વધુ કડીઓનાં સ્તવન રચ્યાં છે. બીજા ખંડ એના સંગ્રહરૂપે છે. એમનાં બીજાં કેટલાંક સ્તવન ત્રીજા ખંડમાં છે. એમનું ચરિત અનેક અદ્દભુત પ્રસંગો અને ચમત્કારોની રીતે નિરૂપાયું છે. એમનાં સ્તવનો કાવ્યના ગુણો અને અલંકારોથી સમૃદ્ધ છે. તોણ્ડરડિપ્પોડિ એ મૂળમાં વિપ્રનારાયણ હતા અને થોડો વખત ગણિકા સાથે રહેતા હતા. એમને આપત્તિમાંથી રંગનાથે છોડાવ્યા ને તેઓ રંગનાથની ભક્તિ તરફ વળ્યા. તિરુપ્પાન અછૂત જ્ઞાતિમાં જન્મેલા, પરંતુ તેમને રંગનાથ તરફ એટલી ઉત્કટ ભક્તિ હતી કે રંગનાથના બ્રાહ્મણ પૂજારી એમને પોતાના ખભા પર બેસાડી ભગવાન પાસે લઈ ગયેલા. ત્યાં તેમણે જે સ્તવન ગાયું તે 'અમલનાદિપ્પિરાન' નામે જાણીતું છે. તોણ્ડરડિપ્પોડિ તથા તિરુપ્પાનનાં સ્તવન પહેલા ખંડમાં આપેલાં છે.

'નાલાયિર પ્રબન્ધમ્'ના આ ચારેય ખંડોનાં સ્તવન ઘણા ભાવિક જનોને કંઠસ્થ હોય છે અને તે અદ્યાપિ મંદિરોમાં ગવાતાં હોય છે. આ સ્તવનોનો રચના-કાલ ઈ. સ. ૫૦૦ થી ૮૫૦ નો આંકવામાં આવ્યો છે.

તામિલમાં આ ઉપરાંત બીજી પણ કેટલીક કાવ્યકૃતિઓ રચાઈ છે. જેમાં પેરુન્દેવનારનું તામિલ 'મહાભારત' ખાસ નોંધપાત્ર છે.

સંસ્કૃત રૂપકોમાં નાટક અને નાટિકાની સુંદર કૃતિઓ રચાઈ. કાલિદાસ પછીના નાટ્યકારોમાં ભવભૂતિ અગ્રિમ સ્થાન ધરાવે છે. એ વિદર્ભનો બ્રાહ્મણ હતો અને એણે કનોજના રાજા યશોવર્માના દરબારમાં સ્થાન મેળવ્યું હતું. એ વ્યાકરણ, મીમાંસા અને ન્યાયમાં વિશારદ હતો. એ આઠમી સદીના પહેલા ચરણમાં થયો જણાય છે. ભવભૂતિએ ત્રણ રૂપક રચ્યાં છે. એમાં એક પ્રકરણ પ્રકારનું દશાંકી રૂપક છે. એનું નામ 'માલતીમાધવ' છે. એનાં નાયક-નાયિકા રાજકુલનાં નહિ પણ અમાત્યકુલનાં છે. બીજાં બે રૂપક નાટક-પ્રકારનાં છે ને બંનેનું કથાવસ્તુ રામચરિતને લગતું છે. બંને સાત સાત અંકનાં છે. એકમાં રામ રાવણનો વધ કરી સીતાને લઈ અયોધ્યા પાછા ફર્યા ત્યાં સુધીના મુખ્ય પ્રસંગ નિરૂપાયા છે. તેનું નામ 'મહાવીર-ચરિત' છે, જેમાં 'મહાવીર' શબ્દ

રામચન્દ્ર માટે પ્રયોજાયો છે. રામાયણના ઉત્તરકાંડમાં નિરૂપાયેલા સીતા-ત્યાગને લગતા પ્રસંગને વિશે લખાયેલા 'ઉત્તરરામચરિત'માં કવિ ભવભૂતિની પ્રતિભા પૂર્ણકલાએ ખીલી ઊઠી છે અને એ નાટક સંસ્કૃત સાહિત્યનાં ઉત્તમ નાટકોમાં સ્થાન પામ્યું છે. એમાં ખાસ કરીને કરુણરસની અપૂર્વ નિષ્પત્તિ થયેલી છે.

ભવભૂતિના પુરોગામી શ્રી હર્ષ અર્થાત્ ચક્રવર્તી હર્ષદેવે ત્રણ રૂપક રચ્યાં છે : બે નાટિકા અને એક નાટક. આ કૃતિઓ મૂળ કોઈ અન્ય કવિએ રચેલી અને અર્થને નિમિત્તે એનું કર્તૃત્વ એ રાજાને નામે ચઢયું એવીયે એક માન્યતા છે, પરંતુ હર્ષદેવ વિદ્વાનોના પ્રોત્સાહક હોવા ઉપરાંત પોતે પણ વિદ્યારસિક તેમ જ વિદ્વાન હતો ને તેથી આવી કૃતિઓ એણે રચી હોય તો તે અસંભવિત નથી. આ ત્રણ રૂપકોના આંતરિક તુલનાત્મક અભ્યાસ પરથી એ ત્રણેય કૃતિઓ એક જ કર્તાની હોવાનું સ્પષ્ટ જણાય છે. 'પ્રિયદર્શિકા' તથા 'રત્નાવલી' એ બંને નાટિકાઓનું વસ્તુ વત્સરાજ ઉદયનને લગતું છે. આ નાટિકાઓમાં વાસવદત્તાના પતિ વત્સરાજ અનુક્રમે પ્રિયદર્શિકા અને રત્નાવલી નામે અન્ય રાજકન્યાના પ્રેમમાં પડે છે; આ બંને રાજકન્યાઓ આપત્તિવશાત્ અનુક્રમે 'આરણ્યકા' અને 'સાગરિકા'ના નામે રાણીના અંતઃપુરમાં આશ્રય પામી છે. રાણી વાસવદત્તા રાજા સાથેના તેમના પ્રણયનો પત્તો લાગતાં તેમના પર જાપ્તો રાખે છે; છતાં સંયોગો તેમને રાણી પાસે રાજાની કૃપાનું પાત્ર બનાવરાવે છે; ને આખરે એ રાણીની સગી નીકળતાં રાણી જ તેમને વત્સરાજ વેરે પરણાવે છે. રાજાને નાયક તરીકે રાખી કોઈ નવી નાયિકા સાથે તેના પ્રણયના પ્રસંગ નિરૂપવા અને અંતે એમનું પરિણયન ગોઠવવું એ ઘણાં સંસ્કૃત નાટકો અને નાટિકાઓનું પ્રચલિત વસ્તુ બની ગયું હતું. નાટિકા ચતુરંકી હોય છે ને એમાં સ્ત્રીપાત્રોની ઝાઝી સંખ્યા હોય છે. 'પ્રિયદર્શિકા'માં 'ગર્ભાંક' કે 'ગર્ભનાટક'-(અર્થાત્ નાટકમાં નાટક રજૂ કરતા અંક)નો સુંદર નમૂનો જોવા મળે છે. 'રત્નાવલી' સંસ્કૃત સાહિત્યમાં નમૂનેદાર નાટિકા તરીકે સુપ્રસિદ્ધ છે. 'નાગાનન્દ' એ પંચાંકી નાટક છે. એનો નાયક જીમૂતવાહન નામે એક વિદ્યાધરપુત્ર છે, જે ગરુડના આહાર અર્થે ક્રમશઃ ભોગ બનતા નાગોના જીવતદાન માટે પોતાના જીવનનું બલિદાન દેવા તૈયાર થાય છે અને એની આવી ત્યાગભાવનાથી ગરુડનો હૃદયપલટો થાય છે; ગૌરીની કૃપાથી નાયક સજીવન થાય છે અને ગરુડે કરેલ અમૃતવૃષ્ટિ વડે અગાઉના નાગો પણ સજીવન થાય છે. આ વસ્તુ સ્પષ્ટતઃ બુદ્ધના પૂર્વભાવને લગતી જાતક-કથામાંના બોધિસત્ત્વને લગતા કથાનકમાંથી લીધેલું છે. યુઆન સ્વાંગે આ બૌદ્ધ કથાનકને લગતી રચનાનો ઉલ્લેખ કર્યો છે.

મહેન્દ્રવર્મા નામે પલ્લવ રાજા, જે ચક્રવર્તી હર્ષ અને પુલકેશી બીજાનો સમકાલીન હતો, તેણે 'મત્તવિલાસ-પ્રહસન' નામે પ્રહસન લખ્યું છે. પ્રહસન એ હાસ્યરસપ્રધાન રૂપક છે. આ પ્રહસનમાં કાંચીના રાજમાર્ગ પર સુરાપાન કરી મત્તાવસ્થામાં સહચરી સાથે ફરતા કાપાલિકના અને વસ્ત્ર ઢાંકેલા પાત્રમાં ભિક્ષા લઈને જતા બૌદ્ધ ભિક્ષુના પાત્ર દ્વારા કાપાલિક સંપ્રદાયમાં તથા બૌદ્ધ સંપ્રદાયમાં પ્રવર્તતા દંભનું ઘણું કટાક્ષમય આલેખન કરેલું છે. 'કૌમુદી-મહોત્સવ' નાટક પણ આ સમયમાં રચાયું લાગે છે. એમાં મગધપતિ સુંદરવર્માના દત્તક પુત્ર ચણ્ડસેને લિચ્છવિઓની મદદ લઈ સુંદરવર્માનો વધ કરી મગધનું રાજ્ય પ્રાપ્ત કર્યું તેવું વસ્તુ નિરૂપાયું છે. આ નાટક વિજ્જકા નામે સ્ત્રીએ રચેલું જણાય છે ને એ રાજા પુલકેશી બીજાના જયેષ્ઠ પુત્ર ચન્દ્રાદિત્યની પત્ની વિજય-ભટ્ટારિકા હોવાનું સંભવે છે.

ભટ્ટનારાયણ જે પ્રાયઃ સાતમી કે કદાચ આઠમી સદીમાં થયો, તેણે 'વેણીસંહાર' નામે છ-અંકી નાટક લખ્યું છે. એનું વસ્તુ 'મહાભારત'માંથી લેવામાં આવ્યું છે દ્યૂત-પરાજય પ્રસંગે દુઃશાસને ભરસભામાં દ્રૌપદીનો ચોટલો ઝાલી ખેંચેલો ત્યારે દ્રૌપદીએ પ્રતિજ્ઞા લીધેલી કે જ્યાં સુધી પોતાના એ અપમાનનું વેર લેવાનાં ન આવે ત્યાં સુધી પોતે પોતાની વેણી(ચોટલા)નો સંહાર(બંધન) કરશે નહિ અર્થાત્ ચોટલો બાંધશે નહિ. ભારતયુદ્ધમાં દુઃશાસન તથા દુર્યોધનનો ભીમ વધ કરે છે ને પ્રતિજ્ઞા પાર પડતાં દ્રૌપદી ચોટલો બાંધે છે. કર્ણ અને અશ્વત્થામા વચ્ચે સેનાપતિપદ માટે થયેલા કલહના પ્રસંગનું નિરૂપણ પ્રશંસા-પાત્ર છે. 'વેણીસંહાર' નાટ્યશાસ્ત્રના નિયમોનાં ઉદાહરણો માટે ખાસ ખ્યાતિ પામેલું છે.

યશોવર્માએ 'રામાભ્યુદય' નામે નાટક રચેલું, તે હાલ ઉપલબ્ધ નથી. આ યશોવર્મા તે કનોજનો પ્રસિદ્ધ રાજા યશોવર્મા જણાય છે.

અનંગહર્ષ માત્રરાજ ભવભૂતિ પછી થોડા વખતમાં થયો લાગે છે. એ કલચુરિ કુલનો હતો; એના પિતાનું નામ નરેન્દ્રવર્ધન હતું. તે કલચુરિ કુલનો કોઈ રાજા હોવા સંભવે છે. એણે 'ઉદાત્તરાઘવ' નામે નાટક લખેલું. આ કૃતિ હાલ ઉપલબ્ધ નથી, પરંતુ તેમાંનાં કેટલાંક અવતરણ મળે છે. અનંગહર્ષનું બીજું નાટક 'તાપસ-વત્સરાજ' છે. એમાં વત્સરાજ ઉદયન, રાણી વાસવદત્તા અને મગધની રાજપુત્રી પદ્માવતીને લગતા પ્રસંગ નિરૂપાયા છે, જે ભાસ-કૃત 'સ્વપ્ન-વાસવદત્ત'ની યાદ આપે છે. આમાં વાસવદત્તાની થયેલી દુર્દશાની અફવા સાંભળીને

વત્સરાજ તાપસ થાય છે, એ પ્રસંગ પરથી નાટકનું શીર્ષક પ્રયોજાયું છે. છેવટમાં પ્રયાગમાં વાસવદત્તાનો ભેટો થાય છે ને નાટક સુખાન્તમાં પરિણમે છે.

ગદ્યસાહિત્યમાં કથા અને આખ્યાયિકાના સ્વરૂપનો વિકાસ થયો. મૂળ 'પંચતંત્ર'ની રચના ઈ. સ. ૧૦૦ અને ૫૦૦ વચ્ચે થઈ જણાય છે, પરંતુ એ મૂળ કૃતિ હાલ ઉપલબ્ધ નથી. એની વર્તમાન પાઠ-પરંપરાઓમાં સહુ પ્રાચીન પરંપરા 'તંત્રાખ્યાયિકા' નામે કાશ્મીરી વાચનામાં મળેલ છે તેની રચના પ્રાયઃ આ કાલમાં થઈ જણાય છે.

કવિ દણ્ડીના 'દશકુમારચરિત'માં રાજપુત્ર રાજવાહન આદિ દસ કુમારો પરસ્પર પુનર્મિલન પામતાં પોતપોતાનાં સાહસોનું નિરૂપણ કરે છે એ નિમિત્તે અનેક વિવિધ કથાઓને એક સૂત્ર દ્વારા સંકલિત કરવામાં આવી છે. આ કૃતિમાં રસાળ ગદ્યશૈલીમાં પાત્રાલેખન તથા વાસ્તવિક જીવનનાં અનેક સુરેખ રેખાદર્શન રહેલાં છે. કવિ સુબન્ધુએ રચેલી 'વાસવદત્તા' એ કવિકલ્પિત તથા છે. એની નાયિકા વાસવદત્તા એ વત્સરાજ ઉદયનની રાણી વાસવદત્તાથી તદ્દન ભિન્ન છે. લાંબી અટપટી વાક્ય-રચનાઓ, અતિશય લાંબા સમાસો અને વિગતો તથા વર્ણનોની અતિવિપુલતા જેવાં ગૌડી રીતિ અને કૃત્રિમ કાવ્યશૈલીનાં લક્ષણ આમાં વિશેષ પ્રમાણમાં રહેલાં છે.

આ લક્ષણ કવિ બાણભટ્ટની કૃતિઓમાં પણ ભરપૂર રીતે રહેલાં છે. બાણભટ્ટ એ વાત્સ્યાયન કુલનો વિદ્વાન બ્રાહ્મણ હતો. નાનપણથી એ સ્વતંત્ર પ્રકૃતિનો હતો અને રાજકૃપાની પરવા કરતો નહિ. એની વિરુદ્ધ હર્ષદેવને કાનભંભેરણી કરવામાં આવી ત્યારે રાજાના એક સંબંધીની ભલામણથી એણે હર્ષદેવની મુલાકાત લીધી ને થોડા દિવસમાં એ એની પરમ પ્રીતિનું પાત્ર બની ગયો. પછી એણે 'હર્ષચરિત' લખવાનું આરંભ્યું. એમાં આરંભમાં બાણે પોતાના કુલનો તથા શૈશવનો તેમ જ પોતાને થયેલા હર્ષદેવના સમાગમના સંયોગોનો વિગતવાર વૃત્તાંત આપ્યો છે. પછી શ્રીકંઠદેશ, સ્થાણ્વીશ્વર નગર, વંશ-સ્થાપક પુષ્યભૂતિ, પ્રતાપશીલ પ્રભાકરવર્ધન, રાજ્યવર્ધન અને હર્ષવર્ધનની કુમારાવસ્થા, રાજ્યશ્રીનો વિવાહ, પ્રભાકરવર્ધનની જીવલેણ માંદગી, રાજ્યવર્ધનનો વિજય તથા વધ, હર્ષવર્ધનનું ગૌડરાજ સામે પ્રયાણ, રાજ્યશ્રીની શોધ ઇત્યાદિ અનેક ચરિતાત્મક પ્રસંગોનું સવિસ્તર નિરૂપણ કર્યું છે. આઠમા ઉચ્છ્વાસને અંતે 'હર્ષચરિત' અધવચ અપૂર્ણ રહી જાય છે. છતાં એ જેટલું છે તેટલુંય ચક્રવર્તી હર્ષદેવના જીવનચરિત માટે ઘણું ઉપયોગી નીવડ્યું છે. કવિએ 'હર્ષચરિત'ને આખ્યાયિકા કહેલ છે, જ્યારે 'કાદંબરી'ને કથા કહી છે. આ પરથી ઐતિહાસિક કથાનક ધરાવે તે આખ્યાયિકા અને કલ્પિત કથાનક ધરાવે તે કથા એવો ભેદ પડ્યો છે.

'કાદંબરી'માં બાણભટ્ટની કલા પૂર્ણકળાએ ખીલી છે. એનું કથાનક કવિકલ્પિત છે. એમાં વિશેષતઃ મહાશ્વેતા અને પુંડરીક વચ્ચે તથા કાદંબરી અને ચન્દ્રાપીડ વચ્ચે વિકસેલા ગાઢ પ્રણયનું સવિસ્તર નિરૂપણ કરવામાં આવ્યું છે. મહાશ્વેતા અને કાદંબરી અપ્સરા-કુલોમાં જન્મેલ કન્યાઓ હતી. પુંડરીક મુનિકુમાર હતો, તે મહાશ્વેતાના વિરહથી મૃત્યુ પામી અમાત્યપુત્ર વૈશંપાયન તરીકે જન્મ્યો અને પછી પાછો અજાણતાં મહાશ્વેતાનો શાપ પામી શુકયોનિમાં અવતર્યો. રાજપુત્ર ચન્દ્રાપીડ ચન્દ્રનો અવતાર હતો અને કાદંબરીના વિરહની વ્યાથાથી મૃત્યુ પામી રાજા શૂદ્રક તરીકે પુનર્ભવ પામ્યો. છેવટમાં શુક અને શૂદ્રકના જીવ પુંડરીક અને ચંદ્રાપીડના દેહમાં પુનઃ પ્રવેશ પામતાં પુંડરીક અને ચંદ્રાપીડ સજીવન થયા અને બંને યુગલોનો પ્રણય પરિણયમાં પરિણમ્યો. એ રીતે આખી કથા સુખાન્તથી સમાપ્ત થાય છે. 'હર્ષચરિત'ની જેમ 'કાદંબરી' પણ બાણ પૂરી કરી શક્યો નહોતો, પરંતુ એની અધૂરી રહેલી 'કાદંબરી' ને એના પુત્રે પૂરી કરી છે. સુબંધુની 'વાસવદત્તા'માં જણાવ્યાં તેવાં કૃત્રિમતા તથા જટિલતાનાં લક્ષણોને લઈને બાણની આ કૃતિઓમાંય કાવ્યરસની ક્ષતિ પહોંચ્યા કરે છે ને વાચકની ધીરજની કસોટી થયા કરે છે. છતાં એ કાલના સહૃદય વાચકો આ લક્ષણો માટે અભિરુચિ ધરાવતા હોઈ, એમાં કવિત્વનું કૌશલ ગણાતું. અર્વાચીન દૃષ્ટિએ જોતાં બાણભટ્ટની આ ગદ્યકૃતિઓમાં નિસર્ગ તથા સંસારનું સૂક્ષ્મ નિરીક્ષણ તેમ જ નિરૂપણ, જુદા જુદા વર્ગનાં નરનારી તથા પ્રાણીઓનું રસમય પાત્રાલેખન, માનવહૃદયના સૂક્ષ્મ ભાવોની અભિવ્યક્તિ, સંવાદોમાં આવતી ઉક્તિઓની ભાવવાહિતા ઇત્યાદિ અનેક ગુણો કવિની પ્રતિભા વ્યક્ત કરે છે. બાણ જાણે જે કંઈ લે છે તેને પૂર્ણતાએ પહોંચાડે છે ને એમાં લેશમાત્ર મણા રહેવા દેતા નથી. યમક અને અનુપ્રાસ જેવા શબ્દલંકારોના તથા શબ્દશ્લેષ અને અર્થશ્લેષણના બહોળા પ્રયોગને લઈને એની અનેક ઉક્તિઓનો બિન-ભારતીય ભાષાઓમાં અનુવાદ કરવો લગભગ અશક્ય બની જાય છે. વળી એમાં એનાં દીર્ઘ સમાસપદો તથા સુદીર્ઘ વાક્ય-રચનાઓની ચમત્કૃતિ પણ લાવી શકાય તેમ નથી. બાણ શબ્દભંડોળની જે અજબ સમૃદ્ધિ ધરાવે છે તે પણ મૂળ સંસ્કૃતમાં અને બહુધા એમાંથી ઊતરી આવેલી ભાષાઓમાં જ વ્યક્ત થઈ શકે. સંસ્કૃત સાહિત્યમાં 'કાવ્ય' વ્યાપક અર્થ ધરાવે છે અને ગદ્ય એ કાવ્યનો નિકષ (કસોટી) ગણાય છે. સંસ્કૃત કાવ્યમાં ગદ્યકવિ તરીકે બાણભટ્ટ સર્વોચ્ચ સ્થાન ધરાવે છે.

કથા-સાહિત્યમાં પ્રાકૃત ભાષામાં પણ કેટલોક કૃતિઓ રચાઈ. હરિભદ્ર-સૂરિની 'સમરાઇચ્ચકહા'('સમરાદિત્યકથા')માં ઉજ્જનના રાજા સમરાદિત્ય

અને એના પર વેર વાળવા મથતા ગિરિસેન ચંડાલની વચ્ચે છેલ્લા આઠ પૂર્વભવો તથા ચાલુ ભવ દરમ્યાન ચાલેલા વૈર-પ્રસંગોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. સૂરિએ આ કથા ધર્મકથા તરીકે આલેખી છે. ભાષા મહારાષ્ટ્રી પ્રાકૃત છે અને તે મોટે ભાગે સરળ અને પ્રવાહી છે. ગદ્યમાં ગૌડી શૈલીની કેટલીક અસર રહેલી છે. પદ્ય-ભાગ આર્યા છંદમાં છે. 'ધુત્તક્ખાણ' ('ધૂર્તાખ્યાન') એ હરિભદ્રસૂરિની બીજી કથાકૃતિ છે. એની ભાષા તથા શૈલી 'સમરાદિત્યકથા'ની ભાષા તથા શૈલી જેવી છે. એમાં પાંચ આખ્યાન આપ્યાં છે. પાંચ ધૂર્તજનો ઉજ્જનના ઉદ્યાનમાં પોતપોતાના અનુભવ નિરૂપે છે અને પોતાની અસંભવિત વાતોને રામાયણ-મહાભારત અને પુરાણોમાં આપેલા સમાન પ્રસંગોથી પ્રતિપ્રાદિત કરી બતાવે છે. આમ આમાં બ્રાહ્મણધર્મની પૌરાણિક કથાઓની અવાસ્તવિકતા અંગે ભારે વ્યંગ(કટાક્ષ) કરેલો છે.

કવિ વાક્પતિએ 'ગૌડવહો('ગૌડવધ')માં કનોજના યશસ્વી નરેશ યશોવર્માના દિગ્વિજયની યશોગાથા ગાઈ છે. આ કૃતિ મહારાષ્ટ્રી પ્રાકૃતમાં આર્યા છંદમાં રચાઈ છે. દિગ્વિજયમાંના ઘણા પ્રસંગ ઐતિહાસિક નહિ, પણ રૂઢિગત લાગે છે. ગૌડવધ વિશે છેક અંત આછો ઉલ્લેખ આવે છે, આથી યશોવર્માએ કરેલ મગધરાજનો પરાજય તથા વધ વર્ણવાયો છે તે મગધરાજ આ ગૌડ હોવા સંભવે છે એમ મનાય છે. આ કાવ્યમાં ઋતુઓ, સૂર્યોદય, સૂર્યાસ્ત, પર્વતો, નદીઓ, દેવાલયો ઇત્યાદિ અનેક વર્ણનીય વિષયોનાં વર્ણન આપેલાં છે. વાક્પતિ રાજા યશોવર્માનો આશ્રિત કવિ હતો અને ભવભૂતિનો શિષ્ય હતો. કાવ્યના આરંભમાં એણે બ્રહ્મા, વિષ્ણુ, શિવ ઇત્યાદિ દેવદેવીઓનું તથા ભાસ, કાલિદાસ અને ભવભૂતિ જેવા કવિઓનું સ્મરણ કર્યું છે. આ કવિએ 'મહુમહવિઅઅ' ('મધુમથવિજય') નામે બીજું કાવ્ય રચેલું, તે હાલ ઉપલબ્ધ નથી.

કોઊહલ નામે બ્રાહ્મણે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં રચેલ 'લીલાવઈ' (લીલાવતી)માં પ્રતિષ્ઠાનના રાજા સાતવાહન અને સિંહલદેશની રાજકન્યા લીલાવતી વચ્ચેના પ્રણયનું નિરૂપણ કરેલું છે. આ કવિ આઠમી સદીમાં થયો જણાય છે. એનું ગદ્ય તથા પદ્ય કાવ્યની દૃષ્ટિએ રસાળ અને અલંકૃત છે.

પુરાણોમાં 'ભાગવત-પુરાણ'ની રચના આ કાલ દરમ્યાન થઈ લાગે છે. વૈષ્ણવ સંપ્રદાયનું એ સહુથી મહત્ત્વનું અને સહુથી લોકપ્રિય પુરાણ છે એના બાર સ્કંધ છે. 'વામનપુરાણ'માં વૈષ્ણવ, શૈવ અને શક્તિ માહાત્મ્યોનું સંકલન થયેલું છે. 'વરાહપુરાણ' વૈષ્ણવ સંપ્રદાયનું છે, જ્યારે 'કૂર્મ-પુરાણ' શૈવ સંપ્રદાયનું છે. 'લિંગપુરાણ' એ ભાગવતનું લગભગ સમકાલીન એવું શૈવ પુરાણ છે.

સ્મૃતિ-સાહિત્યમાં નારદસ્મૃતિ પર અસહાયે લખેલું ભાષ્ય નોંધપાત્ર છે. અસહાયે ગૌતમ અને મનુની કૃતિઓ પર પણ ભાષ્ય લખ્યું હતું. એ સાતમી સદીમાં થયા જણાય છે. કામન્દકે કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર' પરથી પદ્યમાં રચેલ 'નીતિસાર' આઠમી સદીના પૂર્વાર્ધમાં રચાયો લાગે છે, પરંતુ એમાં પ્રાયઃ મૌર્યકાલીન રાજ્યશાસ્ત્ર તથા રાજનીતિનું પ્રતિબિંબ પડે છે.

દાર્શનિક સાહિત્યમાં ઉદ્દ્યોતકર-કૃત 'ન્યાયવાર્ત્તિક', ધર્મકીર્તિ કૃત 'ન્યાય-બિન્દુ', ધર્મોત્તર-કૃત 'ન્યાયબિન્દુ-ટીકા', મલ્લવાદીએ એના પર લખેલું ટિપ્પન, અકલંક-કૃત 'ન્યાયવિનિશ્ચય', શાબર-ભાષ્ય પરના વિવરણરૂપે પ્રભાકરે લખેલ 'બૃહતી' અને કુમારિલે લખેલ 'શ્લોકવાર્ત્તિક', 'તન્ત્રવાર્ત્તિક' અને 'ટુપ્ટીકા' જેવા ગણનાપાત્ર ગ્રન્થોનો ઉમેરો થયો.

જૈન સાહિત્યમાં હરિભદ્રસૂરિએ અનેકાન્તવાદપ્રવેશ તથા અનેકાન્તજય-પતાકા, ન્યાયવિનિશ્ચય, યોગશતક, યોગદષ્ટિસમુચ્ચય અને યોગબિન્દુ જેવા દાર્શનિક ગ્રન્થો ઉપરાંત ઉપદેશપદ, ધર્મબિન્દુ, ધર્મસંગ્રહણી, લઘુક્ષેત્ર-સમાસ જેવા અનેકાનેક પ્રકરણ-ગ્રન્થ લખ્યા. આગમ-ગ્રન્થો પરનાં વિવરણોમાં જિન-ભદ્રગણિ ક્ષમાશ્રમણનાં ભાષ્યો, જિનદાસગણિ મહત્તરની ચર્ણિઓ તેમ જ હરિભદ્રસૂરિની વૃત્તિઓ ખાસ નોંધપાત્ર છે.

શાસ્ત્રીય સાહિત્યમાં કાવ્યશાસ્ત્ર તથા શબ્દશાસ્ત્ર તેમ જ જ્યોતિષ તથા આયુર્વેદ ખાસ મહત્ત્વ ધરાવે છે.

'ભટ્ટિકાવ્ય'માં શબ્દશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રનાં જે ઉદાહરણ આપેલાં છે તે એ બંને શાસ્ત્રોની દષ્ટિએ ઘણાં ઉપયોગી છે. એમાં કાવ્યશાસ્ત્રને લગતો જે પ્રસન્ન-કાણ્ડ આપવામાં આવ્યો છે, તેમાં શબ્દાલંકારો તથા અર્થાલંકારોનાં વિગતવાર ઉદાહરણ આપેલાં છે. વળી એ પછી માધુર્ય ભાવિકત્વ અને ભાષા-સમાવેશનાંય ઉદાહરણ આપ્યાં છે. ભટ્ટિએ કાવ્યશાસ્ત્ર વિશે કોઈ સ્વતંત્ર શાસ્ત્રીય ગ્રન્થ લખ્યો નથી, પરંતુ એનાં ઉદાહરણો આ કાલની પરંપરાનો સારો ખ્યાલ આપે છે. ભટ્ટિના સમયની નજીકમાં ભામહે 'કાવ્યાલંકાર' લખ્યો છે અને એ પછી દંડીએ 'કાવ્યાદર્શ' (=કાવ્યદર્પણ) નામે ગ્રન્થ લખ્યો છે. આ ગ્રન્થોમાં કાવ્યનાં લક્ષણો, પ્રકારો, ગુણો, અલંકારો ઇત્યાદિની સમજૂતી આપી છે.

વરાહમિહિરે 'બૃહત્સંહિતા'ના એક અધ્યાયમાં ૬૦ જેટલા વિવિધ છંદોનાં નામ સાથે ઉદાહરણ આપ્યાં છે. વિરહાંકે 'વૃત્તજાતિસમુચ્ચય'માં સંસ્કૃત તથા

પ્રાકૃત સાહિત્યમાં પ્રયોજાતા વૃત્તો(અક્ષરમેળ છંદો) અને જાતિઓ(માત્રામેળ છંદો)નાં નામ, લક્ષણ તથા ઉદાહરણ આપ્યાં છે.

શબ્દકોશના ગ્રંથોમાં અમર-કૃત 'નામલિંગાનુશાસન', જે સંક્ષેપમાં 'અમરકોશ' તરીકે જાણીતો છે. તે સંસ્કૃત શબ્દકોશોમાં સહુથી વધુ લોકપ્રિય છે. એનો કર્તા બૌદ્ધ હતો અને પ્રાયઃ આ કાલ દરમ્યાન થયો. એણે અગાઉના અનેક શબ્દકોશોનો ઉપયોગ કર્યો છે. પરંતુ આ કોશ એટલો ઉત્કૃષ્ટ નીવડ્યો કે એની અગાઉના સર્વ કોશ વિસારે પડી ગયા. 'અમરકોશ'માં નામોને વિષયવાર વર્ગીકૃત કરવામાં આવ્યાં છે અને દરેક પદાર્થનાં એકાર્થ નામોને પર્યાય તરીકે સાથે ગોઠવવામાં આવ્યાં છે. આખો કોશ કંઠસ્થ રાખવાની સરળતા ખાતર પદ્યમાં રચવામાં આવ્યો છે અને એમાં નામોનાં લિંગ પણ દર્શાવવામાં આવ્યાં છે. આ કોશના ત્રણ કાણ્ડ છે. પ્રથમ કાણ્ડમાં સ્વર્ગ, આકાશ, દિશા, કાલ, બુદ્ધિ, વાણી, નાટ્ય, પાતાલ, નરક, જલ ઇત્યાદિ વર્ગના પદાર્થોનાં નામ આપવામાં આવ્યાં છે, જ્યારે દ્વિતીય કાણ્ડમાં ભૂમિ, નગર, પર્વત, વનસ્પતિ, પશુપંખી, મનુષ્ય, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર ઇત્યાદિ વર્ગના પદાર્થોનાં નામ ગણાવ્યાં છે. ત્રીજા કાણ્ડમાં વિશેષણો, ભાવવાચક નામો અને અવ્યયો ઉપરાંત નામોના નાનાર્થ(અનેકાર્થ) તથા નામોનાં લિંગોને લગતા વર્ગ પણ આપવામાં આવ્યા છે. સંસ્કૃત શબ્દકોશોમાં નામોના અનેકાર્થ આપવાની વર્તમાન પદ્ધતિ કરતાં એકાર્થ નામોને સાથે આપવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત હતી.

શબ્દશાસ્ત્ર(વ્યાકરણ)ના શિક્ષણમાં પાણિનિસૂત્ર, ધાતુપાઠ, ખિલત્રય અને કાશિકાવૃત્તિ ભણાવાતાં. પછી પતંજલિનું 'મહાભાષ્ય' શીખવાતું. એ ભાષ્ય પર ભર્તૃહરિએ વૃત્તિ લખેલી, તે હાલ ઉપલબ્ધ નથી. આ લેખક સાતમી સદીના પૂર્વાર્ધમાં થયો. એની બીજી કૃતિ 'વાક્યપદીય' છે, એના ત્રણ કાંડ છે, જેમાં વર્ણ, વાક્ય અને પદને લગતા ભિન્નભિન્ન મતોની મીમાંસા કરવામાં આવી છે. આ ગ્રન્થમાં શબ્દવિદ્યાના તર્કનાં પગરણ મંડાયાં છે. ભર્તૃહરિએ આ ઉપરાંત એક ત્રીજી કૃતિ પણ રચી હતી, જે હાલ ઉપલબ્ધ નથી. 'કાશિકા-વૃત્તિ' ઈ. સ. ૬૬૦ ના અરસામાં લખાઈ લાગે છે. જયાદિત્યે એના પહેલા પાંચ અધ્યાય વામને લખ્યા, પછી એ કૃતિ એને હાથે અધૂરી રહી લાગે છે; પછીના ત્રણ અધ્યાય લખ્યા છે. એ બંને વિદ્વાન કાશ્મીરના હતા અને બૌદ્ધ સંપ્રદાયના હતા. જિનેન્દ્ર બુદ્ધિ નામે બૌદ્ધ વિદ્વાને કાશિકાવૃત્તિ પર ન્યાસ લખ્યો છે. એનો ઉલ્લેખ 'માઘકાવ્ય'માં આવે છે.

'ભટ્ટિકાવ્ય' સ્પષ્ટતઃ શબ્દશાસ્ત્રને, સંકલિત ઉદાહરણો દ્વારા, સુબોધ કરવા રચાયું છે. એમાં ભટ્ટિએ અધિકાર-કાંડ અને તિઙન્ત કાંડને મુખ્ય સ્થાન આપીને બાકીની મહત્ત્વની બાબતોને પ્રકીર્ણકાંડમાં સમાવી છે.

સંસ્કૃત ભાષાના વ્યાકરણમાં પાણિનિ-તંત્ર ઉપરાંત બીજાં નવાં તંત્ર પ્રચલિત થયાં. ચન્દ્ર કે ચન્દ્રગોમી નામે બૌદ્ધ વિદ્વાને ચાન્દ્ર વ્યાકરણ કર્યું, જે કાશ્મીર, તિબેટ, નેપાલ અને શ્રીલંકામાં ઘણું પ્રચલિત થયું. ભર્તૃહરિના 'વાક્યપદીય'માં એનો ઉલ્લેખ આવે છે. 'કાશિકાવૃત્તિ'માં એમાંનાં અનેક સૂત્ર લેવામાં આવ્યાં છે. ચાન્દ્ર વ્યાકરણનો સૂત્રગ્રન્થ ચાર-ચાર પાદના ૭ અધ્યાયોમાં લખાયો છે.

એવું એક બીજું તંત્ર જૈનેન્દ્રવ્યાકરણનું છે. એમાં પાણિનિ-કૃત 'અષ્ટાધ્યાયી'નાં સૂત્રો અને કાત્યાયન-કૃત વાર્તિકોને આમતેમ આઘાંપાછાં કરી બને તેટલાં સંકલિત કરવામાં આવ્યાં છે. આ વ્યાકરણ જિનેન્દ્ર-કૃત ગણાય છે, પરંતુ એનો ખરો કર્તા પૂજ્યપાદ દેવનંદી છે, જે પશ્ચિમી ગંગ વંશના રાજા દુર્વિનીત-(લગભગ ઈ. સ. ૫૪૦-૬૦૦)ના ગુરુ હતા. પૂજ્યપાદે 'શબ્દાવતાર' નામે વ્યાકરણગ્રન્થ લખ્યો છે. રાજા દુર્વિનીતે 'કિરાતાર્જુનીય'ના ૧૫મા સર્ગ પર વૃત્તિ લખી છે તેમાં તેની વ્યાકરણ-રુચિની પ્રતીતિ થાય છે.

જ્યોતિષશાસ્ત્રમાં વરાહમિહિર પછી બ્રહ્મગુપ્તનો ફાળો નોંધપાત્ર છે. એણે શક ૫૫૦(ઈ. સ. ૬૨૮-૨૯)માં 'બ્રહ્મસિદ્ધાન્ત' લખ્યો છે. આ ગ્રન્થ પશ્ચિમ ભારતમાં સૈકાઓ સુધી પ્રચલિત રહ્યો. એનો બીજો ગ્રન્થ 'ખણ્ડખાદ્ય' છે. એ શક ૫૮૭(ઈ. સ. ૬૬૫-૬૬)માં લખાયો લાગે છે. જાતક (જન્મગ્રહયોગ અને એનું ફલિત) વિશે વારાહમિહિરની જેમ કેટલાક બીજા જ્યોતિષીઓએ પણ પુસ્તક લખ્યાં છે, પરંતુ તેમનો સમય નક્કી કરવો મુશ્કેલ છે.

આયુર્વેદ(ચિકિત્સાવિદ્યા)નાં આઠ અંગ વિકસ્યાં હતાં. એમાં શલ્યનિવારણ, શસ્ત્રક્રિયા, કાયચિકિત્સા, ભૂતશાન્તિ, બાલચિકિત્સા, વિષચિકિત્સા, રસાયન અને વાજીકરણનો સમાવેશ થતો. અગાઉ ચરક અને સુશ્રુતના ગ્રન્થોમાં ચિકિત્સા અને શસ્ત્રક્રિયાનું નિરૂપણ થયેલું. હવે આ કાલ દરમ્યાન એમાં બે વાગ્ભટની કૃતિઓનો ઉમેરો થયો. એમાં આયુર્વેદનું તાત્કાલીન દૃષ્ટિએ નવેસર નિરૂપણ કરવામાં આવ્યું છે. બંને કર્તાઓનું નમ 'વાગ્ભટ' છે. વૃદ્ધ (મોટા) વાગ્ભટ સાતમી સદીના આરંભમાં થયા. 'અષ્ટાંગહૃદય' એમની કૃતિ છે, જે સુશ્રુતસંહિતાની જેમ મિશ્ર ગદ્ય-પદ્યમાં લખાઈ છે. બીજો વાગ્ભટ આઠમી સદીના આરંભમાં થયો જણાય છે. એના ગ્રન્થનું નામ 'અષ્ટાંગહૃદયસંહિતા' છે.

બંને વાગ્ભટ બૌદ્ધ હતા. બંનેએ પોતાના ગ્રન્થોમાં આયુર્વેદનાં આઠેય અંગોનું હાર્દ સમજાવ્યું છે.

આમ સંસ્કૃત, પ્રાકૃત તથા તામિલ ભાષાના સાહિત્યમાં આ કાલ દરમ્યાન વિવિધ કાવ્યો તથા શાસ્ત્રોમાં કેટલીક ગણનાપાત્ર કૃતિઓનો ફાળો નોંધાયો છે.

**સ્થાપત્ય**

આ કાલ દરમ્યાન સ્થાપત્યમાં શૈલ-ઉત્કીર્ણ તથા ચણતરી—એ બંને પ્રકાર પ્રચલિત રહ્યા. શૈલ-ગૃહોમાં બૌદ્ધ શૈલગૃહો અગ્રિમ સ્થાન ધરાવે છે.

અજંટાનાં શૈલ-ગૃહોમાં આ કાલ દરમ્યાન એક ચૈત્યગૃહ અને કેટલાક વિહાર ઉમેરાયા. આ ચૈત્યગૃહ (ગુફા નં. ૨૬) ગુપ્તકાલીન ચૈત્યગૃહ (ગુફા નં. ૧૯) કરતાં મોટું છે. વરંડા, અગ્રભિત્તિ તેમ જ ચૈત્યખંડમાં અનેક બૌદ્ધ શિલ્પ કંડારેલાં છે. સ્તંભોની શિરાવટી આમલક ઘાટની છે. સ્તૂપની પીઠિકાની આગળ ગોખલામાં સિંહાસન પર બેઠેલા ભગવાન બુદ્ધની પ્રતિમા નજરે પડે છે. વરંડાની દીવાલ પર કોતરેલા લેખમાં આ સુગતાલય (બુદ્ધ-મંદિર) ભિક્ષુ બુદ્ધભદ્રે પોતાના મિત્ર ભવ્વિરાજ, જે અશ્મકરાજનો મંત્રી હતો, તેને ઉદ્દેશીને કરાવ્યું હોવાનું જણાવ્યું છે.

વિહારોમાં ગુફા નં. ૨૧ થી ૨૫, નં. ૧ થી ૫ અને નં. ૨૭–૨૮ એવો રચનાક્રમ રહેલો જણાય છે. ગુફા નં. ૨૧–૨૫ છઠ્ઠી સદીના ઉત્તરાર્ધની છે. ગુફા નં. ૨૧ના વિહારમાં વરંડાની બંને બાજુએ એકેક નાનું ગર્ભગૃહ છે. પાછલા ભાગમાં મુખ્ય ગર્ભગૃહ છે. ગુફા નં. ૨૨ નો વિહાર નાનો છે; ગુફા નં. ૨૩ નો વિહાર વિશાળ છે, પણ અધૂરો છે. ગુફા નં. ૨૪ના વિહારના સભાખંડને ૨૦ સ્તંભ છે. આ વિહારની અંદરની ઘણી કોતરણી અધૂરી રહી ગઈ છે, નહિતો એ આ સમસ્ત વિહારસમૂહનો સહુથી ભવ્ય વિહાર બનત, એવું એના થયેલા કોતરકામ પરથી સૂચિત થાય છે. માત્ર એના પ્રવેશખંડને જ પૂરો કંડારવામાં આવ્યો છે અને એના ૭ માંથી પાંચ સ્તંભ તૂટી ગયા છે. ગુફા નં. ૨૫ નાની અને અધૂરી છે. ગુફા નં. ૨૬ નું ચૈત્યગૃહ આ વિહારો સાથે સંબંધ ધરાવે છે.

ગુફા નં. ૧ થી ૫ સાતમી સદીના આરંભની છે. એમાં ગુફા નં. ૧ અને ૨ ખાસ દર્શનીય છે. ગુફા નં. ૧ ના વિહારની શૃંગારચોકીનો કેટલોક ભાગ તૂટી પડ્યો છે, છતાં તેના સુશોભિત સ્તંભો અને પાટડા પરની સુશોભિત શિલ્પ-પટ્ટીઓને લઈને વિહારનો મુખભાગ ઘણો શ્રમસાધ્ય અને દર્શનીય બન્યો છે (આકૃતિ ૨૯). પ્રવેશખંડની બંને બાજુએ એકેક નાનું ચૈત્યગૃહ આવેલું છે. તેમાં વ્યાખ્યાન દેતા ભગવાન બુદ્ધની પૂરા કદની મૂર્તિ નજરે પડે છે. મધ્યના

સભાખંડની ત્રણ બાજુએ આવાસકુટીઓ છે. સભાખંડની અંદર ૨૦ સ્તંભ કંડારેલા છે. સ્તંભનો ઘાટ કલાત્મક તથા વૈવિધ્યપૂર્ણ છે. એની શિરાવટીના મધ્યમાં કીચકની આકૃતિ અને એના નિર્ગત (બહાર નીકળતા) છેડાઓ પર પુષ્પમાળા લઈ આવી રહેલ ઉપાસક દેવયુગલોની સુંદર આકૃતિઓ નજરે પડે છે. સ્તંભોની કુંભીઓ પર પણ દેવદેવીઓની આકૃતિઓ કોતરી છે. પાછલા ગર્ભગૃહમાં ધર્મચક્ર-પ્રવર્તન કરતા ભગવાન બુદ્ધની મોટી પ્રતિમા છે. આ આખું-શૈલગૃહ સુંદર ચિત્રોથી અલંકૃત કરેલું હતું. હજી એમાંનાં કેટલાંક ચિત્ર ઠીક ઠીક જળવાઈ રહ્યાં છે.

ગુફા નં. ૨ નો વિહાર એના કરતાં કંઈક નાનો પણ વધારે સપ્રમાણ અને સુયોજિત છે પ્રવેશખંડની બંને બાજુએ એકેક નાનું ચૈત્યગૃહ છે. સભાખંડ નાનો હોઈ એમાં માત્ર સ્તંભ છે. એની બંને બાજુએ પાંચપાંચ આવાસ-કુટીઓ આવેલી છે. સભાખંડમાંના તથા પ્રવેશખંડમાંના સ્તંભ ઘણા કલાત્મક છે. ચૈત્યગૃહોની આગળ આવેલ શૃંગારચોકીઓના સ્તંભો પર કંડારેલી શાલ-ભંજિકાઓની શિલ્પકૃતિઓ મનોહર છે. પાછલા ચૈત્યગૃહમાં વ્યાખ્યાન કરતા ભગવાન બુદ્ધની પ્રતિમા કંડારેલી છે. વિહારમાં ઘણાં સુંદર ચિત્ર જળવાયાં છે. વિહાર નં. ૩ અધૂરો છે.

ગુફા નં. ૪ નો વિહાર કદમાં સહુથી મોટો છે, પરંતુ તેનું કંડારકામ અધૂરું રહી ગયું છે. એનો સભાખંડ ૨૮ સ્તંભવાળો છે. પ્રવેશખંડના અષ્ટકોણ સ્તંભોની શિરાવટીઓ તથા સભાખંડના મધ્યદ્વારનાં સુશોભનો આકર્ષક છે. સભાખંડ પૂરો કંડારેલો છે; માત્ર આવાસકુટીઓ અધૂરી છે. પાછલા ગર્ભગૃહમાં વ્યાખ્યાન કરતા ભગવાન બુદ્ધની કદાવર પ્રતિમા છે. એની બે બાજુએ બોધિસત્વ વજ્રપાણિ અને પદ્મપાણિ નજરે પડે છે. ગુફા નં. ૫ પણ અધૂરી છે.

ગુફા નં. ૨૭ અને ૨૮ તે પછીના ચરણમાં કંડારેલી જણાય છે. એમાંનો પહેલો વિહાર બાજુમાં આવેલ ચૈત્યગૃહ સાથે સંલગ્ન છે. આ શૈલગૃહ ૮ મી-૯મી સદી દરમ્યાન પણ વપરાશમાં હતાં. વિહારમાં સભાખંડ, અંતરાલ, ગર્ભગૃહ તથા આવાસકુટીઓ છે. એનો ડાબી બાજુનો ઘણો ભાગ તૂટી ગયો છે. ગુફા નં. ૨૮ નો દુર્ગમ વિહાર વંરડા કંડારીને અધૂરો છોડી દીધેલો છે. અર્ધવૃત્તાંકારે રહેલાં આ શૈલગૃહોની સળંગ હરોળ અહીં પૂરી થાય છે.

ગુફા નં. ૨૦ અને ૨૧ ની વચ્ચે ઊંચે આવેલ ભાગમાં અધૂરું દુર્ગમ ચૈત્યગૃહ આવેલું છે, એ ગુફાને નં. ૨૯ આપવામાં આવ્યો છે.

ચાલુક્ય ચક્રવર્તી પુલકેશી બીજાના પરાભવ પછી અર્થાત્ સાતમી સદીના મધ્યમાં અજંટાનાં શૈલગૃહોની રચનાની પ્રવૃત્તિ અટકી પડી લાગે છે. યુઆન શ્વાંગે મહારાષ્ટ્રના પ્રવાસની નોંધમાં આ શૈલગૃહોનું વર્ણન કર્યું છે. એમાં એ પશ્ચિમ ભારતના અચલે બંધાવેલા એક વિહારનો નિર્દેશ કરે છે. ગુફા નં ૨૬ માંના શિલાલેખમાં પણ અર્હત અચલે આ પર્વત પર કરાવેલા શૈલગૃહનો ઉલ્લેખ આવે છે. યુઆન શ્વાંગ એક વિહારમાંના વિશાળ ગર્ભગૃહનો તથા તેમાંની કદાવર પ્રતિમાનો તેમ જ તેની દીવાલો પરનાં ચિત્રોનો નિર્દેશ કરે છે. આ ઉલ્લેખ ગુફા નં. ૧૬ ને લાગુ પડે છે, જેના પ્રવેશ-સોપાનની બંને બાજુએ કંડારેલ એકેક હસ્તીની આકૃતિનો એ આ સંદર્ભમાં નિર્દેશ કરે છે.

ઔરંગાબાદ નજીક આવેલ એલોરા પાસેના ડુંગરમાં બૌદ્ધ, બ્રાહ્મણ અને જૈન—એ ત્રણેય સંપ્રદાયોનાં શૈલગૃહ કંડારાયાં છે. દક્ષિણમાં આવેલાં બાર શૈલગૃહ બૌદ્ધ છે; તેની રચના ઈ. સ. ૬૦૦ થી ૭૫૦ દરમ્યાન થઈ જણાય છે. એમાં ગુફા નં. ૧ થી ૫ વહેલી કંડારાઈ છે. આ ગુફાઓ એક મજલાની અને વિહારના આકારની છે. એમાં વરંડા, મધ્ય ખંડ, બાજુની આવાસકુટીઓ, અંતરાલ અને પાછલું ગર્ભગૃહ—એવી પ્રચલિત આયોજનાવાળા વિહાર કરેલા છે. ગુફા નં. ૧ સલાટોના તાત્કાલિક રહેઠાણ માટે કરી લાગે છે. ગુફા નં. ૨ માં બાજુની આવાસકુટીઓને બદલે સાત-સાત પ્રતિમાગૃહોની એકેક સળંગ હરોળ કરેલી છે. આ રીતે આ ગુફા મુખ્યતઃ ચૈત્યનું પ્રયોજન ધરાવે છે, છતાં એનો ઘાટ વિહારનો છે અને એમાં મુખ્ય ગર્ભગૃહની બે બાજુએ એકેક આવાસ-કુટી પણ કંડારેલી છે. મંડપમાં ૧૨ સ્તંભ છે અને તેની પાછળ આવેલા મુખ્ય ગર્ભગૃહમાં સિંહાસન પર બેઠેલા બુદ્ધની પ્રતિમા નજરે પડે છે. ગુફા નં. ૫ સહુથી વિશાળ છે. એનો મંડપ ઊંડા અને સાંકડા લંબચોરસ ઘાટનો છે. દસ-દસ સ્તંભોની બે ઊભી સ્તંભાવલીઓ વડે એના મધ્યભાગ અને બે કક્ષાભાગ જુદા પડે છે. બંને કક્ષાભાગની બહારની બાજુએ આવાસકુટીઓ કંડારી છે. પાછલા ભાગમાં આડો અંતરાલ છે ને એની પાછળ વચ્ચે ચોરસ ગર્ભ-ગૃહ આવેલું છે, જેમાં ભગવાન બુદ્ધની પ્રતિમા રહેલી છે. મંડપના મધ્યભાગમાં સ્તંભાવલીઓની વચ્ચે અને એને સમાંતર બે સળંગ લાંબી સાંકડી ઓટલીઓ કંડારેલી છે. એના પર ભિક્ષુઓ સામસામી મુખ રાખીને ઉપાસના કરવા બેસતા હશે એવું જણાય છે. મંડપની બે બાજુએ કુલ ૧૭ આવાસકુટીઓ કંડારી છે. આમ, આ શૈલગૃહમાં વિહાર અને ચૈત્યગૃહનું સંયોજન કર્યું છે. આ શૈલગૃહોના સ્તંભોની શિરાવટી આમલક ઘાટની છે.

ગુફા નં. ૬ થી ૧૨ની રચના એ પછી થયેલી છે. ગુફા નં. ૬ માં મંડપના છેડા પરના સ્તંભ ઘટપલ્લવ ઘાટની શિરાવટી ધરાવે છે (આકૃતિ ૨૯ અ). અંતરાલની જમણી તથા ડાબી બાજુની દીવાલમાં તેમ જ ગર્ભગૃહના પ્રવેશદ્વારની બંને બાજુએ તારાઓ, બોધિસત્ત્વો વગેરેની આકૃતિઓ કોતરી છે. પ્રવેશદ્વારની સાખ પર ગંગા અને યમુનાની આકૃતિ પણ નજરે પડે છે. ગર્ભગૃહમાં વચ્ચે, બેઠેલા ભગવાન બુદ્ધની પ્રતિમા છે; એમની બે બાજુએ ચામરધારી બોધિસત્ત્વ ઊભેલા છે. ગુફા નં. ૭ માંનો વિહાર અધૂરો કંડારેલો છે. ગુફા નં. ૮ માં ગર્ભગૃહને પ્રદક્ષિણા-પથ વડે પછીતથી છૂટું પાડીને ચૈત્યનું મહત્ત્વ વધારવામાં આવ્યું છે. ગર્ભગૃહમાં ભગવાન બુદ્ધની જમણી બાજુએ બોધિસત્ત્વ પદ્મપાણિ અને ડાબી બાજુએ બોધિસત્ત્વ મૈત્રેય ચામર ઢોળે છે. ગુફા નં. ૯ નો મુખભાગ દર્શનીય છે. એના સ્તંભોની શિરાવટી ઘટ-પલ્લવ ઘાટની છે.

ગુફા નં. ૧૦ એ એલોરાનાં શૈલગૃહોમાં ચૈત્ય ઘાટની એકમાત્ર ગુફા છે. એ પશ્ચિમ ઘાટની સહુથી છેલ્લી શૈલોત્કીર્ણ ચૈત્ય-ગુફા છે. એને હાલ 'વિશ્વકર્મા ગુફા' અથવા 'સુતાર ઝોપડી' કહે છે. વરંડાની બે બાજુએ બબ્બે નાના ખંડ છે. મંડપની પછીત અર્ધ-વૃત્તાકાર છે ને દીવાલોને સમાંતર ૨૮ સ્તંભોની સ્તંભાવલી આવેલી છે. એના સ્તંભ સાદા અને અષ્ટકોણ છે. વચલા પ્રવેશદ્વાર સામેના બે સ્તંભ ઘટપલ્લવ ઘાટના અને અલંકૃત છે. સ્તૂપ ઊંચો ને બધી બાજુએ અલંકૃત છે. એની પીઠિકા ત્રણ મજલાની છે. એની આગળ ભગવાન બુદ્ધની મોટી પ્રતિમા કંડારેલી છે, જે પાછલી આખી પીઠિકાને ઢાંકી દે છે. આમ મહાયાન ચૈત્યગૃહોમાં સ્તૂપનું સ્થાન વધારે ને વધારે ગૌણ થતું ગયું. સ્તૂપના અંડની સરખામણીએ પીઠિકાની ઊંચાઈ વધતી રહી. આ ચૈત્ય-ગુફાના આગલા ભાગમાં એક ચોક છે, જેની ત્રણ બાજુએ વરંડા છે. ચૈત્યખંડના વચલા પ્રવેશદ્વારની ટોચ પર સૂર્ય-બારી રાખેલી છે, જેમાં થઈને ઊગતા સૂર્યનો પ્રકાશ સીધો બુદ્ધ-પ્રતિમાના મુખ પર પડે છે અને ત્યાંથી પ્રસારિત થઈને આખા ખંડને ઉજાસ આપે છે. પ્રાચીન કાલથી ચૈત્યગૃહમાં આવી સૂર્ય-બારીની જોગવાઈ કરવામાં આવતી, પરંતુ આ ચૈત્યગૃહમાં એના ઘાટમાં ઘણો ફેરફાર કરવામાં આવ્યો છે. મોટી બારીને બદલે નાનું બાકોરું કરવામાં આવ્યું છે ને એની બે બાજુએ કાટખૂણે નીચે નમતા એકેક પટો કંડારીને એને ત્રિદલ આકૃતિનો ઘાટ આપવામાં આવ્યો છે. બારીના ઉપલા ભાગની બે બાજુએ પવનમાં ફરફર થતાં વસ્ત્રવાળાં ઊડતાં બે ગંધર્વયુગલ ભગવાન બુદ્ધની ઉપાસના માટે આકાશમાર્ગે આવીને ઉપસ્થિત થયેલ હોય તેમ દર્શાવ્યું છે. વળી ચૈત્યગૃહબારી-

વાળા દ્વારની બે બાજુએ છેડા પર બોધિસત્ત્વની દેરી કંડારેલી છે; એમાં ડાબી બાજુની દેરીનું શિખર ઉત્તરના ભારતીય-આર્ય સ્વરૂપનું અને જમણી બાજુની દેરીનું દક્ષિણના દ્રવિડ સ્વરૂપનું છે. આમ આ ચૈત્યગૃહના સ્થપતિએ એના સ્વરૂપમાં કેટલાક સુધારાવધારા કર્યા છે. એલોરાનું આ ચૈત્યગૃહ અજંટાનાં મહાયાન ચૈત્યગૃહો કરતાં વધારે વિશાળ છે, પરંતુ એની શિલ્પસમૃદ્ધિ પ્રમાણમાં ઓછી છે.

ગુફા નં ૧૧ અને ૧૨ માંના વિહાર મોટા કદના અને ત્રણ ત્રણ મજલાના છે.[૧] પહેલા વિહારનો ચોક ઘણો ભવ્ય છે. પ્રવેશની ડાબી બાજુએ અવલોકિતેશ્વરનું ગર્ભગૃહ છે. નીચલા મજલામાં વરંડા છે, મંડપ નથી. વરંડાની પાછળ ગર્ભગૃહ છે, જેમાં ભગવાન બુદ્ધ અને બોધિસત્ત્વ અવલોકિતેશ્વર તથા વજ્રપાણિની પ્રતિમા નજરે પડે છે. વરંડાને ડાબે છેડે સીડી છે; ત્યાંથી પહેલે મજલે જવાય છે. એ મજલાનો વરંડો સાંકડો છે. એના પહેલા દ્વાર પાછળ ગર્ભગૃહ છે, જેમાં ભગવાન બુદ્ધ અને બોધિસત્ત્વોની પ્રતિમાઓ છે. ત્રીજા દ્વારમાંથી મંડપમાં જવાય છે, જેની પાછળ મુખ્ય ગર્ભગૃહ આવેલું છે. વરંડાને ડાબે છેડે રહેલી સીડીએથી બીજે મજલે જવાય છે. એમાં મોખરે પહોળો સાંકડો વરંડો છે. એના વચલા ભાગ પાછળ ચાર સ્તંભવાળો પ્રવેશખંડ છે. એમાંથી મંડપમાં જવાય છે. મંડપ પહોળો અને લંબચોરસ છે. એમાં પછીતને સમાંતર આઠ આઠ સ્તંભોની બે હરોળ કંડારેલી છે. એના વચલા ભાગની પાછળ બે સ્તંભોવાળું અંતરાલ છે, જેમાંથી ગર્ભગૃહમાં જવાય છે. ગુફા નં ૧૨ માંનો વિહાર એ એલોરાનો સહુથી મોટો અને સહુથી ભવ્ય વિહાર છે. શૈલ દ્વારમાંથી વિશાળ ચોકમાં જવાય છે. ચોકની પાછળ વિહારના ત્રણેય મજલાના વરંડા નજરે પડે છે. આ વિહાર કૈલાસ-મંદિરનો સમકાલીન છે, પરંતુ એનો બહારનો દેખાવ એવો છે કે એની અંદરની શિલ્પસમૃદ્ધિનો કંઈ ખ્યાલ ન આવે. નીચલા મજલાના મંડપમાં આઠ આઠ સ્તંભોની ત્રણ હરોળ છે પાછલા વચલા ભાગમાં અંતરાલ-વાળું ગર્ભગૃહ છે. મંડપની ત્રણ બાજુએ કુલ ૧૧ આવાસકુટીઓ છે. જમણી બાજુની એક કુટીમાં આવેલી સીડીએથી પહેલે મજલે જવાય છે. એના મંડપમાં આઠ આઠ સ્તંભોની પાંચ હરોળ કરેલી છે. પાછલા ભાગમાં અંતરાલવાળું ગર્ભગૃહ છે. ફરતી દીવાલમાં ઠેકઠેકાણે ગોખલા કરીને એમાં પ્રતિમાઓ કંડારી છે. વરંડાની બંને બાજુએ બીજે મજલે જવાની સીડી છે. બીજા મજલાનો

૧. પહેલીને 'દોન થલ' અને બીજીને 'તીન થલ' તરીકે ઓળખવામાં આવતી. અગાઉ પહેલીનો નીચલો મજલો દટાઈ ગયેલો હોઈ એના ઉપલા બે મજલા જ નજરે પડતા; પરંતુ પછી નીચલા થરોનું પૂરણ દૂર થતાં એ ગુફાય ત્રણ મજલાની હોવાનું માલૂમ પડયું છે.

મંડપ પણ આડા લંબચોરસ આકારનો છે; પરંતુ એના મધ્યભાગમાં પાંચપાંચ સ્તંભોની બે હરોળ વડે ઊભા લંબચોરસ આકારનો મધ્ય ભાગ કરેલો છે અને એની બાજુના દરેક કક્ષાભાગની ત્રણ ત્રણ સ્તંભોની બે આડી હરોળ કરી છે. મધ્યભાગની પાછળ ગર્ભગૃહ છે; કક્ષાભાગની ત્રણે બાજુએ આવાસકુટીઓ છે. ઠેકઠેકાણે બુદ્ધો અને બોધિસત્ત્વોની સુંદર પ્રતિમાઓ કંડારીને શિલ્પીઓએ કૈલાસ-મંદિરના જેવી શિલ્પસમૃદ્ધિ ઠાલવવા કોશિશ કરી છે.[1]

બાઘની ગુફાઓમાં કેટલીક ગુફાઓ છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં ઉમેદાઈ. રંગમહલ તરીકે ઓળખાતી ગુફા નં. ૪ એ ગુપ્તકાલીન ગુફા નં. ૨ નું વિકસિત સ્વરૂપ છે. બાઘનો એ સહુથી મહત્ત્વનો વિહાર છે. એના મધ્યખંડમાં ૨૮ સ્તંભ કંડારેલા છે, જે અજંટાની ગુફા નં. ૪માંના વિહારનું સ્મરણ કરાવે છે. આ વિહારમાં બાઘના બીજા વિહારોની જેમ વચ્ચે ચાર ચોરસ સ્તંભોનો નાનો ચોરસ રચેલો છે. એ વચલા ચોરસની ત્રણ બાજુએ વચલા ભાગમાં બહાર બબ્બે ગોળ સ્તંભ કંડારીને એકેક અડાળી કાઢેલી છે. મધ્યખંડની ત્રણ બાજુએ હારબંધ કુલ ૨૮ આવાસકુટીઓ કરેલી છે. એમાંની પાછલી હરોળના વચલા ભાગમાં ચૈત્યગૃહ છે, જેમાં ચૈત્ય તરીકે ઊંચો સ્તૂપ કંડારેલો છે. આ ગુફાનો પ્રવેશખંડ ખાસ દર્શનીય છે. ચોથી ગુફાને અડીને આવેલી પાંચમી ગુફા એક આડા લંબચોરસ ખંડરૂપે કંડારાઈ છે. એની અંદર આઠ આઠ ગોળ સ્તંભોની બે હરોળ કરેલી છે. એ સ્તંભ સાદા અને એકસરખા છે. આ બંને વિહારોમાં ચિત્રકલાની સુંદર કૃતિઓ આલેખાઈ છે.

ઔરંગાબાદ(મહારાષ્ટ્ર)માં કુલ ૧૨ શૈલગૃહ છે. એમાંનું એક ચૈત્યગૃહ છે.[2] જે ત્રીજી સદી જેટલું પ્રાચીન હોઈ અજંટાનાં હીનયાન શૈલગૃહોનું સમકાલીન છે. બાકીનાં બધાં શૈલગૃહ વિહાર છે અને એ ૬ઠ્ઠી–૭મી સદીનાં છે. આ વિહારોમાં ગુફા નં. ૩ અને ૭ના વિહાર સહુથી સુંદર અને સુરક્ષિત છે. એમાંના પહેલા વિહારમાં મધ્યખંડની પાછળના ગર્ભગૃહમાં ભગવાન બુદ્ધની મોટી પ્રતિમા

---

૧. એમાં પશ્ચિમ ભારતના અચલે બંધાવેલા એક વિહારનો નિર્દેશ આવે છે. ગુફા નં. ૨૬ માંના શિલાલેખમાંય અર્હત્ અચલે કરાવેલા શૈલગૃહનો ઉલ્લેખ આવે છે. વળી એક વિહારમાંના વિશાળ ગર્ભગૃહ તથા તેમાંના કદાવર પ્રતિમાનો તેમ જ તેની દીવાલો પરનાં ચિત્રોનો પ્રવાસી નિર્દેશ કરે છે. એ ગુફા નં. ૧૬ ને લાગુ પડે છે, જેના પ્રવેશ-સોપાનની બંને બાજુએ એકેક હસ્તીની આકૃતિ કંડારેલી છે.

૨. એમાંનો સ્તૂપ હીનયાન સ્તૂપનો સાદો ઘાટ ધરાવે છે. આ સ્તૂપની બાજુમાં વિહાર કરાયો હોવો જોઈએ, પરંતુ એને આગળ જતાં અનુકાલીન સ્વરૂપમાં ફેરવ્યો લાગે છે.

કંડારેલી છે. પ્રતિમા પાસે બે ઉપાસક-યુગલ પગે પડે છે. આ સ્થળના શિલ્પીઓ મોટી અતિમૂર્ત શિલ્પકૃતિઓ કંડારવામાં વિશિષ્ટ કૌશલ દર્શાવે છે. ગુફા નં. ૭ માંના વિહારમાં ગર્ભગૃહ મધ્યખંડની પાછલા ભાગમાં નહિ, પણ વચલા ભાગમાં રાખ્યું છે. એને ફરતો પ્રદક્ષિણાપથ રહે છે. આ આયોજના બ્રાહ્મણ ધર્મનાં દેવાલયોની સ્પષ્ટ અસર સૂચવે છે. સ્તંભ ઘટ-પલ્લવ ઘાટના છે.

બૌદ્ધ ધર્મની જેમ બ્રાહ્મણધર્મ (અને જૈન ધર્મ)ના અનુયાયીઓ માટે પણ કેટલાંક શૈલગૃહ કંડારાયાં.

ચાલુક્ય રાજાઓની રાજધાની વાતાપિ(બાદામી, જિ. બિજાપુર)માં ચાર શૈલ-ઉત્કીર્ણ દેવાલય કરાયાં. એમાં ત્રણ બ્રાહ્મણધર્મનાં અને એક જૈન ધર્મનું છે. ઉદયગિરિનાં ગુપ્તકાલીન શૈલ-ઉત્કીર્ણ દેવાલયો કરતાં અહીં વાસ્તુ-કલાનો ઘણો વિકાસ સધાયો છે. બાદામીના દરેક દેવાલયમાં સ્તંભવાળો વરંડો, સ્તંભવાળો મંડપ અને નાનું ચોરસ ગર્ભગૃહ છે. એનો બહારનો ભાગ દેખાવમાં સાવ સાદો લાગે છે, જ્યારે અંદરનો ભાગ અનેકાનેક સુંદર શિલ્પકૃતિઓથી અલંકૃત છે. શૈલગૃહ નં. ૩ એ સહુથી વહેલું કંડારાયું લાગે છે. એમાં રાજા મંગલીશના સમયનો શિલાલેખ કોતરેલો છે, તે પરથી એની રચના શક વર્ષ ૫૦૦(ઈ. સ. ૫૭૮)માં થયેલી હોવાનું માલૂમ પડે છે. આ દેવાલય વિષ્ણુનું છે. બાદામીનાં આ શૈલગૃહ પ્રમાણમાં નાનાં છે, છતાં એમાં આ દેવાલય ઠીકઠીક મોટું છે. એનો વરંડા ૨૧ મીટર પહોળો છે; એની અંદર ૬ સ્તંભોની એક હરોળ છે. એના અંદરના ભાગમાં ચાર સ્તંભોની એક હરોળ છે; મંડપની ઊંડાઈ પહોળાઈ કરતાં અર્ધી છે. એમાં કુલ ૧૪ સ્તંભ છે. પાછલા ભાગમાં નાનું ચોરસ ગર્ભગૃહ છે. દેવાલયની સરેરાશ ઊંચાઈ ૪.૫ મીટર છે. અંદરનો દરેક ભાગ સુંદર શિલ્પકૃતિઓથી વિભૂષિત છે. સ્તંભની આમલક ઘાટની શિરાવટી પરના ભારે બ્રૅકેટને મોટી દર્શનીય આકૃતિનું કલાત્મક સ્વરૂપ આપવામાં આવ્યું છે. ગુફા નં. ૨ નું વિષ્ણુમંદિર અને ગુફા નં. ૧ નું શિવાલય એના કરતાં નાનાં અને કંઈક પછીનાં છે. એના વરંડામાં ચાર-ચાર સ્તંભ છે. મંડપની અંદર આઠ-આઠ સ્તંભ છે. આ બે દેવાલયોનું આયોજન વધારે સારું છે અને એમાં શિલ્પનું પ્રમાણ ઓછું ભરચક છે. ગુફા નં. ૩ ની પાર આવેલી ગુફા નં. ૪ સહુથી નાની છે. એ જિનાલય છે; અને સાતમી સદીના મધ્યભાગમાં કરાયું લાગે છે. શૈલોત્કીર્ણ દેવાલયની પ્રવૃત્તિ આમ અહીં સાતમી સદીમાં પુનઃ પ્રવર્તી, પરંતુ તે પછી અહીં એ હંમેશ માટે લુપ્ત થઈ ગઈ.

દ્રવિડ દેશમાં શૈલ-ઉત્કીર્ણ દેવાલયો કરાવવાની પ્રથા પલ્લવ રાજ્યમાં પ્રચલિત થઈ. આનો આરંભ મહેન્દ્રવર્મા ૧ લાના રાજ્યકાલ (ઈ.સ. ૬૧૦–૬૪૦) દરમ્યાન થયો. આ પલ્લવ-નરેશ પોતાનાં શૈલગૃહ ઈંટ, ચૂનો, ધાતુ અને લાકડા વિના કરાયાં હોવાની ચમત્કૃતિ દર્શાવે છે. એના સમયનાં શૈલગૃહ હાલના તામિલનાડુ અને આન્ધ્ર રાજ્યના પૂર્વ ભાગમાં સમુદ્રતટ પ્રદેશમાં આવેલાં છે. એ સંખ્યામાં ૧૪ જેટલાં છે. આ દેવાલયમાં વચ્ચે છીછરો લંબચોરસ મંડપ હોય છે ને એની અંદરની એક કે વધુ દીવાલમાં એકાદ ગર્ભગૃહ હોય છે. ગર્ભગૃહના પ્રવેશદ્વારની બંને બાજુએ તેમજ કેટલીક વાર મંડપના પ્રવેશદ્વારની બંને બાજુએ પણ દ્વારપાલની અતિ-મૂર્ત આકૃતિ કંડારી હોય છે. દક્ષિણ ભારતનાં દેવાલયોમાં આગળ જતાં આ શિલ્પ ઘણું પ્રચલિત થવા પામે છે. વરંડામાં સ્તંભની એક હરોળ હોય છે. આ સ્તંભ બે મીટર ઊંચા અને ૦.૬ મીટરના વ્યાસના હોય છે. એ ઉપલા ભાગમાં ચોરસ, વચ્ચે અષ્ટકોણ અને નીચલા ભાગમાં ચોરસ હોય છે. મહેન્દ્રવર્માના રાજ્યકાલના ઉત્તરાર્ધમાં મજલાવાળાં દેવાલય કંડારાયાં. ભૈરવકોંડ(જિ. વેલોર)માં સ્તંભને પાતળા અને અષ્ટકોણ કરીને તેમજ એના નીચલા ભાગમાં સિંહની આકૃતિ ઘડીને એનો ઘાટ સુધારવામાં આવ્યો છે. સ્તંભની આ પલ્લવ-શૈલીમાં દક્ષિણ ભારતની અનુકાલીન સ્તંભ-શૈલીનાં પગરણ થાય છે. આ પ્રકારના શૈલ-ઉત્કીર્ણ દેવાલયને ત્યાં સામાન્યતઃ 'મંડપ' તરીકે ઓળખવામાં આવે છે. આ મંડપ ગુફા-પ્રકારના હોય છે.

નરસિંહવર્મા ૧ લો (ઈ.સ. ૬૪૦–૬૮), જે 'મામલ્લ' ('મહામલ્લ') તરીકે જાણીતા હતા. તેણે પલ્લવ રાજ્યના પાટનગર કાંચીપુર(કોંજીવરમ)થી ૬૪ કિ. મી. પૂર્વે આવેલ સમુદ્રતટ પર પોતાના નામનું 'મામલ્લ-પુર' ('મામલ્લપુરમ') વસાવ્યું[1] અને ત્યાં કેટલાક 'મંડપ' તથા 'રથ' કરાવ્યા. 'મંડપ' એ ડુંગરની અંદર ગુફાની જેમ કંડારેલું દેવાલય છે, જ્યારે 'રથ' એ એક શૈલ(ખડક કે મહાશિલા)ને ચારે બાજુએ–ઉપરથી પણ–કોરીને ઘડેલું છૂટું દેવાલય દેખાય છે, જે શૈલ-ઉત્કીર્ણ હોવા છતાં ચણતરી દેવાલય જેવું દેખાય છે. દેવાલયમાં રથયાત્રા માટેના રથનીય કલ્પના રહેલી હોવાથી અહીં એને 'રથ' તરીકે ઓળખવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ એ છૂટું એક-શૈલ દેવાલય જ હોય છે.

મામલ્લપુરમના મંડપોનો ઘાટ મહેન્દ્રવર્માના સમયના મંડપોના ઘાટ જેવો

૧. 'મામલ્લપુરમ'ને હાલ 'મહાબલિપુરમ' કહે છે. એ મદ્રાસની દક્ષિણે ૫૧.૫ કિ. મી.ને અંતરે આવેલું છે. કાંચીપુર સમુદ્રતટથી ૬૪ કિ. મી. અંદરના ભાગમાં હોઈ, મામલ્લપુર પલ્લવ રાજ્યનું મુખ્ય બંદર બન્યું.

જ છે; પરંતુ એના સ્તંભ વધારે દર્શનીય અને કલાત્મક સ્વરૂપ ધરાવે છે. એ સિંહના મસ્તક પર ટેકવેલા હોય એવા દેખાય છે. વરાહ ગુફાના પાછલા ગર્ભગૃહમાં વરાહાવતારની પ્રતિમા કંડારેલી છે. એના વરંડાની બાજુની દીવાલો પર પલ્લવ રાજા સિંહવિષ્ણુની બેઠી તથા પલ્લવ રાજા મહેન્દ્રવર્માની ઊભી આકૃતિ કોતરી છે. ગુફા નં ૨ ના મુખ્ય ગર્ભગૃહમાં શિવલિંગ હતું અને એના પ્રવેશદ્વારની બાજુએ દ્વારપાલની આકૃતિ કંડારી છે. મુખ્ય ખંડની એક બાજુની દીવાલ પર શેષશાયી વિષ્ણુનું અને બીજી બાજુની દીવાલ પર મહિષાસુરમર્દિનીનું સુંદર શિલ્પ નજરે પડે છે. આ ગુફાને 'મહિષાસુરમર્દિની ગુફા' તરીકે ઓળખવામાં આવે છે. ગુફા નં. ૩ 'ધર્મરાજ–મંડપ' તરીકે ઓળખાય છે. ગુફા નં. ૪ માં ગોવર્ધનધારી કૃષ્ણનું સુંદર શિલ્પ કોતરેલું છે, તેથી તેને 'કૃષ્ણ-મંડપ' કહે છે. ગુફા નં. ૫ મોટી હોઈ એમાં ચારને બદલે છ સિંહ-સ્તંભ કરેલા છે. એને 'પંચપાંડવ-મંડપ' કહે છે એની અંદર એક સુંદર દશ્ય કંડારેલું છે. ઘણા એને અર્જુને કરેલી તપશ્ચર્યાનું દશ્ય માને છે, તો કેટલાક અને ભગીરથની તપશ્ચર્યા તરીકે ઓળખાવે છે. એની પછવાડે એક બીજી વરાહ-ગુફા આવેલી છે. એમાં વરાહ, ગજલક્ષ્મી, દુર્ગા અને ત્રિવિક્રમનાં શિલ્પ કંડારેલાં છે. રામાનુજ-મંડપ એ શિવનું અને કોટિકાલ-મંડપ એ દુર્ગાનું દેવાલય છે. ત્રિમૂર્તિ-ગુફામાં મંડપની ત્રણ બાજુએ આવેલ એકેક ગર્ભગૃહમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવની પ્રતિમા નજરે પડે છે. પાંચ ગર્ભગૃહવાળા મંડપનાં ગર્ભ-ગૃહોમાં શિવલિંગની સ્થાપનાના ખાડા રહેલા છે. કોનેરી–મંડપ અધૂરો છે.

ચણતરી દેવાલય જેવા કંડારેલા છૂટા એક-શૈલ 'રથ'ની રચના પહેલવહેલી મામલ્લપુરમમાં નરસિંહવર્મા ૧ લાના સમયમાં થઈ. ઉપર જણાવેલા મંડપો ધરાવતા ડુંગરની દક્ષિણે આવા પાંચ રથ કંડારેલા છે (આકૃતિ ૩૦). એમાં છેક દક્ષિણમાં આવેલ મંડપ સહુથી ઊંચો છે. પછીના જમાનામાં આ પાંચ રથોની સાથે પાંડવોનાં નામ સાંકળવામાં આવ્યાં, ત્યારે આ મોટા રથને 'ધર્મરાજ–રથ' તરીકે ઓળખવામાં આવ્યો છે. એનો નીચલો ભાગ સમચોરસ ઘાટનો છે, જ્યારે ઉપલો ભાગ નીચા પિરામિડ ઘાટનો છે. એની ચારે બાજુએ સ્તંભવાળા વરંડા છે અને દરેક ખૂણામાં બબ્બે ગોખલામાં એકેક ઊભી પ્રતિમા છે. અર્ધ સ્તંભોના બ્રૅકેટ પર કુડુ( ચૈત્યબારી )ઓની હરોળ અને એની ઉપર સ્તૂપી ઘાટની ટોચ ધરાવતા મજલા, ઉપર જતાં, નાના અને નાના થતા જાય છે. ચોરસ મંડપના વચલા ભાગમાં ચોરસ ગર્ભગૃહ છે, જેને ફરતો પ્રદક્ષિણા-પથ છે. આ દેવાલય શિવનું છે. એમાં રાજા નરસિંહવર્મા(મામલ્લ)નીય પ્રતિમા નજરે પડે છે.

ધર્મરાજ–રથની ઉત્તરે આવેલ ભીમ-રથની રચના એના કરતાં જુદા પ્રકારની છે. એનો નીચલો ભાગ લંબચોરસ છે અને ઉપલો ભાગ અર્ધ-નળાકાર છે. આ રથમાં પ્રતિમાઓ કંડારી નથી. ધર્મરાજ-રથનો ઘાટ બૌદ્ધ વિહાર જેવો છે, જ્યારે ભીમ-રથનો ઘાટ ઘણે અંશે ચૈત્યગૃહને મળતો આવે છે. શૈલ ઉત્તર તરફ ઢાળવાળો હોઈ ધર્મરાજ-રથની ઉત્તરે આવેલ રથોની ઊંચાઈ ક્રમશઃ ઘટતી જાય છે. ભીમરથની ઉત્તરે આવેલ અર્જુન-રથનો આકાર ધર્મરાજ-રથના જેવો છે. એના ગર્ભગૃહમાં શિવનું મસ્તક નજરે પડે છે. ગોખલાઓમાં દેવો અને મિથુનોની આકૃતિઓ છે. રથની પછવાડે શિવના વાહન નંદીની મોટી પ્રતિમા કંડારી છે. અર્જુન-રથની ઉત્તરે દ્રૌપદી-રથ છે. એ સહુથી નાનો અને સાદો છે. એનો આકાર પર્ણકુટીની ટોચવાળી ચોરસ કુટીર જેવો છે. એના ગોખલાઓમાં દુર્ગા અને દ્વારપાલિકાની આકૃતિઓ કંડારી છે. ગર્ભગૃહની અંદર પણ દુર્ગાની મૂર્તિ દેખા દે છે. આ રથની આગળ દુર્ગાના વાહન સિંહની આકૃતિ કોતરેલી છે.

નકુલ-સહદેવના રથનો ઘાટ ભીમના રથના ઘાટ જેવો છે. એની ગોળ પછીતને લઈને એ ચૈત્યગૃહ સાથે વધારે સામ્ય ધરાવે છે. આ રથની અંદર કોઈ પ્રતિમાઓ કંડારી નથી. એની નજીકમાં ઇન્દ્રના વાહન ગજની આકૃતિ કોતરી છે.

ઉત્તરના ડુંગરમાં કંડારેલી બીજી વરાહ–ગુફાની બાજુમાં ગણેશ-રથ આવેલો છે. એનો ઘાટ ભીમ-રથના જેવો છે. એનું શિખર ત્રણ મજલાનું છે. એના ગર્ભગૃહમાં પહેલાં શિવલિંગ હતું, ત્યાં ગામના લોકોએ હાલ ગણેશની મૂર્તિ પધરાવી છે.

વાયવ્યમાં આવેલ નાના ડુંગરમાં ત્રણ નાના રથ કંડારેલા છે. વળયન-કુટ્ટઈ રથ અર્જુન-રથને મળતો પૂર્વાભિમુખ રથ છે. એની બાજુમાં બે અધૂરા રથ છે, જેને પિડારિ-રથ કહે છે.

રાજા મામલ્લના મૃત્યુ બાદ મામલ્લપુરમના રથો અને મંડપોને પૂર્ણ સ્વરૂપ આપવાનું હંમેશ માટે બાકી રહી ગયું, કેમ કે તે પછી ત્યાં શૈલ-ઉત્કીર્ણ સ્થાપત્યને તિલાંજલિ આપી ચણતરી સ્થાપત્યનો વિકાસ કરવામાં આવ્યો.

એલોરામાં બૌદ્ધ શૈલગૃહોની બાજુમાં શૈવ શૈલગૃહ કરાયાં. શૈલગૃહ નં. ૧૩ નાનું અને સાવ સાદું હોઈ શિલ્પીઓનાં ઓજારો વગેરે રાખવા માટે કંડારાયું લાગે છે. પછીનાં ૧૬ શૈલગૃહ (નં. ૧૪ થી ૨૯) બ્રાહ્મણ ધર્મનાં દેવાલય છે. એમાં ૭ દેવાલય ખાસ નોંધપાત્ર છે. સ્થાપત્યની દૃષ્ટિએ એમાં ત્રણ પ્રકાર જોવા મળે છે દશાવતાર ગુફા(નં ૧૫)ની રચના તીનથલ ગુફા(નં. ૧૨)માંના

બૌદ્ધ વિહારના જેવી છે. એમાં મંડપની પાછળ ગર્ભગૃહ છે; બાજુની કુટીરોને પ્રતિમાલયોનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. આ શૈલગૃહને બે મજલા છે. એની આગળના ચોગાનની વચ્ચે નૃત્ય-મંદિર કરવામાં આવ્યું છે, જેનું પ્રવેશદ્વાર મુખ્ય મંદિરની સામે રહેલું છે. એની દીવાલ પર એક અપૂર્ણ સંસ્કૃત લેખ કોતરેલો છે. એમાં રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે આ પૂર્ણ થયેલ શૈલગૃહની મુલાકાત લીધાનું જણાવ્યું છે. આ પરથી આ શૈલગૃહ ૮ મી સદીના પૂર્વાર્ધમાં કંડારાયું હોવાનું સ્પષ્ટ થાય છે. મંદિરના નીચલા મજલાના મંડપમાં ત્રણ હરોળમાં ૧૮ મોટા ચોરસ સ્તંભ આવેલા છે. ઉપલા મજલાનો મંડપ ઘણો મોટો છે. એમાં ૭-૭ સ્તંભોની આઠ હરોળ કરેલી છે. ડાબી બાજુની દીવાલમાં તથા પાછલી દીવાલમાં શિવનાં મોટાં વિવિધ સ્વરૂપ કોતરેલાં છે. જમની બાજુની દીવાલમાં વિષ્ણુનાં મોટાં વિવિધ સ્વરૂપ નજરે પડે છે, જેમાં વિષ્ણુના કેટલાક અવતારોનો સમાવેશ થાય છે.[1] ગર્ભગૃહમાં શિવલિંગ રહેલું છે.

ગુફા નં. ૧૪ અને ૨૧ માં દેવાલયના સ્વરૂપનો બીજો પ્રકાર જોવા મળે છે. એમાં પાછલા ગર્ભગૃહને ફરતા પ્રદક્ષિણા-પથ રાખવામાં આવ્યો છે. આ બંને દેવાલય ૮ મી સદીનાં છે. નં. ૧૪ ના મંડપમાં ઘટપલ્લવ શિરાવટીવાળા ૧૨ સ્તંભ છે. એના ગર્ભગૃહમાં પહેલાં તો શિવલિંગ જ હતું; પાછળથી એમાં દેવીની પ્રતિમા મૂકવામાં આવી છે. ડાબી બાજુની દીવાલ પર વિષ્ણુનાં અને જમણી બાજુની દીવાલ પર શિવનાં વિવિધ સ્વરૂપ કોતરેલાં છે. શિવના રાવણાનુગ્રહ સ્વરૂપમાં પોતાની અનેક ભુજાઓ વડે કૈલાસને કંપાવવા મથતા રાવણની આકૃતિ નજરે પડે છે. આ ગુફાને 'રાવણ-કા-ખાઈ' કહે છે. ગુફા નં. ૨૧ રામેશ્વર ગુફા તરીકે ઓળખાય છે. આગલા ભાગમાં નંદિમંડપ છે. ગર્ભગૃહમાં શિવલિંગ છે અને ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણા-પથ છે. આ દેવાલય અનેક સુંદર શૈવ શિલ્પકૃતિઓથી અલંકૃત છે.

શૈલ દેવાલયના ત્રીજા પ્રકારનો નમૂનો 'દુમર-લેણા'[2] (દુમર-ગુફા) કે 'સીતા-કી નહાની' (સીતાનું નાવણિયું)[3] તરીકે ઓળખાતી ગુફા નં. ૨૯ માં રહેલો છે. એનો મંડપ ઊભા લંબચોરસ આકારનો છે. એમાં પાંચ-પાંચ સ્તંભોની

---

૧. ખાસ કરીને વરાહ, નૃસિંહ, ત્રિવિક્રમ અને કૃષ્ણ અવતારનો. છતાં ગુફા દશાવતારને નામે ઓળખાય છે! ગર્ભગૃહમાં શિવલિંગ રહેલું હોઈ તેમ જ ગુફાનાં શિલ્પોમાં શિવ-સ્વરૂપોનું પ્રાધાન્ય રહેલું હોઈ, એ મુખ્યતઃ શિવાલય હોવાનું જ માલૂમ પડે છે.

૨. ખરી રીતે 'ધુમર-લેણા'

૩. આ નામ પાછળથી કાલ્પનિક રીતે પાડવામાં આવ્યું છે.

બે હરોળ વડે ત્રણ ઊભા ખંડ પડે છે. એમાંના મધ્યખંડના પાછલા ભાગમાં ચાર પ્રવેશદ્વાર અને પ્રદક્ષિણા-પથવાળું ગર્ભગૃહ આવેલું છે, જેમાં શિવલિંગ રહેલું છે. એની આગળના મંડપને આગલા ભાગ ઉપરાંત બે બાજુએ પણ પ્રવેશદ્વાર છે અને એ બાજુનાં પ્રવેશદ્વાર પડાળીવાળાં છે. આ શિવાલયમાં અનેક શૈવશિલ્પ કોતરેલાં છે. આ એલારોનું એક ઉત્તમ અને ભવ્ય દેવાલય છે. એ ૮ મી સદીનું છે.

આ પ્રકારનું સ્થાપત્ય–સ્વરૂપ એલોરામાં આ એક જ ગુફામાં અપનાવેલું છે, પરંતુ એ મુંબઈ પાસે આવેલ ઘારાપુરી (એલીફન્ટા) અને જોગેશ્વરીની ગુફાઓમાં પણ દેખા દે છે. આ બન્ને ગુફાઓ પણ ૮મી સદીની છે. એલીફન્ટાનું શૈલ-ઉત્કીર્ણ શિવાલય સ્થાપત્યની દૃષ્ટિએ દુમર-લેણા જેટલું વિશાળ અને સુયોજિત નથી, પરંતુ શિલ્પકલાની બાબતમાં એ એના કરતાં ચડિયાતું છે. આ શિવાલયનેય ત્રણ પ્રવેશદ્વાર છે અને એના મુખ્ય ખંડના પાછલા ભાગમાં છૂટું નાનું ગર્ભગૃહ છે, જેમાં શિવલિંગ રહેલું છે. છતાં એની પછીતમાંય ચતુર્મુખ મહેશમૂર્તિવાળું[1] એક બીજું ગર્ભગૃહ કરેલું છે. જોગેશ્વરી ગુફાનું શિવાલય વધારે મોટું પણ ઓછું સુયોજિત છે. એકંદરે એની રચના ઉપર જણાવેલાં બે શિવાલયોના જેવી છે, પરંતુ એમાં શિલ્પસમૃદ્ધિ પણ ઓછી છે.

એલોરાનાં શૈલગૃહોમાં સર્વોત્તમ છે 'કૈલાસ' નામે શિવાલય, જે શૈલગૃહ નં. ૧૬ છે. એની રચના રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ૧ લાએ (ઈ.સ. ૭૫૭–૭૮૩) કરાવી જણાય છે.[2] આ શૈલગૃહ અહીંનાં બીજાં બધાં શૈલગૃહોથી સાવ નોખું તરી આવે છે. મામલ્લપુરના રથની જેમ આ શૈલગૃહમાં બહારનો વધારાનો તમામ ભાગ કાઢી નાખીને એને ચગુતરી દેવાલયનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. આ પ્રકારની રચના આટલા મોટા પાયા પર અને આટલી રમણીય રીતે અહીં જ જોવા મળે છે. એની આવી શ્રી (શોભા) જોઈને દેવો વિસ્મિત થઈ ચર્ચા કરે છે અને એને રચનાર શિલ્પી પણ આ મારાથી કેવી રીતે થયું એમ

---

૧. આને કેટલાક ત્રિમૂર્તિ માનેલી, પરંતુ એ વસ્તુતઃ પંચમુખ શિવનું સ્વરૂપ દર્શાવે છે. એમાં ઉપલું પાંચમું મુખ અમૂર્ત છે; ને મૂર્ત ચાર મુખો પૈકી એક અર્ધું, એક આખું અને એક અર્ધું એટલો ભાગ અર્ધમૂર્ત શિલ્પમાં દર્શાવવામાં આવે છે.

૨. આ શૈલગૃહમાં એની રચનાને લગતો લેખ કોતરેલો નથી, પરંતુ સુવર્ણવર્ષ કર્કરાજના શક વર્ષ ૭૩૪(ઈ.સ. ૮૧૨)ના વડોદરાવાળા તામ્રપત્રમાં કૃષ્ણરાજે એલાપુર (એલોરા) અચલ (પર્વત) પર કરાવેલા જે અદ્ભુત શિવાલયનું વર્ણન આવે છે તે આ શિવાલયને લાગુ પડે છે.

વિસ્મય પામ્યો એવી એની પ્રશસ્તિ તદ્દન યથાર્થ લાગે છે. આ મંદિર શિલામાં કંડારેલું મહાકાવ્ય છે; વાસ્તુકલા તથા શિલ્પકલાની એક અપૂર્વ અદ્ભુત કૃતિ છે; ચણતરી દેખાવનું એક અદ્વિતીય શૈલગૃહ છે. એની આયોજના કરનાર સ્થપતિની પ્રતિભા તેમ જ એ આયોજનાને પૂરેપૂરી સફળતાથી મૂર્ત કરનાર શિલ્પીઓની ચોકસાઈ ઘણી પ્રશસ્ય છે. શિવાલયોમાં એ ખરેખર કૈલાસનું જ સ્થાન ધરાવે છે (આકૃતિ ૩૧).

આ દેવાલયની રચના આઠમી સદીના આરંભમાં કાંચીપુરમાં બંધાયેલ કૈલાસનાથ મંદિરની રચના તથા ઈ. સ. ૭૪૦માં પટ્ટદકલમાં બંધાવેલ વિરૂપાક્ષ મંદિરની રચના જેવી છે. પરંતુ એ કદમાં બમણા કરતાંય વધુ વિશાળ છે અને ચણતરી દેવાલયને શૈલમાંથી કંડારવાના ભાગીરથ પુરુષાર્થનું સફળ પરિણામ છે. ૬૦ મીટર લાંબો, ૩૦ મીટર પહોળો અને ૩૦ મીટર ઊંચો શૈલ શેષ રહે તે રીતે ડુંગરમાંથી આસપાસનો ભાગ કોચી કાઢીને એની ટોચથી ધીમેધીમે નીચે જતાં એના વાસ્તુ-સ્વરૂપનો તેમ જ તેનાં તમામ શિલ્પોનો ખ્યાલ રાખીને આવું સર્વાંગ-સંપૂર્ણ શિવાલય કંડારવામાં પુરુષાર્થ ઉપરાંત આયોજનાની કેટલી કાળજી રાખવી પડી હશે ! આ દેવાલય એકંદરે દ્રવિડ સ્વરૂપનું છે. એમાં વિમાન,[1] નંદિ-મંડપ અને ગોપુરમ(પ્રવેશદ્વાર) ઉપરાંત ચોકને ફરતી પડાળી તથા એની બે બાજુએ આવેલા પૂરક મંડપોનો સમાવેશ થાય છે. ગોપુરમ બે મજલાનું છે. નંદિ-મંડપ ૬–૭ મીટર ચોરસ અને કુલ ૧૫ મીટર ઊંચો છે. એને વિમાનના પ્રવેશદ્વાર સાથે પુલ વડે જોડેલ છે. ચોકને ફરતી પડાળીમાં વિવિધ પુરાણકથા-પ્રસંગોનાં શિલ્પોથી સુશોભિત સ્તંભાવલીઓ છે. બે બાજુએ બે મંડપ છે, જે પાછળથી ઉમેરાયા લાગે છે. એમાંના ઉત્તર બાજુના મંડપમાં લંકેશ્વરનું મંદિર છે

નંદિ-મંડપની બે બાજુએ બે મોટા હાથી અને બે ઊંચા ધ્વજ–સ્તંભ છે, જે સમગ્ર દેવાલયની ભવ્યતામાં અભિવૃદ્ધિ કરે છે. વિમાનની પીઠિકા લગભગ ૪૫ મીટર લાંબી, લગભગ ૩૦ મીટર પહોળી અને લગભગ ૭.૫ મીટર ઊંચી છે. એની બહારની બાજુઓ પર વચ્ચે ગજ અને સિંહની મોટી આકૃતિઓ કંડારી છે. આથી દેવાલયનો મુખ્ય ભાગ જાણે એ ભવ્ય પ્રાણીઓની પીઠ પર ટેકવેલો મહારથ હોય એવો ભાસે છે. પ્રાસાદ પૂર્વ-પશ્ચિમ કંડારેલો છે, પરંતુ ડુંગરની બાજુ ઊલટી હોવાથી એમાં પ્રવેશ પશ્ચિમ છેડે રાખવો પડ્યો છે. સીડી પરથી આગલી ચોકી પર ચઢાય છે. ચોકીની પાછળ નવરંગ પ્રકારની સ્તંભ-યોજનાવાળો મહા-મંડપ આવેલો છે. એમાં ૧૬ સુશોભિત સ્તંભ કરેલા છે. પાછલા

---

૧. દેવાલયનો મુખ્ય ભાગ

ભાગમાં અંતરાલ છે, જેમાં થઈને ગર્ભગૃહમાં જવાય છે. એના પ્રવેશદ્વારની બારસાખ પર ગંગા તથા યમુનાની આકૃતિ નજરે પડે છે. ગર્ભગૃહમાં શિવલિંગ કંડારેલું છે. આખા દેવાલયમાં તેમ જ એની બાજુનાં દેવાલયોમાં[1] તથા બંને બાજુની પડાળીઓમાં કથાપ્રસંગો તથા સુશોભનોની મનોહર શિલ્પકૃતિઓનો એટલો અપાર કલાવૈભવ ઠાલવ્યો છે કે સહૃદય દ્રષ્ટા પરમ વિસ્મયથી સ્તબ્ધ થઈ જાય છે.

જૈન ધર્મનાં શૈલ-ઉત્કર્ણ દેવાલય સંખ્યામાં જૂજ છે.[2] ઐહોળીમાં તથા બાદામીમાં એવું એકેક જિનાલય આવેલું છે, જે બંને સાતમી સદીમાં કંડાર્યાં જણાય છે. એમાં ચોરસ સ્તંભવાળો મંડપ અને એની પાછળ ગર્ભગૃહ હોય છે. શૈલ-ઉત્કીર્ણ જિનાલયના સારા નમૂના એલોરામાં જોવા મળે છે. એની રચના ૯ મી–૧૦ મી–૧૧ મી સદીમાં[3] થયેલી છે, છતાં શૈલ-ઉત્કીર્ણ સ્થાપત્યની પ્રણાલી એનાથી સમાપ્ત થતી હોઈ, એની નોંધ અહીં લેવી ઇષ્ટ છે.

એલોરાનાં શૈલ જિનાલય દિગંબર સંપ્રદાયનાં છે. એ ડુંગરના ઉત્તમ છેડાની પશ્ચિમ બાજુએ કંડારેલાં છે. ગુફા નં. ૩૧ થી ૩૪ એક હરોળમાં આવેલી છે; શૈલગૃહ નં. ૩૦ એ હરોળથી અર્ધો કિ.મી. દૂર છે. આ શૈલગૃહને 'કૈલાસ'-ની જેમ ચારે બાજુએ ડુંગરથી અલગ પાડીને ચણતરી સ્વરૂપ આપવામાં આવ્યું છે. એની રચના કૈલાસ દેવાલયનું નાના પાયા પર[4] અનુકરણ કરીને કરેલી હોઈ, આ જિનાલયને 'છોટા કૈલાસ' તરીકે ઓળખવામાં આવે છે. કૈલાસની જેમ છોટા કૈલાસનું સ્થાપત્ય-સ્વરૂપ દ્રવિડ પ્રકારનું છે અને એની આગળ ગોપુરમ કરેલું છે. પ્રવેશખંડમાં અનેક શિલ્પકૃતિઓ નજરે પડે છે. મહામંડપમાં ૧૬ સ્તંભ છે અને તીર્થંકરોનાં ૨૨ શિલ્પ છે. ગર્ભગૃહની બંને બાજુએ મોટાં શિલ્પ છે; આગળ એક સુંદર તોરણ છે; અને અંદર મહાવીર સ્વામીની બેઠેલી પ્રતિમા છે. મહામંડપની જમણી બાજુએ એવું એક બીજું ગર્ભગૃહ છે.

---

૧. ડાબી બાજુએ ગંગ-યમુના-સરસ્વતીનું દેવાલય કરેલું છે, જે કૈલાસને માર્ગે આવતા પ્રયાગતીર્થની ગરજ સારે છે. મુખ્ય મંદિરની ત્રણ બાજુએ તથા પાછલા બે ખૂણામાં એકેક એવાં પાંચ નાનાં દેવાલય પણ છે.

૨. પશ્ચિમ ભારતનાં બારસોએક શૈલગૃહોમાં નવસોએક બૌદ્ધ છે, બસોએક બ્રાહ્મણ ધર્મનાં છે અને સોએક જૈન છે. આ સમયનાં જૈન શૈલગૃહ એલોરા ઉપરાંત બીજાં કેટલાંક સ્થળોએ પણ મળે છે.

૩. માન્યખેટના રાષ્ટ્રકૂટો અને દેવગિરિના યાદવોના સમયમાં.

૪. કદમાં એ કૈલાસના ચોથા ભાગનું છે.

ગુફા નં. ૩૧ નાની અને સાદી છે. એનો મંડપ ચાર સ્તંભવાળો છે ને એના ગર્ભગૃહમાં મહાવીરની પ્રતિમા છે. ગુફા નં. ૩૨ ઇન્દ્રસભા તરીકે અને નં. ૩૩ જગન્નાથ સભા તરીકે જાણીતી છે. એ બંને ગુફા બબ્બે મજલાની છે. એમાં ઇન્દ્રસભા ચડિયાતી છે. એના પ્રવેશખંડમાં ગજ, ધ્વજસ્તંભ અને ચોકની વચ્ચે ઊંચી પીઠિકાવાળું દેવાલય છે. ચોકની આસપાસ દેવકુલિકાઓ છે. નીચલા મજલાનો ઘણો ભાગ અધૂરો છે. ઉપલા મજલાના વરંડામાં ગજારૂઢ માતંગની મોટી પ્રતિમા નજરે પડે છે. માતંગ એ મહાવીર સ્વામીના યક્ષ છે અને ગજવાહનને લઈને એમને ભૂલથી ઇન્દ્ર માનીને આ ગુફાને 'ઇન્દ્રસભા' નામ અપાઈ ગયું છે ! મંડપમાં ૧૨ સુશોભિત સ્તંભ છે. પાછલા ગર્ભગૃહમાં મહાવીર સ્વામીની બેઠેલી પ્રતિમા નજરે પડે છે. મોખરાના ભાગમાં બે બાજુએ એકેક બીજું ચૈત્ય આવેલું છે.

જગન્નાથ સભા ઇન્દ્રસભાના જેવી પરંતુ એના કરતાં કંઈક ઊતરતી છે. એમાં પણ મહાવીર સ્વામી, માતંગ યક્ષ ઇત્યાદિની પ્રતિમાઓ કંડારી છે. એના મંડપમાંય ૧૨ સુશોભિત સ્તંભ છે. ગર્ભગૃહની બે બાજુએ દિગંબર દ્વારપાલ નજરે પડે છે. ગુફા નં. ૩૪ એ આ પ્રકારની નાની અને છેલ્લી ગુફા છે.

એલોરાનાં જૈન શૈલગૃહોમાં મર્યાદિત વિસ્તારના પ્રમાણમાં ઘણી ભરચક શિલ્પસમૃદ્ધિ ઠલવાતી લાગે છે. આ શૈલગૃહોથી શૈલ-ઉત્કીર્ણ સ્થાપત્યની પ્રણાલી સમાપ્ત થઈ જણાય છે.

ચણતરી સ્થાપત્યમાં દેવાલયનો સ્પષ્ટ વિકાસ જોવા મળે છે. સપાટ છાવાળું ગર્ભગૃહ, એને ફરતો પ્રદક્ષિણાપથ અને આગળ ચોકવાળા દેવાલય-સ્વરૂપનો ગુપ્તકાલમાં વિકાસ થયેલો, તે સ્વરૂપનું દેવાલય આ કાલ દરમ્યાન ઐહોળીમાં રહેલું છે. મેગુતી મંદિર તરીકે ઓળખાતું આ જૈનમંદિર ચાલુક્ય ચક્રવર્તી પુલકેશી બીજાના સમયમાં રવિકીર્તિએ શક વર્ષ ૫૫૬(ઈ.સ. ૬૩૪)માં બંધાવેલું છે. એમાં સ્થાપત્ય અને શિલ્પની કલાનો અધિક વિકાસ માલૂમ પડે છે. ઐહોળીનું એ સહુથી છેલ્લું પ્રાચીન દેવાલય છે. એમાં ભમતીવાળું ગર્ભગૃહ, આગળનો મંડપ અને એની વચ્ચે અંતરાલ છે. એનો એક સળંગ લંબ-ચોરસ બને છે. આ મંદિર શિલા(પથ્થર)નું બાંધેલું છે ને એના પરની ઘણી કોતરણી બાકી રહેલી છે. આ દેવાલય દ્રવિડ સ્વરૂપનું છે. એનો ઉપલો મજલો ખંડિત છે.

શિખરવાળા દેવાલય-સ્વરૂપનો વિકાસ આ કાલ દરમ્યાન સ્પષ્ટરૂપે થયો. દેવાલયમાં ગર્ભગૃહ ઉપર ઊંચું શિખર ઉમેરવાથી એ દૂરથીય ભવ્ય અને આકર્ષક લાગે છે. શરૂઆતમાં ગર્ભગૃહની સપાટ છત પર નાનો મજલો ઉમેરવામાં

આવતો. એમાંથી આગળ જતાં એક પર બીજો, બીજા પર ત્રીજો એમ અનેક મજલા કરવાનું પ્રયોજાયું. પછી ગર્ભગૃહ પરની છતને દૂર કરી અંદરનું પોલાણ સળંગ રહે તે રીતે છેક ટોચને જ ઢાંકવામાં આવતાં શિખરનું સ્વરૂપ ઘડાયું. શિખરના આ આરંભિક સ્વરૂપનો બાહ્ય આકાર ઉત્તરોત્તર ઘટતા જતા કદવાળા મજલાઓના આડા લંબ-ચોરસ ખંડોના બનેલા પિરામિડ જેવો હોય છે. આ આકાર દક્ષિણ ભારતનાં મંદિરોના શિખરમાં સ્પષ્ટ રીતે જળવાઈ રહ્યો છે. એમાં એ આડા ચોરસ મજલાઓ સમતલ રચનાને લઈને એકબીજાથી તરત જ અલગ પડી જાય છે. અનુકાલીન દેવાલયોમાં આ પ્રકારના શિખરને દ્રવિડ પ્રકારનું ગણવામાં આવે છે. ઉત્તર ભારતનાં દેવાલયોમાં એની ચારે બાજુએ પ્રલંબ કાઢીને એના ચોરસ તલમાનને બહુકોણ સ્વરૂપ આપવામાં આવ્યું અને એના મજલાઓને અલગ પાડતા ખાંચાઓને ધીમેધીમે ઊભી સળંગ રેખાઓથી સંયુક્ત કરવામાં આવ્યા. આથી ચોરસ મજલાવાળા આડ ખંડોને બદલે બહુ-કોણ તલમાનવાળા ઊભા રેખાન્વિત શિખરનો સળંગ સુયોજિત ઘાટ ઘડાયો. આ પ્રકારના શિખરને નાગર શૈલીનું શિખર કહે છે. દ્રવિડ શૈલીનું શિખર મુખ્યતઃ દક્ષિણ ભારતમાં અને નાગર શૈલીનું શિખર મુખ્યતઃ ઉત્તર ભારતમાં પ્રચલિત થયું. દખ્ખણમાં એકી સાથે આ બંને શૈલીઓ પ્રયોજાઈ. વળી ત્યાં બંને શૈલીઓનું મિશ્રણ પણ થયું. આ મિશ્ર સ્વરૂપના દેવાલયને 'વેસર સ્વરૂપ'નું કહે છે.

નાગર શૈલીના શિખરનાં પગરણ ગુપ્તકાલમાં દેવગઢના દશાવતાર મંદિરમાં તથા ભીતરગાંવના ઈંટેરી મંદિરમાં થયાં હતાં, પરંતુ એના રેખાન્વિત સ્વરૂપનો ખરો આરંભ આ કાલનાં નાચના કુઠારાના મહાદેવ-મંદિરમાં તથા સીરપુરના લક્ષ્મણ મંદિરમાં જોવા મળે છે. આ મંદિર લગભગ સાતમી સદીમાં બંધાયાં લાગે છે. નાચના કુઠારાના મંદિરનું શિખર સારી રીતે જળવાયેલું છે. એની ટોચે આમલક ઘાટની શિલા છે તેમ જ તેના દરેક મજલાના ખૂણાઓમાંય આમલકનો ઘાટ કરેલો છે. સીરપુરના મંદિરમાં પ્રલંબોનું પ્રમાણ વધારીને એનો દેખાવ વધારે આકર્ષક કરેલો છે. ગુજરાતમાં રેખાન્વિત શિખરનાં પગરણ સુત્રાપાડા, કિંદરખેડા, સોન કંસારી, પાસ્થર, વઢવાણ, લાકરોડા, શામળાજી, રોડા (આકૃતિ ૩૨), કંથકોટ, પુંઅરાનો ગઢ, કેરા અને કોટાયમાં જોવા મળે છે[1]

દ્રવિડ શૈલીના શિખરવાળા મંદિરના જૂના નમૂના બાદામીમાં મળે છે. મહાકૂટેશ્વરનું મંદિર નાનું પણ નમૂનેદાર છે. ટૂક પર આવેલું મલેગિત્તી-શિવાલય એના કરતાં મોટું અને વિકસિત છે. બંનેમાં શિખરની ટોચ અષ્ટકોણ ઘૂમટના

૧. હ. ગં. શાસ્ત્રી, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૧૨૫, ૧૬૬-૬૭

આકારની છે. અને એની આસપાસ મંદિરની નાની પ્રતિકૃતિઓ કરેલી છે. શિવાલયમાં ગર્ભગૃહ, મંડપ અને ચોકી છે. દેવાલયના દેખાવમાં અચલતાનો ભાવ દેખા દે છે અને એની શિલ્પશ્રીમાં ચેતન અને ગતિ નજરે પડે છે. એક બીજી ટૂક પર આવું એક બીજું દેવાલય છે. એના શિખરની ટોચ ચોરસ ઘૂમટનો આકાર ધરાવે છે. એમાં પ્રદક્ષિણાપથવાળું ગર્ભગૃહ અને સ્તંભવાળો મંડપ છે.

પુલકેશી બીજાના પરાભવ પછી ચાલુક્ય રાજ્યનું પાટનગર બાદામીમાંથી પટ્ટદકલમાં ખસેડવામાં આવ્યું, ત્યાં સાતમી સદીના ઉત્તરાર્ધમાં અને આઠમી સદીના પૂર્વાર્ધમાં અનેક દેવાલય બંધાયાં. એમાં દસ દેવાલય નોંધપાત્ર છે, જેમાંનાં ચાર નાગર શૈલીનાં અને ૭ દ્રવિડ શૈલીનાં છે. નાગર શૈલીનાં દેવાલયોમાં પાપનાથ મંદિર મહત્ત્વનું છે. મૂળ મંદિર સૂર્ય-નારાયણનું લાગે છે. હાલ એ શિવાલયનું સ્વરૂપ ધરાવે છે. આ મંદિરમાં નાગર શૈલીનું નાનું પણ નમૂનેદાર શિખર જોવા મળે છે. એમાં ખૂણામાં આડા થરના ભેદ રહેલા છે, જ્યારે દરેક બાજુનો ઊભો વચલો પ્રલંબ રેખાન્વિત છે. એનો મંડપ ગર્ભગૃહ કરતાં વધારે પહોળો છે અને અંતરાલ એક નાના મંડપ જેટલો વિશાળ છે. આમ આમાં શિખરનું રેખાન્વિત સ્વરૂપ ઘડાવા લાગ્યું છે, પરંતુ દેવાલયનું તલમાન હજી નિશ્ચિત સ્વરૂપ પામ્યું નથી. આ મંદિરની રચના ઈ. સ. ૬૮૦ના અરસામાં થઈ જણાય છે.

દ્રવિડ શૈલીનાં મંદિરોમાં વિરૂપાક્ષ મંદિર મહત્ત્વનું છે. એ વિક્રમાદિત્ય બીજાના સમય( ઈ. સ. ૭૩૩–૪૬ )માં બંધાયું છે. એમાં પલ્લવ રાજ્યના દ્રવિડ સ્થાપત્યની ઠીક-ઠીક અસર આવી હોવા સંભવે છે. આ મંદિરમાં ગર્ભગૃહ, મંડપ અને એ બે ખંડને જોડતા અંતરાલ પ્રમાણસર કદ અને સુયોજિત સ્થાન ધરાવે છે. મંદિર મોટું અને વિશાળ છે, આગળ છૂટો નંદિ-મંડપ છે આખા દેવાલયને ફરતો પ્રાકાર છે અને એમાં દાખલ થવાનું ગોપુરમ છે. દેવાલયની સમગ્ર આયોજનામાં તેમજ તેનાં સુશોભન-શિલ્પોમાં શિલ્પીનું કલાકૌશલ નજરે પડે છે. શિખરના ઘાટમાં, પ્રલંબો અને પ્રતિકૃતિઓમાં તેમ જ એની ચોકીઓની પછવાડે રહેલાં ગોપુરમોમાં દ્રવિડ શૈલીનું સ્વરૂપ સ્પષ્ટ તરી આવે છે.

પલ્લવ રાજ્યમાં નરસિંહવર્મા ૧ લા–મહામલ્લના મૃત્યુ બાદ શૈલ-ઉત્કીર્ણ સ્થાપત્યને સ્થાને ચણતરી સ્થાપત્યની પ્રથા પ્રચલિત થઈ. આ પદ્ધતિનાં દેવાલયોના સુંદર નમૂના નરસિંહવર્મા ૨ જા–રાજસિંહ(લગભગ ઈ. સ. ૬૯૫–૭૨૨ )ના સમયમાં બંધાયા. એમાં ત્રણ મહત્ત્વના છે. ઘડેલા પથ્થરનાં એ સુંદર મંદિરોમાંનું પહેલું મામલ્લપુરમમાં સમુદ્રતટ પર બાંધેલું છે. આથી એને

'સમુદ્રતટ મંદિર' તરીકે ઓળખવામાં આવે છે (જુઓ આકૃતિ ૩૩). મંદિરને પૂર્વાભિમુખ રાખેલું છે ને એની પૂર્વ બાજુએ સીધો સમુદ્ર આવેલો છે અને તેથી મંડપને ગર્ભગૃહની પાછળ ગોઠવવો પડ્યો છે. ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણા-પથ છે અને એની આગળ નાનું ગોપુરમ છે. ગર્ભગૃહમાં શિવલિંગ સ્થાપેલું છે. ગોપુરમની સામે ધ્વજ-સ્તંભ ખડો કરેલો છે. મંદિરને ફરતો પ્રાકાર (કોટ) છે અને એની પાછળના ચોકમાં બે મંદિર ઉમેર્યાં છે. એક સપાટ છતવાળું છે અને એમાં શેષશાયી વિષ્ણુની મૂર્તિ સ્થાપેલી છે બીજું મંદિર શિવનું છે. એના પર નાનું શિખર છે અને પહેલી નજરે એ મુખ્ય મંદિરના પ્રવેશખંડ જેવું દેખાય છે. આ મંદિરનો ઘાટ ધર્મરાજ-રથના ઘાટ જેવો છે. ગર્ભગૃહ ચોરસ છે અને એની ઉપર પિરામિડ ઘાટનું દ્રવિડ શિખર છે. પરંતુ આ મંદિરમાં બૌદ્ધ વિહારની અસર સદંતર લુપ્ત થયેલી છે. વળી એમાં પાછલા પગ પર ઊભા રહેલા સિંહની આકૃતિને સ્તંભની બેસણીરૂપે ઠેકઠેકાણે દાખલ કરી છે. પ્રાકારની અંદર પશ્ચિમ ભાગમાં લાંબો લંબચોરસ-મંડપ હતો, જેના પાયા જ હાલ મોજૂદ રહેલા છે.

પલ્લવ રાજ્યના પાટનગર કાંચીપુર(કોંજીવરમ)માં થોડા વખતમાં એક ભવ્ય શિવાલય બંધાયું. એ કૈલાસનાથ મંદિર તરીકે જાણીતું છે. એનો મુખ્ય ભાગ રાજસિંહના સમયમાં બંધાયો અને બાકીનો ભાગ એના પુત્રે પૂરો કરાવ્યો. એમાં દ્રવિડ શિખરવાળું ચોરસ ગર્ભગૃહ, સપાટ છતવાળો છૂટો મંડપ અને દેવકુલિકાઓવાળો પ્રાકાર આવેલો છે. પછીના જમાનામાં (૧૪ મી સદીમાં) ગર્ભગૃહ અને મંડપની વચ્ચે અન્તરાલ ઉમેરીને એ બેને જોડી દેવામાં આવેલ છે. આ અન્તરાલને લઈને એના પ્રાસાદનો આગલો ઘણો ભાગ ઢંકાઈ ગયો છે. ગર્ભગૃહ પૂર્વ છેડે આવેલું છે. એનું શિખર દ્રવિડ શૈલીનો અધિક વિકાસ દર્શાવે છે. આગળ જતાં ગોપુરમની જગ્યાએ એક મોટું ગૌણ દેવાલય ઉમેરાયું છે.

એક દાયકા પછી કાંચીપુરમાં એક બીજું મોટું ભવ્ય દેવાલય બંધાયું. વૈકુંઠ પેરુમલનું આ મંદિર કૈલાસનાથ મંદિર કરતાં કંઈક મોટું અને વિશાળ છે. એનું ગર્ભગૃહ સમચોરસ છે અને એના પર ચાર મજલાનું દ્રવિડ શિખર છે. એની આગળનો મંડપ એના કરતાં નાનો છે. એમાં ચાર–ચાર સ્તંભોની બે આડી હરોળ કરેલી છે અને મંડપને અંતરાલ વડે ગર્ભગૃહ સાથે જોડયો છે. મંદિર પૂર્વાભિમુખ છે. એને સમાંતર પ્રાકાર છે, જેની અંદર સિંહસ્તંભાવલીવાળી ભમતી (પ્રદક્ષિણા-પથ) છે. પ્રાકારનો બહારનો ભાગ એટલો સુશોભિત છે કે એ શિખરની દર્શનીયતા સાથે સુમેળ સાધી દેવાલયની રમણીયતામાં અભિવૃદ્ધિ કરે છે.

આ પછીનાં પલ્લવ રાજ્યનાં મંદિરો આટલાં મોટાં ને ભવ્ય નથી.

## શિલ્પકલા

આ કાલની શિલ્પકલામાં દેવદેવીઓ, બુદ્ધો, બોધિસત્ત્વો, તીર્થંકરો, યક્ષ-યક્ષિણીઓ, રાજારાણીઓ ઇત્યાદિની મહાકાય આકૃતિઓ મુખ્ય સ્થાન ધરાવે છે, જ્યારે ફૂલવેલની તથા ભૌમિતિક આકૃતિઓ તેનાં સુશોભનો તરીકે આનુષંગિક સ્થાન ધરાવે છે. ગજ સિંહ ઇત્યાદિ પ્રાણીઓની આકૃતિઓ ઓછી સંખ્યામાં પણ ગણનાપાત્ર કદમાં જોવા મળે છે.

બૌદ્ધ પ્રતિમા-શિલ્પમાં સાત માનુષી બુદ્ધો, પાંચ ધ્યાની બુદ્ધો, બોધિસત્ત્વો ઇત્યાદિની પ્રતિમાઓમાં વૈપુલ્ય તથા વૈવિધ્યનો વિકાસ થયો છે. વિપશ્યાથી માંડીને શાક્યસિંહ (ગૌતમ) સુધીના સાત માનુષી બુદ્ધો પોતપોતાના જુદાજુદા બોધિવૃક્ષ વડે ઓળખાય છે ગર્ભગૃહમાં સામાન્યતઃ સાતમા બુદ્ધ શાક્યસિંહ-(ગૌતમ બુદ્ધ)ની પ્રતિમા કંડારાતી. એમાં એ પદ્માસનમાં (પગની આંટીવાળી પલાંઠી વાળીને) કે પ્રલંબાસનમાં (પગ લટકાવીને) બેઠા હોય છે. મોટે ભાગે એમના હસ્ત વ્યાખ્યાન-મુદ્રામાં હોય છે. કયારેક ધ્યાનમુદ્રા કે વરદમુદ્રા કે ભૂમિસ્પર્શ-મુદ્રા પણ જોવા મળે છે. સ્તૂપના અગ્રભાગમાં પણ એમની જ પ્રતિમા કોતરાતી. મોટે ભાગે એમની બે બાજુએ બે બોધિસત્ત્વ ઊભેલા હોય છે; ઘણી વાર એ ભગવાન બુદ્ધ પર ચામર ઢોળતા હોય છે. આ બોધિસત્ત્વોમાં એક પદ્મપાણિ અવલોકિતેશ્વર (આકૃતિ ૩૪) હોય છે. એ ધ્યાની બુદ્ધ અમિતાભમાંથી ઉદ્ભવેલા છે અને છેલ્લા માનુષી બુદ્ધ શાક્યસિંહના પરિનિર્વાણ અને આગામી માનુષી બુદ્ધ મૈત્રેયના પ્રાદુર્ભાવ વચ્ચેના કાલના અધિષ્ઠાતા બોધિસત્ત્વ છે. એમને બે, ચાર કે ૭ હાથ હોય છે ને એમાં એ પદ્મ, માળા, અભયમુદ્રા, અંજલિમુદ્રા, વરદમુદ્રા, કમંડલુ ઇત્યાદિ ધારણ કરે છે. બીજા બોધિસત્ત્વ તરીકે મોટે ભાગે વજ્રપાણિ હોય છે. એ ધ્યાની બુદ્ધ અક્ષોભ્યમાંથી ઉત્પન્ન થયેલ છે. એ પોતાના વજ્ર વડે બૌદ્ધધર્મના શત્રુઓનો સંહાર કરે છે એમ મનાય છે.

અન્ય બોધિસત્ત્વોમાં મૈત્રેય અને મંજુશ્રી મહત્ત્વના છે. મૈત્રેય હાલ તુષિત સ્વર્ગમાં વસે છે ને શાક્યમુનિ ગૌતમના પછી ચાર હજાર વર્ષે પૃથ્વી પર અવતરનાર આગામી બુદ્ધ મનાય છે. એ એક હાથમાં પદ્મ કે કલશ ધારણ કરે છે ને બીજો હાથ વ્યાખ્યાનમુદ્રામાં રાખે છે. મંજુશ્રી એ ઉપાસકને પ્રજ્ઞા, સ્મૃતિ, મેધા અને વાક્ચાતુર્ય આપે છે. એમનાં અનેકવિધ સ્વરૂપ છે. સહુથી સાદા

સ્વરૂપમાં એ જમણા હાથમાં ખડ્ગ અને ડાબા હાથમાં પ્રજ્ઞાપારમિતાનો ગ્રંથ ધારણ કરે છે. ક્યારેક એ વરદમુદ્રા કે વ્યાખ્યાનમુદ્રા પણ ધરે છે.

આ ઉપરાંત ચુંદા, ભ્રુકુટી, પ્રજ્ઞાપારમિતા, તારા ઇત્યાદિ દેવીઓની પ્રતિમાઓ પણ જોવા મળે છે. જમ્ભલ એ બૌદ્ધ કુબેર (ધનનો દેવ) છે. એ બીજપૂરક (બિજોરું), નકુલ (નોળિયો) કે નાણાથેલી ધારણ કરે છે. જાંગુલી એ સર્પદંશ મટાડનારી દેવી છે. એ વીણા, સર્પ અને અભયમુદ્રા ધારણ કરે છે.

ભગવાન બુદ્ધની પ્રતિમાના નિર્માણમાં શિલ્પીને કલાકૌશલ દર્શાવવાનો ઘણો ઓછો અવકાશ મળતો. બોધિસત્ત્વો, દેવો અને દેવીઓની પ્રતિમાઓ ઘડવામાં આસન, મુદ્રા, હસ્ત, આયુધો, હાથમાં ધારણ કરાતા અન્ય પદાર્થો તેમ જ વસ્ત્રો તથા આભૂષણોમાં વિપુલ વૈવિધ્ય તથા મનોહરત્વ દર્શાવી શકાતું.

વળી ભગવાન બુદ્ધના જીવનપ્રસંગો (જેવા કે જન્મ, મહાભિનિષ્ક્રમણ, મારા-વિજય, બોધિ-પ્રાપ્તિ, ધર્મચક્ર-પ્રવર્તન, ચમત્કારો અને પરિનિર્વાણ) તેમજ તેમના પૂર્વભવોના જીવનપ્રસંગો, જેને જાતક-કથાઓમાં નિરૂપવામાં આવ્યા છે. તે પ્રસંગોને શિલ્પરૂપે આલેખવામાં શિલ્પીઓ સારું કલાકૌશલ ધરાવતા. રાજગૃહનાં બાળકોને ખાઈ જતી હારીતીને ભગવાન બુદ્ધે કેવી રીતે સુધારી તે પ્રસંગ ખાસ નોંધપાત્ર છે.

ક્યારેક નાગ-નાગિણીઓ, દ્વારપાલો, યક્ષો. ગંધર્વયુગલો, શિલ્પપટ્ટીઓ, પદ્મકો, પશુપંખીઓ, ફૂલવેલ, ભૌમિતિક આકૃતિઓ ઇત્યાદિ આકારો તથા સુશોભનો દ્વારા શિલ્પકલા વિશેષ ખીલે છે.

અજંટાનાં મહાયાન શૈલગૃહોમાં ગુપ્તકાલીન શિલ્પકલાની જે ઉત્કૃષ્ટ કોટી આવી હતી, તેનાં હવે કંઈ વળતાં પાણી થયાં છે. એલોરાનાં બૌદ્ધ શૈલગૃહોમાં મોટા કદની અનેક વિવિધ શિલ્પકૃતિઓ કંડારાઈ છે, પરંતુ એમાં અભિવ્યક્તિનું ગાંભીર્ય અંતર્મુખ શમતા અને આધ્યાત્મિક ગૌરવની છાપ ઊઠતી નથી.

એલારોનાં શૈવ શૈલગૃહોમાં શિલ્પીની કલા અભિવ્યક્તિની ભારે મોકળાશ પામે છે. શિવનાં વિવિધ સૌમ્ય તથા રૌદ્ર સ્વરૂપોમાં તેમ જ તેમણે કરેલા અનુગ્રહ તથા સંહારના વિવિધ પ્રસંગોમાં સંસારની અનેકવિધ ચેતનાઓનો સાક્ષાત્કાર કરાવી શકાય છે. એવી રીતે વિષ્ણુ તથા શક્તિનાં વિવિધ સ્વરૂપોમાં પણ વિવિધ ક્રિયાઓને મૂર્ત સ્વરૂપ આપી શકાય છે. શિવાલયના ગર્ભગૃહમાં સામાન્યતઃ શિવલિંગની પ્રતિમા કંડારવામાં આવે છે ને એમાં શિલ્પકલાને ઘણો ઓછો અવકાશ રહે છે. પરંતુ શિવાલયની દીવાલો પર શિવનાં વિવિધ દેહસ્વરૂપ

કંડારવામાં આવતાં. એમાં લિંગોદ્ભવ શિવનું સ્વરૂપ ખાસ નોંધપાત્ર છે. બ્રહ્મા હંસસ્વરૂપે એનો ઉપલો છેડો શોધવા અને વિષ્ણુ વરાહસ્વરૂપે એનો નીચલો છેડો શોધવા મથ્યા, પરંતુ એમાં સફળ થયા નહિ ત્યારે તેમણે લિંગના અપાર સ્વરૂપનો મહિમા જાણ્યો અને લિંગોદ્ભવ શિવ દ્વારા તેમના ગર્વનું નિવારણ થયું. એલોરાનાં શિવાલયોમાં આ પ્રસંગ અનેક જગ્યાએ નિરૂપાયો છે.

શિવનાં સામાન્ય સ્વરૂપોમાં સાધારણ કે ચન્દ્રશેખરનું[૧] ઊભું સ્વરૂપ અથવા કેવલ કે ઉમાસહિત બેઠેલું સ્વરૂપ વિશેષ પ્રચલિત છે. આશ્લેષ સ્વરૂપને 'ઉમા-મહેશ્વર' સ્વરૂપ કહે છે. અર્ધનારીશ્વર સ્વરૂપમાં વામ અંગ ઉમાનું અને દક્ષિણ અંગ મહેશ્વરનું—એવું સંયુક્ત સ્વરૂપ હોય છે. વિશિષ્ટ સ્વરૂપોમાં રાવણાનુગ્રહ,[૨] અર્જુનાનુગ્રહ,[૩] કલ્યાણસુંદર (વિવાહવિધિ)[૪] (આકૃતિ ૩૫) ઇત્યાદિ સૌમ્ય સ્વરૂપો તથા અન્ધકાસુરસંહાર. ત્રિપુરાન્તક,[૫] યમારિ,[૬] કંકાલ,[૭] ભૈરવ, વીરભદ્ર ઇત્યાદિ રૌદ્ર સ્વરૂપો મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તાંડવ, લલિત ઇત્યાદિ નૃત્યસ્વરૂપો પણ ક્યારેક નજરે પડે છે. મહાયોગી અને દક્ષિણામૂર્તિ (વ્યાખ્યાતા) તરીકેનાં સ્વરૂપ પણ ક્વચિત્ જોવા મળે છે.

વિષ્ણુનાં સ્વરૂપોમાં કેવલ સ્વરૂપ, લક્ષ્મી સાથેનું સ્વરૂપ, શ્રીદેવી[૮] તથા ભૂદેવી[૯] સાથેનું સ્વરૂપ અને શેષશાયી[૧૦] સ્વરૂપ ખાસ દેખા દે છે. એમના અવતારોમાં વરાહ, નૃસિંહ, ત્રિવિક્રમ[૧૧] અને કૃષ્ણ અવતારનાં સ્વરૂપ એલોરામાં

---

૧. મસ્તક પર ચન્દ્ર ધારણ કરતા શિવ
૨. કૈલાસને ભુજાઓ વડે કંપાવવાનો મિથ્યા પ્રયાસ કરતા રાવણ પર શિવે અનુગ્રહ (કૃપા) કર્યાનો આ પ્રસંગ અહીં અનેક જગ્યાએ સુંદર રીતે રજૂ થયો છે.
૩. કિરાતના રૂપમાં કસોટી કરી અર્જુન પર પ્રસન્ન થયેલા શિવે એને દિવ્ય અસ્ત્રો અપાવ્યાનો પ્રસંગ મહાભારતમાં તથા 'કિરાતાર્જુનીય'માં વર્ણવાયો છે.
૪. શિવ-પાર્વતીના વિવાહનો પ્રસંગ
૫. એક બાણ વડે ત્રણ દુર્ગોનો એકી સાથે નાશ કરનાર
૬. યમ પાસેથી માર્કંડેયને બચાવનાર
૭. બ્રહ્માનું એક (પાંચમું) શિર છેદી નાખવાના પાતકના પ્રાયશ્ચિત્તરૂપે હાથમાં કંકાલ (ખપ્પર) લઈ ભિક્ષાટન કરતા શિવ.
૮. લક્ષ્મી
૯. પૃથ્વી
૧૦. શેષનાગની શય્યા પર સૂતેલા વિષ્ણુ. શેષ વિષ્ણુનો એક અવતાર ગણાય છે.
૧૧. વામન સ્વરૂપે બલિ પાસે ત્રણ પગલાં ભૂમિ માગી વિરાટ સ્વરૂપ ધારણ કરી ત્રણ પગલાંમાં ત્રણ લોક માપી લેતા વિષ્ણુ.

જોવા મળે છે. શ્રી કૃષ્ણનાં સ્વરૂપોમાં ખાસ કરીને કાલીયમર્દન અને ગોવર્ધન-ધારીનાં સ્વરૂપ કંડારાતાં.

આ ઉપરાંત બીજા અનેક દેવોની આકૃતિઓ આ શિવાલયોમાં કોતરેલી છે. ગણેશની અનેક આકૃતિઓ જોવા મળે છે. એમના હાથમાં સામાન્યતઃ (ભગ્ન) દંત,[1] પરશુ, અક્ષમાલા અને મોદક હોય છે. બ્રહ્માની ઊભી તથા બેઠેલી અનેક આકૃતિઓ કંડારી છે. એ ચતુર્મુખ હોય છે ને એમના હસ્તમાં અક્ષમાલા, સ્રુક્,[2] પુસ્તક[3] અને કમંડલુ હોય છે. પાર્વતી અહીં હમેશાં શિવની સાથે જ દેખા દે છે. દુર્ગાનાં સ્વરૂપોમાં મહિષાસુરમર્દિની સ્વરૂપ[4] ખાસ દર્શનીય છે. લક્ષ્મીની બાજુમાં ગજ કલશ ઢોળતા હોય, તો તે સ્વરૂપને 'ગજલક્ષ્મી' કહે છે. સરસ્વતી વીણા તથા પુસ્તક ધારણ કરે છે. સપ્તમાતૃકાઓના સમૂહમાં બ્રહ્મા, મહેશ્વર, કુમાર(કાર્ત્તિકેય), વિષ્ણુ, વરાહ અને ઇન્દ્રનાં પત્ની બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી અને ઐન્દ્રી ઉપરાંત ચામુંડાનો સમાવેશ થાય છે. એમની એક બાજુએ વીરભદ્ર અને બીજી બાજુએ ગણેશ તથા કાલ અને કાલી હોય છે. કેટલીક જગ્યાએ અષ્ટ દિક્પાલોની આકૃતિઓ નજરે પડે છે. પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈઋર્ત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર અને ઈશાન દિશાનું પાલન અનુક્રમે ઇન્દ્ર, અગ્નિ, યમ, નિઋર્તિ, વરુણ, વાયુ, કુબેર અને ઈશાન( શિવ ) કરે છે. આ ઉપરાંત કાર્ત્તિકેય, ગંગા, યમુના, નાગ, વિદ્યાધરો ઇત્યાદિની આકૃતિઓ પણ અહીં સ્થાન ધરાવે છે. કૈલાસ મંદિરમાં 'રામાયણ'માં કેટલાક પ્રસંગોને લગતાં શિલ્પ કોતરાયાં છે.

વળી અહીં કેટલાક શૃંગાર-ભાવ પણ મૂર્ત કરવામાં આવ્યા છે. એમાં ચુંબન, આશ્લેષ તથા સંભોગના વિવિધ પ્રકાર દર્શાવાય છે. દેવાલયોમાં આવાં મિથુન-શિલ્પ અસ્થાને લાગે, ખાસ કરીને ભોગાસનોને લગતાં. પરંતુ આ કાલનાં તથા પછીના કાલનાં કેટલાંક દેવાલયોમાં એને સ્પષ્ટ સ્થાન આપવામાં આવતું એ હકીકત છે. સંસારના ત્રણ પુરુષાર્થોમાં કામનું ય સ્થાન હોવું ઘટે તે રીતે તેને

---

૧. ગજાનનનો એક દાંત તૂટી ગયેલો, તે

૨. કુંડમાં ઘી હોમવાની લાકડાની કડછી

૩. તાડપત્ર પર હાથે લખેલા ગ્રંથના સ્વરૂપે

૪. મહિષ(પાડા)નું સ્વરૂપ ધારણ કરેલા અસુરને દુર્ગા ત્રિશૂલ વડે મારી તેનું શિર છેદે છે; તેમનું વાહન સિંહ મહિષના પાછલા ભાગ પર આક્રમણ કરે છે.

અહીં સ્થાન મળ્યું હોય અથવા તાંત્રિક ક્રિયાઓમાં મૈથુનનો સમાવેશ થતો હોઈ અહીં એનો સમાવેશ કરવામાં આવ્યો હોય એવું લાગે છે.

ઍલોરાનાં જૈન શૈલગૃહોમાં જે શિલ્પકલા નજરે પડે છે તે શિલ્પીના કસબ કે પુરુષાર્થની દૃષ્ટિએ ત્યાંનાં બૌદ્ધ તથા શૈવ શૈલગૃહોની શિલ્પકલા કરતાં ઊતરતી નથી, રચના અને વિગતમાં કંઈક ચડિયાતી છે એમ પણ કહી શકાયઃ પરંતુ તીર્થંકરોના મુખભાવમાં વ્યક્ત થતી નરી શમતા જોમ અને ઉત્સાહના અભાવને લઈને નિષ્ક્રિયતાની છાપ પાડે છે અને વિસ્તારની મર્યાદાના પ્રમાણમાં ભરચક રીતે ઠલવાતી એ શિલ્પકલા સમગ્ર દૃષ્ટિએ જોતાં ગાગરમાં સાગર ભરવાની ચેષ્ટાની જેમ પ્રમાણભંગના દોષનો ભોગ બને છે. આ ગુફાઓ દિગંબર સંપ્રદાયની છે.

જૈન પ્રતિમાવિધાનમાં તીર્થંકરો, યક્ષો અને યક્ષિણીઓ મુખ્ય સ્થાન ધરાવે છે. તીર્થંકરની પ્રતિમા સામાન્યતઃ બેઠેલી હોય છે; ત્યારે એ પદ્માસનમાં બેસી ધ્યાનમુદ્રા ધારણ કરે છે. ઍલોરાનાં જિનાલયોના ગર્ભગૃહમાં સામાન્યતઃ વર્ધમાન મહાવીરની પ્રતિમા જોવામાં આવે છે. એ છત્ર અને પ્રભાચક્રથી સોહતા હોય છે. એમની બે બાજુએ ચામરધારી અનુચર હોય છે, જે વિવિધ વસ્ત્રાભૂષણોથી વિભૂષિત હોય છે. ઉપલા ભાગમાં વિવિધ વાદ્ય વગાડતા બે ગંધર્વ નજરે પડે છે. દીવાલો પર પણ તીર્થંકરોની આકૃતિઓ કંડારાતી. એમાં સર્પ-ફણાવાળા ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથ ખાસ નોંધપાત્ર છે. કેટલીક વાર કાયોત્સર્ગ અવસ્થામાં ઊભેલા તીર્થંકરની ઊભી આકૃતિ પણ નજરે પડે છે. ઊભી શિલ્પકૃતિઓમાં પાર્શ્વનાથ ઉપરાંત ગોમ્મટેશ્વર અહીં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આદિનાથ[1] ઋષભદેવના બીજા પુત્ર બાહુબલી[2] રાજા ગોમ્મટના નામ પરથી ગોમ્મટેશ્વર[3]

---

૧. પહેલા તીર્થંકર

૨. બાહુબલીએ કાયોત્સર્ગ અવસ્થામાં અડગ ઊભા રહી એટલો લાંબો કાલ તપશ્ચર્યા આદરી કે એમના દેહ પર વેલો ઊગી અને જાતજાતનાં જાનવરોનો વાસ થયો. છતાં એનના મનમાં અભિમાન રહેલું હોઈ એમને સિદ્ધિ મળતી નહિ. આખરે બહેન બ્રાહ્મી અને સુંદરીના કહેવાથી તેમણે અભિમાન તજ્યું ને તેમને કેવલ જ્ઞાન પ્રાપ્ત થયું. ભરત ચક્રવર્તી એમના મોટા ભાઈ થાય.

૩. રાજા ચામુંડરાયનું બીજું નામ 'ગોમ્મટ' હતું. એ રાજાએ (કર્ણાટકમાં આવેલ) શ્રવણ બેળગોળા નામે સ્થળે બાહુબલીની ભારે ઉત્તુંગ ભવ્ય પ્રતિમા કરાવી છે. એ 'ગોમ્મટેશ્વર' તરીકે જાણીતી છે. એ પરથી બાહુબલી દક્ષિણમાં એ નામે ઓળખાય છે.

તરીકે ઓળખાય છે. ઇન્દ્રસભામાં ગોમ્મટેશ્વરની સુંદર પ્રતિમા છે. એમના શરીર પર લતાઓ વીંટળાઈ છે અને આસપાસ હરણ, સાપ, ઉંદર, વીંછી, કૂતરો વગેરે નજરે પડે છે. બે બાજુ બ્રાહ્મી અને સુંદરી ઊભાં છે. બાજુમાં ભરત બેઠેલ છે. બાહુબલી દિગંબર કાયોત્સર્ગ અવસ્થામાં નિશ્ચેષ્ટ ઊભા છે.

યક્ષ-યક્ષિણીઓમાં ઋષભદેવની યક્ષિણી ચક્રેશ્વરી, પાર્શ્વનાથના યક્ષ ધરણેન્દ્ર (નાગરાજ) અને મહાવીરના યક્ષ માતંગ તથા તેમની યક્ષિણી સિદ્ધાયિકાની આકૃતિઓ અહીં કંડારાઈ છે. ચક્રેશ્વરી દ્વાદશભુજા છે. એ ગરુડ પર બેઠેલી છે. એના હાથમાં ખાસ કરીને ચક્ર હોય છે. એ સુંદર વસ્ત્રાભૂષણોથી વિભૂષિત છે. માતંગ અને સિદ્ધાયિકાની પ્રતિમા પરની છતમાં વૃક્ષાટોપનું છત્ર હોય છે. બંને દ્વિભુજ છે. માતંગનું વાહન ગજ છે, તેથી એને ભૂલથી ઇન્દ્ર માનવામાં આવેલ છે.[1] એ બીજોરું અને વરદમુદ્રા ધારણ કરે છે. સિદ્ધાયિકા સિંહ પર બેઠેલ હોય છે. એના ખોળામાં બાળક હોય છે. એ પુસ્તક તથા વરદમુદ્રા ધારણ કરે છે. એની દેહભૂષા, ખાસ કરીને કેશભૂષા, દર્શનીય હોય છે. વૃક્ષાટોપમાં પંખીઓ તથા વાનરો દેખા દે છે.

આ ઉપરાંત દ્વારપાલો, ગંગા-યમુના, શંખ-નિધિ તથા પદ્મ-નિધિ ઇત્યાદિ અન્ય પ્રકીર્ણ આકૃતિઓ પણ અહીં સ્થાન ધરાવે છે

ઔરંગાબાદની શિલ્પકલા એલોરાનાં જૈન શૈલગૃહોની શિલ્પકલાને મળતી આવે છે. એમાં અજંટાની શિલ્પકલાની સ્પષ્ટ અસર રહેલી છે, છતાં એમાં સપ્રમાણતા, સમતુલા અને અંતર્મુખતાની છાપ ઊઠતી નથી.

ઐહોળીની શિલ્પકૃતિઓ મધ્યમ કોટીની છે. એમાં માર્દવ તથા સમતુલા નજરે પડે છે, પરંતુ પ્રજ્ઞા, ક્રિયા અને આનંદના ભાવ ઊઠતા નથી. બદામીની શિલ્પકૃતિઓમાં મુખ્ય દેવદેવીઓની આકૃતિઓમાં ક્રિયાશીલતાનો ભાવ સુષુપ્ત રીતે ઊઠે છે. જ્યારે ગૌણ આકૃતિઓમાં એ તદ્દન હળવી રજૂઆત ધરાવે છે. પટ્ટદકલનાં મંદિરોમાં મામલ્લપુરમ અને કાંજીવરમની શિલ્પકલાની અસર વરતાય છે, એટલું જ નહિ; એમાં કેટલીક ઊંચી કક્ષા પણ નજરે પડે છે. આ કાલનાં પ્રસાદ, માધુર્ય અને ઓજસની પરિપક્વતા એલોરાના કૈલાસ મંદિરમાં જોવા મળે છે.

પલ્લવ રાજ્યની શિલ્પકૃતિઓમાં આન્ધ્રની શિલ્પ-શૈલી પરિપક્વતા પામે છે. મામલ્લપુરમનાં પ્રસંગ-શિલ્પોમાં શૈલ-ઉત્કીર્ણ મહાશિલ્પોની ભવ્ય છાપ

૧. ગુફા નં. ૩૨ નું નામ 'ઇન્દ્રસભા' આ ભ્રમને લઈને પડ્યું છે.

ઊઠે છે. એમાં જીવનની શમતા તથા મૃદુતા મૂર્ત થાય છે અને એની ગતિની સંયમિતા દ્વારા સમતુલા અને ગૌરવનો સાક્ષાત્કાર થાય છે.

ઉત્તર ભારતમાં સારનાથ અને નાલંદાની આ કાલની શિલ્પકૃતિઓમાં ગુપ્તકાલીન શિલ્પકલાની પરમ કોટીની અવનતિ વરતાય છે. બંગાળની શિલ્પકલાની પણ એવી જ સ્થિતિ છે; છતાં પહાડપુર અને ભાગલપુરની કેટલીક શિલ્પકૃતિ-ઓમાં લાવણ્ય, સમતુલા અને ભાવ-ઉષ્મા એકંદરે સારી રીતે ખીલી ઊઠે છે.

ફૂલવેલની ભાત અને ભૌમિતિક આકૃતિઓ સુશોભનાત્મક રેખાંકનો તરીકે ઉત્તર ભારતની સરખામણીએ દક્ષિણ ભારતમાં ઘણા ઓછા પ્રમાણમાં પ્રયોજાઈ છે.

## ચિત્રકલા

ગુપ્તકાલીન શૈલગૃહોના અનુસંધાનમાં અજંટાની ચિત્રકલા, આ કાલનાં શૈલગૃહોમાં પણ જોવા મળે છે. ગુપ્તકાલની ગુફા નં. ૧૬ અને ૧૭ માં ગૌતમ બુદ્ધના કેટલાક જીવનપ્રસંગ (જેમ કે જાતક શિક્ષણ, સુજાતાનું પાયસદાન, નંદને દીક્ષા દેવી, નીલગિરિ હસ્તીને વશ કરવો, તુષિતસ્વર્ગમાં વ્યાખ્યાન, શ્રાવસ્તીનો ચમત્કાર) ઉપરાંત કેટલીક જાતક કથાઓ (જેમ કે હસ્તી જાતક, મહા-ઉન્માર્ગજાતક, વિશ્વ-ન્તર જાતક, સુતસોમ જાતક, ષડ્દન્ત જાતક, મહાકપિ જાતક, હંસ-જાતક, શરભ-જાતક, માતૃપોષક જાતક, મત્સ્ય જાતક, મહિષ જાતક, શ્યામ જાતક, શિબિ જાતક, રુરુજાતક, ન્યગ્રોધમૃગ-જાતક) તથા અવદાન કથાઓ(દા. ત., સિંહલ-અવદાન)ના પ્રસંગ આલેખાયા છે આ કાલની ગુફાઓ પૈકી ગુફા નં. ૨૧ માં ઘણાં ચિત્ર લુપ્ત થયાં છે, જ્યારે સંઘ સમક્ષ વ્યાખ્યાન દેતા ભગવાન બુદ્ધનું ચિત્ર તેમ જ છત પરનાં કેટલાંક ચિત્ર અંશતઃ મોજૂદ રહ્યાં છે. ગુફા નં. ૨૨ માં સાત માનુષી બુદ્ધો અને આગામી બુદ્ધ મૈત્રેયની આકૃતિઓ આલેખી છે. નીચે દરેક બુદ્ધનું અને ઉપર તેમના બોધિવૃક્ષનું નામ પણ આલેખાયું છે.

ગુફા નં. ૧ અને ૨માં સંખ્યાબંધ ચિત્ર આલેખાયાં અને એમાંનાં ઘણાં જળવાઈ રહ્યાં છે. ગુફા નં. ૧ નો તસુએ તસુ ચિત્રાંકિત હતો; સ્તંભો અને શિલ્પો પણ ચિત્રિત હતાં. એનાં મોજૂદ રહેલા ચિત્રોમાંનાં કેટલાંક જગતનાં ઉત્કૃષ્ટ ચિત્રોમાં સ્થાન ધરાવે છે. આ બે ગુફાઓનાં ચિત્રોમાં માયાદેવીનું સ્વપ્ન,[1]

---

૧. તુષિય સ્વર્ગમાં રહેલા બોધિસત્ત્વે માયાદેવીના ઉદરમાં ગર્ભરૂપે પ્રવેશ કર્યો, ત્યારે માયાદેવીને શ્વેત હસ્તી એમના ઉદરમાં પ્રવેશ કરતો હોય તેવું સ્વપ્ન આવેલું.

એ સ્વપ્નનો ફલાદેશ,[1] ગૌતમનો જન્મ,[2] માર-વિજય[3] (આકૃતિ ૩૬), શ્રાવસ્તીનો ચમત્કાર,[4] સુંદરીના પતિ નંદને દીક્ષાદાન[5] જેવા બુદ્ધજીવન-પ્રસંગો તેમજ પૂર્ણ-અવદાન[6] જેવી અવદાન-કથાઓ તથા ભગવાન બુદ્ધના પૂર્વભવોને

---

૧. માયાદેવીએ પોતાના પતિ રાજા શુદ્ધોદનને સ્વપ્નની વાત કરી. રાજાએ ફલાદેશ કરનાર બ્રાહ્મણને તેડાવ્યા અને બ્રાહ્મણે એ સ્વપ્નનો ફલાદેશ કહ્યો.

૨. લુમ્બિની ઉદ્યાનના શાલવૃક્ષ નીચે મહામાયાએ ગૌતમને જન્મ આપ્યો. શક્રે નવજાત શિશુને હાથમાં લીધુ; બ્રહ્મએ એના શિર પર છત્ર ધર્યું. ગૌતમે સાત પગલાં ભર્યાં ને ત્યાં સાત કમળ ઊગ્યાં.

૩. જ્યારે બોધિસત્ત્વ ગૌતમ બોધિ પ્રાપ્તિ માટે ઉગ્ર તપ તપશ્ચર્યા કરતા હતા, ત્યારે છેવટમાં માર અને એની સેનાએ એમના પર આક્રમણ કરી એમાં ભંગ પડાવવા કોશિશ ભારે કરી, પરંતુ ગૌતમ અડગ અવિચળ રહ્યા, આખરે એણે પોતાની સાત સુંદર પુત્રીઓ મોકલી, જેઓએ બોધિસત્ત્વને ચલિત કરવા અપ્સરાઓની જેમ પોતાની સર્વવિધ યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવી, છતાં વીતરાગ ગૌતમનું ચિત્ત લેશમાત્ર ચલિત થયું નહિ. એમણે ભૂમિને હસ્તથી સ્પર્શ કરી સાક્ષી રહેવા વિનંતી કરી, (ભગવાન બુદ્ધની ભૂમિસ્પર્શ મુદ્રા આ ભાવ સૂચવે છે.) આમ અંતે મારનો પરાજય થયો. અને ગૌતમને બોધિ પ્રાપ્ત કરવામાં સફળતા સાંપડી.

૪. કહે છે કે ભગવાન બુદ્ધ શ્રાવસ્તીમાં વ્યાખ્યાન આપતા હતા, ત્યારે ૭ પરિવ્રાજકોએ એમની મહત્તા વિશે શંકા ઉઠાવી. રાજા પ્રસેનજિત અને બીજાઓના દેખતાં ભગવાન બુદ્ધે ઊંચે કૂદકો માર્યો અને એમના દેહમાંથી એમનાં અનેકાનેક વિવિધ સ્વરૂપ પ્રગટચાં. આ ચમત્કારથી પેલા પરિવ્રાજકોને બુદ્ધના મહિમાની પ્રતીતિ થઈ.

૫. બોધિસત્ત્વ ગૌતમ બુદ્ધ થઈ કપિલવસ્તુ પધાર્યા, ત્યારે અનેક શાકચ કુમારોએ એમનો ઉપદેશ ગ્રહણ કરી દીક્ષા લીધી, પરંતુ પોતાની પત્ની સુંદરીના મોહમાં મગ્ન રહેલો નંદ ભગવાન બુદ્ધના દર્શને ગયો નહિ. ત્યારે તેઓ ભિક્ષા લેવા તેને ત્યાં ગયાં; અને તેને પોતાના મુકામ પર લઈ જઈ, તેને સંસારની આસક્તિમાંથી મુક્ત કરી દીક્ષા આપી. પતિની ક્ષણેક્ષણે પ્રતીક્ષા કરતી સુંદરીને આ સમાચાર સાંભળી ભારે આઘાત લાગ્યો.

૬. પૂર્ણ શૂર્પારકના એક શ્રેષ્ઠીનો પુત્ર હતો. એના ભાઈઓએ એને અને એના જ્યેષ્ઠ બંધુ ભવિલને બાપીકી મિલકતમાંથી બાકાત રાખ્યા. પરંતુ

લગતી જાતક-કથાઓ શિબિ-જાતક,[1] શંખપાલ-જાતક,[2] મહાજનક-જાતક,[3] ચંપેય્ય-જાતક,[4] મહાહંસ-જાતક,[5] વિદુરપંડિત-જાતક[6] અને ક્ષાન્તિવાદી-

---

પૂર્ણ પોતાના પુરુષાર્થ વડે દરિયાઈ સફરો ખેડી અઢળક દ્રવ્ય કમાયો. સાતમી સફર દરમ્યાન ભગવાન બુદ્ધની યશોગાથા સાંભળી એ એમને શરણે ગયો અને દીક્ષા લઈ શ્રમણ થયો. ભવિલ ચંદનવનમાં ચંદન લેવા ગયો ત્યારે તે વનના માલિક મહેશ્વર યક્ષે કુપિત થઈ ભવિલના વહાણને ભારે વાવાઝોડામાં સપડાવ્યું, પરંતુ શ્રમણ પૂર્ણે ત્યાં પ્રગટ થઈ તે ઉપદ્રવનું નિવારણ કર્યું.

૧. બાજના લક્ષ્ય બનેલા કપોતને બચાવવા પોતાનું માંસ આપનાર રાજા શિબિની કથા મહાભારતમાં આવે છે. અહીં એ રાજાને બોધિસત્ત્વ તરીકે ગણેલ છે.

૨. બોધિસત્ત્વ એક ભવમાં નાગરાજ શંખપાલ તરીકે જન્મેલા. પોતાના ભોગવૈભવથી કંટાળીને એ રાફડાની ટોચ પર પડી રહ્યા. સોળ શિકારી-ઓએ નાગને નાથી ઘસેડવા માંડ્યો, પરંતુ તેણે કંઈ સામનો ન કર્યો. અળાર નામે પરગજુ વેપારીએ આ જોઈ શિકારીઓને મોં-માગ્યું દ્રવ્ય આપી નાગને છોડાવ્યો. નાગરાજે અળારને નાગલોકમાં તેડાવી તેનું બહુમાન કર્યું.

૩. મિથિલાનો રાજપુત્ર મહાજનક સુવર્ણભૂમિ જતાં તેનું વહાણ તૂટી ગયું. સમુદ્રપાલક દેવીએ એને મિથિલા પહોંચાડ્યો. ત્યાં એ એના પિતાને મારી ગાદીએ બેઠેલ રાજાની કુંવરી સીવલીને પરણ્યો. સમય જતાં મહાજનકે દીક્ષા લેવાનો નિર્ણય કર્યો, ત્યારે સીવલીએ એને એમ ન કરવા બહુ સમજાવ્યો; પરંતુ એ પોતાના નિર્ણયને અમલમાં મૂકીને જ જંપ્યો.

૪. નાગરાજ ચંપેય્ય મર્ત્યલોકમાં મદારીને હાથે પકડાયો. કાશીરાજે તેને તેમાંથી છોડાવ્યો ને નાગરાજે તેને નાગલોકમાં લઈ જઈ તેનું બહુમાન કર્યું.

૫. કાશીની રાણી ખેમાએ સ્વપ્નમાં સોનેરી હંસ જોયો ને રાજા પાસે તે હંસની માગણી કરી. રાજાએ સુંદર સરોવર કરાવ્યું; હિમાલયના હંસો ત્યાં આવવા લલચાયા. હંસરાજ (મહાહંસ) ત્યાં પારધીની જાળમાં સપડાયા. હંસરાજ અને વફાદાર સરદાર સુમુખે રાજા પાસે જઈ રાજા-રાણીને ધર્મનો ઉપદેશ દીધો. રાણીની આકાંક્ષા પાર પડી.

૬. ઇન્દ્રપ્રસ્થના રાજા ધનંજયના સુજ્ઞ મંત્રી વિદુર પંડિતની વાણી સાંભળવા આતુરતા ધરાવતી નાગરાણી વિમલાની ઇચ્છા પાર પાડવા, તેની કુંવરી

જાતક[1] જેવી જાતક-કથાઓના પ્રસંગો, બુદ્ધની અનેકાનેક વૈવિધ્યપૂર્ણ આકૃતિઓ, બોધિસત્ત્વ પદ્મપાણિ તથા વજ્રપાણિની મોટી દર્શનીય આકૃતિઓ, શ્યામ રાજકુંવરીની રમણીય આકૃતિ, ઈરાનના બાદશાહ[2] અને ઈરાનના એલચી[3] જેવી જણાતી વિદેશી વ્યક્તિઓને લગતાં દૃશ્ય, છત પર આલેખેલાં કલાત્મક રૂપાંકનો (જેમાં ચોરસ ચોકઠાં અને એની અંદરનાં વર્તુળોમાં ફૂલવેલનાં સુશોભનો, ભૌમિતિક આકૃતિઓ, પંખીઓ, ફળો તથા કલ્પિત આકૃતિઓનાં રેખાંકનોનું વિપુલ વૈવિધ્ય હોય છે) ઇત્યાદિ વિવિધ ચિત્રકૃતિઓમાં કલ્પના, યોજના, રેખાંકન તથા રંગની બાબતમાં ચિત્રકારની કલાદૃષ્ટિ તથા કુશલતા ભારે પ્રશંસા-પાત્ર બની રહે છે.

બુદ્ધો અને બોધિસત્ત્વોને લગતા ધાર્મિક વિષયોની મોટી મર્યાદા હોવા છતાં બુદ્ધ-ચરિત, અવદાન-કથાઓ અને જાતક-કથાઓના વિવિધ પ્રસંગોને

---

ઇરન્દતીએ વિદુર પંડિતને નાગલોકમાં લઈ આવે તેને પરણવાનું પણ લીધું. યક્ષ પૂર્ણકે ધનંજયને દ્યૂતમાં હરાવી વિદુર પંડિતને મેળવ્યા અને એમને નાગલોકમાં લઈ જઈ નાગરાણીની ઇચ્છા પાર પાડી. પછી વિદુર પંડિતને ત્યાંથી મુક્તિ મળી અને પૂર્ણકને ઇરન્દતી મળી.

1. વનમાં ગયેલ રાજા નિદ્રાવશ થતાં, તેની સાથે આવેલ રાણીઓ અને નર્તિકા ક્ષાન્તિવાદી તાપસના આશ્રમે ગઈ ને ત્યાં રોકાઈ. આથી કુપિત થયેલા રાજાએ તાપસનાં અંગ એક પછી એક છેદવા માંડયાં ને નર્તિકાનેય સજા કરી. મરતા તાપસે છતાં રાજાને આશીર્વાદ દીધા અને રાણીઓને આશ્વાસન આપ્યું.
2. ગુફા નં. ૧ ની છત પરના એક ચિત્રમાં એક વિદેશી રાજા અને સુંદર રાણી બેઠેલાં છે. કેટલાક આ આકૃતિ ઈરાનના રાજા ખુશરૂ અને એની મશહૂર રાણી શીરીંની હોવાનું માને છે. આ અભિજ્ઞાન અનિશ્ચિત છે.
3. ગુફા નં ૧ ની એક દીવાલ પર રાજદરબારનું એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. ગાદી પર રાજા બેઠા છે. રાજસભામાં દરબારીઓ બેઠેલા છે. જમણી બાજુએ કોઈ વિદેશીઓ રાજાને ભેટ-સોગાદ આપવા આવી રહ્યા છે. કેટલાક આ રાજા ચાલુકય નરેશ પુલકેશી બીજો હોવાનું અને એ વિદેશીઓ તે ઈરાનના બાદશાહ ખુશરૂ બીજાનું એલચી-મંડળ હોવાનું માને છે. પરંતુ અજંટાનાં ચિત્રો બૌદ્ધધર્મને લગતાં હોઈ એમાં કોઈ બૌદ્ધ રાજા કે બોધિસત્ત્વના દરબારનું દૃશ્ય હોવું જોઈએ.

નિમિત્તો અજંટાના કલાકારોએ સંસારનાં અનેકાનેક પ્રકારનાં ભાવવાહી દૃશ્યો આલેખીને આ શ્રમણ-વિહારોનાં શૈલગૃહોનેય જાણે સમસ્ત સંસારની ચેતનાથી સભર કરી દીધાં છે! માનવો, યક્ષો, પ્રાણીઓ, વનસ્પતિ અને સુશોભનોનાં રૂપાંકન આલેખવામાં તેમ જ તેની અંદર સમુચિત વિવિધ રંગો પૂરવામાં આ કલાકારોની કલાશૈલી સર્વત્ર અનોખી રીતે તરી આવે છે. રૂપાંકનની બાબતમાં આ ચિત્રો સમકાલીન શિલ્પો સાથે બહુથી ગાઢ સંબંધ ધરાવે છે. આ તબક્કામાં સમગ્ર ભિત્તિને ચિત્રાલેખનથી ભરી દેવાનો લોભ વરતાય છે. રંગ અને રૂપનો અદ્ભુત સમન્વય સધાયો છે. સુરેખતાને સ્થાને કોણાત્મકતા આવી છે. રેખાનો લય અને આલંકારિકતાનું પ્રમાણ વધ્યાં છે, છતાં હવે મૌલિકતાને સ્થાને પરંપરાપાલન, કલ્પનાને બદલે અનુસરણ અને વ્યક્તિત્વની જગ્યાએ સામાન્યત્વ દેખા દે છે. અર્થાત્ હવે કલા શાસ્ત્રનું સર્જન નહિ, અનુસરણ કરે છે.

એલોરાનાં ત્રણેય ધર્મસંપ્રદાયોનાં શૈલગૃહોમાં ચિત્ર આલેખાયાં હોવાનું માલૂમ પડે છે, પરંતુ એ પ્રમાણમાં ઘણાં ઓછાં આલેખાયાં લાગે છે ને હાલ એનો ઘણો થોડો ભાગ જળવાઈ રહ્યો છે. ગુફા નં. ૧૨ માં એની નિશાનીઓ રહેલી છે. કૈલાસ મંદિરમાં મુખ્યતઃ રંગમહલની ચોકીની છત પર ચિત્ર આલેખાયાં છે. એમાં શાર્દૂલ[1] પર આરૂઢ દેવની આકૃતિ ખાસ નોંધપાત્ર છે. છત નીચેના પાટડા પરનું યુદ્ધ-દૃશ્ય રસપ્રદ છે. જમણી બાજુની પડાળીની છત પર શિવ-તાંડવનું મનોહર દૃશ્ય નજરે પડે છે. ગુફા નં. ૨૯ની પાસે આવેલ ગણેશ ગુફાઓમાં લિંગોદ્ભવમૂર્તિ ઇત્યાદિનાં ચિત્ર આલેખાયાં છે. જૈન ઇન્દ્ર-સભાની છતો પર અનેક ચિત્ર છે. એમાં ગંધર્વો અને અપ્સરાઓની મનોહર આકૃતિઓ આલેખી છે. એલોરાની ચિત્રકૃતિઓમાં અજંટાની ચિત્રકલાનું સ્પષ્ટ અનુસંધાન જોવા મળે છે, પરંતુ એમાં કલાનું તત્ત્વ ઊતરતી કોટીનું છે. હિંદુ શિલ્પકારનું કલાકૌશલ કૈલાસના ચિત્રકારમાં દેખા દેતું નથી. કલ્પના, અભિ-વ્યક્તિ અને ઉઠાવ — સર્વમાં એલોરાનાં ચિત્ર અજંટાનાં ચિત્રો આગળ ફીકાં પડે છે. જૈન ગુફાઓની ચિત્રકલામાં અજંટાની ચિત્રકલાની છાપ ઊઠે છે, પરંતુ તેય સાવ અનુકરણરૂપે. પ્રતિભા તથા મૌલિકતા તો જાણે લુપ્ત જ થઈ ગઈ લાગે છે.[2]

---

૧. સિંહનું માથું, કેશવાળી અને પંજા તથા વૃષભ કે મહિષનાં શીંગડાં ધરાવતું પૌરાણિક પ્રાણી

૨. અજંટા શૈલીના અનુસંધાનની સાથે સાથે અહીં પલ્લવ શૈલીની અસર પણ ભળી લાગે છે.

